॥ ॐ श्री ॥

# નૂતન રૂપ.

આજ ઐયરસાધક નૂતન વર્ષમાં પ્રવેશ કરે છે, નૂતન રૂપ ધારણ કરે છે. ઘણાંએક અપૂર્વ દિવ્ય તત્ત્વને એણે પોતાનામાં આજ સુધી ધારણ કર્યું છે, અને વાચકના પણ અંતરમાં કંઈ કંઈ નવું બળ પ્રકટાવ્યું છે—દિવ્ય તત્ત્વનો આસ્વાદ કરાવ્યો છે. ઐયરસાધકના જૂના રૂપમાં સામર્થ્યમય, ચૈતન્યમય શબ્દો હતા, અને એદ્વારા કર્તવ્ય–પ્રાપ્તવ્યનું ભાન નવા નવા રૂપમાં મળતું હતું અને યથાશક્તિ સર્વએ તે સમયે પોતાનું કર્તવ્ય સાધ્યું છે.

અને તેથી એક રીતે વિચારીએ તો ઐયરસાધકને નવું રૂપ ધારણ કરવાની આવશ્યકતા નથી, કારણ હવે નૂતન જાણવાનું કંઈ પણ અવશેષ નથી. પરન્તુ વૃત્તિ નિરન્તર નવીન જાણવાને જોવાને ઉત્સુક રહે છે. નવીનતાનો મોહ સ્વાભાવિક રહે છે, અને તેથી જ સર્વની ઇચ્છાથી ઐયરસાધક પ્રકટ થાય છે.

જૂની વસ્તુ પણ જ્યારે નવું રૂપ ધારણ કરે છે ત્યારે તે આકર્ષક લાગે છે. મનુષ્યે ખાધેલ ખોરાકનું જ્યારે રુધિરવગેરેમાં રૂપાન્તર થાય છે ત્યારે તે પોષક દ્રવ્યરૂપે જીવનના આધારરૂપ બને છે. પાનખર ઋતુમાં શુષ્ક થયેલું વૃક્ષ પણ જ્યારે નવપલ્લવિત થાય છે ત્યારે મનુષ્યની દૃષ્ટિ સહજ તેના તરફ વળે છે કારણ વૃક્ષની અભિનવતા મનુષ્યને છાયા આપે છે તથા પોતાના ફળથી ભૂખ્યાને તૃપ્તિ આપે છે. પદાર્થમાત્રની નૂતનતા કોઈને કોઈ રૂપમાં પણ લાભ અને સુખ અર્પે છે. જ્યાં નિત્ય અભિનવતા છે ત્યાં જ નિરન્તર સુન્દરતા, આનન્દવગેરે છે. સત્પુરુષો પણ નિરન્તર અભિનવતાને પ્રાપ્ત હોય છે અને તેથી જ સર્વનું સહજ સ્વભાવે તેમના પ્રતિ આકર્ષણ રહે છે. વસ્તુની જીર્ણતાપ્રતિ કોઈની પણ પ્રીતિ જણાતી નથી. અજ્ઞાન બાલક પણ જૂનાં રમકડાંથી રમતું નથી, નવા રમકડાંથી આનન્દ પામે છે. આ સર્વ જોતાં એમ જણાય છે કે વિવિધ પ્રકારની અભિનવતા એ આત્માના પડછાયા છે, આત્માનું લક્ષણ છે. પરમ તત્ત્વનો અનુભવ કરનારને તો એ વાત અનુભવે સત્ય જણાય છે, અને તેથી જ વારવાર પ્રબોધ કરે છે કે 'અભિનવતા ધારણ કરો.'

જે અભિનવતામાં—નૂતનતામાં પ્રીતિ નથી રાખતા એવા જમતદર્શીને પણ કોઈ કાળે જૂના નિશ્ચયો, જૂની ક્રિયાઓ નિરસ લાગશે જ. કુદરતના નિયમને અને મહાપુરુષોના બોધને જે વિચારીને અનુસરતા નથી તેને દુઃખના અનુભવે પણ વિચાર અને ક્રિયામાં નૂતનતા ધારણ કરવી પડશે એ નિઃસંશય છે.

સનાતન આત્મા, સનાતન તત્ત્વ પણ વિવિધ પ્રકારે આ વિશ્વમાં વારવાર નૂતન રૂપને ધારણ કરે છે, અનેક રૂપમાં દૃષ્ટિગોચર થાય છે, લીલાતનુરૂપે પ્રકટ થાય છે, જૂના તત્ત્વજ્ઞાનને નવા રૂપમાં પ્રબોધ કરે છે ત્યારે જ મનુષ્યનો વિકાસ વા ઉદ્ધાર થાય છે.

નવીનમાં રમનાર નવીન સરજનાર ઉત્કર્ષને પામે છે, લૌકિક સિદ્ધિને પણ પ્રાપ્ત કરે છે. જૂનામાં જીવનાર પરિણામે વિનાશને પામે છે. જૂનામાં નવું તત્ત્વ ભેળવવું જ પડે છે [illegible]

અસ્તિત્વ રહેતું નથી. નદીમાં જૂના જળને સ્થાને નવું જળ આવતાં નદીની સુન્દરતાઆદિ ટકે છે, અને કેવળ જૂના જળને ધારણ કરી નાખનારું ખાબોચીયું થોડે કાળે નષ્ટ થઇ જાય છે. નવીનતામાં અદ્ભુત સામર્થ્ય રહ્યું છે. સુખપ્રાપ્તિમાટે પ્રત્યેક મનુષ્યનો પ્રયત્ન થતો જણાય છે. જે સ્થાને પોતે હોય તેનાથી ઉંચી નવી સ્થિતિએ જવામાટે સર્વ કોઇ ઇચ્છા કરે છે. પચાસ રૂપૈયાના પગારવાળા સો રૂપૈયા મેળવવાનો યત્ન કરે છે. એક મીલવાળા બે મીલ કાઢવાનો વિચાર સેવે છે. જ્ઞાનના જિજ્ઞાસુ જ્ઞાનપ્રાપ્તિ માટે નવા નવા ગ્રન્થોનું અધ્યયન કરે છે, અનેક જ્ઞાનીઓનો સમાગમ સેવે છે. આરોગ્યને ઇચ્છનાર વિવિધ વ્યાયામની ક્રિયાઓ કરે છે. એક જૂની સ્થિતિમાંથી ઉત્તમ નવીન સ્થિતિમાં જવાને વિશ્વમાં આબાલવૃદ્ધ અહોરાત્ર યત્ન કરે છે. અને તેથી નિશ્ચય થાય છે કે અભિનવતા એ અત્યન્ત વિલક્ષણ વસ્તુ છે. નિત્ય નવીન તત્ત્વ ઉમેરાતાં જીવન પકાય છે, ટકે છે અને પરિણામે દૈવી બને છે.

એ જ વિચારથી આત્મારૂપ, પરમતત્ત્વરૂપ પૂર્વના શ્રેયસ્સાધકના ઓળારૂપે આજ આ શ્રેયસ્સાધક નવું રૂપ ધારણ કરે છે–પરમાત્માના બોધને તથા તેમની ઇચ્છાને અનુસરે છે. એની દૃષ્ટિ એના સનાતન આત્માપ્રતિ નિરન્તર વળેલી રહેશે, અને ત્યાંથી વહેતા બળને ગ્રહણ કરવા બનતા પ્રયત્ને જાગ્રત્ રહેશે. શ્રેયસ્સાધકની અભિનવતાનું મૂળ તેના આદ્ય પરમાત્મામાં જ રહ્યું છે, અને તેથી એ જ આત્માના સત્તાબલે શ્રેયસ્સાધકની અભિનવતા ટકશે, અને કંઇ પણ ઉપયોગી તત્ત્વ યથાશક્તિ પોતાનામાં ધારણ કરશે અને જગતને જણાવશે.

શ્રેયસ્સાધકના ચાલક, પોષક પરમાત્મા ! આપની કૃપાથી, આપની આન્તર પ્રેરણાથી આજ આ શ્રેયસ્સાધક ઉદ્ભવને પામે છે. આપ તેમાં નિરન્તર બળ પ્રેરજો, અને તેદ્વારા આપ જેમ સર્વનું કલ્યાણ સાધતા હતા તેમ હજી પણ સર્વદા સાધતા રહેજો. આપની જ સત્તાથી સર્વ કંઇ ચાલ્યું છે અને ચાલશે, માટે સર્વ અભિમાનના સમર્પણપૂર્વક એ જ પ્રાર્થના કે આપ શ્રેયસ્સાધકપ્રતિ અનુગ્રહદૃષ્ટિથી નિરન્તર જોજો. શ્રી જયન્તીદેવી.

---

આચાર્યપદસ્થાપનમહોત્સવ.

વૈશાખ શુક્લ પંચમીના દિવસે આપણા પરમ પૂજ્ય ગેય, ધ્યેય બાપજીશ્રીની વિભૂતિરૂપ પૂ૦ શ્રીમત્ સુરેશ્વર ભગવાન્‌ને આચાર્યપદે સ્થાપવા નિમિત્તના ઉત્સવનું પાલન શ્રીનૃસિંહાશ્રમમાં થયું હતું. બાપજીશ્રીના જૂના સ્થાનમાં પ્રાતઃકાલથી ઉત્સવના કાર્યક્રમનો આરંભ થયો હતો. પુણ્યાહવાચન થયા પછી અભિષેકની મંગલમય ક્રિયા કરવામાં આવી હતી. તે પછી પ્રતિમા, પાદુકાનું પૂજન અર્ચન અને પરમ પૂજ્ય શ્રીમાતાજીશ્રીને વન્દન કરવાનો વિધિ થયા પશ્ચાત્ શ્રીસુરેશ્વર ભગવાન્‌ને આચાર્યપદે સ્થાપવામાં આવ્યા, અને ત્યાર પછી પૂ૦ શ્રી જયન્તીદેવીને વન્દન કરવાનો વિધિ અને છેવટે આરતી વગેરે થયાપછી શ્રીસુરેશ્વરભગવાને આચાર્યના કર્તવ્યને સૂચન કરતો એક લેખ આચાર્યપદેથી વાંચ્યો હતો. તેઓશ્રીથી આરંભાતી આ પ્રથમની લેખનપ્રવૃત્તિ શ્રોતાઓને સંતોષજનક થઇ હતી. તે પછી સાક્ષરવર્ય શ્રીનગીનદાસ સંઘવી, શ્રીગોવર્ધનભાઇ વગેરે વિદ્વાનોનાં વ્યાખ્યાનો થઈ પ્રાતઃકાલનો કાર્યક્રમ પૂર્ણ થયો હતો. સાયંકાલે બે ત્રણ વ્યાખ્યાનો થયા પશ્ચાત્ શ્રીમદ્ સુરેશ્વરાચાર્યજીએ હરિ ૐ ની ધૂન શાન્તિપૂર્વક કરાવી કીર્તનનો આરંભ કર્યો હતો. આ ઉત્સવનિમિત્ત નવાં કીર્તનો રચવામાં આવ્યાં છે. કીર્તનની સાથે મિષ્ટાન્નથી આ મંગલ ઉત્સવનો કાર્યક્રમ પૂર્ણ થયો હતો.

પરમપૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનપ્રતિ શ્રીમાન્ વિશ્વવંદ્યની રહસ્યમય અભ્યર્થના.

# मंगलम्

પૂ૦ શ્રીમાન્ વિશ્વવંદ્યનો પરમ પૂજ્ય ભગવાનશ્રીપ્રતિ અપૂર્વ ભાવભરિત ભક્તિવાળો લખેલો પ્રાર્થનામય પત્ર અત્ર પ્રકટ કરીએ છીએ. પૂ૦ શ્રીમાન્ વિશ્વવંદ્યનું અપ્રકટ સાહિત્ય યોગ્ય પ્રસંગે ને યથાયોગ્ય નવીન રૂપમાં પ્રકટ કરવાની સ્વરૂપસ્થ પૂજ્ય ભગવાનશ્રીની ઇચ્છા હતી, પરન્તુ સર્વના દુર્ભાગ્યે તે પ્રસંગ ન આવ્યો. હવે એ સાહિત્ય અપ્રકટ રહી ન જાય, એ હેતુથી આ પત્રથી આરંભ કરીએ છીએ. ઉન્નતિના શિખરે વિરાજતા શ્રીમાન્ વિશ્વવંદ્યની શ્રીસદ્ગુરુપ્રતિ કેવી દીનતા તથા ભક્તિ હતાં એ આ પત્રથી સ્પષ્ટ થાય છે. વળી આપણા જ્ઞેય, ધ્યેય, ઉપાસ્ય શ્રીસદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજી તથા શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીમાં તેઓશ્રીની કેવી અભેદદૃષ્ટિ હતી તે પણ પત્રના અવલોકનથી સમજાય છે શ્રેયસ્સાધકનું કર્તવ્ય, પ્રાપ્તવ્યના અવધિને પામે તોપણ શ્રી સદ્ગુરુશ્રીએ કરેલા મહદ્ ઉપકારો ન વિસરતાં નિરભિમાનપણે તેઓશ્રીપ્રતિ હૃદયનો ઉછળતો સાચો ભાવ અને પ્રત્યેક ક્રિયામાં તે દર્શાવવાનો આંતર વેગ કર્તવ્યરૂપ છે એ જ્ઞાન આ પુરુષ પત્રથી મળે છે મહાપુરુષોની સર્વ ક્રિયામાં થતી પ્રત્યેક પ્રવૃત્તિ અન્યના કલ્યાણાર્થે જ હોય છે, અને તેથી આ પ્રાર્થનામય કૃતિદ્વારા પણ અન્યને અપાતો ઉપદેશ સ્મરણમાં રાખવાની આવશ્યકતા છે. ઉપદેશ આચારસિદ્ધ થતાં જીવનમાં કૃતાર્થ થવાય છે.

---

૭૫૦ સં૦

નવીન વર્ષ : તૃતીય પ્રહર
૧૯૬૮
વીરમગામ.

...શ્રી પરમાત્મન્ !

તત્ર ઉછાળા મારતા આનન્દમહોદધિમાં, અજસ્ર આનંદસરિતા, આ પત્રરૂપ પ્રણાલિકા-દ્વારા, સોત્સાહ આ નવીન વર્ષે આવીને ભળે છે. આનન્દમહોદધિના આનન્દના પ્રમાણમાં તેથી વૃદ્ધિ થતી નથી, અને તોપણ સરિતા પુષ્ટ થાય છે. વીરમગામસુધી ચઢી આવેલી આનન્દ-સાગરની ભરતી ઉતરીને પોતાની મર્યાદામાં સ્થિર થઇ હશે એ ભરતીના રમણીય હેલા—એક એકથી વધારે ઊંચે ચઢતા તરંગો—પુનઃ અવલોકવા, પુનઃ તેમાં અવગાહન કરવા, પુનઃ તેથી એકમેક થવા વૃત્તિ અત્યંત આતુર હોય એમાં શું આશ્ચર્ય ?

××× માં વસ્ત કરનાર ××× ના ' એક દિવસમાં આ શું થઇ ગયું, ' ' અહિં કંઇ નહોતું, અને એચિંતું આ શું થઇ ગયું, ' એવા ઉદ્ગારો આ વૃત્તિમાંથી પણ નીકળતા જણાય છે.

ગ્રંથ રચનામાં આપના મહિમાએ જે દિવ્ય શું પ્રવર્તાવી દીધું. અને પાછું ઓચિંતુ આ સ્વપ્ન શી રીતે વિલય ગયું, એ વિચારો વૃત્તિને પંગુ કરી દે છે.

આપ સર્વાધિપતિ ઔદાર્યમૂર્તિપ્રતિ નવીન વર્ષમાં આપના ભક્તો વિવિધ યાચનાઓ કરે છે. આપના મણાતા આ જનને તો આપે

'નથી માગવા જેવું કંઇ જે નથી નાથ આપ્યું,
'કૃપા તવ કેમ કરી માપું.'—

એ સૂત્રાનુસાર આપવા યોગ્ય સર્વ આપ્યું છે. વર્તમાનમાં જેની જેની જરૂર જણાય છે તે સર્વ આપો છો, અને ભાવષ્યમાં આવશ્યકતા કરતાં પણ વધારે આપ્યા કરવાના આપના આંતર નિશ્ચયને આપની પ્રત્યેક કૃતિદ્વારા આપ સૂર્યપ્રકાશવત્ પ્રકટ કરો છો. તે પછી આ વૃત્તિને ઉપકારનિવેદનવિના બીજું કંઇ જ કર્તવ્ય રહેતું નથી. અને તેથી ક્ષણે ક્ષણે આપનાં ચરણમાં નમન કરતી આ વૃત્તિ વદે છે કે,

હે વિશ્વપતિ ! શું વર્ણવું, ઉપકાર આપ અનન્ત,

× × × × ×

આજના મંગલ દિને × × × આપશ્રીના સ્મરણપૂર્વક મહણ કર્યાં હતાં.

× × × ×

આપ દાનાઓના દાતા છો; આપના દ્વારથી યાચક નિર્મુખ જતો નથી. આપના દાસનું યાચકપણું તો આપે રાખ્યું છે, અને તો પણ દીર્ઘ કાળથી સંબંધ કરી રહેલું એ યાચકપણું અતિથિરૂપે આ વૃત્તિમાં પ્રાપ્ત થઇ આપનાપ્રતિ એક જ યાચના કરે છે; અને તે આપ સ્વીકારશો જ એવો દૃઢ પ્રત્યય છે. પ્રભો ! અમેરિકાની અને લંડનની બેંકો પણ દેવાળાં કાઢે છે; માત્ર આપની જ એક બેંક એવી છે કે જે કદિ નિષ્ફળ જતી નથી, તથા જે વ્યાજ hundred-fold, thousand-fold અને million-fold આપે છે. આ વ્યક્તિના મમત્વનું તો કંઇ જ નથી, તો પણ અન્યની દૃષ્ટિથી જો કંઇ હોય તો આપ શ્રીપતિની bank માં જ તે જમા રહે, એવો આ વૃત્તિનો સદાગ્રહ છે. આપ એ આગ્રહને સ્વીકારો, એવું સુભાગ્ય વિરલને જ પ્રાપ્ત હોય છે, પણ એ વિરલમાં આ વ્યક્તિને આપ ગણો છો, એ જાણી આ યાચના કરી છે. આપશ્રીની bank ના નિયમો આ વ્યક્તિને યત્કિંચિત્ જ્ઞાત છે, અને તેથી સ્વેચ્છાથી એ બેન્કમાંથી પોતાના મિથ્યાભિમાનના પદાર્થને ઉપાડવા એ કદી પણ પ્રવૃત્તિ કરે એમ નથી; અને તેથી આપશ્રીને જમા માંડતાં કશો વિચાર કરવાનો રહેતો નથી. પોતાના મિથ્યાભિમાનને આ નવીન વર્ષે આપની bank માં મૂકી દેવું, એના જેવું ઉત્તમ કાર્ય આ વ્યક્તિને આ કાળે અન્ય કોઇ ભાસતું નથી.

× × કુંવ સા૦ ઇં૦ પ૦ સમર્પે છે.

સર્વ બંધુઓનું સ્મરણ વૃત્તિમાં વેગથી થાય છે. × ×——થી તેમને થયેલી તૃપ્તિથી અહિં પણ તાપનિવૃત્તિ થઇ છે.

મહાકોશમાં મૂકવાના પેલા આપના સુરમ્ય શ્લોકો યથાવકાશે મોકલવા કૃપા થશે.

એ જ વિજ્ઞપ્તિ.

લિ૦ છો૦ ના

સપ્રેમ સા૦ દં૦ પ્રણામ.

॥ ॐ શ્રી ॥

# કર્તવ્યઆદેશ.

સજીવન જીવન જીવવું એ જ જીવન. એ સિવાયની અન્ય અવસ્થા એ જીવનમય નથી, તેમાં માનવતા નથી, તેમાં સવિશેષતા નથી, તેમાં અગાધતા નથી, તેમાં રસજ્ઞતા નથી, તેમાં આનન્દ નથી, તેમાં વાસ્તવ સુખ નથી. શાન્તિ નથી, તૃપ્તિ નથી.

જ્યાં સજીવનતા છે એટલે ચેતનતત્ત્વની જાગૃતિ છે ત્યાં જ જીવન છે. યથાર્થ જીવન જીવી જાણનાર તે જ ઉત્તમ મનુષ્ય છે એ સિવાયનું જીવવું તે પશુ, પક્ષી, વૃક્ષ, વેલી અને બીજાં જડ જીવન જેવું જ મનાયું છે. ચેતનતત્ત્વથી જાગૃતિવિનાનું જીવન જીવવામાટે એક ઉચ્ચ આદર્શ નિર્ણય કરવામાં આવે છે તો તેના અવલંબને જડ જીવનવાળો મનુષ્ય ચેતનમય-પ્રાણમય બની શકે છે.

એક ઉચ્ચ આદર્શ લક્ષમાં રાખી તેનાં પગલાંએ ચાલતાં માર્ગ સરળ, સુગમ થાય છે. યોગ્ય માર્ગે જવા અર્થે એક સમર્થ નેતાની જરૂર રહે છે અને તેથી જ મુમુક્ષુ વૃત્તિને શાસ્ત્રકારો યોગ્ય ગુરુની સહાય લેવા વારંવાર પ્રબોધે છે. તે સત્પુરુષને જીવના પરાપૂર્વના કર્મસંસ્કારોનું જ્ઞાન હોવાથી સર્વના અધિકારાનુસાર કર્મ, ભક્તિ, જ્ઞાન વગેરે વિવિધ માર્ગો દર્શાવી એક આદર્શ પણ સૂચવે છે, જેથી કર્તવ્ય સહેલાઇથી સધાતાં ધાર્યું ફલ મળે છે, મનુષ્ય પ્રગામી બને છે.

સાચી મુમુક્ષુતા જાગતાં પ્રાપ્તવ્ય જ્ઞાતવ્ય માટે વૃત્તિ વિરમતી નથી, તેને ક્ષણ પણ જંપ વળતો નથી અન્તરમાં પરમ તત્ત્વથી સાચો અભેદ થવા અર્થે અનિવાર્ય દાહ ઉઠતો રહે છે, અને આની તીવ્રેચ્છા તેને માટે માર્ગ ખોળી આપે છે, પ્રત્યક્ષ સહાય કોઈ મળી આવે છે, અદૃશ્યથી તેને સહાય મળી રહે છે, આન્તર ભાન જાગે છે. આમ અનેક રીતે તેને યોગ્ય કુંચી મળી જતાં પરિણામે આન્તર દ્વાર ખોલી શકે છે.

ઉપર જે નિશ્ચય વિચાર્યો તદનુસાર સજીવન જીવન જીવવાની અભિલાષા-તદર્થે વારંવાર પ્રકટતી તીવ્રેચ્છાના સબળ હોડા હૃદયમાં અનેકવાર ઉઠી આવતા જણાવા લાગ્યા, પણ શ્રીગુરુદેવના સ્વરૂપાવસ્થાન પછી અન્તરની મૂઢ અવસ્થા થતાં વળી વૃત્તિ શૂન્યતાને ધરતી જણાઇ. હવે ક્યાં જવું ? કોને પૂછવું ? શું કરવું ? અન્તરની ગુંચ કેમ ઉકેલવી ! આમ અનેક પ્રસંગે મનમાં વ્યથા થતાં સ્ફુર્યાં કરતું પણ એ કરવાનું, જાણવાનું, અનુભવવાનું બાકી જ રહ્યું અને પૂર્વના મહા પાપકર્મપ્રભાવે ગુરુદેવ તો અદૃશ્ય થયા ! જ્યારે સર્વ જાણી લેવાનું હતું ત્યારે પ્રમાદથી, બહિર્મુખતાથી, ઉપેક્ષાથી અલક્ષ કર્યું, જેથી પોતાશ્રીના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન પામવા જે પ્રકારનો યત્ન કર્યો જોઇએ તે ન કરાયો એથી જ આજે પરિતાપ શમાવ્યો પણ શમતો નથી, એ સ્પષ્ટ થયું છતાં સૂક્ષ્મ બળ મળતું લાગ્યું કે કેવળ હતાશ બની નિરર્થક જીવન તો નથી જ ગાળવું.

આવા વિચારના પરિણામે એક નિશ્ચય થયો. શ્રીગુરુદેવ વારંવાર સહજ સહજ વાતમાં પ્રબોધતા કે 'દીન બને તો ભાવથી ઈશ્વરને પ્રાર્થના કર્યા કરવી.' આ પોતાશ્રીનો બોધ આ પ્રસંગે સરળ લાગ્યો.

ખરેખર, પૂર્વે પણ અનેક ભક્તોએ વિપત્તિકાલે બીજાં સાધન નથી કર્યાં. દ્રૌપદીની લજ્જા જવા કાળે તેણે શું કર્યું ? શ્રીકૃષ્ણ ભગવાનને આર્ત સ્વરે પ્રાર્થ્યા. શ્રીદુર્વાસાએ વનમાં દશ હજાર શિષ્યોસાથે આવી ભોજન માગ્યું. પાંડવે પાસે કંઈ ન હતું. અક્ષયપાત્ર સ્વચ્છ થઈ ગયું હતું. દ્રૌપદીએ ત્યાં શું કર્યું ? ઉંડા ભાવવાળી પ્રાર્થનાથી જ એ વિશ્વપોષક પરમાત્માને આકર્ષ્યા. ગજેન્દ્રને ગ્રાહે પકડ્યો. છેવટની ક્ષણ આવી લાગી. ગજેન્દ્રના હૃદયનો ભાવ ભર્યો પોકાર વિષ્ણુલોકસુધી ક્ષણના પણ ઓછા ભાગમાં પહોંચ્યો. શ્રીવિષ્ણુ ભગવાન્ દોડી આવ્યા.

પ્રાર્થના સરળ છતાં સર્વોત્તમ અને આકર્ષક સાધન છે. ભાવયુક્ત પ્રાર્થના પ્રભુને ક્ષીરસાગરેથી, કૈલાસમાંથી, વિષ્ણુલોકમાંથી આકર્ષી શકે છે—જગાડી શકે છે. પ્રાર્થનાવાળું અન્તઃકરણ એક સમયે પ્રભુને બંધનમાં મૂકે છે. પ્રાર્થના ધાર્યું અપાવે છે, દુઃખ વિદારે છે, તાપ શમાવે છે, માર્ગ બતાવે છે, અર્થસિદ્ધિ કરાવે છે.

મને પણ આવી અન્તરની વિષમ અવસ્થાકાલે એ જ શ્રીગુરુદેવની પ્રાર્થના આર્દ્રભાવે કરવા નિશ્ચય થયો. શોકપૂર્ણ હૃદયમાં કંઈક આનન્દ જણાયો, ઉલ્લાસ જણાયો. નિત્ય નિયમિત સમયે પ્રાર્થના કરવા માંડી અને અન્ય સમયે પણ વૃત્તિ તે જ ભાવવાળી રહેવા લાગી.

ઉચ્ચ જીવનની અતિશય આન્તર અભિલાષા પ્રકટતાં શ્રીગુરુદેવના સ્વરૂપમાં વૃત્તિને આગ્રહથી જોડતાં ઠીક લાગ્યું. આ ક્રમે એક સમયે એવું બન્યું કે ઉંડા ભાવથી પ્રાર્થના કરતાં મન બહારના વિચારોથી વિરામ્યું. કંઈક ઉંડે ઉંડે જતું જણાયું. નિદ્રા તો નહોતી તેમ સહજ તન્દ્રાજેવું સમજાયું, છતાં અન્તર્ જાગ્રતિ સંપૂર્ણ હતી. તે સમયે પ્રાર્થનાયુક્ત એક જ ભાવ જાગતું હતું કે 'પ્રભો ! સન્માર્ગગામી કરો.' (અપૂર્ણ)

શ્રી પ્ર૦ મહેન.

સૂચનાઃ-(૧) 'શ્રેયસ્સાધક' પત્રસંબંધિ સર્વ પત્રવ્યવહાર હવે પછી 'વ્યવસ્થાપક, આદિત્યમન્દિર, વડોદરા' એ સરનામે કરવો, પરન્તુ મનીઓર્ડરથી કિંવા અન્ય રીતે નાણાં મોકલનારે એ સરનામા ઉપરાંત જમનાદાસ ગંગારામ મહેતા અથવા હીરાલાલ જયશંકર ઓઝા એ પૈકી એકનું નામ અવશ્ય લખવું કે જેથી પહોંચ આપવામાં હરકત આવે નહિ.

વ્ય૦ એ૦

પરમ પૂજ્ય દક્ષીના આપના તરફ આવેલ પત્રો હેમ તે બધિ અત્ર મોકલ્યા અમારે જણાવેલું છે ઘણા બાઈઓનારથી આપવાના હક્ક બાકી છે, સંતોષ અત્ર મેકલે એમ જ વિનંતિ.

# પ્રસાદ

( વહેંચનાર છોટાલાલ જયશંકર ઓઝા. )

જે ઈશ્વરને જાણે છે તે ઈશ્વરશિવાય અન્ય બાબતની વાત કરતો નથી

ઈશ્વરસ્મરણ કરતા પ્રસન્ન રહેશો

પાપને ધીક્કારો પણ પાપીને નહિ

ચૈતન્યવાળી શ્રદ્ધા જ તારી શકે છે

આપણું મન આપણી મરજીપ્રમાણે વર્તતું નથી તો બીજાનું મન આપણી મરજીપ્રમાણે વર્તશે એવી આશા રાખવી નહિ

ખરો ત્યાગ તો આશામાનના ત્યાગથી સિદ્ધ થયો ગણાય છે

યોગમાં આખા જીવનનું પરિવર્તન કરવાનો ઉદ્દેશ છે તે ન થાય ત્યાંસુધી કેવળ બુદ્ધિનું જ્ઞાન નકામું છે

કેવળ અક્રિય થવું એ જ પાપરહિત યજ્ઞ છે

સાચી ઉપાસના એનું જ નામ છે કે જેમાં જીભ તો શું પણ શરીરના અંગે અંગ અને નાડીઓ રમમતી રહે

કઠિન પણ ઉપકારક :—

૧ નિર્ધનતામાં ઉદારતા

૨ એકાન્તમાં ઇન્દ્રિયનિગ્રહ

૩ ભયમાં સત્ય

અધિકારી થવામાં નિરભિમાન સરળ સ્થિતિ તથા પ્રાપ્તિપર્યંત [illegible] કરવા વિશે પ્રથમથી નિશ્ચય કરવો અધિક યોગ્ય છે

સંસારરૂપ મહાન્ રોગનું સુવિચાર એ મોટું ઔષધ છે

આત્મનિરીક્ષણ મનુષ્યને ઉન્નત કરવાવાળી એક અત્યન્ત અદ્દભુત વસ્તુ છે

જે પોતાના મહત્ત્વતરફ લક્ષ રાખે છે તેમાં મહત્ત્વ રહેતું જ નથી

સબકા હિત ચાહો

જીસમેં આઠોં પહર ડૂબા રહે વહી પ્રેમ હૈ

God is ever ready to enter your house—the mind x x x but he cannot, because x x x there is no room for him

The Divine Love is a God sent grace or a gift from a Sad-Guru.

( મહાપુરુષોનાં વચનો માંથી )

:: સાપ્તાહિક ::

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

Reg. No. B 3171

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન ધરો"

વર્ષ : ૪ અંક : ૨

સં. ૧૯૯૩, જ્યેષ્ઠ શુક્લ ૪

શનિવાર

તા. ૧૨ : ૬ : ૧૯૩૭

પત્રવ્યવહાર :

વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર

વડોદરા.

વાર્ષિક લવાજમ :

હિન્દમાં : રૂ. ૫-૦-૦

હિન્દબહાર : ૧૨ શિલિંગ.



આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં. પ્રેસ, મોદીખાના—વડોદરામાં રણછોડભાઇ કિશોરભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ—તરફથી પ્રકાશક, ગોવિન્દલાલ હ્ય. ત્રિવેદી—માટે છાપ્યું અને પ્રકાશક શ્રી નિત્યાનંદ-પ્રધાન, વડોદરા, એ ત્યાંથી પ્રસિદ્ધ કર્યું. તા ૧૨-૬-૧૯૩૭

॥ ॐ श्री ॥

## जरूर जाणजो.

જાણજો કે દરેક વસ્તુ, વિચાર અને ક્રિયાપાછળ પરમેશ્વર રહ્યા છે. આપણે પથ્થરસાથે, માટીસાથે કે હવાસાથે કામ લેતા હોઇએ તો પણ જરૂર જાણવું કે એવી સર્વ વસ્તુપાછળ ઇશ્વર રહેલા છે. આપણે એક કુતરાને, નોકરને, શત્રુને કે નાદાન મિત્રને કાંઇ કહેતા હોઇએ તો પણ તે ઇશ્વર સાંભળે છે એ જરૂર જાણજો. આપણે ખાતા હોઇએ, ફરતા હોઇએ, કોઇને ઠગતા હોઇએ, કોઇને ખોટી લાલચ આપતા હોઇએ, કોઇ ન જાણે તેમ કૉપી કરતા હોઇએ તો પણ એ બધી ક્રિયાની પાછળ ઇશ્વર છે એમ ચોક્કસ જાણવું. આપણા મનની પાછળ પણ ઇશ્વર છે જ.

શ્રીમદ્ પેમ્દ્રાચાર્યજી.

# હૃદયમાર્થન.

પરમાત્મન્ ! જગત્‌મા આપવિહોણા થયા આજે બે માસ જેટલો સમય વીતી ગયો છે, પરન્તુ અમારી સ્થૂલ દૃષ્ટિ તો આપને જ ખોળે છે વિશ્વના અનેક પદાર્થો દૃષ્ટિગોચર થતાં દેખાતાં નથી-આસક્તિથી આકર્ષણ થતું નથી સર્વમાં આપને જ આ નયનો શોધી રહ્યાં છે અમારી દૃષ્ટિમાં વસ્તુમાત્રને આપરૂપ જોવાની શક્તિ હજી આવી નથી અને તેથી આપનું અદર્શન, પદાર્થની આસક્તિનું અદર્શન કરાવે છે આપના સ્થાનમાં, ઉપાસનાગૃહમાં, આ સંયમશાલામાં, વૃક્ષોની ઘટામાં, ઉદ્યાનના માર્ગમાં, નિર્વાણસ્થાનમાં, આપને શોધીએ છીએ આપની રમ્ય મૂર્તિનાં દર્શન નથી થતાં પ્રભુ ! આપને ક્યાં શોધીએ ? બતાવો આપનું સ્થાન કે દર્શન આપો અન્તર દૃષ્ટિને.

હૃદયાત્મન્ ! આપ ક્યાં છો ? આપનાવિના અમારો હૃદયસંસાર શૂન્ય થયો છે. જે સ્થાનમાં આનન્દના ઓઘ અખંડ ઉછળતા, ત્યાં આજે ક્લેશના ઓઘ ઉઠી રહ્યા છે જગતના દુઃખના પ્રસંગે આશ્વાસન દેવા, આન્તર ગ્રન્થીને ઉકેલવા તથા સાચા આનન્દને પામવાને આપની પાસે આવતાં કહો હવે ક્યાં આવીએ ? બતાવો, આ રે બદલેલું આપનું સ્થાન, અથવા પ્રકટ થાઓ 'હૃદયમન્દિરે

રસાત્મન્ ! આપનાવિના આજે અમારા અનેક રસના પડદાઓ સંકેલાઈ ગયા છે. જીવનરસને રેલાવનાર, રસમાં તન્મય કરનાર, આપ રસાત્માને અમે ઝંખીએ છીએ રસદર્શન-વિના ભાન, યુવક, સર્વ શુષ્ક થઈ રહ્યા છે દિવ્ય રસામૃતનું પાન કરતાં અમારા અણુઅણુ જીવનરસથી છલકાતાં, અપૂર્વ બળને અનુભવતાં આજે રસનું એક પણ બિંદુ નહિ મળતાં હૃદય વિલક્ષણ શુષ્કતા ને અનુભવે છે રસદર્શનમાં ધન્વન્તરીરૂપે અન્તિમ આશીર્વાદ અર્પનાર ઓ રસનિધિ ! સંસારરંગભૂમીથી અદૃશ્ય થઈને આપ ક્યાં છૂપાયા છો ?

ખોલો, પડદો ઉઘાડો દર્શન આપી રસને રેલાવો હૃદયરંગભૂમીએ.

ઉદારાત્મન્ ! આપની ઔદાર્યપૂર્ણ દૃષ્ટિથી અમે પોષાતાં, ખીલતાં, અને નવજીવન પામતાં નિભાવ્યા ગમે તેવાને ન જોયું કૃતિસામું ઉદાર રહીને, દર્શાવ્યાં અનેક સાધનો કરાવ્યાં અનેક રીતે જાગ્રત્ ક્યાં ઉંઘતાને, બનાવ્યા યત્નશાલી પ્રમાદીને, હઠાવ્યા દુષ્ટ સંકલ્પથી, સમાધાનમાં સ્થાપ્યાં મનવૃત્તિને, સહરાના રણજેવાં હૃદયોમાં વહેવડાવ્યાં ઝરાઓ પ્રેમભક્તિનાં શું શું કહીએ પ્રભુ ! આપનાવિના અમારાં તનમન નિર્જીવસમા થઈ રહ્યા છે. ઔદાર્યનિધિ ! જેવી રીતે પાળ્યાં પોષ્યાં, સંભાળજો તેવી જ રીતે, નિભાવજો ઉદાર દૃષ્ટિથી સદા હૃદયે પ્રકટ રહજો ખેલજો હૃદયની કુંજે કુંજે

श्रा अ देर्वी.

---

ફાલ્ગુન કૃષ્ણ ૬ ની પુણ્યતિથિએ આ લેખ વંચાયો હતો.

॥ ॐ શ્રી ॥

# કર્તવ્યઆદેશ.

( ગતાંક પૃષ્ઠ ૭ ના અનુસન્ધાનમાં. )

અન્ય ચિન્તન એક પણ નહિ હતાં વૃત્તિ સ્થિર હતી. વૃત્તિનું પ્રભુપદે જાણે સંધાન હોય એમ લાગ્યું. હું પોતે જાણે આ સમયે છું જ નહિ એમ થયું. આન્તર ચક્ષુ જાણે ખુલ્યાં કે શું એ રીતે આન્તર દેશે કંઇક ઝાંખું જણાયું. કેવળ શાન્તિ હતી, જગતનો કોલાહલ કાને આવતો નહોતો, મનનો કોલાહલ જણાતો નહોતો. એવી રમણીય સ્થિતિમાં હું એ પ્રદેશમાં વહેતું દ્રવ્ય જોવા લાગી. ક્રમે ક્રમે વાદળાં જેવું જણાતાં તેમાંથી આકાર સ્પષ્ટ થયો. મેં શું જોયું ! એ જ મારા હૃદયાધાર, જીવનાધારની દિવ્ય મનોરમ, હસિત મુખમુદ્રાવાળી શ્રીગુરુદેવની મૂર્તિ ! આશીર્વાદમુદ્રાસહિત મારાપ્રતિ કૃપાકટાક્ષ કર્યો. હું તો હરત જોડી અવાક્ બની રહી. મારા મનોગત ભાવો સર્વજ્ઞ પ્રભુને અજ્ઞાત હોય જ નહિ. મહા મધુરતાં ભાગ્યપ્રદ પ્રેમસાદક વચનો ઉચ્ચાર્યાઃ 'શ્રીમાસ્તર સાહેબનો આદર્શ રાખી કર્તવ્ય કરો.' તત્ક્ષણ મને થયું, આથી મારે શું સમજવું ! તરત જ મારા હૃદયમાં પૂજ્ય શ્રીમાન વિશ્વબંધુ, એક સુન્દર કર્તવ્યસૂચક પદ સ્ફુરી આવ્યું—'હું તો એક મુજ સાધું૦', બહુ જ ભાવથી ગદ્‌ગદિત થઇ મેં શ્રીગુરુદેવના ચરણમાં મસ્તક મૂકી ઉંચે નજર કરી તો જણાયું કે દેવ અન્તર્ધાન થયા હતા. પુનઃ એ સ્થાને નમન કરી આજ્ઞાનુસાર ચિન્તન કરવા માંડયું.

પૂજ્ય વિશ્વબંધના આદર્શજીવનમાંથી સર્વ મળી રહેશે જ. હવે તેમના નિશ્ચયોપ્રમાણે દિશા સાધી કર્તવ્યપંથે વહેવા માંડું. ક્ષણે ક્ષણે સહાય કરવા શ્રીગુરુદેવ શિરે વિરાજે છે જ તો હવે શા-માટે નિરુત્સાહ !

શાન્ત ચિત્તે, આનન્દથી, શ્રદ્ધાથી એ પદનો વિચાર કરવો શરુ કર્યો.

'હું તો એક મુજ સાધું, ત્રકરિપદપદ્મમાં મહાલી.'

અરે ! આ કીર્તન મેં અનેકવાર વાંચ્યું હતું, મુખપાઠ કર્યું હતું, પણ ગુરુદેવ કહેતા હતા તેમ વિચાર્યું નહોતું. 'વાંચે પણ નહિ કરે વિચાર' એ બીજી ચોપડીમાંથી જાણેલું તેનો કદી ઉપયોગ નહોતો કર્યો. સામાન્ય જણાતાં વચનોમાં પણ ઉંડો અર્થ સમાયલો હોય છે, 'પંચ ઉપરચોટીયા વાચનની વૃત્તિવાળી મારી મતિએ ઉંડાણમાં પ્રવેશ નહોતો કર્યો એ સ્પષ્ટ થયું.

પ્રત્યેક ક્રિયાના મર્મને જાણવામાં આવે છે ત્યારે જ તે ફલ પ્રકટાવનાર થઇ શકે છે. ઉપર ઉપરથી જે કંઇ થાય છે તે સંસ્કાર પાડનાર થતું નથી, તે જ રીત મારા અનુભવમાં આવી. કીર્તનના અર્થપ્રતિ સક્રમ વિચાર કરવા મતિ પ્રેરાઇ 'હું તો એક મુજ સાધું૦' આ પદની અર્થ

પંક્તિઉપર સહસા વિચાર સ્ફુર્યો કલ્યાણ કોને કહેવાય છે ? કલ્યાણ શાથી થાય છે ? કલ્યાણ-અર્થે કેવી ક્રિયા કરવી ? તે માટે મને ગોખ્ખું દીવાજેવું જણાયું કે હું તેમાં કંઇ સમજી જ નથી. મારી જગદાસક્ત વૃત્તિ તેમા ઉંડી ઉતરી જ નથી. કલ્યાણ એટલે સર્વ પ્રકારે શુભ થવું, સુખી હોવું સંતોષને પામવું 'શ્રેય મુજ સાધુ'—એ શી રીતે, તો કહ્યું કે 'નૃહરિપદપદ્મમાં મહાલી.' કલ્યાણ થવામાં સદ્ગુરુની આવશ્યક્તા ઉપરાંત તેમાં તન્મયતા હોવી જોઇએ કલ્યાણ અર્થે ઇષ્ટદેવમાં સંલગ્ન થવું, મહાલવાનું, રસબસ થવાનું, એકતા સાધવાનું સુભાગ્ય પ્રાપ્ત કર્યાવિના સન્માર્ગે કેમ વહન થાય ! સાચી સજીવન શ્રદ્ધાના બળે, તીવ્ર કલ્યાણની ભાવનાથી, ઇષ્ટદેવથી સંયોજનને પામવું એ શું મારું કર્તવ્ય નથી ?

આ રીતે એક સબળ નિશ્ચય પ્રકટવાથી કઇક બળ ને ઉત્સાહ જણાયા. પુનઃ વિચાર-શ્રેણી શરૂ થઇ, શું આટલું જ કરવાથી અર્થસિદ્ધિ થશે ? ઉપાસ્યમાં સાચી શ્રદ્ધા તથા યથાર્થ સંલગ્નપણું છે તો ત્યાં કેવું વર્તન હોય ? જોઉ, મોવિશ્વવંદ્યે શું જણાવ્યું છે !

"નાના નીતિ નિયમો ધારતો, યમ નિયમને પાળી,
દૂભવું કોઇને ના સ્વલ્પ, અનીતિના પથે ચાલી"

અરે ! મોટાં મોટાં સાધનોના ક્ષેત્રમાં ફાળ ભરી, પણ જે ક્રમથી જવું જોઇએ તે જ ભૂલી ! યોગ્ય માર્ગે જનાર સાધક સર્વ કંઇ વિધિવત્ જ આચરણ કરે છે, અને જો તે રીતે નથી થતું તો તેના પરિણામે તે પાછો પડે છે અને ગુંચવાય છે, એ સત્ય જ છે 'ખાટલે મોટી ખોડ' પ્રમાણે આરંભથી જ વિચાર કર્યાવિના દોડવા માડ્યું તેથી આજે પસ્તાવાનું રહ્યું વિવિધ પ્રકારે કલ્પનામાં ઉડવા માડ્યું હતું પણ પ્રથમ પગથીયું જ ભૂલાય ત્યાં બ્રહ્માક્ષયની અગાસીમાં બેસી સુખ લેવાનું સુભાગ્ય ક્યાંથી પ્રાપ્ત થાય ! મારી વિચારવિનાની, મિથ્યા તરંગવાળી અલ્પમતિઉપર ક્ષણભર હાસ્ય ઉપજ્યું. તિરસ્કાર પણ આવ્યો.

યમનિયમપૂર્વક અનેક પ્રકારની નીતિને જાણવી ઘટે છે વ્યવહાર અને પરમાર્થ સાધતાં આ નીતિ જો નથી ભૂલાતી તો જ શુદ્ધ રીતે તેમાં યશ મળે છે, સુખ મળે છે.

વ્યવહારકાલે વડિલોપ્રતિની નીતિ, સંબંધિઓ સ્નેહીઓપ્રતિની નીતિ, આશ્રિતજનો-પ્રતિની નીતિ, બાલકોપ્રતિની નીતિ કે જેના વિધાનો શાસ્ત્રે કર્યાં છે તે પ્રમાણે વર્તવાથી અનાયાસ મનઉપર અંકુશ આવે છે, નિરોધ સધાય છે, સર્વના પ્રીતિપાત્ર થતાં સુખ મળે છે

પરમાર્થ પક્ષે શ્રી સદ્ગુરુ ભગવાન્પ્રતિ વર્તવાની નીતિ સર્વોત્તમ પ્રકારે સાધતાં બીજાં ઘણાં સાધનો અંદર સંધાઇ જાય છે ક્ષણ ક્ષણની સાવધાનતા હોય છે તો જ આ ધર્મનું પાલન થાય છે શ્રીગુરુસમીપ કેમ બોલવું, કેવી રીતે વિનયથી બેસવું, કેવી નમ્રતા ધરવી, કેવી અભિમુખતા ધારણ કરવી, આવેશને શાન્તિથી રોકવા—આ સર્વનો નીતિમાં સમાવેશ કરાયો છે આ સર્વ ક્યારે બને છે કે પરમાર્થમાં જતાં સાધકે યમનિયમનું સેવન કર્યું હોય છે ત્યારે જ. સાધનમાત્રનો આ પાયો છે

(અપૂર્ણ)

શ્રી પ્ર૦ બહેન.

# આરંભક વચનો.*

સાધનશીલ પ્રિય બન્ધુઓ !

આજ શ્રીસાધનસમારંભનો આરંભ થાય છે. સમારંભમાં આવીને આપણે શું કરવાનું છે, તે અનેક રીતે આપણા કૃપાલુ પ્રભુશ્રીએ સમજાવ્યું છે, જણાવ્યું છે, કરી બતાવ્યું છે. જાણવાનું કંઇ પણ હવે નવું રહ્યું નથી, પરમાત્મવૈભવ ભોગવવાને સાધનવારસો આપણને આપી દીધો છે. હવે તો માત્ર એ સાધનનો વારંવાર ઉપયોગ કરીને દિવ્યવૈભવને પામવું એ જ આપણું કર્તવ્ય છે. કયા સાધનથી વૈભવ મળે તે વિચારવાનું છે. વિચાર કરતાં જણાય છે કે સંયમદ્વારા એ વૈભવ સત્વર મેળવી શકાય છે, ભોગવી શકાય છે. ઉલ્લાસથી, આનંદથી, સાવધાનતાથી સંયમ સાધતાં સર્વ કંઇ મળે છે. વાણીનો, નેત્રનો, મનનો યોગ્ય સંયમ થતાં તે સર્વ સ્થાનોમાં અપૂર્વ બલ પ્રકટે છે. એ બલ પરમાત્માનો વૈભવ છે, જેને યોગીઓ યોગથી, જ્ઞાનીઓ જ્ઞાનથી અને ભક્તો ભક્તિથી પ્રાપ્ત કરે છે. સર્વને અનેક રીતે સંયમ કરવો પડે છે. સંયમની વાત જાણીતી અને જૂની છે. આપણે પણ સમારંભમાં આવીને એ જ ક્રિયાને સાધવાની છે, એજ જૂની વાતને વિચારવાની છે, અને આચારવામાં મૂકવાની છે.

આંખો ઉઘાડી રહેતી હોય તો બહારના સંસ્કારો ઓછા ગ્રહણ કરવાને તેને બંધ રાખવાની છે. આસન ઢીલું પડ્યું હોય, જેમ તેમ બેઠા હોઇએ તો ટટાર થઇને સ્થિરતા સાધવાની છે. શરીરની પ્રત્યેક ક્રિયામાં લક્ષ આપવાની જરૂર છે. સ્થિર સુખમાસનમ્ વિચારીને શરીરની દુર્બલતા હઠાવવાની છે. નિદ્રાજેવું લાગે તો તત્કાલ ખબર થઇ જવું, કારણ કે નિદ્રા તન્દ્રામાં જતાં સાધકને ખોટી શાન્તિનું ભાન થાય છે. માટે સાવધ થઇ વળી દૃષ્ટિની સ્થિરતા માટે મર્યાદિત જગામાં ત્રાટકમાં સ્થાપીને જપ કરવાના છે. નિષ્પ્રયોજન નાક ચૂંચા થવાનું, અને તેને સ્પર્શ કરવાનું મન થાય તો તેને અટકાવવાનું છે.

લાકડું ચીરવા માટે જોરથી કુહાડો મારીએ છીએ તેમ અન્તરમાં ગાજતા અનેક વિચારોની પરંપરા અટકાવવા આરંભમાં બલપૂર્વક જપ કરવાના છે. સ્વરૂપમાં સંયમમાં શરીર, મન, પ્રાણ સર્વને સ્થિર કરવાં જોઇએ. સર્વ કાર્યોના પૃષ્ઠમાં પરમાત્મા અને તેમનો વૈભવ છે, એનો અનુભવ સંયમમાં સ્થિરતા થતાં થાય છે. યથાર્થ સંયમ બનતાં, ઇષ્ટપ્રતિ સાચી અભિમુખતા રહે છે. સાચી અભિમુખતા સ્વસ્થાનથી જગાડે છે, જડમાં પ્રાણપ્રતિષ્ઠા કરાવે છે. મહા ભંડારની કુંચી હસ્તગત કરે છે, દિવ્ય વૈભવને સમર્પે છે, માનવ જીવન, દૈવ જીવન બનાવે છે, અને પરમાત્મમય કરે છે.

આવી અભિમુખતા પ્રકટાવવા સંયમી બનવા, શાસ્ત્રો તથા સત્પુરુષોએ પ્રબોધ આપ્યો છે અને આપી રહ્યા છે. આપણા પ્રભુશ્રી તો પ્રત્યેક સમારંભમાં, આ સમયે, સર્વ રીતે સંયમી રહેવાનો ઉપદેશ આપતા હતા. કોઇને કંઇ કંઇ સૂચના કરતા, સંયમ સાધવાની ઉત્સુકતા પ્રકટાવતા

કાયાકબળા, નિંદા કે ગામગપાટામાં રસસેનાર મન બલવાન્ નથી, પરંતુ જીવનને ઉપયોગી વાર્તો, વિચાર કે વાચનમાં બળનાર મન બલવાન્ છે

કર્તૃત્વના અભિમાનથી કાર્ય કરનાર મન બલવાન્ નથી, પણ અલિપ્તપણે કાર્ય કરનાર મન બલવાન્ છે

વિશ્વનું વિલાસી મન બલવાન્ નથી, પરંતુ સ્વરૂપવિલાસી મન બલવાન્ છે.

ઘણું શ્રવણ કરનાર મન બલવાન્ નથી, પરંતુ શ્રવણ કરેલામાંથી અલ્પ પણ આચારમાં ઉતારનાર મન બલવાન્ છે

માત્ર ઘણા નિશ્ચયો કરનાર મન બલવાન્ નથી, પરંતુ નાના નિશ્ચયને પણ નિભાવનાર મન બલવાન્ છે

સહજ સહજમાં તપનાર મન બલવાન્ નથી, પરંતુ પ્રતિકૂળ પ્રસંગમાં પણ શાંતિ ધારણ કરનાર–સંયમી મન બલવાન્ છે

ચિંતા, ક્લેશ કે વ્યાદિ વિકારોથી અન્યને ભડકાવનાર મન બલવાન્ નથી, પરંતુ વિચાર, વાણિ કે ક્રિયાથી થોડા પણ આનંદ, ઉત્સાહ કે પ્રસન્નતા પ્રકટાવનાર મન બલવાન્ છે.

મારા—તારામાં પડી રહેનાર મન બલવાન્ નથી, પરંતુ દિનપરદિન મારા-તારાપણું ઓછું કરનાર મન બલવાન્ છે

માત્ર પોતાનાં સાધનપર ઝઝુમનાર મન બલવાન્ નથી, પરંતુ પરમાત્માપરની શ્રદ્ધા અને તેની કૃપાપર ઝઝુમનાર મન બલવાન્ છે

મ૦ ચ૦ શેલત.

---

**સ્મારક સંબંધી**

"ક્લીં વિષ્ણવે નમઃ" મંત્ર સ્મારકનું કામ શરૂ થતાંસુધી દરેક બંધુ-ભગિની પોતાનું ધર્મકૃત્ય સમજી જેટલી બને તેટલી વિશેષ સંખ્યામાં લખે ઘણાતરફથી સારી સંખ્યામાં આવ્યા છે અને હજી આવ્યા કરે છે જેમણે લખવાનું શરૂ ન કર્યું હોય તે હજી પણ ઉત્સાહપૂર્વક લખે અને અહિં મોકલી આપે

---

## જાહેર ખબર.

: ૠસા પતા હિ ક : :

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

Reg. No. B 3171

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન ઘડો"

વર્ષ : ૪ અંક : ૪.
સં ૧૯૯૩, જ્યેષ્ઠ કૃષ્ણ ૨
શનિવાર
૨૬ : ૬ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ :
દેશમાં : રૂ ૫-૦-૦
પરદેશ માટે : દસ શિલિંગ.

ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને અભ્યાસ મૂકવા-
ની સંસ્થા.
જ્ઞાન દેનારી સંસ્થા
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર
સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે
સેવતી સંસ્થા.
સ્થળ : વડોદરા.

રાજ શ્રી પ્રતાપવિજય પ્રિ૦
પ્રેસ મોદીખાના—વડોદરામાં
લલ્લુભાઈ કિશોરભાઈ
દેસાઈ, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-
તરફથી પ્રકાશક,
ચિન્દૂલાલ ત્ર્યં૦ ત્રિવેદી—
એ છાપ્યું અને પ્રકાશક
શ્રી વિશ્વબંધુ-ઉદ્યાન,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ
કર્યું. તા ૨૬-૬-૧૯૩૭

॥ ૐ શ્રીં ॥

## शब्दपर.*

બ્રહ્માણ્ડ આખું રહ્યું ( નિર્ભર ) એક શબ્દપર.

આ મનતણું પ્રાબલ્ય તે પણ શબ્દપર.

આ વિશ્વ સજીવન થયું એક શબ્દપર.

અતિ શૂન્યમાંથી દ્વૈતરૂપે થઇ રહ્યું તે એક શબ્દપર.

થયું એકમાંથી અનેક તે એક શબ્દપર.

તે સર્વનું અસ્તિત્વ છે એક શબ્દપર.

વ્યવહારકેરી ઉથલપાથલ શબ્દપર.

વિશ્વતંત્રનું યંત્ર-શબ્દપર.

કોકિલા કે કાગ-શબ્દપર.

મિત્રતા-શબ્દપર.

કલ્યાણ કરવાનું કે અહિત કરવાનું નૃપતિકેરા શબ્દપર.

પ્રતિષ્ઠા-શબ્દપર.

વ્યવહાર-શબ્દપર.

લાખ રૂપૈયા જે લીધા તે એક શબ્દપર.

યુધિષ્ઠિરનું આસન અદ્ધર-તે શબ્દપર.

ખૂબ કાબુ રાખજો નિજ શબ્દપર.

श्रीमदुपेन्द्राचार्यजी.

* ૫ ૨૨૨ેરે કરી મૂકેલી ... આવેલું.

॥ ॐ श्री ॥

# श्री नृसिंहसिद्धान्तचन्द्रोदय.

( અનુસન્ધાન શ્રીમહાકાલ વર્ષ ૨૭ અંક ૫ ના પૃષ્ઠ ૧૮૯થી. )

( લેખક શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. )

[ આ લેખ શ્રી મહાકાલના સં. ૧૯૭૧ સાલના અંકમાં છેવટે અપૂર્ણ પ્રસિદ્ધ થયા પછી શ્રી મહાકાલ બંધ થવાથી લેખ પણ અપ્રસિદ્ધ રહી ગયો છે. લેખ મહત્વનો તથા મનનીય હોવાથી તેમજ આપણા વર્ગના અગ્રગણ્ય સાધકવર્ય શ્રીયુત નર્મદાશંકરભાઈજેવા સાક્ષરના હસ્તે લખાએલો હોવાથી જેટલો તેઓ લખી શક્યા છે તેટલો પૂર્ણ રીતે પ્રસિદ્ધ કરવાની ઇચ્છાથી અત્ર સ્થાન આપતાં બહુ આનન્દ થાય છે. ]

વનસ્પતિ અને પ્રાણીવર્ગપ્રતિ આપણા જડવાદના તાણમા તણાતા મનુષ્યોની બેદરકારી છે, એટલુંજ નહિ પણ જનસમાજતરફ પણ આપણી તેટલી જ અધર્મમય પ્રવૃત્તિ છે. પોતાના વડિલોએ કરેલા ઋણને આપવાની જવાબદારી પોતાને માથે નથી, એટલું જ નહિ પણ પોતે કરેલા ઋણને ન આપવાની દાનતથી ત્રણ વર્ષની મુદત વીતી જવાની યોજનાઓ આપણે કરીએ છીએ, આર્યભૂમિમાં ઉછરી પ્રાચિન વડિલોના જ્ઞાનાદિ વૈભવોને વારસામા લઇ યજ્ઞોપવિતાદિ સંસ્કાર વહેમની જૂના કાલની યોજનાઓ છે એમ માનુ છે, અને તે છતાં " હિન્દુ લૉ " નો લાભ લઇ બાપદાદાની સાતમી પેઢીની મિલકત મળતી હોય તો કેર્ટમા દાવા માંડવા આપણે તત્પર થઇએ છીએ, " મારે માથે કંઇ જ નહિ અને હુ સર્વની પાસે માગુ " — આ સૂત્રથી જ જાણે પશ્ચિમની સુધારણા શુરૂ થઇ હોય એમ કેવલ સ્વાર્થમય જીવન ગાળીએ છીએ, પોતાની ઋણનિવૃત્તિ કરવાની અશક્તિ હોય તો લેણદારને પગે પડી દાસત્વ દર્શાવી ઋણમોચન કરાવવાની જૂની ધર્મમય પદ્ધતિમાં હીણપદ ગણી પોતાના સ્ત્રીપુત્રાદિના રક્ષણઅર્થે માલ મિલ્કત વગે કરી કોર્ટમાં જઇ નાદારી લેવામા નાનમ આપણને આવતી નથી. અહો ! આ જ આપણું સુધારાનું નવા જમાનાનું જ્ઞાન અને નીતિનું ગાંભીર્ય ?

આપણા સનાતન વેદધર્મની ત્રિવિધ ઋણની ભાવના આ કાલમાં લોપ પામી હતી તેને ગુર્જર પ્રજામાં શ્રીમન્નૃસિંહાચાર્યજીએ પુનઃ અદ્ભુત વેગથી પોતાના ઉપદેશમા જાગ્રત કરી છે. તેઓશ્રીનું મન્તવ્ય હતું કે જ્યાંસુધી મનુષ્યવ્યક્તિ આ લોકના અને પરલોકના સુખને ઇચ્છે છે, તથા પ્રજાની પ્રાપ્તિ કરવાની કામવાસનાને વશ વર્તે છે તથા ધનાદિને સુખના સાધનરૂપે સ્વીકારે

છે ત્યાંસુધી તે લોકૈપણા, પુત્રદારૈપણા, અને વિત્તૈપણાને અધીન વર્તે છે, અને જ્યાંસુધી એ ત્રણ ઈપણાનો જય થયો નથી ત્યાં સુધી તે ઈપણાને સફલ કરનાર અથવા નિર્વાહક સચેતન વર્ગપ્રતિ તેનું ઋણબંધન છે. જો વિત્તૈપણા વિદ્યમાન છે તો ધનાદિ સાધનો જેમનાતરફથી મળવાનાં છે તેવા મનુષ્યોપ્રતિ આપણું ઋણ છે. માતૃ ઋણ અને વિત્તૈપણા સહગામી છે. વળી વિષય સુખઅર્થે અથવા અપત્યપ્રાપ્તિઅર્થે સ્રીની અપેક્ષા છે. ( અત્ર સ્રીવ્યક્તિના સંબંધમાં પુરુષની ઈપણા સમજવાની છે ) તો જે પૂર્વજોતરફથી આપણને ઉત્તમ શરીરાદિ સંપત્તિ મળી છે તેમનાપ્રતિ આપણું ઋણ છે. પિતૃઋણ અને પુત્રદારૈપણા પરસ્પર અવિનાભાવથી જોડાયેલાં છે. અને જો આ લોકની ઈપણા અથવા પરલોકની ઈપણા મનઉપર રાજ્ય ભોગવતી હોય તો આ લોકના બ્રહ્મર્ષિ અથવા રાજર્ષિઓપ્રતિ આપણું ઋણ છે, અને તેની સાથે દેવર્ષિઓપ્રતિનું આપણું ઋણ છે. પરલોકની વાસના ઉદય ન થઈ હોય તેવા પ્રાણીઓ બે પ્રકારના હોય છે : ( ૧ ) એક તો મતિની જડતાને લીધે પરલોકના સ્વરૂપને અથવા જન્માન્તર પરિણામને સમજી શકતા ન હોય, અને તેથી આ લોકને જ સર્વસ્વ માની ધનાદિ સંગ્રહમાં અભિરુચિવાળા હોય. આવા મનુષ્યોના સંબંધમાં જ શ્રુતિ કહે છેઃ—न सांपरायः प्रतिभाति मूढं बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्—પ્રમાદવાળા અને વિત્તમાં મોહ પામેલા મૂઢને પરલોકનું ભાન ઉદય પામતું નથી. ( ૨ ) બીજા વર્ગના મનુષ્યો વિદ્વાન્ એટલે લૌકિક વિદ્યાને પ્રાપ્ત હોય પરલોકના અસ્તિત્વને માને છે, તો પણ તેમાં દેહીની મરણપછી ગતિ થતી હશે કે કેમ તે બાબત સંદેહવાળા હોય છે, અથવા થતી જ નથી એવા નિશ્ચયવાળા હોય છે. પ્રથમ વર્ગના મનુષ્યો દુઃખના પરિણામમાં પરલોકને માનનારા થાય છે, અને બીજા વર્ગના મનુષ્યો કોઈ મહાપુરુષના સંગમાં આવ્યા પછી જાગ્રત્ થાય છે. આ બંને પ્રકારના મનુષ્યોને જ્યાંસુધી પરલોકવાસના જાગી નથી ત્યાંસુધી દેવઋણ નથી એમ માનીએ તો પણ તેમની આ લોકની વાસના ધનાદિ ઉપર ના કરતાં વધારે બલવાળી હોય છે તેથી તેઓનું આ લોકના જ્ઞાનપ્રસારકમંડળપ્રતિ ( જેમને આપણા પૂર્વજો બ્રહ્મર્ષિસંજ્ઞા આપે છે ), અને લૌકિક યોગક્ષેમનું વહન કરનારી રાજ્યસત્તાપ્રતિ ( જેમને આપણા પૂર્વજો રાજર્ષિસંજ્ઞા આપે છે ) ઋણ છે. અર્થાત્ લૌકિક વિદ્યાના પ્રસારમાં જેમણે પોતાનું જીવન અર્પ્યું છે એવા વિદ્વદ્ વર્ગને અને તેમના ધનાદિ પદાર્થોને પ્રાપ્ત કરાવવામાં અને તેનું રક્ષણ કરાવવામાં જે રાજ્યસત્તાનો લાભ લેવાય છે તે સત્તાને પોતાની શક્તિઅનુસાર દાન અથવા કર આપવો પડે છે, અને તે ઉભય સત્તાપ્રતિ સન્માનદૃષ્ટિથી પ્રવર્તવું પડે છે. જ્ઞાનપ્રાપ્તિમાં વિઘ્ન કરનારાં ઘણાં નિમિત્તોમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીએ ધનલોભ અને રાજ્યભયની ગણના કરી છે. x

( અપૂર્ણ. )

---

x જુઓ શ્રી સિદ્ધાન્તસિન્ધુ પ્રથમ રત્ન પૃ૦ ૨૬૫ ૨૬૮. વળી સપ્તભાવનાધાર જુઓ શ્રી સિદ્ધાન્તસિન્ધુ-દ્વિતીય રત્ન-પૃ૦ ૨૫૬

॥ ૐ શ્રીં ॥

# કર્તવ્યઆદેશ.

( અંક ૨ ના પૃષ્ઠ ૧૨ ના અનુસન્ધાનમાં )

યમના અંગમાં અહિંસા, સત્ય, અસ્તેયઆદિ આવે છે, અને તે પાળતાં પૂર્વોક્ત નીતિ નિયમો સધાઇ જ જાય છે એ સ્પષ્ટ જ છે. નિયમ સધાતાં સંતોષ, આસ્તિક્ય, જપ, તપ વગેરે પ્રકટે છે, અને એ સર્વ સિદ્ધ થતાં વૃત્તિ સંકુચિત મટી ત્યજી વિશાલ બને છે, અને ત્યારે જ

' દુભવું કોઇને ના સ્વલ્પ, અનીતિના પથે ચાલી ' એ બની રહે છે.

યમ નિયમને ધારણ કરતી વૃત્તિ કોઇના ચિત્તને ક્ષોભ ક્યાંથી પ્રકટાવે ? જ્યાંસુધી વાણીથી, મનથી, ક્રિયાથી કોઇના પણ ચિત્તને સંતાપ પ્રકટે એવું થાય તો તે અનીતિ જ છે નીતિ એટલે દુરાચારથી રહિત રહેવું એટલું જ નથી પણ તેમાં આવા ઉચા ઉંચા સદ્ગુણોનો પણ સમાવેશ ગણાયો છે.

આ સર્વનો વિચાર કરતાં મારી નિરાશ વૃત્તિને ઘણો ઉત્સાહ ઉપજ્યો. પુનઃ ચિન્તન ચાલ્યું કે યમ નિયમને સાધતાં વિશેષ શું પરિણામ આવતું હશે ! ત્યાં જણાયું કે

' ઇચ્છું છું હું સહુનું હિત, મુજ મન સૃષ્ટિ સહુ વહાલી,

કા જે સૃષ્ટિનો નહીં એક અણુ મુજ નાથવિણુ ખાલી. '

યમ નિયમ સર્વાંગથી સધાતા સર્વપ્રતિના રાગદ્વેષ જતા રહેવા જોઇએ, કેમકે અણુ પરમાણુમાં મારા જ ઇષ્ટ વ્યાપેલા હોવાથી સમગ્ર વિશ્વને જ વહાલું ગણવાનું છે ત્યાં સહજ સહજમાં ભેદબુદ્ધિ ધરતી વૃત્તિએ કેટલું વિચારવાનું છે ! ક્યાંથી કલ્યાણ થાય !

વૃત્તિ આનન્દથી ગુરુદેવનો મહિમા વિચારતાં આર્દ્ર બની બોલી ઉઠી ' ધન્ય દેવ ! મને સન્માર્ગગામી કરી ખરી. ' ત્યાં કંઇક શ્રવણ થયું, ' હજી વિચારો. '

સાવધ બનીને એ પદની આગળની પંક્તિમાં મતિને પરોવી.

' વિષયોની પ્રગટી પ્રીતિ હું દેનો વિચારે બાળી,

ઉદ્‌વેગ જે તે વિધિથી નિત્ય કરતો વૃત્તિ આ કાળી. '

સત્ય, સત્ય, સર્વત્ર ઇષ્ટ નિવસેલા છે, પરન્તુ જ્યાં સુધી આ દૃશ્ય પ્રપંચઉપરની અનવધિ આસક્તિ નિર્મૂળ નથી થતી ત્યાંસુધી પૂર્વના નિયમો સુદૃઢ નહીં જ રહે. તે માટે વારંવાર સદ્વિચારમાં સ્થિતિ થાય તો જ બની શકે. નિરન્તર સદ્વિચારમાં ટકી રહેવું જોઇએ, તેમાં રંગાઇ રહેવું જોઇએ.

સદ્વિચાર એ એક અમોઘ સાધન છે, એ અનેક પ્રસંગે જાણ્યું હતું. પણ સર્વ જાણેલું જ્યારે આચારસિદ્ધ થાય ત્યારે જ ફલપ્રદ બને છે, એ લક્ષઉપર ન હોવાથી મારી વૃત્તિ સદ્વિચારના સ્વરૂપને ચિન્તવવા લાગી ( અપૂર્ણ. )

શ્રી પ્ર૦ બ્હેન.

---

॥ ૐ શ્રી ॥

શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું ઇનામી સાહિત્ય—( સં० ૧૯૯૪ )

( ઉત્તીર્ણ લેખો. )

# યુવક વિભાગ—જીવનનો ઉત્સવ

( ૧ )

( લેખક : રમણલાલ જમનાદાસ શાહ. )

સામાન્ય ઉત્સવ ઉજવવો હોય છે, તો પણ તેના માટે અગાઉથી કેટલી તૈયારી કરવી પડે છે. એક સંવાદ કે ગરબાનો કાર્યક્રમ યોજવો હોય છે, તો તે માટે આપણે કંઇ કંઇ સાધન એકઠાં કરીએ છીએ. તે જ પ્રમાણે જે જીવનનો ઉત્સવ ઉજવવા માગે છે, તેના માટે શું તૈયારી ન કરવી પડે ! જે જીવન યથાર્થ રીતે જીવાય તે જ જીવનમાં જીવનનો આનંદ માણી શકાય.

જીવનઉત્સવની પ્રાથમિક તૈયારીમાં હું શરીરસ્વાસ્થ્યને પહેલું સ્થાન આપું છું. જેનો પ્રાથમિક પાયો જ કાચો હોય તેનાપર ઇમારત શી રીતે ચણાઈ શકવાની હતી. કદાચ ઇમારત ચણાઈ તો તે ટકવાની કેટલો વખત ? આપણે એવી ઇમારત ચણવા માગીએ છીએ, જે જીવનમાં ઘણું કામ આવે.

આ શરીરસ્વાસ્થ્યમાટે કસરતની આવશ્યકતા રહી. ધારો કે શરીરસ્વાસ્થ્ય મેળવ્યું. શું તેથી આપણે આપણા જીવનનો ઉત્સવ યથાર્થ રીતે ઉજવ્યો કહી શકાય ? એવા તો ઘણા મુસ્તંડ છે. એમણે એમના જીવનનો ઉત્સવ ઉજવ્યો એમ કહી શકાય ? આ વિચાર કરતાં આપણને જણાય છે કે આ ઉપરાંત કંઇ બીજાની જરૂર છે, અને તે માનસિક વિકાસ. આ માટે પ્રથમ પગથું તે બ્રહ્મચર્ય ૨૫ વર્ષ થતાસુધી તે જરૂર આવશ્યક છે.

બ્રહ્મચર્યને મનસાથે ગાઢ સંબંધ છે. દરેક વસ્તુપર સંયમ રાખતાં શીખીએ તો જ બ્રહ્મચર્યનું યથાર્થ રીતે પાલન થઇ શકે. આંખ ગમે તેમ જોયા કરે; કાન કંઇ ન સાંભળવાનું જ સાંભળે; જીભ કંઇ અર્થવગરનો વાણીનો વ્યાપાર જ ચલાવ્યા કરે; જઠર તો અતૃપ્ત ને અતૃપ્ત જ રહે. જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં બ્રહ્મચર્ય શું શક્ય છે ?

આ બધી ઇન્દ્રિયોનો નિરર્થક વ્યાપાર ચાલતો હોય છે, ત્યારે આપણે આપણામાંનું કંઇ ચેતનતત્વ આ દ્વારા ગુમાવ્યા જ કરતા હોઇએ છીએ. એક એક ઇંટ ગમે તેમ નાંખીએ તો ઇમારત ન જ ચણાય. તેમને યોગ્ય રૂપમાં સંગઠિત કરવાની જરૂર છે. એ જ રીતે ઇન્દ્રિયોનો નિરોધ કરતાં શીખીએ તો જીવનનો અર્ધો ઉત્સવ સાર્થક થઇ ગયો સમજવો.

હજી પણ વિચાર કરતાં આપણને સમજાશે કે જીવનનો ઉત્સવ ઉજવવા માટે કંઇ અપૂર્ણતા રહી જાય છે. આ અપૂર્ણતાની પૂર્ણતા એક જ રીતે થઇ શકે અને તે આધ્યાત્મિક દૃષ્ટિ, પ્રાણીમાત્રપ્રતિ

ઈશ્વરત્વ હતો ભાવ સમજી તે માટે જ જીવન સમર્પવું. પોતાના દેહની પણ પરવા કર્યા વિના પરહિતમાટે પોતાના જીવને જોખમમાં ઉતારવો પડે તો તે માટેની તત્પરતા અખંડ જાગૃત રહે તે જ જીવનમાં જીવનનો ઉત્સવ માણી શકાય.

નાનાઓ પોતાના જીવનનો ઉત્સવ વડિલોની આજ્ઞાનું પાલન કરી ઉજવે.

યુવાનો પોતાનાથી બનતો અધિક સેવા તનમનથી અર્પી ઉજવે.

વૃદ્ધો પોતાના અનુભવથી અન્યને માર્ગદર્શક થઇ અને ધન અર્પી જીવનનો ઉત્સવ ઉજવે.

બુદ્ધિમાનો પોતાની બુદ્ધિનો ઉપયોગ સમાજઉપયોગી સાહિત્ય રચી જીવનનો ઉત્સવ ઉજવે.

દરેક મનુષ્યમાં કંઇ પણ શુભ રહેલું છે. તે શુભને બહાર લાવી અન્યને માટે વાપરે તો જ તે જીવનનો ઉત્સવ ઉજવી શકે

---

(૨)

[ લેખક : ઉમિયાશંકર ઠાકર, આણંદ. ]

ઉત્સવ એટલે રસ અને આનંદનું ટાંકણું. ઉત્સવ એટલે ભાવ ને ભવ્યતા, ઔદાર્ય ને ઓજસ્ દર્શાવનારો અવસર. ઉત્સવ એટલે તો જીવનની ધન્ય પળો.

એવા જ ઉત્સવોમાં આજે આપણે જીવનના ઉત્સવને વિચારીએ.

કુદરત ઋતુઓનો ઉત્સવ ઉજવે છે હેમંત ને શિશિર ઋતુઓ જાય ને વસંતઋતુ આવે. ત્યાર પછી ગ્રીષ્મ, વર્ષા ને શરદ ઋતુના મંડાણ મંડાય. એ ઋતુઓની મધ્યમાવસ્થા–વસંતઋતુમાં ઋતુઓનો ઉત્સવ ઉજવાય છે ટાઢો મીઠો પવન વાય, નીતર્યાં કાચજેવાં નિર્મળ નીરનાં ઝરણાં કલરવ કરતાં આમતેમ સરકતાં ઝગકયા કરે, વિવિધરંગી પુષ્પોનો પરિમલ વાતાવરણમાં કાંઇ 'અનેરો' મઘમઘાટ ફેલાવી દે, આંબાની મંજરીઓ ખાતી કોયલડી પંચમ સ્વરે ટહુકા કરતાં અવનવાં ગીતો ગાય, ને એ સમયે સહુ કોઇના રસ અને આનંદની અવધિ ન રહે, સહુને ઉલ્લાસ અને સંતોષ ઉપજે, આ છે ઋતુઓનો જીવન–ઉત્સવ.

માનવ–જીવનના ઉત્સવને અર્થેય જીવનની મધ્યમાવસ્થા છે. બાલ્યાવસ્થાના નિર્દોષ જીવનમાં આનંદ–મસ્તીના પૂરમાં વિદ્યા સંપાદન કર્યા પછી કુમારાવસ્થા, ને પછી યુવાવસ્થા આવે; ત્યારપછી વૃદ્ધાવસ્થાનો હાથો જામે આ માનવજીવનની અવસ્થાઓમાં યુવાવસ્થા એ જીવનની વસંત છે. જીવનનો ઉત્સવ એ મધ્યમાવસ્થામાં જ સમાએલો છે. યુવાનીને ઉત્તમોત્તમ રીતે જીવી જાણવી એ જીવનનો ખરેખરો ઉત્સવ ઉજવ્યા બરાબર છે.

કારણ ?

યુવાનીનો તનમનાટ કાંઇ ઓર હોય છે. એ અવસ્થામાં અતુલિત બળ, અજબ રસ, ચેતન, ને નવું નવું અનુભવવાની આકાંક્ષાઓ હોય છે. સારાય જીવનનો નીચોડ એ યુવાનીમાંથી નીતરે છે.

---

યુવાની પોતાને માટે અને પારકાને માટે પણ ગુ ણાવે છે બીજાઓને રસ, માધુર્ય, આનંદ વગેરેમાં લ્હેરીઓ લેવરાવવાં એ એ જીવનનો ઉત્સવ ઉજવ્યા બરાબર છે. હરેક યુવાન એવી ઉત્સવ-નિમંત્રી સહુ કોઈને બારે તો જીવન ધન્ય બને, ને સંસારમાં સ્વર્ગ ઓપે.

યુવાની તો ચંદનસૂખી છે. ચંદન જેમ જેમ ઘસાય તેમ તેમ તેમાંથી સુગંધનો મઘમઘાટ વધારે ને વધારે જામે છે. આ પ્રમાણે યુવાન જેમ વધુ કસોટીમાં મૂકાય તેમ તેમ તે તેનાથી ન કંટાળતાં વધુ ને વધુ કર્તવ્યપરાયણ બનતો રહે ને જીવનસંગ્રામમાં અજીત રહી જાય ને પોતાનો જીવન-પરિમલ વધુ ને વધુ ફેલાવ્યે જાય તો તેણે જીવનનો ઉત્સવ ઉજવ્યો ગણાય.

પ્રતિકૂળતા, દુઃખ, કષ્ટ, શોક વગેરેને જે ગણતો નથી, ને પોતાના કર્તવ્યને જે બજાવ્યે જાય છે તેણે પણ પોતાના જીવનનો ઉત્સવ ઉજવ્યો ગણાય

માનવી પોતે કર્તવ્યપથનો યાત્રી બને ને બીજાને પણ કર્તવ્યપથે દોરે તેનું જીવન પણ ધન્ય છે

સાહસ, સંયમ, સત્ય ને સ્નેહ જેના જીવનમાં ભરેલાં છે, તેને તેના જીવનનો ઉત્સવ-ઉજવવાં શી કમીના રહે ?

પ્રભુપ્રેમમાં મસ્ત રહે ને દુન્યવી મોહથી દૂર રહે, મોહમાં ફસાય નહિ ને બીજાને ફસાવે નહિ, તેનું જીવન ખરેખર પ્રભુમય છે. અને પ્રભુ તો સદા સત્, ચિત્, આનંદ સ્વરૂપ છે. ઉત્સવનું સ્વરૂપ પણ એ છે. તો જેનું જીવન પ્રભુમય છે તેણે પોતાના જીવનનો ઉત્સવ કોઈ રીતે ઉજવ્યો છે એમ જાણજો

વ્યાસ ને શુકદેવ, ધ્રુવ ને પ્રહલાદ, એકલવ્ય ને અભિમન્યુ, કૃષ્ણ ને સુદામા, અર્જુન ને યુધિષ્ઠિર, નામદેવ ને શિવાજી, જ્યોર્જ વૉશિંગ્ટન ને નેપોલિયન, લિંકન ને મેઝીની—આ સર્વેના જીવન તપાસશો તો નમ્ર મને જણાશે કે તેમણે તેમના જીવનનો ઉત્સવ અચ્છી રીતે ઉજવ્યો છે જીવનસંગ્રામમાં નહિ અકળાયા, તેમાં નહિ ગુંચવાતા, ધીરજને ધારણ કરીને જે જીવનની સીમરો-અરપર નીકળી જાય, ને બીજાને ધારૂપ ને આશીર્વાદરૂપ નીવડે તેણે તેનો જીવન-ઉત્સવ ખરેખર ઉજવ્યો જ છે એમ કહી શકાય

કીડી-મકોડીજેવાં જીવડાં, ચકલી-કાબર જેવાં પંખીઓ, ચોપગાં પ્રાણીઓ, જળચર પ્રાણીઓ ને માનવસમુદાય એ સર્વના વિવિધ પ્રકારના જીવન છે પણ જેણે જીવનની સામગ્રી તક સાધી લેઈને, સાચો ઉપયોગ આદરીને તેને પૂર્ણ કર્યો છે, ને ઉન્નત જીવન જીવી જાણ્યું છે તેણે ખરેખર પોતાના જીવનનો ઉત્સવ ઉજવ્યો છે

આમ જીવનના ઉત્સવ સહુ કોઈ સમજે ને ઉજવે તો પ્રાચીન આર્યાવર્તની, ને પ્રાચીન ઋષિકુળની ઝાંખી ઝળહળતી થાય ને સર્વનાં જીવન સાચાં જીવન બને.

---

વડોદરા :— આપણા પરમ સેવ્ય, ધ્યેય, ઉપાસ્ય પૂજ્ય ગુરુદેવના સમાધિસ્થાનમાં પાદુકાસ્થાપનનો વિધિ થયા પછી વડોદરા મંડળ તરફથી તે સ્થાનમાં દર રવિવારે સાંજના ભજન, આરતી વગેરેનો કાર્યક્રમ યોજવામાં આવ્યો છે. તે કાર્યક્રમાનુસાર બન્ધુ-ભગિનીઓ ૨૫-૩૦ ની સંખ્યામાં ઉત્સાહપૂર્વક ભાગ લે છે. તા. ૨૧મી જુલાઈને સોમવારના રોજ શ્રી શાન્તાબ્હેન દેસાઈ તરફથી તેમના દીક્ષાદિન-નિમિત્ત ભજન, આરતીનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

× × ×

શ્રી ચારિત્ર્ય મન્દિરનું નવું સત્ર તા. ૨૧મીથી શરૂ થયું છે. નવા વિદ્યાર્થીઓ આવવા લાગ્યા છે. હવે થોડા વિદ્યાર્થીઓમાટે જગ્યા છે. ધર્મસાથે સબંધ ધરાવનાર બન્ધુઓ પોતાના અને પોતાના પરિચિતોના વિદ્યાર્થીઓને આ આશ્રમમાં મોકલે અને મોકલાવે એ વધુ આવકારદાયક છે.

× × × ×

આંતરસુમ્બા :— ગત વર્ષના સાધન સમારંભમાં —ભાગોની વાડીમાં— સમાધિ ક્રિયામાટે સંયમ થવાના જે સ્થાનઉપર પૂજ્ય ગુરુદેવ બિરાજ્યા હતા તે સ્થાનઉપર સ્મરણ-ચિહ્નતરીકે તેઓશ્રીનાં પગલાં સ્થાપવામાં આવ્યાં છે, અને ત્રયોદશીનિમિત્ત સાધકબન્ધુઓ તરફથી સમારંભના સ્થાનમાં બ્રહ્મ-ભોજન કરાવવામાં આવ્યું સાંજે ભજન આરતી વગેરેનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

કપડવણજ — ત્યાંના નવીન મન્દિરમાં પરમપૂજ્ય શ્રી ગુરુદેવની પાદુકાનું સ્થાપન કરવાની ઇચ્છા તત્રસ્થ સાધક બન્ધુઓની થવાથી શ્રી મોતીલાલ મગનલાલ પૂજ્ય દેવીશ્રી પાસે પાદુકા મેળવવા વડોદરે આવ્યા હતા. પાદુકા મળવાથી વૈશાખ શુક્લ દ્વિતીયાના દિવસે પાદુકાસ્થાપનનો ઉત્સવ ઉજવવા નિમિત્ત પ્રાતઃકાલથી અભિષેકવિધિથી કાર્યક્રમની શરૂઆત થઈ હતી. મધ્યાહ્નને આશરે એક સો મનુષ્યોને બ્રહ્મ-ભોજન આપ્યું હતું. સાંજે ભજન આરતી વગેરે થયાં હતાં. આ પુણ્ય કાર્યમાટે સાધકો તથા સજ્જનો લગભગ ૧૨૫ ની સંખ્યામાં એકત્રિત થયા હતા. દર રવિવારનો પૂર્વવત્ કાર્યક્રમ તો નિયમિત રીતે ચાલુ છે જ. ત્યાંનું સત્સંગમંડળ શ્રી ગુરુદેવપ્રતિ જે ભક્તિભાવ પ્રદર્શિત કરી રહ્યું છે તે બહુ સંતોષજનક છે. પરમાત્મા તેનું સત્ફળ આપવા કૃપા કરે.

## સ્મારક.

સ્મારક એટલે બાહ્યદૃષ્ટિથી અદૃશ્ય વસ્તુને મૂર્તિમંત કરતું પ્રતીક અને તે પ્રતીક કોનું હોય શકે ? પોતાની અત્યંત પ્રિયવસ્તુનું જેણે આપણો જીવનપથ ઉજ્જ્વળ્યો, આપણા હિત-માટે પોતાના દેહની પણ પરવા ન કરી, આપણને ઉચ્ચ ધ્યેયગામી બનાવવા અથાગ પરિશ્રમે રચના કીધી સમારંભોની, આપણને લાડ લડાવ્યા વત્સલતા દાખવીને, અને એવું કેટલું સંભારીએ !

આપણે આપણને જ પ્રશ્ન પૂછીએ—એવા આપણા વત્સલપાલક ગુરુદેવમાટે આપણે શું કર્યું ? આનો બદલો કંઈક અલ્પ અંશે પણ વાળવામાટે જે અવસર પ્રાપ્ત હોય તો તે સ્મારક. આમાં જેટલો ત્યાગ કરીએ એટલું વધુ પુણ્ય મેળવીએ. કોઈ કહેને કરીએ તો સમજવું કે આપણી એમનાતરફની ભક્તિની ન્યૂનતા જ કારણરૂપ છે. સહુ પોતપોતાનું કર્તવ્ય સમજી જેટલો બને તેટલો અધિક ત્યાગ કરે. ઘણા બન્ધુઓ તથા બ્હેનોતરફથી આ રીતે પોતાના હિસ્સાઓ ઘણા સારા પ્રમાણમાં રકમ ભરાઈ છે. ઘણાતરફથી દ્રવ્ય આવી પણ ગયું છે. સ્મારકનો હવે આરંભ કરવાનો હોવાથી એ નિમિત્તનું જેમના તરફથી દ્રવ્ય મોકલવાનું બાકી છે તે હવે મોકલી આપે અને જેમણે આ પુણ્ય કર્તવ્યમાં હજી ભાગ લીધો નહિ હોય તે ઉત્સાહપૂર્વક ભાગ લે, એ જ વિજ્ઞપ્તિ.

[ લવાજમ સંબંધી : ગયા ( ત્રીજા ) વર્ષનું લવાજમ ઘણા બન્ધુઓ તરફથી આવી ગયું છે —જેમણે ન મોકલ્યું હોય તે હવે સત્વરે મોકલાવે

॥ ॐ श्रीँ ॥

# श्रेयस्साधकोनो श्रेयस्कर दिवस.

જીવનને સચેતન કરનાર, તમસ્માંથી પ્રકાશમાં લઈ જનાર, ઈશત્વને પ્રકટાવનાર, અનન્ત જન્મપર્યન્ત રહેલસાથે સંબંધ રાખનાર, જન્મમૃત્યુના અંકુરને દગ્ધ કરનાર, સચેતન શાન્તિમાં ઝુલાવનાર, અણુઅણુને આનંદી મય મસ્ત કરનાર, આત્મદોષોને દબાવનાર, સૂક્ષ્મ તત્ત્વમાં પ્રવેશાવનાર, અનેક વિકારી કદોષો બચાવનાર, ઈશ્વરની વાતે સંભળાવનાર, જીવનને જગાવનાર, એવો એક દિવસ છે, અને તે મન્ત્રદિવસ છે શ્રી સદ્‌ગુરુદેવ સાધકને મંત્ર-ઉપદેશ આપે તે દિવસ છે. આ દિવસે સાધકનું ઉજ્જ્વલ ભાવિ ઘડાય છે અધોગામી જીવ ઉન્નતગામી બને છે.

જગતમાં જન્મદિવસ અનેક મનુષ્યો ઉજવે છે. મનુષ્ય દેહમાં આવવું એ પણ પુણ્ય મનાય છે દેવો પણ જેને ઇચ્છે છે એવા માનવ દેહને પ્રકટવાનો દિવસ પણ તેથી આનન્દરૂપ ગણાય છે કંઈ ન સમજનાર મનુષ્ય પણ પોતાના જન્મદિવસે કેવલ લૌકિક આનન્દ ભોગવે છે. કંઈક વિચારશીલ પુરુષો આનન્દસાથે વિવિધ સત્ક્રિયા પણ કરે છે. પરન્તુ સાધકોને તો જન્મદિવસકરતાં પણ મંત્રદિવસ અત્યન્ત ધન્ય દિવસ લાગે છે જન્મ પામીને જો મનુષ્યત્વ પણ ન મેળવીએ તો અનેક જન્મદિવસ ઉજવીએ પણ તે પરિણામે નિરર્થક થઈ રહે છે. મન્ત્રદિવસથી જન્મદિવસ સાર્થક થાય છે આન્તર દેહમાં સામર્થ્યને પ્રકટાવનાર, અષ્ટ સિદ્ધિઓનું દર્શન કરાવનાર, દેવોને પણ ડોલાવનાર, ધાર્યું સજાવનાર, આ મંત્રદિવસ છે. ગુરુથી દીક્ષા પામેલો સાધક યત્નથી જ્યારે મંત્રબળ જાગ્રત કરે છે ત્યારે તેના સુખનો, સામર્થ્યનો અવધિ રહેતો નથી મંત્રથી આવાહન કરતાં તક્ષકનું ખેંચાવું, રજ્જુનું નવપલ્લવ થવું, વસ્ત્રકુંભમાંથી દ્રૌપદી-વગેરેનું પ્રકટીકરણઆદિ મંત્રસામર્થ્યના દૃષ્ટાન્તો છે. મંત્ર ક્રમે ક્રમે ઉપાસકને અન્તરમાં ઊંડે ઉતારે છે, માયાના ક્ષયવિક્ષેપઆદિ આવરણો હઠાવે છે, ઈશ્વરની નિકટ લઈ જાય છે એકાગ્રતાથી મંત્ર જપનાર 'હરિસિંહ ન ડગશે રે, ચઢતો ચાલે ક્રમે ક્રમે ' એ વચનાનુસાર કશાથી પણ પાછો પડતો નથી, પરન્તુ અનેક વિઘ્નો ઉલ્લંઘીને નિર્ધારિત સ્થળે પહોંચી જાય છે, અપરોક્ષ જ્ઞાનનો અનુભવ કરે છે

મંત્રબળથી જ ઋષિમુનિઓ ઉન્નતિને પામ્યા છે ગાયત્રીજેવા સિદ્ધ મન્ત્રો યોગ્ય સદ્‌ગુરુપાસેથી ગ્રહણ કરતાં આજે પણ ઉપાસકને ફલની પ્રતીતિ કરાવે છે, મલિન અને શુદ્ધ ઉપાસનાના મન્ત્રો, અનેક પ્રકારના હોય છે પૂર્વ કાલમાં મંત્રબળથી ઘણાં કાર્યો થતાં હતાં. મનુષ્યમાં સર્વ પ્રકારનું સામર્થ્ય છે એમ શાસ્ત્રો તથા સત્પુરુષો વારંવાર કહેતા આવ્યા છે તેની સત્યતા મંત્રની સિદ્ધિથી જણાય છે. માટે પ્રિય બન્ધુઓ ! બ્હેનો ! સંસારલુબ્ધ મનને મંત્રથી જાગ્રત કરો સદ્‌ગુરુ પરમાત્માએ આપેલા જીવનઉદ્ધારક મંત્રને જગાવો. આપણા ઋષિઓએ વારંવાર આપણી પાસે તપપ્રયોગ, વિવિધ મંત્રના પુરશ્ચરણ વગેરે કરાવ્યાં છે, દિશા સૂચન કરી

છે, માર્ગે પગલાં ભરાવ્યાં છે. હવે ગન્તવ્ય સ્થળે પહોંચવું કે મધ્યમાં રહેવું એ આપણાઉપર રાખીને પોતે અદ્રશ્ય થયા છે. તેથી હવે આપણે વધારે બલવાન્ થઈને રસપૂર્વક એકાગ્રતાથી મંત્રરટન કરતાં અન્તરમાં ઇષ્ટપરમાત્માની નિકટમાં જવું જોઈએ. ઇષ્ટજીના ઉદ્દેશને સમજી વિચારી વારંવાર એ જ દિશામાં પ્રયત્ન કરવો એ આપણું હાલ કર્તવ્ય છે.

ગુરૂપાસેથી મંત્ર લઈને પછી તેને અન્તરના એક ખુણામાં નાખી મૂકીએ તો તત્કાલ સુખ કે શાન્તિનું ભાન થતું નથી. જો કે એ બીજક કેવલ નિરર્થક તો કદી જતું જ નથી. જેમ ભૂમીમાં રહેલાં અનેક બીજો વૃષ્ટિ થતાં ઉગી નીકળે છે, તેમ કોઈ જન્મે યોગ્ય સામગ્રી મળતાં તે બીજક સત્સંસ્કારને જાગ્રત કરે છે. પરન્તુ તેમ થતાં કદાચ અનેક જન્મો વહી પણ જાય. તેથી ઈશ્વરસાધકે તો આ દેહમાં જ એમકની સિદ્ધિ કરવાનો આગ્રહ રાખી પ્રયત્નશીલ થવું જોઈએ. ગુરુમંત્રઅસ્ત્રથી આપણા અને અન્તર્યામી વચ્ચેના પ્રતિબન્ધોને છેદીને, પરમાત્માને ભેટીને પરમાત્મારૂપ થવું, એવી પરિણામી સ્થિતિને પ્રાપ્ત કરવાનો આગ્રહ પ્રકટાવવાની આવશ્યકતા છે.

મંત્રદિવસે સદ્ગુરુ ભગવાન્ સાધકના કલ્યાણનો સંકલ્પ કરે છે. સાધક ગુરુનું શરણ સ્વીકારે છે. આપવાલેવાનો પુણ્યવિધિ થાય છે. આપવાલેવાથી વિશ્વનો વ્યવહાર ચાલી રહ્યો છે. આ ક્રિયામાં જ જગતનું અસ્તિત્વ છે. આપવાલેવાની ક્રિયા સર્વત્ર થતી જોવામાં આવે છે. શરાફ પૈસા ધીરે છે અને વ્યાજ લે છે. બ્રાહ્મણો યજમાનનું દાન ગ્રહણ કરે છે અને આશીર્વાદ આપે છે. પિતૃઓ પુત્રની શ્રાદ્ધઅંજલી સ્વીકારે છે પુત્રપ્રતિ શુભ સંકલ્પ પ્રેરે છે. દેવાદિ યજ્ઞયાગાદિદ્વારા અર્પાયેલી આહુતિ સ્વીકારી પ્રસન્ન થઈ આધિદૈવિક તાપને નિવારતાં ઉપાસકને અભીષ્ટ આપે છે. મનુષ્ય છોડને પાણી પાય છે, છોડ વૃક્ષ બનતાં છાયા તથા મધુર ફળ દે છે. ગાયને અન્ન ઘાસ વગેરે માલિક આપે છે, ગાય તેને દુધ આપે છે. રાજાને પ્રજા કરવગેરે સમર્પણ કરે છે, રાજા પ્રજાને જોઈતું કેટલુંક સુખ આપી રક્ષણ કરે છે. સુદામાએ તાંદુલ આપ્યા, કૃષ્ણપ્રભુ વૈભવ લીધા. દ્રૌપદીએ ચીંદરડી કૃષ્ણને આપી અને અનેક ચીર લીધાં. આરંભમાં પિતા પુત્રને વિદ્યાવગેરે આપે છે, પછી પુત્રપાસેથી પિતા નિશ્ચિન્તતાનું સુખ લે છે. મનુષ્ય ઉંચી ભાવના નિરન્તર મનને આપે છે, પરિણામે મન ભાવનાસદૃશી સિદ્ધિનું દર્શન કરાવે છે. આ પ્રકારે આપવાલેવાની ક્રિયાથી જ વ્યવહાર પરમાર્થ સિદ્ધ થાય છે. હવે ઈશ્વરસાધકે ઉંચામાં ઉંચી ક્રિયા આપવાલેવાની હોય તે પસંદ કરવાની છે, અને તે ક્રિયા તે ગુરુને આપવું—ગુરુપાસેથી લેવું, એ જ છે. મંત્રદિવસે સાધકે પોતાનું અહમ્ શ્રીગુરુદેવને સમર્પી દેવું અને મંત્ર લેવો. આ ક્રિયા આપવા લેવામાં સર્વોત્તમ પ્રકારની અને પરિણામે શ્રેષ્ઠ ફલને ઉપજાવનારી છે. આપણું અહમ્ અર્પિત થતાં પરમાત્મા આપણું અખંડ રક્ષણ કરે છે, અને તેથી સંસારમાં

———

॥ ॐ श्री ॥

# श्री नृसिंहसिद्धान्तचन्द्रोदय.

( ચતાક ૪ ના પૃષ્ઠ ૨૭ ના અનુસન્ધાનમા )

( લેખક શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી એ. )

આથી, નમ્રુ વામના અથવા પ્રવિણાથી દબાયેલા ગૃહમેધીઓ જેઓ પ્રજાપતિવ્રતનું પાલન કરે છે તેમને દેવઋણ, પિતૃઋણ અને મનુષ્યઋણ નિવૃત્ત કરવાનુ હોય છે, એટલે તેમણે દેવોને, પિતૃઓને અને મનુષ્યોને અર્થે નિયત વિહિત કર્તવ્યો કરવાનાં હોય છે તે કર્તવ્યમાં પ્રમાદ સેવનાર ગૃહમેધી નથી, પણ માત્ર વિષયવાસનાથી જોડાયેલા પશુયુગલ છે

જન્મથી જ મનુષ્યપ્રાણી ઋણવાન્ હોય છે, તો પણ સઘળાના ઋણ સરખા હોતાં નથી કેટલાક મનુષ્યઋણમા જ, કેટલાક પિતૃઋણમાં જ અને કેટલાક દેવઋણમાં જ વધારે દબાયેલા હોય છે તેથી પ્રત્યેક ગૃહમેધીએ પોતાની આન્તર વાસનાના વેગનો વિચાર કરી તથા તેના બલાબલનો વિચાર કરી કયા ઋણને નિવૃત્ત કરવા તેણે ઉપાયો સાધવાના છે તે ગુરુશાસ્ત્રદ્વારા જાણી લેવુ જોઈએ છે એટલે તે અલ્પ સમયમાં ઋણમુક્ત થઈ શકે છે

ઋણીને ઋણનિવૃત્તિના પ્રકાર બે હોય છે —( ૧ ) જે રૂપનું ઋણ વહોર્યું છે તે રૂપમા ઋણનિવૃત્તિ કરવી ઉદાહરણ તરીકે નાણા કરજે કાઢ્યાં હોય તો તે વાળવા; ( ૨ ) તે ઋણના બદલામાં લેણદારને ઉપયોગમાં આવે તેવા પદાર્થ આપવા અથવા અશક્તિ હોય તો તેનુ દાસત્વ સ્વીકારી ઋણથી મુક્ત થવું બંને પ્રકાર આ લોકમા પ્રસિદ્ધ છે, અને ધર્મશાસ્ત્રમા પણ ત્રિવિધ ઋણની નિવૃત્તિ બે પ્રકારથી સ્વીકારાયેલી છે પરલોકવાસનાને લીધે જેમને દેવઋણ છે, તેમણે વિધાન કરેલા માર્ગે દેવગણનુ યજનપૂજન કરી પોતાની દાસભક્તિ પ્રદર્શિત કરવાની છે, અને તે દાસભાવથી જ પ્રસન્ન થયેલા તે તે લોકાધિપતિ પોતાના લોકમાં ઉપાસકને મરણપછી સ્થાન આપે છે, અને સાલોક્ય, સારૂપ્યાદિ અપર મોક્ષનુ સુખ આપે છે આવા પરસ્પર ઉપકાર્ય ઉપકારક સબંધને લક્ષમાં લઈ શ્રીભગવાન્ ગીતામાં પ્રબોધે છે કે —

देवान् भावयतानेन ते देवा भावयन्तु व ।
परस्पर भावयन्त श्रेय परमवाप्स्यथ ॥

તેવી જ રીતે આપણા વેદાદિ શાસ્ત્રના પ્રવર્તક સર્વજ્ઞ ઋષિઓના જ્ઞાનગાંભીર્યના વારસાને સંભાળવાની અને તેનો વિસ્તાર કરવાની આપણી ફરજ છે અને તેથી જ स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्—એ શાસનને લક્ષમાં રાખી આપણાં વેદાદિ શાસ્ત્રોનુ યથાશક્તિ અધ્યયન કરી તથા તેનું પ્રવચન કરી આપણા સનાતન વેદધર્મનું રક્ષણ કરવુ જરૂરનુ છે આ જમાનામાં સ્વાધ્યાયનો લોપ એટલે સુધી થયો છે કે વૈદિક પ્રજાને પોતાના વેદનુ, શાખાનુ, પ્રવરનુ, ગોત્રનુ

ભાન નથી, અને લગ્નાદિ પ્રસંગે કાગળઉપર ગોર લખી લાવે ત્યારે વ્યવહાર થાય છે. આ અજ્ઞાન વર્તમાન કાળમાં કેળવાયેલા મનુષ્યને કોઈ રીતે છાજતું નથી. બાઇબલનાં પ્રકરણોમાં શું શું આવે છે તે યાદ રહે છે, મિલ્ટનના Paradise Lost અને Paradise Regained ની કડીઓ મુખપાઠ કરી શકાય છે, અને તેના રહસ્ય અને અલૌકિકપ્રકૃતિનું વર્ણન કરવામાં ઉત્સાહ રહે છે, અને વેદની એક શાખાના એક બે અધ્યાયનું અધ્યયન કરતાં કાં તો શરમ આવે છે, અથવા વેદમાં કંઈ જ નથી એવું માની બ્રાહ્મણોનો તિરસ્કાર કરવામાં આવે છે. આ બુદ્ધિનો દુરુપયોગ અથવા વિપર્યય નહિ તો શું ? શ્રીમન્નૃસિંહાચાર્યજીનું પોતાનું જીવન જેમણે સૂક્ષ્મ રીતે નિહાળ્યું છે તેમને સ્પષ્ટ જણાયું હશે કે વેદવિદ્યાને કોઇ પણ અંશમાં જાણનાર કોઇ પણ બ્રાહ્મણ તેમના મન્દિરમાંથી ન્યૂનાધિક અંશે સત્કાર પામ્યાવિના પાછો ગયો નથી. આ લેખકનો પોતાનો અનુભવ છે કે એક પ્રસંગે શુકલ યજુઃશાખાની માધ્યન્દિન સંહિતામાં નટ્ અથવા ફટ્ કેટલા છે એવો પ્રશ્ન એક સંહિતાપાઠી બ્રાહ્મણે પોતાશ્રીના સાન્નિધ્યમાં પૂછેલો, અને તે બ્રાહ્મણનું જીવન ઘણું જ દુઃખિત હતું અને તેથી આ લેખકને ઘણું હસવું આવ્યું હતું, તોપણ તે બ્રાહ્મણને મંત્રોના અંતમાં કયાં નટ્ વા ફટ્ આવે છે તે યાદ રાખવાના શ્રમનો જ માત્ર વિચાર કરી દક્ષિણા આપવામાં આવી હતી. અને જો કે આ લેખકથી તે બ્રાહ્મણને તો કહ્યા વિના ન રહેવાયું કે " મહારાજ ! આ વેદનું અધ્યયન તમને નટ્ ફટ્ અર્થે જ હોય તો ફટકારવિના બીજું શું ફલ મળે ?–અને તેના અંતમાં લેખકે તો ગાલિપ્રદાનનો રસ આપ્યો, પરન્તુ શ્રીમન્નૃસિંહાચાર્યજીએ વિનોદભાવે તે બ્રાહ્મણને પ્રસન્ન કર્યો હતો અને અદ્યાપિ આચાર્યશ્રીના તે ગુણાનુવાદ ગાય છે. ( અપૂર્ણ. )

---

## ચેતનજીવન.

જીવનને જે જોવા મથતો નથી તે જીવતો નથી. તેનું જીવન તે જીવન નથી. જીવન કોનું નામ કે જે હમેશાં પ્રગતિમાન હોય. જીવન તેનું નામ જે ક્રિયાવંત હોય, જીવન તે છે જે ફલપ્રદ હોય, જીવન એ છે જેનું પરિણામ આનંદ છે.

બાલ્યાવસ્થા એ ચેતન અવસ્થા છે, તેથી એ અવસ્થા એ જીવનનો બાલ્યકાળ છે. એ વખત એ ચેતનકાળ છે. એ સમય જીવનની ચંચળતાનો છે. એ ચંચળતાને આગળ અને આગળ લઇ જવા માટે ચંચળ બનાવવી એ વિદ્યાર્થીજીવનનું એક શુભ લક્ષણ છે. બાલ્યકાળ જેનો ક્રિયાત્મક જાય છે, તેના જીવનમાં ઉત્સાહનું લોહી ભરાયે છે. પ્રગતિનું ચિહ્ન પ્રેરણાત્મક બને છે.

જીવનને જોવું અને પરિણામે આનંદ પામવો એ દરેક જીવનનું કર્તવ્ય છે. બાલ્યકાળ એ તેની આરંભક દશા છે. મોટા ફળને આપનારો નાનો અરખો રોપ છે. સંભાળથી તેને ઉછેરવાનો છે. નાજુક મધુરી કળીને આપનારો તે જ છે, સુંદર સુવાસિત પુષ્પને આપનારો તે જ છે. રખેને આ બાલ્યાવસ્થા નકામી જાય, ઉંઘમાં જાય, પ્રમાદમાં જાય, કર્તવ્યરહિત બને ! આનંદ ત્યારે જ પ્રકટે છે કે જ્યારે મનુષ્યને પોતે કંઇ પણ કર્યું છે એમ લાગે; પોતાને માટે કર્યું છે અથવા તો પારકાને માટે કર્યું છે. પણ કંઇ પણ ક્રિયાવિના જડ જીવન આનંદ પ્રકટાવતું નથી.

તો - બંધુઓ ! જીવનને આ રીતે જોવા મથજો કે એ તે જડ જીવન છે કે ચેતન જીવન છે; જો ચેતન જીવન હશે તો તમને આનંદ મળશે જડ જીવન આજે પણ દુઃખદ છે, ભવિષ્યમાં પણ નિરંકુશતાને આપનાર છે, માટે આનો વિચાર તમે કરી લેજો.

સુલોચના બહેન.

# કર્તવ્યઆદેશ.

( ગતાંક ૨ ના પૃષ્ઠ ૧૨ ના અનુસન્ધાનમાં )

સદ્‌વિચારનું સામાન્ય સ્વરૂપ એમ માન્યું હતું કે ખોટું બોલવું નહિ, લડવું નહિ, શાન્ત રહેવું, ચોરી ન કરવી, પરોપકાર કરવો, કોઈનું અહિત ન કરવું, પણ શ્રુતદેવે આજે સદ્‌વિચારનું સૂક્ષ્મ સ્વરૂપ સ્પષ્ટ કર્યું. સૂક્ષ્મ વિચાર કરવાના આગ્રહ વડે મારી મતિમાં સમજાયું કે સદ્‌વિચારમાં આથી વિશેષ કંઈ હોવું જોઈએ. વિષયમાત્રપ્રતિની દૃઢ પ્રીતિ—વાસના નિર્મૂળ થાય. વળી ઉંડા ચિન્તનના પરિણામે લાગ્યું કે આ શરીર જડ છે અને તેનો કર્તા અન્ય છે. આ શરીર નાશવંત છે, તેનો ચાલક કોણ છે? આ સર્વ પ્રપંચ જેના બળે ચાલે છે, તે કોણ છે? આ સર્વ તો પંચભૂતની પ્રવૃત્તિ છે તો એ સર્વના અન્તર્ગત અને મારામાં નિવસી રહેલું એક ચેતનતત્ત્વ છે એ જ સર્વનું ચાલક છે, હું એવી કોઈ વસ્તુ જ નથી, નિત્ય રહેનાર તો એ સૂક્ષ્મ તત્ત્વ છે, આ સર્વમાં એ જ વસી રહ્યું છે.

આ પ્રકારના સદ્વિચાર થતાં રાગદ્વેષભાવો વિલય છે. જ્યાંસુધી આ પી સત્ય ચૈતન્યબુદ્ધિ નથી પ્રગટતી ત્યાંસુધી સદ્વિચારની પૂર્ણતા નથી. આવી રીતે સદ્‌વિચારનું સ્વરૂપ વિચારતાં વેગ પ્રકટ્યો, વીરત્વ આવ્યું. અણુઅણુમાંથી જડતા વિલાતી લાગી. કર્તવ્યભાન જાગવા લાગ્યું.

આજ સુધી અનેક પ્રકારની અવિહિત ક્રિયાથી વૃત્તિ શુદ્ધત વાળી થઈ શકતી નહોતી તેને ઉપર વિચારેલાં તે સર્વ સાધનોવડે સંસ્કારવાની ઉત્તમ અને શુભાગી કરવા યત્ન આદરવા માંડ્યો. રસપૂર્વક, શ્રદ્ધાપૂર્વક એકાગ્રતાથી વિચારશ્રેણી ચાલુ જ હતી ત્યાં તો અતિ અગત્યનો વિચાર પ્રકટ થયો.

કલ્યાણ સાધના હજી આથી વિશેષ કર્તવ્ય શું હશે? આ સર્વ જાણ્યું પણ તેથી કંઈ સિદ્ધિ થાય એમ નથી. વળી વિચાર ચાલ્યો કે આટલા સુન્દર નિશ્ચયો કલ્યાણ માટે શું પૂર્ણ નથી? હવે શું કરવાનું રહે છે? ક્ષણમાં આ વિચારમાં સ્થિર ન થવાય, અન્તરથી બીજું વિશેષ જાણવા વેગ થતો સમજાય. વિચારના વમળમાં મન ગોથાં ખાવા લાગ્યું. ઘડીભર બળપૂર્વક વિચારો રોકી શાન્ત પડી રહી શ્રી ગુરુદેવનું જ માન સ્મરણ કરવા માંડ્યું. થોડો સમય જતાં એ પુણ્ય પુરુષના આગળના ચરણમાં લક્ષ ગયું. શું જણાયું? શ્રી વિશ્વવંદ્ય મહાત્મા કહી રહ્યા છે કે

આળસને કરી આગળી ન આયુષ્ય ગાળતો હાલી
ઉપદિષ્ટ ગુરુની યુક્તિમાં જહુ નિત્ય મતિ વાળી'

ઓહ્હો! જાણવામાં આવતાં સર્વ સાધનો ફલપદ શાથી નથી થતાં એ નક્કી થયું. વૃત્તિની સાધનો જાણવા માટે જેટલી ઉત્સુકતા હોય છે તેટલી કર્તવ્યમાં રહેતી નથી તેથી ફલ જણાતું નથી, અને સાધનનો દોષ માની નવાં નવાં સાધનોપ્રતિ દોડે છે. નાનું સાધન પણ શ્રદ્ધાથી, રસથી, આળસના ત્યાગપૂર્વક કરવામાં આવે છે તો ત્યાં ફલ તૈયાર જ હોય છે

મનુષ્યો અહિં જ પાછા પડે છે, નિરૂત્સાહી થાય છે. ભોજનસામગ્રી નિકટ હોવા છતાં અતૃપ્ત રહે છે. સાધનસંપત્તિ છતાં જેને આળસજેવું અહિત કરનાર કોઇ નથી. ફરી ફરી શક્તિ વિષમ યત્નમાં મચી પડનારને જ ધાર્યું ફલ પ્રાપ્ત કર્યાના અનેકાનેક દૃષ્ટાન્તો છે. આળસુ સદા દુર્ભાગી જ રહે છે. સૌભાગ્યનું દ્વાર આળસુ અનન્ત જન્મે પણ ખોલી શકતા નથી.

પણું જાણવાનું મોહ ઓછો કરી થોડું પણ જાણ્યું હોય તે કરવાથી માર્ગ કપાતો જાય છે; ઉત્સાહ આનંદ રહે છે. વ્યવહારમાં પણ આળસુનો વિજય ક્યાંહી પણ જાણ્યો છે? આળસુ વિદ્યાર્થી પરીક્ષામાં શું ઉત્તીર્ણ થયો છે? ઉંઘ, ભૂખ, મોજશોખ પરિત્યાગી અખંડ વાંચવાના પરિશ્રમે સફળતા મળે છે. આળસુ વ્યાપારો શું દ્રવ્યલાભ પામી શકે છે! આળસુ સ્ત્રીઓની ગૃહવ્યવસ્થા ઉત્તમ શોભાપ્રદ નીવડેલી જાણી છે? તો પછી આ પરમ અર્થ સિદ્ધ કરવાના દુર્ગમ માર્ગે યત્નવિના પ્રવેશવું કેટલું કઠિનતમ છે! કમર કસી યત્ન કરવાથી ફલપ્રાપ્ત સમીપ જ છે. અહિંથી તહિંથી નવું નવું જાણવાની મારી વૃત્તિ યોગ્ય વિચારથી યત્નને ધરતી જણાઈ. આળસનો જય થાય નહિ તેથી અનેક બહાના બનાવનાર વૃત્તિને હવે દૈવઉપર આધાર રાખી બેસી રહેવાનું, અયોગ્ય જણાયું. 'દૈવ નિર્મિતનું નિદ્રા લેવું, બેઠાનું બેસી રહેવું, વહેતા જનનું વેગે વહેવું'—એ રીતે યત્નઉપર આધાર રહે છે. કર્મસંસ્કાર દુર્બલ હોય છે તો પણ યત્નથી સબલ બને છે. આળસુ જીવન જડ છે. યત્ન છે ત્યાં ચૈતન્ય છે. આવા આવા મારી મન્દ વેગવાળી વૃત્તિએ નિશ્ચય કર્યો. આગળ વિચારતાં વિશેષ અગત્યનો બોધ સમજાયો કે કેવળ આળસ ત્યજવાથી કંઈ વળતું નથી, પણ 'ન આયુષ્ ગાળેલો હાલી.' અહા! કેટલો સૂક્ષ્મ વિચાર! કેટલાક આળસુ નથી હોતા પણ તે ઉપયોગી જીવન ગાળનાર છે એમ પણ નથી હોતું. કેટલાક તરંગમાં ને તરંગમાં રહે છે, કોઇ તો ખાવાપીવામાં, હરવા ફરવામાં, સીનેમા નાટક જોવામાં, ગામના ગપાટા મારવામાં, અમૂલ્ય આયુષ્ ખપાવી નાંખે છે. પાણીના રેલાજેવું વહી જતું આયુષ્ પ્રતિક્ષણ ઓછું થાય છે. મને મારા પોતાના જીવનમાટે ગ્લાનિ પ્રકટી ભૂતકાલનો વ્યર્થ ગુમાવેલો કાળ સમજાયો.

(અપૂર્ણ.)

ચી. પ્ર૦ મહેમ.

---

સૂચના:— 'શ્રેયસ્સાધક' પત્રસંબંધિ સર્વ પત્રવ્યવહાર હવેથી 'વ્યવસ્થાપક, સાહિત્યમન્દિર, વડોદરા,' એ સરનામે કરવો, પરન્તુ મનીઓરડરથી કિંવા અન્ય રીતે નાણાં મોકલનારે એ સરનામા ઉપરાંત જમનાદાસ ગંગારામ મહેતા અથવા હીરાલાલ જયશંકર ઓઝા એ પૈકીનું એકનું નામ અવશ્ય લખવું કે જેથી પહોંચ આપવામાં હરકત આવે નહિ.

॥ ૐ શ્રી. ॥

શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૩ ).

ઉત્તીર્ણ લેખો.

## યુવક વિભાગ—

પાદપૂર્તિ : 'શા માટે ભય ધારું આ હૃદયમાં'

( ૧ )

( લેખક : રમણલાલ જમનાદાસ શાહ—વડોદરા. )

શા માટે ભય ધારું આ હૃદયમાં, હૃદયે વસે શ્રીહરિ,
શા માટે ભય ધારું આ હૃદયમાં, કૃતિ જ તેની કરી,
શા માટે ભય ધારું આ હૃદયમાં, ધરશું ન કોનું બુરું,
શા માટે ભય ધારું આ હૃદયમાં કૃતિ પરાર્થે કરૂં

શા માટે ભય ધારું આ હૃદયમાં, અધ્યાત્મ કક્કો ભણ્યો,
શા માટે ભય ધારું આ હૃદયમાં, ભાવિની ચિન્તા હણી,
શા માટે ભય ધારું આ હૃદયમાં, થાવાનું થાયા કરે,
શા માટે ભય ધારું આ હૃદયમાં કર્મે લખ્યું ના ફરે

શા માટે ભય ધારું આ હૃદયમાં, ઉત્સાહથી વાધતાં,
શા માટે ભય ધારું આ હૃદયમાં, હું એ ચાતિ સાધતાં,
શા માટે ભય ધારું આ હૃદયમાં, ધારેલ કર્મો ફળે,
શા માટે ભય ધારું આ હૃદયમાં, શક્તિ પ્રભુની મળે

( ૨ )

( લેખક : ચીમનલાલ નાનાલાલ મહેતા—સંતરામપુર. )

શા માટે ભય ધારું આ હૃદયમાં, છે પાસ ચિન્તામણી,
શા માટે ભય ધારું આ હૃદયમાં, છે સચ્ચરિશિરોમણી,
શા માટે ભય ધારું આ હૃદયમાં, જ્યાં વિકૃતિ છે નહીં,
શા માટે ભય ધારું આ હૃદયમાં ચૈતન્યજ્યોતિ જડી.

શા માટે ભય ધારું આ હૃદયમાં, કોઈ ન હુંથી જુદું,
શા માટે ભય ધારું આ હૃદયમાં, બેનાવું હું, હું ખુદું,
શા માટે ભય ધારું આ હૃદયમાં, અધ્યાત્મમાર્ગે ચડી,
શા માટે ભય ધારું આ હૃદયમાં, જીવન્ત બુટ્ટી જડી

શા માટે ભય ધારું આ હૃદયમાં, વિઘ્નો વિલાસી વધુ
શા માટે ભય ધારું આ હૃદયમાં હું આત્માને રહું,
શા માટે ભય ધારું આ હૃદયમાં હું નાવી, હું નાવડી,
શા માટે ભય ધારું આ હૃદયમાં શીર્ષે શીળી છાંયડી

શ્રી.

# શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી પ્રકટ થયેલા ગ્રન્થો.

રચનારઃ—શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના સદ્ગુરુ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી.

| | |
|---|---|
| શ્રી ઉપેન્દ્રશિક્ષામૃત | ૧-૮-૦ |
| શ્રી દિવ્યમૂર્તિ | ૧-૦-૦ |
| સાધનશ્રેણી | ૦-૧૨-૦ |
| શ્રી સુદામાખ્યાન | ૦-૮-૦ |
| માતૃહૃદયવેદન | ૦-૮-૦ |
| ગુરુભક્તિમાહાત્મ્ય | ૦-૪-૦ |
| શ્રી શુકજનકાખ્યાન | ૦-૪-૦ |
| જીવનમંત્ર | ૦-૨-૦ |
| સાધકોનો સર્વોદય | ૦-૨-૦ |

## રસદર્શન.

શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવપ્રસંગે દર વર્ષે આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું છે એ ઉત્સવના પ્રસંગે ભજવવાને માટે સંવાદો રચવા માટે શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનને પ્રાર્થનાપૂર્વક વિજ્ઞપ્તિ કરવામાં આવતાં કેટલાક સંવાદો પ્રતિવર્ષ તૈયાર થયેલા છે. તે એટલા બધા આકર્ષક છે કે તેને જોનાર એની મુક્તકંઠે મુગ્ધભાવથી પ્રશંસા કરે છે. એવા લેખોનો આમાં સમાવેશ થાય છે. તે ઉપરાંત બાળોપયોગી કાવ્યોવગેરે નવીન શૈલિનું અત્યંત રસવાળું અને અદ્ભુત સરખું સુન્દર સાહિત્ય પણ આમાં પ્રસિદ્ધ થયેલું છે. એમાં સ્ત્રિઓને ખાસ ઉપયોગી થઇ પડે તેવા નૂતન શૈલિના ગરબાઓ પણ છે. આમાંના સંવાદો અનેક સ્થળે ભજવાય છે, આમાંના ગરબાવગેરે કાવ્યો પણ અનેક સ્થળે ગવાય છે. આ પુસ્તકોમાં તમે કેવળ નવીન પદ્ધતિનું અપૂર્વ સાહિત્ય જોશો. અત્યાર સુધીમાં બાવીસ ભાગ પ્રસિદ્ધ થાય છે

દરેકનું મૂલ્ય - ચારથી દશ આના છે.

શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનિમિત્ત પ્રકટ થયેલાં પુસ્તકોઃ—

| | સંવત. | મૂલ્ય. | |
|---|---|---|---|
| કીર્તનો | ૧૯૭૭ | ૦-૪-૦ | |
| કીર્તનાદિ સાહિત્ય | ૧૯૭૮ | ૦-૧૦-૦ | |
| ,, | ૧૯૭૯ | ૦-૮-૦ | |
| ,, | ૧૯૮૦ | ૦-૬-૦ | |
| ,, | ૧૯૮૧ | ૦-૮-૦ | |
| ,,(જ્વાળી પ્રદા) | ૧૯૮૨ | ૦-૮-૦ | |
| કીર્તનાદિ સાહિત્ય | ૧૯૮૩ | ૦-૩-૦ | |
| બાલની હાલ | ૧૯૮૩ | ૦-૪-૦ | નથી |
| કીર્તનાદિ સાહિત્ય ( ગહદાભાગ ) | ૧૯૮૪ | ૦-૮-૦ | |
| ,, (અશ્વમેધકરણ) | ૧૯૮૫ | ૦-૮-૦ | નથી |
| રસ-દર્શન (મંત્રપ્રભાત) | ૧૯૮૬ | ૦-૮-૦ | |
| રસ-દર્શન | ૧૯૮૭ | ૦-૬-૦ | |
| પ્રેરણાસિદ્ધિ | ૧૯૮૭ | ૦-૬-૦ | |
| રસ-દર્શન | ૧૯૮૮ | ૦-૬-૦ | |
| ભક્તિમલ | ૧૯૮૮ | ૦-૪-૦ | |
| રસ-દર્શન | ૧૯૮૯ | ૦-૬-૦ | |
| ,, | ૧૯૯૦ | ૦-૪-૦ | |
| જીર્ણપત્તનો | ૧૯૯૦ | ૦-૮-૦ | |
| રસ-દર્શન | ૧૯૯૧ | ૦-૮-૦ | |
| મોક્ષાનલ | ૧૯૯૨ | ૦-૮-૦ | |
| રસ-દર્શન | ૧૯૯૩ | ૦-૪-૦ | |
| ચિર જીવન | ૧૯૯૩ | ૦-૬-૦ | |

રચનાર—શ્રીમતી જયન્તીદેવી.

| | |
|---|---|
| શ્રી જયન્તીપદ્યપીયૂષ | ૧-૦-૦ |

રચનાર—શ્રીમાન્ છોટાલાલ જીવનલાલ.

| | |
|---|---|
| યોગિની કુમારી ભાગ ૧ | ૨-૮-૦ |
| યોગિની કુમારી ભાગ ૨ | ૩-૪-૦ |

| | | |
|---|---|---|
| સુધાસ્રોતસ્વિની ભાગ ૧ | ૦–૬–૦ | નથી |
| „ „ ભાગ ૨ | ૧–૮–૦ | |
| વિજ્ઞાનની રસિક વાર્તાઓ | ૦–૧૨–૦ | |
| મંગલપ્રેરિત સંદેશા | ૧–૦–૦ | |
| અધ્યાત્મબલપોષક ગ્રંથમાલા —પ્રથમ અંક | ૧–૮–૦ | |
| વિદ્યાર્થીનો સાચો મિત્ર | ૧–૦–૦ | |
| બંધકોશનો ઉપાય | ૦–૧–૬ | |
| બાળકોને કેવીરીતે કેળવવા ? | ૦–૫–૦ | |
| બ્રહ્મચર્ય | ૦–૧–૬ | |
| રોગ ગવાના ઉપાય | ૦–૧–૬ | નથી |
| રોગથી બચવાનો ગોઠ ઉપાય નથી શું ? | ૦–૧–૬ | |
| ઇશ્વરની ભક્તિ મનુષ્યોએ શા માટે કરવી ? | ૦–૨–૦ | |
| શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ એ શું છે ? | ૦–૦–૬ | |
| મૂર્તિપૂજાનું ખંડન કરનાર મૂર્તિપૂજાના રહસ્યથી કેટલા અજ્ઞાન છે | ૦–૧–૬ | |
| દુગ્ધોપચાર | ૦–૨–૦ | |
| ધનવાન થવાની અમોઘ કલા | ૧–૦–૦ | નથી |

શ્રેય૦ વર્ગના લેખકોના ગ્રંથો.

| | |
|---|---|
| શ્રી ભારતી પ્રતિમા (શ્રી ભારતી દેવી) | ૦–૮–૦ |
| શ્રી અર્ચન અઞ્જલિ (શ્રી ભારતીદેવી–નિમિત્ત સ્મરણ લેખો) | ૦–૮–૦ |
| હૃદયનિવેદન (ન૦ દે૦ મહેતા) | ૦–૪–૦ |
| સદ્બોધસ્રવન્તી ( ચાર લેખો ) | ૦–૪–૦ |
| રસાઞ્જલિ ( પદ્યસંગ્રહ ) | ૦–૧૨–૦ |
| ચિન્તનગીતા | ૦–૪–૦ |
| શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્ય ઉત્તરાર્ચન સંમેલન | ૦–૧–૬ |

## કીર્તનમંજરી.

આ કીર્તનનું પુસ્તક દર વર્ષે શ્રી સાધન સમારંભના ઉત્સવઉપર પ્રસિદ્ધ થાય છે. તેમાં શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનનાં તથા શ્રીમતી જયન્તી દેવીનાં અત્યંત દિવ્ય સરખાં કીર્તનો પ્રકટ થએલાં છે. તેમજ શ્રે૦ વર્ગના બીજા લેખકોનાં સુન્દર કાવ્યો પણ તેમાં છે દર વર્ષના છુટક વિભાગનું મૂલ્ય રૂા ૦–૩–૦ થી રૂા. ૦–૮–૦ સુધી છે આજ સુધીમાં ૨૯ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

## શ્રી સદુપદેશશ્રેણી–અંક ૨૨થી૭૬

શ્રી શ્રેયસ્સાધક અધિકારિવર્ગના પ્રતિવર્ષના ઉત્સવમાં જે વ્યાખ્યાનો થાય છે તે સર્વનો અને તે ઉપરાંત વિશેષ લેખોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. તેમાં વિદ્વાનોના અનેક પ્રકારના વિષયના લેખો એટલા તો મહત્ત્વના છે કે તેના જેવું બહુમૂલ્ય અને વિવિધતાવાળું સાહિત્ય તમને ગુજરાતી ભાષામાં ભાગ્યે જ મળશે દરેકનું છુટું મૂલ્ય આઠથી બાર આના સુધીનું છે

## શ્રેયસ્સાધક,

—: સાપ્તાહિક :—

શ્રેયસ્સાધકોને તેમ ઇતર સજ્જનોને ઉપયોગી થઇ પડે એવા અનેક સદ્વિચારોથી ભરેલું, માનવજીવનની ઉન્નતિના કર્તવ્યમાર્ગને સરળ રૂપમાં જણાવતું પત્ર

વાર્ષિક લવાજમ હિન્દમાં...રૂા ૫–૦–૦
હિન્દબહાર...દશ શિલિંગ

પુસ્તકો વગેરે મળવાનું ઠેકાણું —

વ્યવસ્થાપક, ચારિત્ર્ય મંદિર
વડોદરા.

દરેક પુસ્તકનું પોસ્ટેજ જૂદું આપવાનું હોય છે.

: : સાપ્તાહિક : :

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

Reg. No. B 3171

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન ધરો"

॥ ॐ શ્રી ॥

વર્ષ : ૪ અંક : ૬
સં૦ ૧૯૯૩, આષાઢ સુદ ૨
શનિવાર
તા. ૧૦ : ૭ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ :
હિંદમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશશિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.
સ્થલ : વડોદરા.

આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિંટિંગ પ્રેસ, મોદીખાના—વડોદરામાં રણછોડભાઇ હિરાભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-તરફથી પ્રકાશક, ગોવિન્દલાલ ચં૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા ૧૦-૭-૧૯૩૭

## कया अन्तःकरण परमार्थमां आगळ नथी वधी शकतां ?*

જે અન્તઃકરણમાં વારંવાર અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે.
જે અન્તઃકરણ વારંવાર હતાશ થાય છે.
જે અન્તઃકરણમાં વારંવાર વ્યવહાર સ્ફુર્યા કરે છે.
જે અન્તઃકરણમાં વારંવાર એક વાતના બહુ વિચાર અટકતા નથી.
જે અન્તઃકરણમાં વારંવાર ક્ષુદ્ર વાતને માટે મોટું રૂપ અપાય છે.
જે અન્તઃકરણમાં વારંવાર વ્યવહારદષ્ટિ જ ઉઠે છે.
જે અન્તઃકરણમાં વારંવાર એક પ્રસંગ કે પ્રતિકૂલ શબ્દ સાંભરે અને મન તેમાં ફરીફરીને વળગે છે.
જે અન્તઃકરણ વારંવાર-જરા પણ મનને યથાસમય દબાવવા પ્રયત્ન-(સાવધ) કરતું નથી.
જે અન્તઃકરણ વારંવાર પ્રતિકૂલને ભૂલવા મથતું નથી.
જે અન્તઃકરણ કર્મેન્દ્રિયના-ખાનપાનાદિ વ્યવહારને દુર્બલ કરતું નથી.
જે અન્તઃકરણ વારંવાર પોતાના સંકલ્પોનું શોધન કરતું નથી.
જે અન્તઃકરણ વારંવાર મોહને અને કામને શાન્ત નથી રાખતું.
જે અન્તઃકરણ વારંવાર નિરર્થક ચિત્તચાંચલ્યને પણ શમાવવા યત્નશીલ નથી.
જે અન્તઃકરણનો વારંવાર દેહાદિના વ્યર્થ હલનચલનઉપર પણ અંકુશ નથી.

શ્રીમદુપેન્દ્રાચાર્યજી.

* પં૦ રૂરેવે કરી મૂકેલી નોંધોમાંથી મળી આવેલું.

# સંયમ.

પોતાપણું ભૂલવનાર
ઇશ્વરની ભૂખ લગાડનાર.
અભર્યાદિ સ્વરૂપમાં સ્થાપનાર
જગતને હરી કાઢનાર
સ્વતંત્ર બનાવનાર
સ્વરૂપમાં રમાડનાર.
દિવ્ય આન્દોલન વહેવડાવનાર.
પ્રગતિને અનુકૂલ વાતાવરણ રચનાર.
આત્મવિશ્વાસને સરજનાર
સામર્થ્યને પ્રકટાવનાર.
સૂક્ષ્મ વાસનાને તોડનાર.
હૃદયમાં પ્રભુને બેસાડનાર
મનની મન્દતાને હરનાર
દુર્બલતાને નિવારનાર
સત્યભાન કરાવનાર.
ઉન્મત્તતા શમાવનાર
આત્મપ્રીતિ ટકાવનાર
સ્વધર્મને નિભાવનાર
મનુષ્યત્વ લાવનાર
ઈશિત્વમાં સ્થાપનાર.
જગતના દૈવી સિદ્ધિઓના પ્રલોભનથી બચાવનાર.
પ્રતિકૂલતામાં સહનશીલતા રખાવનાર
મધ્યબિન્દુપ્રતિ આકર્ષનાર
નિત્ય અભિનવતા ઉપજાવનાર
અજ્ઞાનરાત્રિમાંથી જ્ઞાનપ્રભાત ઝળકાવનાર
સદ્ગુરુકૃપાને વર્ષાવનાર
અલિપ્ત બનાવનાર
બ્રહ્મપ્રકાશ અપાવનાર
બ્રહ્મમાં રમાડનાર
બ્રહ્મરૂપે મોહાવનાર—સાધન સંયમ છે.
બંધુઓ ! બ્હેનો ! સાધો, ખૂબ આગ્રહથી, ખૂબ રસથી સંયમ સાધો પરમાત્મા તેના સત્ફલના સર્વને ભોક્તા કરો.

શ્રી अयन्तदेवो.

---

॥ ૐ શ્રી ॥

## श्री योगसार.

( અનુસન્ધાન શ્રીમહાકાલ રૂપ ૨૭, દર્શન ૨ ના પૃષ્ઠ ૫૪ થી. )

[ આપણા વર્ગના અગ્રગણ્ય સાધકરત્ન અને પ્રખર વિદ્વાન્ શ્રીયુત જેઠીસનદાસ જેઠાભાઈ કણીયા લિખિત આ લેખ, શ્રીમહાકાલ રૂપ ૨૫ ( સં૦ ૧૯૮૯ ના ચૈત્ર કૃષ્ણ ૧૪ ) ના દર્શન (અંક) ૬ ના પૃષ્ઠ ૧૮૧ થી શરૂ થયો હતો તે, શ્રી મહાકેસ બંધ પડવાથી અધુરો છપાયો છે યોગ જેવા ગહન વિષયના સારરૂપ આ લેખ જ્ઞાનજિજ્ઞાસુને અત્યન્ત ઉપયોગી હોવાથી તેમજ સાધકમાત્રે સમજવા જેવો હોવાથી જ્યાંથી અપૂર્ણ રહ્યો છે ત્યાંથી તેને પુન શરૂ કરતાં અત્રે આનંદ થાય છે. ]

શ્રી સ્કાન્દમાં પ્રકૃતિનું આવું જ સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે नामरूपविनिर्मुक्तं यस्मिन् संतिष्ठते जगत् । तमाहुः प्रकृतिं केचिन्मायामेके परे त्वणून् ॥ નામ અને રૂપથી રહિત થઈને જગત્ જેમાં સંસ્થા પામીને રહે છે તેને જ પ્રકૃતિ કહે છે કેટલાક માયા નામ આપે છે, અને કેટલાક અણુ કહે છે. અર્થાત્ પરિણામિ તત્ત્વ ને આ પ્રકૃતિ, માયા, અને અણુ એ ભિન્ન ભિન્ન નામોથી વ્યવહરાય છે. × × मायाऽविद्येत्यादयः प्रकृतेः पर्यायाः ॥ प्रज्ञेति विद्याऽविद्येति मायेति च तथा परे । प्रकृतिश्च परा × × × માયા અવિદ્યા ઈત્યાદિ પ્રકૃતિના પર્યાય શબ્દો છે. જેમકે સ્મૃતિમાં કહ્યું છે કે પ્રજ્ઞા, વિદ્યા, અવિદ્યા, માયા, પરા, × × ×. ત્યાં એ પ્રકૃતિ પ્રધાન કહેવાય છે કેમકે એમાં નામરૂપાત્મક સર્વ જગત્ રહે છે અને પુરુષના પ્રધાનરૂપ—અમાત્યરૂપ એ છે. જેમ રાજાનાં સર્વ કાર્યો અમાત્ય કરે છે તેમ રાજારૂપ પુરુષનાં ભોગ અને અપવર્ગરૂપ કાર્યો આ પ્રધાન સાધે છે. શ્રીઆદિત્યપુરાણમાં કહ્યું છે કે ना सद्रूपा न सद्रूपा माया नैवोभयात्मिका । सदसद्भ्यामनिर्वाच्या । માયા અથવા પ્રકૃતિ કેવલ અસત્ નથી કેમકે પ્રતીત થાય છે, તેમજ સદા એક રૂપે રહેનાર વસ્તુ તે સત્ છે તેવી પણ નથી કારણ કે એ એક ધર્મને ત્યજે છે અને અન્યને લે છે; તેમજ ઉભયસ્વરૂપ પણ નથી કારણ કે સત્ અને અસત્ બને વિરોધી હોવાથી એક વસ્તુમાં રહેતા નથી, તેથી એ સત્ અને અસત્થી અનિર્વાચ્ય છે. આ જ રીતે એ પ્રકૃતિ સાવયવ પણ નથી, કેમકે સત્ત્વ, રજસ્ અને તમસ્ એના વાસ્તવ અવયવો નથી. એ ત્રણ ભિન્ન ભિન્ન રહી એને ઉત્પન્ન કરતા નથી; તેમજ નિરવયવ પણ નથી કારણ કે એ સત્ત્વાદિ ત્રિગુણાત્મક કહેવાય છે. મહદાદિ વિકારો પ્રતિક્ષણે પરિણામ પામનાર છે તેથી કાર્યવિધ્વંસી મનાય છે અને તેની અપેક્ષાથી પ્રકૃતિ નિત્ય છે છતાં એ પણ પુરુષની માફક કૂટસ્થ નિત્ય નહિ હોતાં પરિણામિ નિત્ય છે, અને પરિણામિ હોવાથી જ એ તુચ્છ છે, સારરહિત છે, ઇન્દ્રજાલસમ માયામય છે ઈત્યાદિ પ્રકારે કહેવામાં આવે છે અને મહદાદિ વિકારો તો વ્યવહારવ્યાપાર ચલાવવાને ભોગવનાર છે, પ્રતિક્ષણે અન્ય અન્ય થનાર છે, તેથી અતિતુચ્છ છે. શ્રીપાતંજલ ભાષ્યમાં જણાવ્યું છે કે गुणानां परमं रूपं न दृष्टिपथमृच्छति । यत्तु दृष्टिपथं प्राप्तं तन्मायेव सुतुच्छकम् ॥ સત્ત્વાદિ ત્રણ ગુણોનું જે વાસ્તવ સ્વરૂપ છે, ધર્મ-વિનાનું મૂલ સ્વરૂપ છે તે દૃષ્ટિગોચર થતું નથી અને જે દૃષ્ટિગોચર થાય છે તે કેવલ માયારૂપ અને અતિ તુચ્છ જ છે. આ પ્રમાણે વિકારો અતિ તુચ્છ હોવાથી જ શ્રુતિ કહે છે કે वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् । વિકારમાત્ર વાણીથી આરંભેલ છે, નામમાત્ર રૂપ છે અને મૃત્તિકાસદૃશ જે કારણ તે જ માત્ર સત્ય છે. અહિ પ્રકૃતિનું જે પ્રકારનું સ્વરૂપ પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે જ પ્રકારનું આ રીતે શ્રુતિસ્મૃતિઆદિમાં કહ્યું છે, એ આથી જણાય છે એટલું જ નહિ પણ ઉત્પત્તિક્રમ, પ્રકૃતિના પરિણામનો ક્રમ જે રીતે અત્ર માન્યો છે તે જ રીતે શ્રુતિમાં કહ્યો છે, અને આ દર્શનમાં માનેલાં સર્વ તત્ત્વો

લોકવેદમાં અસિદ્ધ નથી પણ શ્રુતિસિદ્ધ જ છે. શ્રી પ્રશ્નોપનિષદ્‌માં કહ્યું છે કે एवं ह वै परे आत्मनि संप्रतिष्ठते पृथिवी च पृथिवीमात्रा चापश्चापोमात्रा च—આ સર્વ પરમાત્મામાં રહે છે—પૃથિવી અને પૃથ્વીમાત્રા (ગન્ધતન્માત્રા), જલ અને જલમાત્રા (રસ તન્માત્રા) આ. શ્રી અથર્વવેદના મુણ્ડકોપનિષદ્‌માં કહ્યું છે કે एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी । પ્રાણ, મન, સર્વ જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય આકાશ, વાયુ, તેજસ્, જલ અને સર્વને ધારણ કરનાર પૃથ્વી આમાંથી જ ઉત્પન્ન થાય છે. શ્રી ગોપાલતાપનીય ઉપનિષદ્‌માં કહ્યું છે કે तस्मादव्यक्तमेकाक्षरं, तस्मादक्षरान्महत्, महतो अहङ्कारः, तस्मादेवाहङ्कारात् पञ्च तन्मात्राणि तेभ्यो भूतानीति—તેમાંથી અવ્યક્ત એ અવ્યક્તમાંથી મહત્ તત્ત્વ, મહત્ તત્ત્વમાંથી અહંકાર, અહંકારમાંથી પાંચ તન્માત્રા અને એ તન્માત્રાઓમાંથી પૃથ્વ્યાદિ પાંચ ભૂતો પ્રકટે છે. આ પ્રમાણે આ સર્વ તત્ત્વો શ્રુતિમત છે, ક્રમ પણ શ્રુતિસિદ્ધ છે અને સાંખ્ય સ્મૃતિનો ખાસ અભિપ્રાય છે કે એ સર્વ વિચારીને યોગ સૂત્રકારે દૃશ્યનું—પ્રકૃતિનું સ્વરૂપ જણાવતાં કહ્યું છે કે

प्रकाशक्रियास्थितिशीलं भूतेन्द्रियात्मकं भोगापवर्गार्थं दृश्यम् ॥ २. १८ ॥

પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ એ સ્વભાવવાળા, દ્રષ્ટાના ભોગ અને અપવર્ગની સિદ્ધિ માટે અને ઇન્દ્રિયરૂપે પરિણામ પામતા સત્ત્વાદિ ત્રણ ગુણો તે દૃશ્ય છે. આ સૂત્રમાં ભૂત અને ઇન્દ્રિયનું ગ્રહણ કર્યું છે પણ તે બેથી અત્ર કહેલા સર્વ વિકારો આવી જાય છે કેમકે ભૂત અને ઇન્દ્રિયથી સ્થૂલ તથા સૂક્ષ્મ ભૂતેન્દ્રિયનું ગ્રહણ કરવાનું છે. ત્યાં સ્થૂલ ભૂતમાં આકાશ, વાયુ, તેજસ્, જલ અને પૃથ્વી તથા એ પાંચ ધર્માદિ પરિણામ થઇ ઉત્પન્ન થતા સર્વ ઘટપટાદિ વિકારો આવે છે. સૂક્ષ્મ ભૂતમાં એ સ્થૂલ ભૂતના ઉપાદાન કારણરૂપ, એના પ્રકૃતિરૂપ પાંચ તન્માત્રા આવે છે. સ્થૂલ ઇન્દ્રિયમાં અગીઆર ઇન્દ્રિયો આવે છે અને સૂક્ષ્મ ઇન્દ્રિયમાં એ સ્થૂલ ઇન્દ્રિયના સાક્ષાત્ તથા પરંપરા ઉપાદાન કારણ અહંકાર અને મહત્ તત્ત્વ આવે છે. તેથી ભૂત અને ઇન્દ્રિય એ બેનું કથન કરવાથી પ્રકૃતિવિકૃતિ તત્ત્વો કેવલ વિકૃતિરૂપ તત્ત્વો અને એના સર્વ પરિણામો આવી જાય છે. પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ એ ધર્મોની ઉપલબ્ધિ સર્વ કાર્યે જ હોય છે તેથી માત્ર એ ત્રણ ધર્મવાળા નહિ કહેતાં પ્રકાશાદિશીલમ્ પદ વધાર્યું છે તેનો આશય અવ્યક્ત વા પ્રધાનનું ગ્રહણ કરવાનો છે. અવ્યક્ત એ પ્રકૃતિની સ્વભાવસિદ્ધ દશા છે અને એમાંથી જ વિકૃતિ થતાં વિવિધ દશા ઉપજે છે તેથી ઉક્ત ત્રણ ગુણોનું સ્વભાવસિદ્ધ સ્વરૂપ પ્રકાશાદિ ધર્મવાળું નથી પણ એ ધર્મની યોગ્યતાવાળું છે આ સૂચન કરવા શ્રી સૂત્રકારે અત્ર શીલમ્ પદ વાપર્યું છે. આ રીતે શ્રી સૂત્રકારે આ કહ્યું કે સર્વ અનાત્મ વિશ્વ જેના પરિણામરૂપ છે એવા સત્ત્વાદિ ત્રણ ગુણો તે દૃશ્ય છે, તે જ પ્રકૃતિ છે, તે જ આ યોગશાસ્ત્રે સ્વીકારેલા બે મુખ્ય તત્ત્વોનું એક મુખ્ય તત્ત્વ છે.

(અપૂર્ણ)

# જગત્–ચગડોળ.

જગતના ચગડોળે તો ચડ્યા. આપણી સ્વેચ્છાથી ચડ્યા, મોજ માણવા ચડ્યા, ઉંચે નીચે આવતાં જતાં વિધવિધ પ્રકારનાં દશ્યો જોવાને ચડ્યા આનન્દથી, ઉત્સાહથી ઘુમવા માંડ્યું, પણ વિચાર્યું છે ખરું કે આપણી પકડ કેવી છે ! આપણે કેવા આધારે રહ્યા છીએ ! આપણે સર્વ રીતે સ્થિર છીએ કે નહીં !

ચગડોળમાં બેસનાર એક સબળ વસ્તુને પકડે છે તો તેને કોઈ જાતનો ભય રહેતો નથી. નિર્ભયતાથી, નિઃશંકપણે આનન્દપૂર્વક એ બેઠનો આનન્દ અનુભવી વિહાર કરી શકે છે. ઉંચે નીચે હીંસોળા ખાતા ચગડોળમાં ચડતાં ઉતરતાં બેસનારનું ધ્યાન પોતાની પકડપર પ્રતિક્ષણ રહેતું હોય છે, વિવિધ પ્રકારના દશ્યો જોતાં, વૃત્તિ, મન, દૃષ્ટિ જો પોતાનું ધ્યાન ચૂકે છે તો હાથ ઢીલા પડી જતાં બેસનારને પેલી પકડસાથેનો સંબંધ મજબૂત રહી શકતો નથી. તરત જ બેહક ઉછળેલા થાય છે. સ્થિરતા જતાં એ વેગથી ઘુમતા ચગડોળમાંથી ગમે તેવા સ્થાને પડી જતાં મોજને સ્થાને મોતને અનુભવે છે.

જગત્ચગડોળમાં ઘુમવા નીકળેલા આપણે પણ આ કલા જાણી લેવી ઘટે છે કે આપણી પકડ કેવી છે ? આપણે તેના બળવડે અન્તરથી પૂર્ણ બળવાન્, નિઃશંક અને નિશ્ચિન્ત છીએ કે નહિ ? પકડ યથાર્થ રીતે પકડ્યા પછી જ જગત્ચગડોળનો આનન્દ લેવો. એ પકડના આધારે જ સ્થિર બેસી યથેચ્છ વિહરણ કરવું.

પરમાત્માનો આશ્રય એ આપણી પકડ છે. એ સબળ આધારે આપણે જગત્ચગડોળમાં ઘુમવાનું છે. એમાં જરા શિથિલતા થતાં આપણે ક્યાં ના ક્યાં પટકાઈ પડવાના.

આમ તેમ ઉથલ સુથલ થઈ જતા ચગડોળમાં ચડનારને ઘણા અનુભવ થાય છે. જગત્ચગડોળમાં ચડ્યા પછી કંઈ કંઈ અવનવું, ન જોયેલું, ન ચિન્તવેલું, ન અનુભવેલું જણાવા લાગે છે. એકનું એક દશ્ય ઉથલ સુથલ જણાવાનું.

ચગડોળના ઘુમવાથી તેમાં બેસનારને પોતે પણ ઉથલ સુથલ થઈ જવાનું ભાન થાય છે. નેત્રો ફરી જાય છે, અંધારાં આવે છે, ગભરામણ થઈ જાય છે. એવી હાલે પેલી પકડ મજબૂત રાખવાની સાવધાનતા જો ન ટકે તો બેઠનો આનન્દ લય થઈ ઉતરે છે.

જગત્ચગડોળમાં ચડનાર આપણી પણ આ સ્થિતિ થાય છે. આ ઝટપટો ખેલ ખેલવો સહેલો નથી. એથી જ પ્રભુનો આધાર જેમણે લીધો છે તેને તો સર્વદા સર્વ રીતે નિર્ભયતા છે જ. પરમાત્માના આશ્રયે રહી પણ કદાપિ વ્યામોહ પામતા નથી. તે જગતના પ્રસંગોથી લોભાતા નથી. તે પોતાને સ્થાને સ્થિર રહે છે. પરમાત્માનો આધાર જેણે લીધો છે તે પોતાની મજબૂત પકડના બળે નિઃશંક હોય છે. જગત્નો ચગડોળ તેને ગમે ત્યાં ફેંકી દેતો નથી. પ્રભુઆશ્રયીના ચિત્ત, બુદ્ધિ, મન, વૃત્તિ કોઈ પણ પ્રકારના દશ્યોથી ચલિત થતાં નથી. જેમ જેમ વધારે ઘુમવાનું

થાય છે તેમ તેમ તે બળથી પોતાની પકડને પકડે છે તે સમજે છે કે આ બધો આનન્દ આ પકડવિના ક્ષણમાં વિનાશ કરનાર છે

વૃત્તિ, જોવામાં આવતાં દૃશ્યોમાં તલ્લીન થતાં પોતાનું ભાન ભૂલે છે, અને આધારના બળવડે જ હું તો ખેલનાર છું એ ભાન જતું રહે જે વૃત્તિ દૃશ્યાકાર થાય છે, તરંગ ચઢે છે, પરિણામે પકડથી વૃત્તિ ઢીલી પડતાં પતન થાય છે આ પડવું ગમે તે સ્થાનમાં ગમે તેવી સ્થિતિમાં થાય છે અનીતિના ખાડામાં અથવા અભિમાનના કુંડમાં અથવા મોહની નદીમાં ડૂબી તે મરણનો અનુભવ કરે છે

એક વાર પડયા પછી મનુષ્ય મનુષ્યપણું ગુમાવી ફરી ઉભો થઇ શકતો નથી જેનો આધાર સબળ છે, જેણે આધારમ થે પાકી બાથ ભીડી છે, તેનો ખેલ ખેલવો સાર્થક છે તેનો ખેલવાનો યત્ન સફલ છે

આપણી પકડ પણ જેવી મજબૂત હશે તેવું આપણું રક્ષણ થશે ગમે તેવાં લૌકિક અલૌકિક દૃશ્યો જોવાના મળે તેપ્રતિ દોરવાઇ જતાં પ્રતિક્ષણ આપણે આપણે સ્થાને સુસ્થિર છીએ કે નહીં એ તપાસતા રહેવાથી ચગડોળના ખેલનો આનન્દ લેવાશે આપણે દૃઢતાથી આધારને વળગી રહીશું તો અવનવ અનુભવો લેતાં આ જગત્ચગડોળમાં ઘુમી સ્વસ્થાને ઉતરીશું

આપણે વિચારવાન, સમજણવાળા મનુષ્ય છીએ તો આ એક વિચાર રાખી જગત્—ચગડોળમાં ચઢી આ ન લખશું માત્ર એટલું વિચારવાનું કે આપણી પકડ મજબૂત તો છે જ ને!

શ્રી. પ્ર૦ મહેન.

---

શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું ઇનામી સાહિત્ય–' સં૦ ૧૯૯૩ )

( ઉત્તીર્ણ લેખો. )

## પુરુષ વિભાગ––' શ્રેયઃસાધકનાં આવશ્યક કર્તવ્ય. '

( લેખક : મણિલાલ યજ્ઞેશ્વર શેલત, વડોદરા. )

૧ પોતાનાપ્રતિનું કર્તવ્ય :—

( અ ) શારીરિક.

( ૧ ) શ્રેયસ્સાધકે બ્રાહ્મમુહૂર્તે અગર મોડામાં મોડું સૂર્યોદયપૂર્વે ઉઠવું

( ૨ ) નિત્ય પ્રકૃતિઅનુસાર વ્યાયામ અને દીર્ઘશ્વાસ પ્રશ્વાસ અગર પ્રાણાયામની ક્રિયા કરવી.

( ૩ ) અઠવાડીયામાં એક ઉપવાસ માત્ર જલઉપર અગર અલ્પ પ્રમાણમાં પ્રવાહી પદાર્થથી

( ૪ ) સવાર સાંજ બે વખત સ્નાન

( ૫ ) વસ્ત્ર અને શરીર તથા સ્થાનની સ્વચ્છતા

( ૬ ) વર્ણાશ્રમનું પાલન કરવાનો આગ્રહ

( ૭ ) આરોગ્યના–શ્રીમાસ્તર સાહેબના લેખોમાં આવેલાં-નિયમોનું ઉપયોગપૂરતું જ્ઞાન

(ઘ) માનસિક.

(૮) સ્વાધ્યાય-ગીતાદિ અને તદુપરાંત વર્ગના સાહિત્યનું પરિશીલન

(૯) ભાષાની શુદ્ધિવિષે સાવધાનતા અપઠિત, તદ્દન ગ્રામ્ય કે અપશબ્દ ન બોલાય

(૧૦) વર્ગના મુખ્ય સિદ્ધાન્ત અને તેના સ્થાપક,આગળપડતા પુરુષોવગેરેના ઇતિહાસનું ટુંક જ્ઞાન.

(૧૧) કર્મ, ભક્તિ, યોગ અને જ્ઞાનના સ્વરૂપનું અલ્પ જ્ઞાન અને તેનો સમન્વય વર્ગ કેવી રીતે કરે છે તે.

(૧૨) જપના વિધિનું તથા જપ ઉત્તમ થાય તે માટે કેવી સાવધાનતાની જરૂર તેનું જ્ઞાન. શ્રી ગુરુદેવસમીપ કે તેઓશ્રીના સ્થાનમાં બેસવું, ફરવું, બોલવુ વગેરેમા કેવી મર્યાદાનું પાલન કરવું તેનું જ્ઞાન

(ઙ) આધ્યાત્મિક.

(૧૩) ઓછામાં ઓછા બે કલાક જપ, ધ્યાન અને સંયમાદિમાં ગાળવા જોઇએ

(૧૪) બે વખત-સવાર સાંજ-સંધ્યા તેમજ ઉત્થાનપશ્ચાત્ અને શયનપૂર્વે ઇષ્ટસ્મરણ-પ્રાર્થના.

(૧૫ ત્રાટકના અમુક અંશનું અપૂર્ણ-જ્ઞાન.

(૧૬) ઓછામાં ઓછા એક કલાક આસનની સ્થિરતા.

(૧૭) આરતી, પુષ્પાઞ્જલિ અને થોડા પદ મુખપાઠ

(૧૮) પરમપૂજ્ય બાપજીશ્રીની શીખાના થોડા પ્રયોગોનું જ્ઞાન તેમ જ ગુરુપૂજન વિધિનુ જ્ઞાન.

૨ વર્ગપ્રતિનું કર્તવ્ય.

(૧૯) વર્ગના ધ્યેયાર્થે નિત્ય શુભ સંકલ્પ અમર બાપના અમુક જપ કે અર્ઘ્ય આપવા જેવી કોઇ પણ સત્ક્રિયા કરવી.

(૨ ) વર્ગના મુખ્ય ઉત્સવોમાં, તેમાં ખાસ કરીને ગુરુ નમસ્કાર સભામાં ભાગ લેવા આગ્રહ

(૨૧) પોતાના સ્થાનમાં આશ્રમ હોય તો ત્યાં અગર નિર્ણીત સ્થળે નિર્ણીત દિવસે હાજરી આપવી.

(૨૨) વર્ગના સાધકોને વ્યાપાર, નોકરી કે વ્યવહારના કાર્યમાં વિવિધ પ્રકારની સહાય; વર્ગનાં પુસ્તકોનો પ્રચાર કરવા પ્રયત્ન.

(૨૩) સમારંભ અને જયન્તીમહોત્સવના કાર્યમાં ઉત્તેજનતરીકે કંઇક મદદ

૩ કુટુંબપ્રતિનું કર્તવ્ય.

(૨૪) કુટુંબીવર્ગ મળી રાત્રિએ કીર્તન. અઠવાડીયામાં બે વખત વર્ગસમ્બન્ધિ કે ઇશ્વરસાધકના કર્તવ્ય તેમ જ મુખ્ય પુરુષોના જીવન સંબંધિ કંઇક ચર્ચા

(૨૫) પત્ની, પુત્ર, પુત્રિઓને સંસ્કારી કરવા, તેમજ પૂજન કેમ થાય, દંડવત્ કેમ થાય, બોલવામાં જી, ના જી વગેરે વિનય વિવેક, અરસપરસ મળતાં 'જયગુરુ'નો ઉચ્ચાર વગેરે સબંધિ શિક્ષણ.

(૨૬) યોગ્ય વયનાં બાળક-બાળિકાએ પંદર મીનીટ ત્યાં ઇષ્ટસ્મરણમાં ગાળવા જોઇએ.

૪ મનુષ્યપ્રતિનું કર્તવ્ય.

(૨૭) ઉત્સવમાં સંસ્કારી સજ્જનોને મેળવવા પ્રયત્ન

(૨૮) આપણાં પુસ્તકો અન્યને વાંચવા આપવાં અગર બને તો પોતાના ગામમાં વર્ગ કે પુસ્તકોનું નાના પુસ્તકાલયની યોજના

(૨૯) સેવક સેવક, ધણાપણી સંબંધ—નોકરી વગેરેમાં સાધકને અનુરૂપ વર્તન

(૩૦) સર્વના કલ્યાણની નિત્ય થોડી પણ ભાવના—એ કર્તવ્ય

( ૬ )

( લેખક—જમનાદાસ ગંગારામ મહેતા—વડોદરા )

૧ ) શરીર, ઇન્દ્રિય તથા મનની નિરોગ અવસ્થા સાધવી.

૨ ) સ્વાદલોલુપતા પરિત્યજી પરમેશ્વરના સ્મરણ ચિન્તનથી પ્રકટતા નિર્વિષય સ્વાદમાં મોહ વધારવો

૩ ) વ્યસનમાત્રથી દૂર રહી મિતાહારી થવું

૪ ) આત્મશુદ્ધિવડે જ આનંદના જેવો નિર્મળ પ્રેમપ્રવાહ નેત્રમાં, વાણીમાં અને પ્રત્યેક ક્રિયા વહેવડાવવો

૫ ) વિષયોની દુઃખરૂપતા સત્વર નિશ્ચય કરી દેવી અને તે નિશ્ચયાનુસાર વર્તનમાં સ્થિર થવું

૬ ) ક્રિયામાત્રમાં અને ભોગમાત્રમાં ઈશ્વરની ભાવનાને અનુસ્યૂત રાખવી

૭ ) શ્રી સદ્‌ગુરુમાં ઈશ્વરબુદ્ધિ કરવી, અને અચલ શ્રદ્ધા રાખવી

૮ ) પ્રાતઃકાલે જેમ બને તેમ વહેલા ઉઠવું દેહશુદ્ધિના કાર્યોથી પરવારી શ્રી ઇષ્ટોપાસનામાં યોજાવું

૯ ) અભિમાન અને નિન્દાના ત્યાગમાટે સવિશેષ સાવધાનતાપૂર્વક સતત અને આગ્રહપૂર્વક પ્રયત્ન સેવવો

(૧૦) વાણીનો નિગ્રહ સાધવો, સત્ય, પ્રિય અને હિતકર વચનો ઉચ્ચારવાં

(૧૧) અહંમમભાવને શિથિલ કરવા માટે દૃશ્ય પદાર્થમાત્રમાં દોષદર્શન કરતા રહેવું, વાસનાના ક્ષયમાટે સદા ઉદ્યુક્ત રહેવું

(૧૨) અન્તઃકરણની શુદ્ધિ સાધવા તેમજ સર્વ ઇન્દ્રિયોને વશ વર્તાવવા પ્રયત્નશાળી થવું

(૧૩) સદ્‌ગુણ તથા સત્કર્મના સંસ્કારને વધારવા પ્રમોદસહિત રહેવું

(૧૪) જ્યારે જ્યારે ક્લેશ પ્રતીત થાય ત્યારે ત્યારે તેને સહન કરી ભોગવી છૂટવું આહ્લાદ સમજવું કે સંતાપ સંતાપ અનુભવીને ત્રાસવું નહિ

(૧૫) અજ્ઞાનતા ટાળવાના અને જ્ઞાન પ્રાપ્ત કરવાના ઉપાયો સાધવામાં આગ્રહ ધરવો

(૧૬) ગૃહસ્થાશ્રમમાં રહેતાં લગી સઘળાં પ્રમાણથી શોભતા ગૃહસ્થધર્મનું પાલન કરીને પણ આ સંસારમાં સારવિનાના પદાર્થમાં બંધાયેલા મનને ત્યજી અન્તમાં શાન્ત થવું

ત

: : સા પ્તા હિ ક : :

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા

Reg No B 3171

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન ઘડો"

વર્ષ : ૪ અંક : ૭

સં૦ ૧૯૯૩, આષાઢ શુદ્ધ ૬

શનિવાર

તા. ૧૭-૭-૧૯૩૭

વ્યવસ્થાપક :

વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર

વડોદરા.

વાર્ષિક લવાજમ

હિન્દમાં : રૂ ૫-૦-૦

હિન્દબહાર : દશશિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :

વિદ્યાર્થીને અનુભવ મેળવા-યોગ્ય સંસ્થા

દાન દેવાયોગ્ય સંસ્થા

સહાય કરવાયોગ્ય સંસ્થા

વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા

વિદ્યાર્થીમાં ચારિત્ર્ય ઘડતી સંસ્થા

સ્થળ : વડોદરા.

આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિ૦ પ્રેસ, મોદીખાના—વડોદરામાં રણછોડભાઈ મિથીરભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-વતી પ્રકાશક,

શ્રી વિનયલાલ મ૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિનયચંદ્ર-ફતાન, વડોદરા, એ ત્યાંથી પ્રસિદ્ધ કર્યું, તા ૧૭-૭-૧૯૩૭

॥ ॐ श्री ॥

## कोण सावधान छे ?*

પોતાના પદાર્થો, ધન વાપરવામાં સંભાળનાર જ સાવધાન છે એમ નથી, પરન્તુ જે વાણીનો ઉપયોગ કરવામાં સાવધાન છે તે સાચો સાવધાન પુરુષ છે.

પોતાની વસ્તુઓ ઠેકાણે રાખનાર સાવધાન છે એમ નથી, પણ ક્યારે શું કરવું એનું જેને જ્ઞાન છે તે જ સાવધાન છે

ઝીણામાં ઝીણી વસ્તુ જોનારની આંખ સાવધાન છે એમ નથી, પણ કોણ દુઃખી છે, અને તેને શું દુઃખ છે, તથા કોણ ગુણી છે અને તેમાં શો ગુણ છે તે જોનાર જ સાવધાન છે.

શસ્ત્રને વાપરી જાણનાર જ સાવધાન છે એમ નથી, પણ પોતાની ઇન્દ્રિયોનો નિગ્રહ કરનાર ખરો સાવધાન છે.

મનને કાંઈ પણ કામમાં લગાડનાર જ સાવધાન છે એમ નથી, પણ કામના ચિન્તનમાત્રથી મુક્ત કરી મનને કેવળ નિઃસંકલ્પ કરનાર જ સાવધાન છે.

જગતના પ્રસંગોમાં જ વ્યાપી રહેનાર સાવધાન નથી, પણ પરમાત્માના તત્ત્વમાં વ્યાપનાર સાચો સાવધાન છે.

શ્રીગુરુદેવ.

* પૂ૦ ગુરુદેવે કરી મોકલી નોંધમાંથી મળી આવેલું

॥ ॐ શ્રી ॥

# श्री योगसार.

( અનુસન્ધાન ગયા અંકના પૃષ્ટ ૪૪ થી. )

બીજું મુખ્ય તત્ત્વ તે પુરુષ છે. જે જે પદાર્થો દૃશ્ય થાય છે તે સર્વ પ્રકૃતિરૂપ પદાર્થમાં અન્તર્ગત છે એટલે તેમનું જ્ઞાન "તે આ છે" એ રૂપે થાય છે પણ પુરુષનું એ પ્રકારે જ્ઞાન કોઇ દિવસ થતું નથી; અર્થાત્ જેમ ગાય, અશ્વઆદિ પદાર્થોને પકડી દૃષ્ટાની નજરઆગળ ધરવામાં આવે તો તેનું જ્ઞાન દૃષ્ટાને કરાવાય છે પણ તે રીતે આ પુરુષતત્ત્વનું જ્ઞાન કરાવી શકાય તેમ નથી. કારણ કે પુરુષ એ દૃશ્ય નથી. પુરુષનુ જ્ઞાન સર્વને "હું" એ રૂપે જ થાય છે અને કોઇને "આ" એ રૂપે થઇ શકતું નથી. આ પ્રકારે "હું" એ રૂપે પુરુષનું જ્ઞાન થવાથી જ પુરુષનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. શ્રુતિ પણ જણાવે છે કે असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत्–જો કોઇ મનુષ્ય બ્રહ્મ એટલે સર્વવ્યાપક પુરુષ નથી એમ જાણે અથવા માને તો તે જાણનાર વા માનનાર પોતે જ નથી એમ તેણે જાણવું માનવું જોઇએ. તાત્પર્ય કે સર્વ પ્રકારના જ્ઞાન–ઘટજ્ઞાન, પુસ્તકજ્ઞાન, સુખદુઃખાદિજ્ઞાન–પુરુષવિના સ્વરૂપને જ પામતાં નથી. તેથી સર્વ પ્રકારનાં વિશેષ જ્ઞાનો–વિજ્ઞાનોમાં જેનું અસ્તિત્વ અનુસ્યૂત રહેલું છે એવું તત્ત્વ તે પુરુષ છે કે જે સદા સર્વદા છે જ, એને માટે "નથી" એમ કોઇ પણ વિચારશીલ મનુષ્ય કહી શકે તેમ નથી. આ શાસ્ત્ર અનુમાનથી પણ પુરુષની સિદ્ધિ કરે છે અને તે આગળ જોઇશું. પણ હાલ પ્રથમ એ પુરુષતત્ત્વ શું છે તેનું સામાન્ય જ્ઞાન, તેનું સામાન્ય સ્વરૂપ વૃત્તિમાં લાવવુ જરૂરનું છે. ત્યાં પ્રથમ તો ઉપર કહ્યું તેમ પુરુષનો "હું" એ રૂપે જ ઉલ્લેખ કરાય છે, અને કદાપિ "આ" એ રૂપે ઉલ્લેખ થઇ શકતો નથી.

આ પુરુષતત્ત્વ સદ્રૂપ છે. જે પદાર્થ ત્રણે કાલમાં અસ્તિત્વમાં રહે છે તે સત્ કહેવાય છે પુસ્તક એ સદ્રૂપ પદાર્થ નથી કેમકે એની પુસ્તકરૂપે સદા સર્વદા સ્થિતિ રહેતી નથી મહત્‌થી આરંભી સર્વ પ્રકૃતિના પરિણામરૂપ પદાર્થો ક્ષણવિધ્વંસી છે એ ઉપર જણાવ્યું છે, તેથી એમાંથી કોઇ પણ સદ્રૂપ લઇ શકાય તેમ નથી. અને પુરુષ તો સદા સર્વદા છે અને છે જ તેથી એ સદ્રૂપ છે. પુરુષ સદ્રૂપ હોવાથી નિત્ય છે, અને તેમાં પણ કૂટસ્થ નિત્ય છે જે પદાર્થ સદા સર્વદા રહે છે, જેનો અભાવ કોઇ પણ કાલે થતો નથી તે નિત્ય કહેવાય છે. એવા નિત્ય પદાર્થ તો બે છે: (૧) પ્રકૃતિ, એટલે સત્ત્વાદિ ગુણત્રય, અને (૨) પુરુષ તેમાં પણ સત્ત્વાદિ ગુણત્રય વિવિધ ધર્મોને એક સમયે પોતામાં પ્રતીત કરાવે છે અને ઇતર સમયે એ ધર્મોરહિત પોતે રહે છે, અર્થાત્ એ ધર્મોનો અસ્ત અને અન્ય ધર્મોનો ઉદય પ્રતીત કરાવે છે. તાત્પર્ય કે રંગભૂમિપર નટ જેમ વિવિધ વેષ ધારણ કરે છે તેમ સત્ત્વાદિ ગુણત્રયરૂપ પ્રકૃતિ વિવિધ વેષ ધરે છે, વિવિધ પ્રકારે

પરિણામ પામે છે અને તેથી નિત્ય છતાં પણ એ પરિણામિ નિત્ય છે. આથી ઉલટું પુરુષ એ કૂટસ્થ નિત્ય છે, કેમકે પુરુષમાંથી કોઈ પરિણામ ઉદ્‌ભવતો નથી; પુરુષ સદા સર્વદા એક જ રૂપે સ્થિત થાય છે. પુરુષના સંબંધમાં આવતા સઘળા પદાર્થો ભલે નાનાવિધ વેષોને રચે પણ પુરુષ સદા અવિક્રિયરૂપે જ સ્થિત થઈ રહે છે. આથી પુરુષ તે કૂટસ્થ નિત્ય છે. કૂટસ્થ નિત્ય માત્ર પુરુષરૂપ વસ્તુ જ છે તેથી એનું ઉદાહરણ અન્ય આપી શકાય તેમ નથી.

પુરુષ જ્ઞાનસ્વરૂપ છે અર્થાત્ જ્ઞાન અને પુરુષ એ પર્યાય શબ્દ છે, જ્ઞાન એ પુરુષનો ધર્મ નથી, પુરુષનો ગુણ નથી પણ જેમ અગ્નિ દાહસ્વરૂપ છે, પ્રકૃતિ સત્ત્વાદિગુણત્રયસ્વરૂપ છે, તે જ પ્રમાણે જ્ઞાન એ પુરુષરૂપ જ છે અને પુરુષ એ જ્ઞાનરૂપ જ છે. પુરુષને જ્ઞાનરૂપ શા માટે માનવો અને જ્ઞાનરૂપ ધર્મનો આશ્રયરૂપ શા માટે નહિ માનવો એનું મુખ્ય પ્રમાણ તો અનુભવપ્રમાણ છે. જે જે મહાસમર્થ ઋષિમુનિઓએ પુરુષતત્ત્વનો યથાર્થ અનુભવ કર્યો છે તે સર્વને પુરુષ જ્ઞાનસ્વરૂપ જ જણાયો છે, અને જ્ઞાનના આશ્રયરૂપ જણાયો નથી. એ ઋષિમુનિના વચનરૂપ સ્મૃતિ અને તેના મૂળભૂત શ્રુતિપંક્તિ આપણે જોઈએ તો ત્યાં પુરુષને જ્ઞાનસ્વરૂપ જ કહેલો જણાય છે. શ્રુતિ કહે છે કે सत्यं ज्ञानमनन्तं ब्रह्म । आत्मैव स्वाज्योतिः ॥ प्रज्ञानं ब्रह्म । चिदेकरसो ह्ययमात्मा । સર્વવ્યાપક બ્રહ્મરૂપ પુરુષ સદ્રૂપ છે, જ્ઞાનરૂપ છે, અન્તરહિત છે, આત્મા જ્યોતિરૂપ છે, બ્રહ્મ પ્રજ્ઞાનરૂપ છે, આ આત્મા કેવલ ચિદ્રૂપ છે ઇત્યાદિ આ સર્વ વાક્યોમાં આત્મા તથા પુરુષ જ્ઞાનવાળો છે એમ કહ્યું નથી પણ સર્વત્ર જ્ઞાનરૂપ છે, ચિદ્રૂપ છે એમ જ કહ્યું છે. તેથી જ્ઞાન, જ્યોતિઃ, પ્રજ્ઞાન ઇત્યાદિ પદો બ્રહ્મની સાથે એક વિભક્તિમાં આવેલાં છે, તેથી એ બેનું સામાનાધિકરણ્ય શ્રુતિને સંમત દેખાય છે. જો પુરુષ જ્ઞાનનો આશ્રય હોત તો કાં તો જ્ઞાનવાન્, પ્રજ્ઞાનવાન્ ઇત્યાદિ રૂપે શ્રુતિવાક્ય હોત અથવા બ્રહ્મનું પ્રજ્ઞાન, બ્રહ્મની જ્યોતિ એઆદિ રૂપે હોત. આ જ રીતે સ્મૃતિવચન પણ છે કે ज्ञानं नैवात्मनो धर्मो न गुणो वा कथंचन । ज्ञानस्वरूप एवात्मा नित्यः सर्वगतः शिवः ॥ જ્ઞાન એ આત્માનો ધર્મ નથી, એ કોઈ રીતે પણ આત્માનો ગુણ નથી, આત્મા જ્ઞાનરૂપ જ છે, નિત્ય છે, સર્વવ્યાપી રહેલો છે અને શિવરૂપ છે. આ પ્રકારે શ્રુતિ અને સ્મૃતિથી પુરુષ ચિદ્રૂપ-જ્ઞાનરૂપ સિદ્ધ થાય છે એટલે જેમ હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, હું ભૂખ્યો છું, તરસ્યો છું ઇત્યાદિ પ્રતીતિઓ, જે અહંપદ (હું શબ્દ) વેદ્ય આત્મામાં મનુષ્યત્વ, બ્રાહ્મણત્વઆદિ શરીરના ધર્મોને અને ક્ષુધાતૃષાઆદિ પ્રાણના ધર્મને આરોપ કરે છે તે શ્રુતિસ્મૃતિ કથિત આત્મા, શરીર અને પ્રાણથી ભિન્ન છે એમ ઉપદેશ પમેલો હોવાથી, બાધિત કરે છે તે જ પ્રમાણે હું જાણું છું, હું જ્ઞાનવાળો છું ઇત્યાદિ પ્રતીતિઓ પણ બાધિત કરે છે. એ પ્રતીતિરૂપ ભ્રાન્તિ કેવી રીતે ઉદય થાય છે તેનું આગળ સ્પષ્ટીકરણ કરાશે. સત્ત્વથી જ્ઞાન થાય છે, સત્ત્વનો ધર્મ પ્રકાશ એટલે જ્ઞાન છે ઇત્યાદિ કથનમાં જ્ઞાનશબ્દનો અર્થ વિજ્ઞાન છે અને તે બુદ્ધિનો ધર્મ છે અને તેથી આ જ્ઞાન ભિન્ન અર્થમાં છે તેથી એ કથનસાથે આનું પ્રતિપાદન વિરુદ્ધ નથી. વળી સત્ત્વથી જ્ઞાન કેવી રીતે થાય છે તેનું પણ સ્પષ્ટીકરણ આગળ આવનાર છે તેથી આ યોગશાસ્ત્રપ્રતિપાદ્ય વિષયમાં બેઉને અવલંબન કરવું આવશ્યક છે. પુરુષ જ્ઞાનરૂપ છે એટલું હાલ સમજી રાખવું પડે છે.

(અપૂર્ણ.)

# લાંબુ-ટુંકું.

[ લેખક : મણિલાલ યજ્ઞેશ્વર શેલત,—વડોદરા. ]

કેટલાકની જીભ આત્મશ્લાઘાવખતે લાંબી, પરન્તુ પરશ્લાઘા કે પરઉપકાર દર્શાવવામાં ટુંકી હોય છે.

કેટલાકની જીભ ગામગપાટા કે વ્યર્થ લવરીવખતે લાંબી, પરન્તુ ઇષ્ટસ્મરણાર્થે ટુંકી હોય છે.

કેટલાકની જીભ લડવામાટે લાંબી, પરન્તુ વિરોધ શમાવવા કે તકરાર પતાવવા માટે ટુંકી હોય છે.

કેટલાકની જીભ સ્વપદાર્થોની ઉત્તમતા દર્શાવવામાટે અત્યન્ત લાંબી, પરન્તુ પર પદાર્થોની યોગ્યતા કે ઉત્તમતા દર્શાવવા માટે ટુંકી હોય છે.

કેટલાકની જીભ પોતાના દુઃખનાં રોદણાં રડવામાં ઘણી લાંબી, પરન્તુ પારકાનું દુઃખ દર્શાવવામાં ટુંકી હોય છે.

કેટલાકની જીભ પારકાને ધમકાવવા કે દબાવવામાટે લાંબી, પરન્તુ કોઇને ઉત્સાહ, ધૈર્ય કે અભયનાં વચન કહેવામાટે ટુંકી હોય છે.

કેટલાકની જીભ પરદોષ દર્શાવવામાટે લાંબી, પરન્તુ સ્વદોષ દર્શાવવામાટે ટુંકી હોય છે.

કેટલાકની જીભ પોતાના રાઇજેટલા ગુણને પર્વતજેવો બનાવવા માટે લાંબી, પરન્તુ અન્યના પર્વતજેવા ગુણને રાઇજેવો દર્શાવવા જેટલી ટુંકી હોય છે.

કેટલાકની જીભ સ્વાર્થ સાધવામાટે લાંબી, પરન્તુ પરાર્થમાટે ટુંકી હોય છે.

કેટલાકની જીભ પોતાની વાત કે મુદ્દો સમજાવવામાં લાંબી, પરન્તુ પારકાની વાત કે મુદ્દો સમજાવવામાં ટુંકી હોય છે.

કેટલાકની જીભ પોતાના સંબંધના ગુણાનુવાદ કરવામાં લાંબી, પરન્તુ અન્યના યોગ્ય ગુણાનુવાદમાટે ટુંકી હોય છે.

કેટલાકની જીભ નિન્દા કે ટીકા કરવામાં લાંબી, પરન્તુ ગુણકથન-ગુણગાનમાટે ટુંકી હોય છે.

કેટલાકની જીભ મિથ્યા સ્તુતિ કરવામાં લાંબી, પરન્તુ યોગ્ય સ્તુતિ કરવામાં ટુંકી હોય છે.

કેટલાકની જીભ સામાને આંજી નાખવામાં લાંબી, પરન્તુ સામાની વિકલતા શમાવવા કે ગભરાટ દૂર કરવામાં ટુંકી હોય છે.

કેટલાકની જીભ સંબંધને તોડવામાં લાંબી, પરન્તુ સંબંધ બાંધવા કે ટકાવવાના કાર્યમાટે ટુંકી હોય છે.

કેટલાની જીભ ક્રોધ કે ભય દર્શાવવામાટે લાંબી, પરન્તુ યોગ્ય પ્રસંગે ભજન, ધૂન કે જયઘોષમાટે ટુંકી હોય છે.

કેટલાકની જીભ પોતાનો "કક્કો" ખરો કરવામાં લાંબી, પરન્તુ પારકાની વાત સ્વીકારવામાં ટુંકી હોય છે.

કેટલાકની જીભ પોતાનાથી નબળાઉપર હુકમ કરવા માટે લાંબી, પરન્તુ સબળામાટે ટુંકી હોય છે.

---

શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )

( ઉત્તીર્ણ લેખો. )

# પુરુષ વર્ગ—(અ) પાદપૂર્તિ.

૧

( લેખક : મણિલાલ યજ્ઞેશ્વર શેલત—વડોદરા. )

વસન્તતિલક.

સન્તોતણાં ચરણમાં શિરને નમાવું,
કામાદિ રોગ સહુ અન્તરથી શમાવું;
સેવા કરું ગુરુતણી અતિ શુદ્ધ ચિત્તે,
તો દુઃખ દુઃખી કરશે મુજને શી રીતે ? ૧

મારું મમત્વ જગથી સઘળું ત્યજીને,
દૈવી ગુણો સકળ અંતરથી સજીને;
જો ઇન્દ્રિય-ન્તનવિષે, યમ કાળ વીતે,
તો દુઃખ દુઃખી કરશે મુજને શી રીતે ! ૨

માયાતણા તિમિરને ઉરથી હઠાવું,
ને બ્રહ્મભાવ ઉરમાં અતિશે જમાવું;
જો દ્વૈતભાવ ન વસે કદિ મુજ ચિત્તે,
તો દુઃખ દુઃખી કરશે મુજને શી રીતે ! ૩

શાર્દૂલવિક્રીડિત.

જેને ક્લેશ અપેય ને વિપદના, રાશિ બને હદ્ભવે,
જેને દ્વેષ વિશેષ ઝેરથી કરે, વ્હાલાં જનો આ ભવે;
ગાજે છે ગુરુદેવ મસ્તકપરે, દુઃખો શું તેને દહે !
માટે ચિત્ત ! સદૈવ સ્વસ્થ રહીને સંસારમાંહી વહે. ૧

આવે મધુન સાધીને બ્રહ્મથકી, દષ્ટાપદે જે રહે,
સાધી વૃત્તિનિરોધ ને મન હણી, સ્વાત્મા સદા જે લહે;
જાણે રામ વિરામ એક જગમાં, તેઓ ન તાપો મહે,
માટે ચિત્ત ! સદૈવ સ્વસ્થ રહીને, સંસારમાંહી વહે. ૨

( ૨ )

( લેખક :જમનાદાસ ગંગારામ મહેતા—વડોદરા. )

શાર્દૂલવિક્રીડિત.

જેને શુભ્ર સમુદ્ર નિત્ય, વમળો આપે અમ વાસને,
જો છે નાવિક દક્ષ, કેમ તજવાં, આનન્દ ઉલ્લાસને.
છે શ્રી હરિ સમર્થ રક્ષક શિરે, કલ્યાણ તારું ગ્રહે,
માટે ચિત્ત ! સદૈવ સ્વસ્થ રહીને, સંસારમાંહી વહે.

---

**સુજ્ઞ ગ્રાહકોને વિજ્ઞપ્તિઃ-**

ત્રીજા વર્ષના અંકો પૂરા થવા એટલે તે વર્ષનું લવાજમ મોકલવું બાકી હોય તેમણે સત્વર મોકલી આપવા વિનંતિ કરી છતાં અને ચોથા વર્ષના સાત અંકો પ્રકટ પણ થઈ ચૂક્યા છતાં કેટલાક ગ્રાહકો તરફથી હજી સુધી લવાજમ આવ્યું નથી. હવે તેઓ ત્રીજા અને ચોથા બંને વર્ષોનું લવાજમ સામટું મોકલી આપશે તો મદદ ઉપકાર થશે. હાલના ચોથા વર્ષનું લવાજમ તો વગર વિલંબે મોકલી આપવા કૃપા કરશેજ એવી આશા રાખવામાં આવે છે.

વ્ય૦ શ્રે૦

## ( ઘ ) ' જીવનનું કર્તવ્ય. '

( અવતરણ કરનાર જમનાદાસ ગંગારામ મહેતા—વડોદરા. )

૧ શ્રીનૃસિંહવાણીવિલાસ—દ્વિતીય પુસ્તક.

( ૧ ) હે મનભ્રમરા, હૃદયકમળમાં પેશી હરિમધ ચાખે,
ભવમૃત્યુજરા, જન્માદિ ભયથી તું સહજ ટળી જાને. ( પૃ૬ ૬૩ )

( ૨ ) અનુભવશિખરે જાવ ની આશા ધરજે,
હો જીવ તું અન્તર્ શુદ્ધિ કરજે,
મારા વીરા રે, જગમાંહિ જીવતા જ મરજે ( પૃ૬ ૧૨૦ )

( ૩ ) જગમાં જન્મ્યું સાર્થક હોય જો કરવું,
તો ભાઇ રે, સદભાવપણે જ ઠરવું,
મન મારી રે, સ્વરૂપ વિચારને કરવું,
ધીરે ધીરે રે, મૂળમાં જઇને વિખરવું ( પૃ૬ ૧૨૧ )

( ૪ ) અધિકારી રે, આશ વિષયની ટાળો
મન નિશ્ચિમાં વાળો ( પૃ૬ ૧૩૯ )

( ૫ ) જીવ સમજીને જીવપણું શોધીએ રે,
જે હું શાથી થયો છું અલ્પજ્ઞ
જન્મ મૃત્યુ બંધ મોક્ષ થય કો વિધિ રે,
શા ઉપાયે થવાય સર્વજ્ઞ ( પૃ૬ ૧૫૨ )

( ૬ ) સાધક થશ, જો જીનો તો મનરિપુ એક જ જીતો,
જેથી પૂરા, પંક્તિ ને હવનો સમૂહ રહે જીતો ( પૃ૬ ૧૭૪ )

( ૭ ) હો સાધુ ગગનમંડળ ચઢી રહેના
બાહ્ય વિષયકો સંગ ત્યાગિ રે, અભ્યન્તરમે વહેના ( મિશ્રભાષાના પૃ૬–૭૭ )

૨ શ્રી નૃસિંહવાણીવિલાસ—તૃતીય પુસ્તક

( ૧ ) હે મન પ્રેમની ધારા સાધી રે, હરઘડી હરિગુણમાં ધાજે રે,
વિષયવિલાસની ધારા આ કુડી વીરા, માન કહ્યું તો તું ના રહાજે રે ( પૃ૬ ૫૪ )

( ૨ ) જગમાં મોહ ધરો ના ભાઇ, છે જગ તો માયાની કમાઇ ( પૃ૬ ૬૩ )

( ૩ ) જન્મ ધરીને આવો રુડો રે જગમાં તો,
શું રે કમાણા મારા વીરા વિચારો રે જી ( પૃ૬ ૭૪ )

( ૪ ) જીવ જન્માને, આ કર્તવ્ય વિચારી સુખમય થાજે,
શિખ માને તો, મિથ્યા મદ ધરી અજ્ઞાને નવ ધાજે ( આખુ ૧૬ ૮૩ )

(૫) આ જન્મમરણદુઃખ જાવા રે, મનને તો,
હરિમાં રમાવો રઘુવીર, સંભાળી રે જી. (પદ ૯૪)

(૬) સમજીને, ભક્તિ પ્રભુની કરો ભાઇ રે,
જેથી સઉ દુઃખ જાય શમાઇ. (ધી ભા॰ મૂ॰ ૪)

૩ શ્રીસદ્બોધપારિજાતક—પ્રથમ પલ્લવ.

(૧) પત્ર ૭—ઇષ્ટસ્મરણ કરતાં, આવતા પ્રારબ્ધવેગને ભોગવી પ્રસન્ન રહેજો, આ સંસારના અસારપણાને વિસ્મરણ કરશો નહિ. દુઃખદ દેહાધ્યાસને દુર્બલ પડતો અનુભવતા રહેજો. પ્રાપ્ત પદાર્થ તથા પ્રસંગમાં સ્વપ્નવત્ ભાન વૃત્તિદ્વારા કરતા રહેજો. અપ્રાપ્તની આતુર ઇચ્છાથી રહિત રહી ખેદમુક્ત રહેજો. નિત્યપ્રાપ્ત સ્વરૂપની યથાર્થ અપ્રતીતિ મનાય છતાં પ્રતીતિરૂપ જ નિશ્ચયથી નિત્યસુખની અભિવ્યક્તિ અનુભવવા વૃત્તિને જાગ્રત્ જોતા રહેજો. ઇષ્ટઅનિષ્ટમાં વૃત્તિને સમભાવવડે સ્થપાયેલી જોવા યોગ્ય વેગ રાખતા રહેજો.

(૨) પત્ર ૮—ત્રિગુણમયી માયાના કાર્ય પ્રપંચરૂપ સંસારમાં તથા શરીરમાં જ્યારે જ્યારે દુઃખજનક પ્રસંગો આવી વૃત્તિને વિકલ થવા સંભવ આવે તે જ ક્ષણે 'આ વિનાપ્રયોજન સંતાપને પ્રતીત કરાવનારી વિચિત્ર સ્વભાવવાળી માયાનો પ્રભાવ છે' એવા ભાવથી તેના જ્ઞાતા તથા દ્રષ્ટા થઇ પ્રત્યેક પ્રસંગમાં ભોક્તારૂપે જોવાતા દાસ્ય કરી નિરામય સ્વરૂપની લક્ષણા કરવી અને સ્વતંત્ર રહેવું.

(૩) પત્ર ૧૦—પદાર્થમાત્ર અસ્થિર હોવાથી અતિ કષ્ટવડે પ્રાપ્ત કરવા યોગ્ય તથા રક્ષણ કરવા યોગ્ય પણ બુદ્ધિમાનોએ કદિ માન્યું નથી. અને આ વિચારથી જ સુજ્ઞ પુરુષો સહજ પ્રાપ્ત પદાર્થમાં જ સંતોષ માનતા ઇષ્ટસ્મરણપૂર્વક સુખથી આયુષ્યને વ્યતીત કરતા રહ્યા છે, અને હવે પછી પણ સુજ્ઞ પુરુષોએ એમ જ કર્તવ્ય છે.

(૪) પત્ર ૧૧—અન્તઃકરણને આસક્તિપૂર્વક મમત્વના અભ્યાસમાં ન જોડતાં તેથી છૂટવાના અભ્યાસમાં જોડતાં રહેજો. × × × જે કંઇ સ્વભાવસત્તાથી વિરોધી અથવા અવિરોધી થાય તેને જોતાં જાણતાં ઉદાસીન રહેવા વિચારતા રહેવું અને મિથ્યા સંકલ્પવિકલ્પના પ્રવાહમાં વહતા અટકવું.

(૫) પત્ર ૧૪—અનુકૂલપ્રતિકૂલતા ભોક્તા ન થતાં દ્રષ્ટા અથવા જ્ઞાતા માત્ર થવામાં સુખ છે. તેમ થવું ને આનન્દમાં રહેવું.

(૬) પત્ર ૧૯—આધિકે તો ત્રાસને તથા આપત્તિને જોવા છતાં પણ તેનાથી ન ડગવારૂપ યત્ન રાખવો.

(૭) પત્ર૫૩—આપણા મનને જ એવો અભ્યાસ આપતા રહેવું કે તે સર્વ વ્યવહારના સંબંધવાળું છતાં ભેદને ન અનુભવે.

( ૮ ) પત્ર ૫૭–આ સંસાર કેવલ મોહનો પ્રવાહ છે એમા મોહથી મુક્ત થઇ નિકળવું એ જ કર્તવ્ય છે.

( ૯ ) પત્ર ૬૬–આ પ્રવાહમા વહેનાર સર્વ પ્રાણીએ એ પ્રવાહપતિત અવસ્થાથી છૂટવું તથા પ્રવાહમાં હોવાપર્યન્ત તેનાથી થતા શોકમોહાદિથી મુક્ત રહેવું એ જ માત્ર કર્તવ્ય છે.

(૧૦) પત્ર ૭૮–આ સંસારપ્રવાહમા વહતા પ્રાપ્તવિવેક પુરુષોએ અન્તરમાં રહેલી મહ મોહરૂપ હૃદયગ્રન્થી ઇષ્ટના ચિન્તનવડે છોડી નાખવી, તથા પોતાના મુક્તપણાનો અનુભવ કરવો એ જ માત્ર કર્તવ્ય ગણ્યું છે

(૧૧) પત્ર ૮૨–અન્તઃકરણના શુદ્ધ સાત્વિક પરિણામદ્વારા અભિવ્યક્ત થતું સ્વરૂપસુખ અભેદભાવે અનુભવવું એ જ કર્તવ્યનું શિખર છે.

(૧૨) પત્ર ૮૯—સર્વજ્ઞ ઈશ્વરની સત્તાથી જે થાય તે જોતા શુભાશુભ સહન કરતાં રહેવું એ જ મુક્તને કર્તવ્ય છે.

(૧૩) પત્ર ૧૦૯–સદા અનેક પ્રકારના ઉદ્યોગમાં વર્તતી વૃત્તિને જ્યારે ત્યારે અને જ્યા ત્યા ઇષ્ટાભિમુખ કરતા રહેવુ, એ જ વ્યાવહારિક સ્થિતિમાં સુગમ તરણોપાય છે.

(૧૪) પત્ર ૧૧૧–સાધકને તથા પ્રાપ્તવિવેક પુરુષને વસ્તુમા ચિત્તનું અનુસન્ધાન રાખવામા તથા વિષયસંબંધદ્વારા થતી આસક્તિથી મુક્ત રહેવામાં સાવધાનપણું રાખવું એ જ માત્ર કર્તવ્ય ઠરે છે.

(૧૫) પત્ર ૧૧૨–સર્વદા ચિત્તની પ્રસન્નતા જાળવવી એ સર્વ સાધનોમા મુખ્ય સાધન છે.

(૧૬) પત્ર ૧૨૬–સુખ જે નિત્યપ્રાપ્ત છતા સ્વભાવથી અપ્રાપ્તવત્ પ્રતીત થાય છે તેની નિત્ય પ્રાપ્તવત્ પ્રતીતિરૂપ પ્રાપ્તિ કરવી એ તથા ઇચ્છા પ્રયત્નવિના પણ પ્રાપ્ત થતા દુઃખની અપ્રતીતિરૂપ નિત્ય નિવૃત્તિ કરવી એ જીવમાત્રનું પ્રાપ્તવ્ય કર્તવ્ય છે.

(૧૭) પત્ર ૧૪૦–વિવેકી પુરુષે પ્રતિકૂલની પ્રાપ્તિના સમયે ખેદમુક્ત રહેવુ એ જ માત્ર કર્તવ્ય છે.

( અપૂર્ણ. )

---

## જાહેર ખબર.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી મહારાજના તથા શ્રીમન્ છોટાલાલ જીવનલાલ ( માસ્તર સાહેબ ) ના લેખિત પદો તથા લેખો જે પ્રકટ થયા છે તેના સર્વ હક્ક સ્વાધીન રાખેલા ( કોપીરાઇટ ) છે. તેથી કોઈ માણસ, તેમના કાયદાસર પ્રતિનિધિની સંમતિ વિના, તે છાપશે, છપાવશે, અનુવાદ કરશે, રેકર્ડ ઉતારશે અથવા ઉતરાવશે કિંવા સંવાદ ભજવશે, તો તે કાયદાથી વિરુદ્ધ ચાલેલો ગણાશે અને તેની સામે કાયદેસર પગલા લેવામા આવશે.

જમનાદાસ ગંગારામ મહેતા.
છોટાલાલ જયશંકર ઓઝા
શ્રીમતી જયન્તીદેવીના મુખત્યારો

Reg. No. B 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન ઘડો"

વર્ષ : ૪ અંક : ૮
સં૰ ૧૯૯૩, આષાઢ કૃષ્ણ ૧
શનિવાર
તા. ૨૪ : ૭ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં૰ પ્રેસ, મોદીખાના—વડોદરામાં રણછોડભાઈ ડાહ્યાભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ—તરફથી પ્રકાશક, પ્રો. ચિમનલાલ ત્ર્યં૰ ત્રિવેદી—માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય ઉદ્યાન, વડોદરા, થી રજીસ્ટર્ડ પ્રસિદ્ધ કર્યું. તા ૨૪-૭-૧૯૩૭

॥ ॐ श्री ॥

## ध्याननी उपयोगिता.*

વાચન એ મનુષ્યના અન્તઃકરણમાં અમુક વિચારને સ્થાપનાર તેમ જ સ્થિર રાખનાર છે, છતાં જે અજ્ઞાત સંસ્કારરૂપે કંઈક આપણને મળ્યું છે કે જેના પ્રેર્યા આપણે પ્રેરાઈએ છીએ, અને જેની સત્તાનીચે આપણી વિવિધ પ્રકારની ગતિઆગતિ થયા કરે છે, એ સંસ્કારોની વિશુદ્ધિ અને એમાંના દુષ્ટ સંસ્કારોનો લય કેવલ વાચનવડે થાય એમ લાગે છે? મનુષ્ય પોતાની બુદ્ધિઉપર વાચનવડે અમુક પ્રકારના પટ આપી શકે, પરન્તુ બુદ્ધિના પ્રેરક સંસ્કારો જે પ્રકારના હોય છે તે પ્રમાણે જ બુદ્ધિની પ્રવૃત્તિ થાય છે, અને તેથી જ जानामि धर्मं न च मे प्रवृत्तिः । जानाम्यधर्मं न च मे निवृत्तिः॥ આદિ વચનો મનુષ્યના અન્તર્ગત સંસ્કારબલનું માહાત્મ્ય વા પ્રાધાન્ય સૂચવે છે. આથી વાચનમનનથી બુદ્ધિને સુસંસ્કારી કાર્ય કરવાની અનિવાર્ય જરૂર છે; પરન્તુ તે બુદ્ધિને ઉપરથી ઉજ્જ્વલ કરે, પણ તેના ભીતરમાં સંસ્કારજન્ય જે માલિન્ય હોય છે તેને નિવૃત્ત કરવામાટે તો વધારે સૂક્ષ્મ સાધનની અગત્ય છે

આને માટે મહાપુરુષો કહે છે કે કોઈ પણ વસ્તુના વિચારવાળા ચિન્તનવડે મન વિસ્તારવાળું બને છે, પરન્તુ તે પોતાના ધર્મ વા સ્વભાવને નિરુદ્ધ કરી શકતું નથી. અને મનુષ્યની અન્તર્ગત સૂક્ષ્મ કામનાઓ જ્યાં પર્યન્ત સંસ્કારરૂપે વિદ્યમાન છે, ત્યાં પર્યન્ત એ મનુષ્યનું જીવનવૃક્ષ કોઈ કાલે પણ ફરી ફરી ફૂટયાવિના રહેવાનું નહિ આથી તેનો નિઃશેષ લય કરવામાટે જેનાદ્વારા જીવનની વિદ્યમાનતા રહે છે, એ સંસ્કારમય વા કામનાને શુષ્ક વા દગ્ધ કરી દેવાની જરૂર છે જ્યારે એ દગ્ધ બીજ કેવલ નિઃશેષભાવ પામી જાય છે ત્યારે પછી તેને પુનઃ અંકુરિત થવાનો પ્રસંગ રહેતો નથી. અને આ પ્રકારે વાસનાના સંસ્કારો લય થતાં મનુષ્યનું નિર્વાસન ચિત્ત બને છે, અને તે ચિત્ત

બહિર્ વ્યાપારવાળું રહેવા છતાં બાહ્ય પ્રદેશમાંથી કોઇ વસ્તુવિષયક વાસનાયુક્ત સંસ્કારને ગ્રહણ કરતું નથી, ત્યારે તે ચિત્ત અતિનિર્મલ થયું મનાય છે, તે સમાહિત બન્યું કહેવાય છે, અને એ જ ચિત્ત મનુષ્યને જીવન્મુક્તતાના હેતુરૂપ થઇ પડે છે.

મનની આવી—એક પ્રકારથી કહીએ તો શુષ્ક અવસ્થાને પ્રાપ્ત કરવા માટે મનને બહારના વિષયના પોષણની જરૂર નથી, પરન્તુ અન્તર્ગત જે સૂક્ષ્મ વાસનામય સંસ્કારો છે તેને દગ્ધ કરવાની જરૂર રહે છે. આ દગ્ધ કરનાર જ્ઞાનાગ્નિ છે ( ज्ञानाग्नि : सर्व कर्माणि भ० ). પરન્તુ તે જ્ઞાન આ બાહ્ય વાચન વા મનનમાત્ર નથી, એક પક્ષથી તે તેનું પોષક વા સહાયક છે, પરન્તુ દિવ્ય અગ્નિરૂપે પ્રકટનાર જ્ઞાન તે છે જે સ્વભાવથી જ પ્રકટવાની સાથે જીવત્વની સિદ્ધિના આન્તર હેતુઓને દગ્ધ કરવા મચી પડે છે પતિવ્રતાના પગમાંથી કે હાથ ઘસવાથી તેમાંથી સ્વયમ્ભૂ અગ્નિ ઉત્પન્ન થઇ તેના દેહને બાળે છે, તેમ આપણા અન્તરાશયમાં આ જ્ઞાન સ્વયમ્ભૂ પ્રકટ થઇ તે અન્તર્ વાસનામય સંસ્કાર જે જીવત્વના હેતુરૂપ છે, અને જે કશાથી દગ્ધ થતા નથી, તે એ સ્વભાવથી ઉત્પન્ન થયેલા જ્ઞાનઅગ્નિવડે ભસ્મ થઇ જાય છે આ પ્રકારનો સ્વયમ્ભૂ જ્ઞાનાગ્નિ માત્ર કોઇ વસ્તુના બાહ્ય ચિન્તનવડે જ થતો નથી, પરન્તુ તેની સાથે મન જે અત્યન્ત વ્યાપૃત છે, તેને નિરુદ્ધ કરવાવડે જ ઉત્પન્ન થાય છે એ મન બીજા શબ્દોમાં કહીએ તો આત્માસાથે જ્યારે પુનઃ પુનઃ જઇને ઘર્ષણ પામે છે ત્યારે તેમાંથી દિવ્ય જ્ઞાનાગ્નિ પ્રકટે છે આત્માની સાથે મનનું આ ઘર્ષણ કરવાના વિધિને જ શાસ્ત્રો ધ્યાન કહે છે ધ્યાનવડે મન આત્મારૂપ વસ્તુસાથે વારંવાર સંસ્પર્શ પામતું જાય છે, અને એમ ઉત્તરોત્તર જતાં તે વધારે અને વધારે સૂક્ષ્મ બને છે, કારણ જેમ જેમ તે આત્માને સંસ્પર્શતું જાય છે, તેમ તેમ તે પોતાના અન્તર્ગત વાસનાના સંસ્કારોને દગ્ધ કરતું જાય છે મનની સ્થૂલતા એ વાસનાઓની અધિકતા છે, મનની સૂક્ષ્મતા એ વાસનાઓની નિઃશેષતા છે આથી જ્યારે તે આત્માસાથે સાક્ષાત્ સમ્બન્ધ પામે છે ત્યારે તે સ્વયં નષ્ટવત્ થઇ રહે છે—ભૂંજાયેલા બીજ જેવું—દગ્ધ રજ્જુસમી એની સ્થિતિ રહે છે, અને તેવું મન જીવત્વને પુનઃ સર્જી શકતું કે જીવત્વમય થઇ શકતું નથી અને તેથી જ્યારે નથી થતું ત્યારે તે મન પરમ પ્રશાન્ત અને નિત્ય નિર્વિક્ષેપ રહે છે તે કાલે તે પરમ આનન્દમય, અને પરમ પૂર્ણરૂપે પોતાના આત્મામય અનુભવે છે મનની આવી નિર્વાસન સ્થિતિ થવામાં મુખ્ય સાધન ધ્યાન છે અને તેથી જ પ્રસંગે જ્ઞાન કરતાં ધ્યાનની વિશિષ્ટતા શાસ્ત્રોમાં કહેવાય છે અવિદ્યાના વિસ્તારને અટકાવનાર શાસ્ત્રચિન્તનમનનઆદિ છે, પરન્તુ અવિદ્યાને નિર્મૂલ કરનાર તો ધ્યાન માત્ર છે.

આથી શાસ્ત્રચિન્તનમનનની સાથે ધ્યાનનો પ્રયોગ પણ અનુકૂલ જણાય તો સાધવાનો અભ્યાસ રાખવો ધ્યાનવિના આ તત્ત્વ અગ્નિ, જે દુઃખમાત્રના મૂલ કારણને નિર્બીજ કરનાર છે તે ઇતર રૂપાએ પ્રકટતો નથી

શ્રીગુરુદેવ.

# શ્રી योगसार.

( અનુસન્ધાન ગયા અંક ૭ ના પૃષ્ઠ ૫૨ થી )

પુરુષ દેશકૃત પરિચ્છેદથી રહિત છે એટલે અમુક દેશમાં છે અને અમુક દેશમાં નથી એમ નથી પણ સર્વ દેશમાં છે, અર્થાત્ સર્વત્ર વ્યાપી રહેલો છે, આ સાથે કાલકૃત પરિચ્છેદથી પણ રહિત છે એટલે અમુક સમયે છે, અમુક સમયે નથી અથવા નહોતો એમ એને માટે કહી શકાય તેમ નથી પણ સર્વ સમયે એ તો છે, છે ને છે જ. માટે શ્રુતિ કહે છે કે अस्तीत्येवोपलब्धव्यः- છે એ રૂપે જ એનું જ્ઞાન કરવું. પુસ્તક રચાતા પૂર્વે તે રૂપમાં નહોતું અને તેને ફાડી નાખ્યા પછી તે રૂપમાં રહેતું નથી, શરીર બંધાતા પૂર્વે એ રૂપમાં નહોતું અને કેટલોક સમય વ્યતીત થયે એ રૂપમાં રહેતું નથી, વૃક્ષ ઉગતા પૂર્વે વૃક્ષરૂપે દેખાતું નથી અને કપાઈ ગયા પછી કે સુકાઈ ગયા પછી એ રૂપમાં રહેતું નથી તેથી એ સર્વ પદાર્થો કાલકૃત પરિચ્છેદવાળા ગણાય છે અને તેથી ઉત્પત્તિવાળા તથા વિલય થવાના સ્વભાવવાળા મનાય છે. પુરુષ એ પરિચ્છેદથી રહિત છે તેથી એની ઉત્પત્તિ નથી અર્થાત્ અજ છે અને એનો વિલય પણ નથી તેથી અનન્ત છે. તમને લાગશે કે જે સ્થલે પુસ્તક પડયું છે તે સ્થલે અડીયો કે જડનો પડો રહી શકતો નથી તો જે સ્થલે શરીર હોય, જે સ્થલે બીજા અનાત્મ પદાર્થ હોય તે સ્થલે પુરુષ કેવી રીતે રહી શકે ? પણ એ શંકા કરવી ઉચિત નથી. કારણ કે જે પદાર્થો ક્રિયાવાળા હોય છે અથવા સ્પર્શરૂપ ધર્મવાળા હોય છે તેમનામાં જ એ નિયમ છે કે તેવા બે પદાર્થો એક સ્થાને એક સમયે ન રહી શકે. એક ક્રિયાવાળો અથવા સ્પર્શ ધર્મવાળો પદાર્થ હોય અને બીજો તેવો નહિ હોય તો તેવા બે પદાર્થને; તેમ જ ક્રિયાશૂન્ય અને સ્પર્શશૂન્ય બે પદાર્થોને સાથે સાથે એક જ સ્થાનમાં રહેવામાં વાંધો નથી. પુરુષ ક્રિયારહિત છે અને સ્પર્શથી પણ રહિત છે. ક્રિયા અને સ્પર્શ એ પ્રકૃતિના પદાર્થોના ધર્મો છે અને હમણાં જ જણાવવામાં આવશે તેમ પુરુષ પ્રકૃતિથી બધી રીતે જ વિલક્ષણ છે તેથી એ બે ધર્મથી પણ રહિત છે. આમ હોવાથી પુરુષને જગત્માં સર્વવ્યાપક હોવામાં લેશ પણ વાંધો આવતો નથી.

વળી આ પુરુષ એ પ્રકૃતિથી, દશ્યથી કેવલ વિલક્ષણ તત્ત્વ છે. પ્રકૃતિ અથવા દશ્ય સત્ત્વાદિ ત્રણ ગુણરૂપ છે ત્યારે પુરુષમાં એ ત્રણમાંથી એકે ગુણ નથી પણ પુરુષ નિરપેક્ષ છે, નિર્ગુણ છે. આમ હોવાથી સુખ, દુઃખ, ઇચ્છા, રાગ, દ્વેષ, મોહ, ભય, શોક ઇત્યાદિ અને સંક્ષેપમાં કહીએ તો પ્રકાશ, પ્રવૃત્તિ અને સ્થિતિ એ સર્વ સત્ત્વાદિ ત્રણ ગુણોનાં કાર્ય હોવાથી પુરુષમાં એ સર્વનો અત્યન્તાભાવ છે. પુરુષમાં સુખ નથી, દુઃખ નથી, કામ નથી, ક્રોધ નથી, અજ્ઞાન નથી વગેરે. ન્યાયશાસ્ત્રમાં સુખ, દુઃખાદિ આત્માના વિશેષ ગુણો માન્યા છે પણ તે સિદ્ધાન્ત યોગશાસ્ત્રને સંમત નથી. યોગશાસ્ત્રના નિયમપ્રમાણે આત્માના મનાતા એ સર્વ વિશેષ ગુણો તે બુદ્ધિનામના તત્ત્વના ગુણો છે અને પુરુષ એ સર્વથી રહિત છે. તમને લાગશે કે આમ જો હોય તો પછી હું સુખી, હું દુઃખી, મારી ઇચ્છા, મારો ક્રોધ ઇત્યાદિ વ્યવહાર કેવી રીતે થાય ? એ

સર્વ વ્યવહારમાં "હું" પદવાચ્ય આત્મા વા પુરુષ છે અને તે સુખદુઃખાદિવાળો છે એવી પ્રતીતિ જણાય છે. આનું ઉત્તર આગળ વિસ્તારથી આપવામાં આવનાર છે, આ વ્યવહાર કેવી રીતે થાય છે તેની ઉપપત્તિ આગળ જણાવવામાં આવશે તેથી અત્ર સંક્ષેપમાં માત્ર સિદ્ધાન્તને જ કહીએ છીએ કે એ સર્વ પ્રતીતિઓ, એ સર્વ વ્યવહાર ભ્રાન્તિરૂપ છે જેમ હું મનુષ્ય છું ઇત્યાદિ વ્યવહારને ન્યાયશાસ્ત્ર ભ્રાન્તિરૂપે સિદ્ધ કરે છે તે જ પ્રમાણે હું સુખી છું ઇત્યાદિ વ્યવહાર પણ બાધિત સિદ્ધ થાય છે તેથી ભ્રાન્તિરૂપ જ છે એમ આ શાસ્ત્ર જણાવે છે. તેથી પુરુષને નિર્ગુણ કહેવામાં પ્રસ્તુત ભ્રાન્તિમૂલક વ્યવહારો બાધ કરનાર નથી. સર્વ દૃશ્ય વિવેકથી શૂન્ય છે, વાસ્તવ જ્ઞાનથી રહિત છે ત્યારે પુરુષ વિવેકવાળો છે, જ્ઞાનરૂપ ( ચિદ્રૂપ ) છે. આખું દૃશ્ય વિશ્વ પરપ્રકાશ છે એટલે પોતાથી ઇતર જે પુરુષ તેનાવડે ભાસમાન થાય છે ત્યારે પુરુષ સ્વપ્રકાશ, સ્વયંજ્યોતિરૂપ છે કેમકે એ કોઇનો વિષય થતો નથી દીપકને આપણે જોઇએ છીએ તેથી દીપક એ ચાક્ષુષ જ્ઞાનનો વિષય થયો કહેવાય છે તે જ પ્રમાણે પ્રકૃતિ દૃશ્ય હોવાથી જ્ઞાનના વિષયરૂપ છે અને પુરુષ અવિષય છે. પ્રકૃતિ વા દૃશ્ય અચેતન છે તેથી તે વિષય થાય છે અને પુરુષ ચેતન હોવાથી વિષયી થાય પણ વિષય થઇ શકે તેમ નથી. પ્રકૃતિદ્રવ્ય પરિણામ પામનાર છે ત્યારે પુરુષ કૂટસ્થ રહેનાર છે અર્થાત્ અપરિણામી છે. પ્રકૃતિદ્રવ્ય કોઇ કોઇનું પણ ઉપાદાન કારણ થાય છે અને તેથી જ પ્રકૃતિ કહેવાય છે, ત્યારે પુરુષ કોઇના પણ ઉપાદાન કારણરૂપ નથી અને તેથી કોઇની પ્રકૃતિરૂપ નથી. પ્રકૃતિદ્રવ્યમાં મહદાદિ કોઇના વિકારરૂપ હોય છે પણ પુરુષ તો કોઇના વિકારરૂપ પણ નથી. આમ હોવાથી જ શ્રીસાંખ્યકારિકા અપ્રકૃતિરવિકૃતિઃ પુરુષઃ—પુરુષ પ્રકૃતિ પણ નથી અને વિકૃતિ પણ નથી એમ જણાવે છે.

( અપૂર્ણ. )

---

## કર્તવ્યઆદેશ.

( અંક ૫ ના પૃષ્ઠ ૭૯ ના અનુસન્ધાનમાં )

નાશવન્ત પદાર્થોને અમૂલ્ય ગણી તેનું રક્ષણ કર્યું. તે માટે પ્રયત્ન કર્યો, ઘણું ઘણું કષ્ટ સહન કર્યું, મારે પોતાને માટે કંઇ જ ન કર્યું કર્મકોપમાં સરવાથી તે સાંજસુધી, ઉપર વિચારો તેવા કચરાને લાવી લાવી સંગ્રહ કર્યો ન જોવાનું જોયું, ન કહેવાનું કહ્યું ન સાંભળવાનું સાંભળ્યું, ન ચિન્તવવાનું ચિન્તવ્યું. સ્વલ્પમાં જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિયના નિષ્ફલ વ્યાપારો કરી ખાલી આયુષ ગાળ્યું આજ મહાપુરુષના ચેતનવન્તા શબ્દોએ મને જગાડી

આળસના ત્યાગપૂર્વક જીવનનું મૂલ્ય સમજી શું કરું ? માર્ગ દર્શાવ્યો જ છે. શ્રી ગુરુદેવે બોધિમાં અનેક સાધનમાં નિરન્તર મતિને વાળેલી રાખવી. કર્મ, ભક્તિ, જ્ઞાનના જે જે સાધનો જણાવ્યાં છે તે તે ઉપદિષ્ટ સાધનમાં સ્થિતિ થવાથી જ કલ્યાણ છે આ નિશ્ચયે એ માર્ગ વિચારવા માંડ્યો. આરંભક સાધકને યોગ્ય વિધિ સમજાવ્યો કે

'વાચક, ઉપાંશુ આદિ પ્રકારે સાધનો તાણી,
અર્થે લક્ષણાને જોડી વૃત્તિવેગ દઉં બાળી.'

હરિસ્મરણ એ સરળ સાધન છે. સર્વ કોઇથી એ થઇ શકે છે. જપ એ સાધનમાર્ગ-માંના વિવિધ માર્ગોમાં એક સ્વતંત્ર માર્ગ ગણાયો છે. જપ અન્તઃકરણની ભૂમિકા રચે છે, અન્તરૂ-મક્ષને નિવૃત્ત કરે છે. હરતાં ફરતાં સર્વ કાલે થઇ શકે એવું સુગમતાપણું એ સાધન છે. બાલ, વૃદ્ધ, અજ્ઞાન, બુદ્ધિમાન સર્વથી તે થઇ શકે છે. સાજે માંદે જપી શકાય છે. અનેક પ્રકારના ઉપકરણની તેમાં અગત્ય રહેતી નથી. નિરંકુશપણે વહી જતી વાણીને રોકવાનો આ સમર્થ ઉપાય છે. પૂજ્ય ગુરુદેવે કોટિ કોટિ જપ કરાવ્યા, પુરશ્ચરણો કરાવ્યાં, તેનો મહિમા આજના વિચારથી વધારે સ્પષ્ટ થયો.

વાચક, ઉપાંશુઆદિ ક્રમપૂર્વક જપ થતાં સૂક્ષ્મ ઉચ્ચ અવસ્થામાં ચિત્તને રમાવે છે, ઉપાસ્યથી એકતા કરે છે. આરંભમાં વાચક જપથી નિદ્રા તન્દ્રાનો જય થાય છે. આગળ વધતાં સંકલ્પશ્રેણી તુટે છે, એમ સમજાયું. તત્કાલ જ મારા તાલાવેલીવાળા સ્વભાવમાંથી શંકા થઇ કે શીઘ્રતાથી સાચું અનુસન્ધાન ન થાય ત્યાં સુધી જે આનન્દ લાગવો જોઇએ તે ન લાગતાં વૃત્તિ રસપૂર્વક કેમ જોડાઇ રહે? પાછી વૃત્તિને સ્થિર કરી આગળ શું પ્રબોધ્યું છે તે જોતાં જણાયું – 'અર્થે લક્ષણાને૦'

ખરેખર, મંત્રના અર્થમાં લક્ષણાવૃત્તિને જોડતાં બહિર્મુખ થવાની મનની નિત્યની ટેવ છૂટી જતાં આનન્દથી, રસથી જપ થતાં બીજી વૃત્તિઓના ન રોકી શકાય એવા વેગો શમી જશે.

પરમતત્ત્વસાથે સંબંધ પામનારી આ લક્ષણાવૃત્તિ જ છે. જ્યારે જ્યારે આર્ત નાદપૂર્વક અનેક ભક્તોએ ભગવાનને પ્રાર્થ્યા છે તે સમયે એ વચનો આ લક્ષણાવૃત્તિએ જ ઉચ્ચાર્યા છે. લક્ષણાવૃત્તિ અતિ સૂક્ષ્મ છે, તે સૂક્ષ્મથી સંબંધ બાંધી શકે છે. લક્ષણાવૃત્તિને મંત્રાર્થમાં જોડી જપ કરતાં ઉપાસ્ય મૂર્તિના દર્શન કરવા સુલભ છે. આ પ્રભુની મૂર્તિ સંમુખ જણાતાં કેવા ભાવો જાગતા હશે? તે માટે પૂ૦ વિશ્વવંદ્યે જણાવ્યું છે કે

'સંમુખ સ્થાપી પ્રભુની રમ્ય મૂર્તિ રહું કદી ન્યાળી,
એકાગ્રતા દૃઢ કરી ભિન્ન પોતાપણું દઉં ગાળી.'

અતિમનોહર, માધુર્યભરી એ દિવ્યમૂર્તિને નિર્નિમેષ ભાવે જોતાં જોતાં એકાગ્રતા થઇ જાય છે, જોવાનો પૃથક્ભાવ રહેતો નથી, પરિણામે ભિન્નત્વ રહેતું નથી, પ્રભુથી એકતા અનુભવાય છે. આ પ્રકારના અનુભવથી ઉત્થાન પામતાં એ ભક્તિરસમાં ભીંજાયેલું ભક્તહૃદય શું કરતું હશે! તેને દર્શાવતી બહુ સુન્દર રસભરિત પંક્તિઓ વાંચીઃ—

'પ્રેમનીઃશબ્દપ્રતિ કદી વાણી ગદ્દતો પેસી ને કાઢી,
પ્રેમાશ્રુવડે કદી પ્રભુના દઉં ચરણ પ્રક્ષાલી.'

વાહ! મહાપુરુષે કર્મ, ભક્તિ, જ્ઞાનમાર્ગે સાધકને લઇ જાય છે એ કેવું સૂક્ષ્મ જોયું છે! ઉભય પ્રકારનો ભક્ત ઉપાસ્ય મૂર્તિમાં એકતા અનુભવી જાગ્રત થતાં.

પરમાત્મામાંથી વિલીન ભાવ પામેલી હોવાથી કદી કદી તે પ્રેમભર્યાં વ્હાલા વચનો વદે છે, આનન્દથી નાચે છે, કદી ઇષ્ટના પ્રેમમા સ્તબ્ધસરખો થઇ રહે છે, જગતનો કોઇ પણ પદાર્થ તેના હૃદયને સ્પર્શ કરી શકતા નથી નરસિંહમહેતાઆદિ અનેક ભક્તહૃદયોથી સમજાય છે કે તેમના હૃદયની આ પ્રકારની સ્થિતિ હતી ભક્તહૃદય ઘણુ મધુર હોય છે, જેથી એ ભાવની વિશેષ જાગ્રતિ થતાં આપથી વહી જતા અશ્રુથી પ્રભુચરણે અભિષેક કરે છે એ જગતની સ્પૃહાથી કેવલ અલિપ્ત હોય છે આ રીતે અન્તર્ બહિર્ સદા સર્વદા એકત્વ અનુભવે છે પ્રભુને સન્માર્ગગામી થવા પ્રાર્થના કરી હતી તે પ્રાર્થના શ્રવણ કરી મારી જડ મતિને જાગ્રત્ કરવા કેવો પથ બતાવ્યો ! પૂજ્ય શ્રીમાન્ વિશ્વવંદ્યપતિ પગે મારું હૃદયના ભાવભર્યું નમન થઇ ગયુ વળી જોયું તો જણાયું કે

'સંયમ સાધુ હું વળી યત્નથી આસનો વાળી,
કદી ઈંગ્ર સુષુમ્ણા પિંગલામાં પ્રાણ પણ ઘાલી'

અનેક અનેક રીતે પ્રયત્ન કરતા ઈપ્સિતાર્થ સિદ્ધ થાય છે. માત્ર એક જ આગ્રહ ધરવો જોઇએ કે આળસના ત્યાગપૂર્વક અખંડ રસભર્યો પ્રયત્ન કરવો આ વચનોમા પણ જણાવ્યુ કે 'સંયમ સાધુ–યત્નથી'. વૃત્તિને જરા પણ ઢીલી ન પડવા દેતા મહેનત કરી–યત્નથી નિત્ય આસનઆદિ જે શરીરમનઆદિના નિગ્રહ કરવાનું મહાન્ એક અંગ છે તે કરવા જણાવ્યું અને તે માટે શુ કહ્યું ? પ્રતિદિવસ. આજે થોડું જાગ્યુ તે કર્યું, ક્ષણિક ઉત્સાહ થયો, ચાર આઠ દિવસે મૂકી દીધું એ રીતે કરવાનું નથી, એ સારી રીતે સમજાયું. આસન પછીના પ્રાણાયામના સાધનથી મુખ્ય ત્રણ નાડીમાં પ્રાણ પ્રવેશાવાનો બોધ મળ્યો. મનના વેગને અટકાવનાર પ્રાણાયામ એ સર્વોત્તમ સાધન મનાયું છે, તે પણ ઉપરના વચનથી સમજાયું. સાધનસમારંભમા પૂજ્ય ગુરુદેવ આ સર્વ ક્રિયાઓ પ્રબોધતા તેની સ્મૃતિ જાગી પ્રાણાયામનું સાધન ગુરુગમ્ય હોવાથી સર્વને પૃથક્ પૃથક્ પણ પોતે દર્શાવતા મને તો સર્વ વિચારથી એક જ નિશ્ચય થયો કે સાધનમાત્ર જાણ્યાં તો ઘણા પણ વિચાર્યા નહોતા અને ક્રમપૂર્વક ન કરવાથી વૃત્તિવિક્ષેપ થતો વિધિપૂર્વક અનેક અનેક સાધનમાર્ગે જતા પરિણામી સ્થિતિ વર્ણવતાં લખ્યુ છે કે

'ભાડાની આ ભવની વેંસ, દશ્ય હું સઘ ઉછાળી,
હા જે ઇષ્ટઅનુગ્રહરશ્મિઓ મેં ક્ષિતિજમાં ભાળી.'

પરમાત્માથી અભેદભાવને પામતા આ શરીરપ્રતિની પ્રીતિ રહેતી નથી અન્તર્ બહાર પ્રભુનો અનુભવ થતાં મન સર્વથી પર થઇ રહે છે સાધનબલથી આ પ્રકારની વૃત્તિ ઉદ્ભવતાં પ્રભુકૃપાના કિરણ તે પ્રત્યક્ષ અનુભવે છે અહંમમત્વભાવો બન્ધન ઉપજાવનાર છે તે જતા મનુષ્ય મુક્તત્વનો અનુભવ કરે છે આવી અવસ્થા પ્રાપ્ત થવી એનુ નામ જ કલ્યાણ છે. ત્યાં જ સાચું સુખ, શાન્તિ, તૃપ્તિ, આનન્દ છે

પૂજ્ય ગુરુદેવના ચરણમાં મનના ઉછળતા ભાવપૂર્વક નમન કર્યું એ જ પ્રાર્થના કરી કે પ્રભો ! મારો પ્રયત્ન નિમિત્તરૂપ લેખી કૃપાદૃષ્ટિ વર્ષાવજો આ વિચારના અન્તમા મારી આ વિચારસૃષ્ટિ પણ સંકેલાય.

———

સૌ. પ્ર૦ બ્હેન.

શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )
( ઉત્તીર્ણ લેખો. )

# પુરુષ વર્ગ— ( ૨ ) ' જીવનનું કર્તવ્ય. '

( અનુસન્ધાન ગયા અંક ૭ પૃષ્ઠ ૫૬ થી )
( અવતરણ કરનાર : જમનાદાસ ગંગારામ મહેતા—વડોદરા. )

૪ શ્રી ત્રિભુવનવિજયી ખંડ-પૂર્વાર્ધ.

( ૧ ) આ મન જે જીવને પોતાના વેગમાં જ તાણ્યા કરે છે તેને તે વેગથી ભ્રષ્ટ કરીને આ જીવ પોતાના અનુકૂલ માર્ગમાં સ્થાપે એવું સામર્થ્ય મેળવવું એ જ આ જગત્માં જન્મ થયાનું સાર્થક હોય એમ મને ભાસે છે. ( પૃ૦ ૨૯ )

( ૨ ) અન્તરમાં રહેલો દઢ વૈરાગ્ય જ ત્યાગરૂપ હોવાથી સુખનો સાધક છે, અને તેથી તે સર્વ સુખેચ્છકે સેવવાયોગ્ય છે. ( પૃ૦ ૫૬ )

( ૩ ) સંસારમાં અન્ત્યાવસ્થામાં સર્વ પ્રપંચનો સાક્ષી આત્મામાં લય કરીને જીવન્મુક્ત થવું અને તે સાક્ષી આત્માને સમસ્તંત્ર પરમાત્માથી અભેદ સ્વરૂપે અનુભવી પુનરાવૃત્તિરહિત થઇ કૃતકૃત્ય થવું એ જ કર્તવ્ય મનાયું છે. ( પૃ૦ ૧૦૫ )

( ૪ ) આ અહંમમત્વના નિરાસપૂર્વક સ્વસ્વરૂપાવસ્થાન કરવું ( પૃ૦ ૧૦૬ )

( ૫ ) જેમ ઈશ્વરની કૃપા પ્રાપ્તવ્ય છે તથા તે નિમિત્ત કરવા યોગ્ય ક્રિયાને મુખ્ય કર્તવ્યરૂપ ગણી છે તેમ જ ઉન્નત મહાત્માઓની કૃપા પણ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુઓમાં મુખ્ય છે અને તે નિમિત્ત કરવા યોગ્ય ક્રિયાઓ પણ જગત્માં મુખ્ય કર્તવ્યરૂપ છે એવો દઢ નિશ્ચય કરી રાખવો. ( પૃ૦ ૧૨૭ )

( ૬ ) આ વ્યવહારધર્મને સેવતાં સેવતાં જ નિરન્તર દુઃખને આપનાર ઇન્દ્રિય, મન તથા વાસનાને વશ વર્તાવવામાં સાવધાનપણું રાખવું. ( પૃ૦ ૧૨૮ )

( ૭ ) દુઃખરૂપ પદાર્થોમાંથી જેનાવડે સુખબુદ્ધિ મટી જાય એવું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા ઉત્કંઠા રાખો. × × × આ શરીરપદાર્થનો સદ્વાસ જાણીને × × જ્યાં સુધી રહે ત્યાં સુધી તે તે પદાર્થોના સ્વરૂપને જાણીને તે તે પદાર્થપ્રતિની વિશેષ આસક્તિને ક્રમે ક્રમે ન્યૂન કરતાં ત્યજીને સામાન્ય આસક્તિવડે તે સેવવાયોગ્ય પદાર્થોને સેવવા, અને પશ્ચાત્ કેવલ આસક્તિરહિત થઇને સુખમય થવું અર્થાત્ તત્ત્વાકાર થઇ રહેવું. ( પૃ૦ ૧૩૫ )

( ૮ ) આ જીવોએ તો પોતાની અલ્પજ્ઞતાનો વિચાર કરી સદા દુઃખને આપનાર અન્તઃકરણમાંથી સ્ફુરતી સર્વ કામનાઓનો નાશ જ કરવો ઘટિત છે. ( પૃ૦ ૧૫૫ )

( ૯ ) સર્વને સર્વ પ્રકારના અનર્થની પ્રાપ્તિનું મુખ્ય કારણ આ જગતમાં શોધી જોઇએ છીએ તો જ્યાં ત્યાં માત્ર આશા જ આગળ આવીને ઉભી રહે છે, જેથી મારા સરખા

અનર્થનિવૃત્તિની આશાવાળાએ સર્વ આશાનો ત્યાગ કરવો એ જ કર્તવ્ય છે. ( પૃ૦ ૧૬૮ )

(૧૦) બુદ્ધિમાન પુરુષોએ તો નિરન્તર એ જ વિચાર કરવો ઘટે છે કે આ ઉત્તમ મનુષ્યના શરીરનું જન્મવું શાવડે સાર્થક થયું ગણાય. ( પૃ૦ ૨૦૪ )

(૧૧) આ સંસારમાં સાવધાન પુરુષે અન્તઃકરણ શુદ્ધ મળ્યું ન હોય તો કરવું, બુદ્ધિ શુદ્ધ સંસ્કારી ન હોય તો કરવી અને મન તથા ઇન્દ્રિયો અત્યન્ત અનુકૂલ વેગવાળાં ન હોય તો તે સંબંધે પ્રયત્ન કરવો. ( પૃ. ૨૩૦ )

(૧૨) આ જગતમાં ધર્મબલ જ સર્વોપરિ બલ છે. મનુષ્યને ધર્મ જ સર્વોત્કૃષ્ટ રક્ષક છે, અને ધર્મ જ નરને પરમોત્કૃષ્ટ ગતિ આપનાર છે, માટે આ લોકમાં સાવધાન મનુષ્યોએ પોતાના અવિનાશી કલ્યાણને અર્થે તેમ જ સર્વાર્થસિદ્ધિની પ્રાપ્તિ નિમિત્તે મહા પ્રયત્નવડે ધર્મને જ સંપાદન કરવો તથા સેવવો ઘટે છે ( પૃ૦ ૨૫૩ )

(૧૩) આ દૃશ્ય પદાર્થમાત્ર જે મને તેમનાપ્રતિ આસક્તિવડે જીવનપર્યન્ત ક્લેશ તથા અન્તમાં અધોગતિના આપનાર છે, તેમની આસક્તિનો ત્યાગ એ જ મારું અન્તિમ કર્તવ્ય છે. ( પૃ૦ ૨૫૮ )

(૧૪) અધિકારીએ પોતાની મતિની શુદ્ધિમાં આગ્રહ રાખવો. સાધકની નિર્મલ મતિ જ ગુરુઈશ્વરના અનુગ્રહપાત્ર કરવા સમર્થ હોય છે. ( પૃ૦ ૨૬૦ )

(૧૫) કામનો ત્યાગ જ સુખાવિર્ભાવ કરનાર છે, માટે તું ક્રમવડે સદા કામના ત્યાગમાં યત્ન કરતો રહે. ( પૃ૦ ૨૬૧ )

(૧૬) અનેક પ્રકારના સ્વાનુભવથી વા પરાનુભવથી નિશ્ચય કરેલાં દુઃખ કે દુઃખના હેતુને યોગ્ય પ્રયત્નથી ટાળવા અને તેને અનુકૂલ માની લે એવી મતિ સુધારીને સુખાર્થે સુખનાં સાધનોનો નિશ્ચય કરી તેમને યત્નથી સાધવાં. એવિના અન્ય મનુષ્યનું કર્તવ્ય નથી. ( પૃ૦ ૨૯૬ )

(૧૭) આ જગતમાં ખરેખ જન્મેલો તે જ મનાય છે કે જે દુઃખરૂપ જન્મનાં કારણોનો ઉચ્છેદ કરે છે અને ખરું જોતાં મરણને પામેલો પણ તે જ છે કે જે પુનઃ પુનઃ આવી પ્રાપ્ત થતાં દુઃખરૂપ મરણનાં કારણને સદાકાલ માટે ટાળીને સ્વતંત્ર થઈ અવિક્રિય સ્વરૂપને પામી રહે છે. ( પૃ૦ ૨૯૬ )

(૧૮) દૃશ્યપ્રતિનો મોહ જ આ જીવને અધોગતિ કરાવનાર છે માટે તમારે સહુ વ્યવહાર સેવતાં સદા મોહનો જય કરવા યત્ન રાખવો. ( પૃ૦ ૨૯૭ )

(૧૯) આ જન્મમા પોતાના પ્રાપ્ત વર્ણાદિ ધર્મોનું પાલન કરતાં, ઇષ્ટપરાયણ ચિત્ત કરતાં, નીતિધર્મવડે અન્યસાથે વર્તતાં, ઉત્તરોત્તર ઉચ્ચ અધિકારને સાધી દુઃખમાત્રથી મુક્ત થતાં આ જન્મમૃત્યુરૂપ સંસારને તરવો એ જ તમારું ખરું કર્તવ્ય છે. ( પૃ૦ ૨૯૯ )

(અપૂર્ણ.)

# શ્રેયસ્સાધક
એટલે
માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
"જીવન ઘડો"

વર્ષ : ૪ અંક : ૯
સં૦ ૧૯૯૩, આષાઢ કૃષ્ણ ૮
શનિવાર
તા. ૩૧ : ૭ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
શ્રેયસ્સાધક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિ૦ લિં૦.





આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં૦ પ્રેસ, મીઠાખાના—વડોદરામાં રણછોડભાઈ કિશોરભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-તરફથી પ્રકાશક, ગોવિન્દલાલ અં૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૭-૧૯૩૭


॥ ॐ श्रीं ॥

## आपणे शाथी वगडीए छीए ?*

બીજાને હસી કાઢવા, બીજાને ઠગવા, બીજાને હલકી વસ્તુતરફ દોરવા, બીજાની ચાડી ખાવી, બીજાની નિન્દા કરવી, બીજાના ખરા દોષ છુપાવવા, બીજાને સુધરવાની ઘડી ઘડી ટોકણી કર્યા કરવી, બીજાને હલકા ગણી કાઢવા—આવી આવી ક્રિયાથી આપણે પોતે જ બગડીએ છીએ.

આપણે વધારે સારા થવું હોય તો બીજામાંથી સારાપણું શોધવું જોઈએ. બીજામાં સારાપણાને આપણે જ્યાંસુધી નહીં જોઈ શકતા, ત્યાંસુધી આપણે વધારે સારા નથી થઈ શકતા. બીજામાં જે કાંઈ સારું જણાય તે આપણામાં છે કે કેમ તે તપાસવું, અને તેવું ન હોય તો તે મેળવવામાટે મહેનત કરવી.

સારું ચિન્તવવું સદા, સારું કરવું કામ,
સારું સહવું ભાળતાં, સુધરે જીવન તમામ.
સુધરે જીવન આપણું, જાણો જીવ્યા તો જ,
માટે જીવન સુધારવું, સાવધ રહીને રોજ.
ત્યારે જીવન આપણું, સુધર્યું જાણવું ભાઈ,
મહાપુરુષના મનવિષે, જવ જઈએ રખાઈ.

શ્રી ગુરુદેવ.

* શ્રી ચારિત્ર્યમન્દિરના વિદ્યાર્થીઓમાટે પૂ૦ શ્રી ગુરુદેવે તા ૧૮-૩-૨૧ ના રોજ લખેલું.

## ત્રણ.

૧ મનુષ્યે લય કરવાનું ... ... હું, તું, તે.

૨ મનુષ્યમાં રહેલું દ્રવ્ય ... ... સત્ત્વ, રજસ્, તમસ્.

૩ મુખ્ય નાડીઓ ... ... ... ઈડા, પિંગલા, સુષુમ્ણા.

૪ કર્મના ભેદ ... ... ... સંચિત્, ક્રિયમાણ, પ્રારબ્ધ

૫ પ્રકૃતિના ભેદ ... ... ... કફ, પિત્ત, વાત.

૬ મનુષ્યને સર્વજ્ઞ થવાનો કાલ... ... ગર્ભમાં, મૃત્યુસમયે, સમાધિ.

૭ સંયમમાં સાધવાનાં અંગ ... ... ધારણા, ધ્યાન, સમાધિ.

૮ ગુરુની પ્રસન્નતાના સાધનો ... ... સેવા, પરિપ્રશ્ન, પ્રણિપાત.

૯ મનુષ્યશરીર આવી પડતાં દુખો ... આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક.

૧૦ સામાન્ય મનુષ્યની વ્યતીત થતી જીવનની સ્થિતિ ... આધિ, વ્યાધિ, ઉપાધિ.

૧૧ મોક્ષના માર્ગ ... ... ... કર્મ, ભક્તિ, જ્ઞાન,

૧૨ બ્રહ્મને જાણવાનાં સાધનો ... ... શ્રવણ, મનન નિદિધ્યાસન.

૧૩ પ્રાણાયામનાં અંગ ... ... પૂરક, રેચક, કુંભક.

૧૪ દાનના વિભાગ ... ... ... સાત્ત્વિક રાજસ, તામસ.

૧૫ કર્મનાશના પ્રકાર .. ... ... મહાત્માનો અનુગ્રહ, પ્રાયશ્ચિત, બ્રહ્મજ્ઞાન.

૧૬ લક્ષણાના પ્રકાર ... ... ... जहल्लक्षणा, अजहल्लक्षणा, भागत्यागलक्षणा.

૧૭ રામાનુજ મતપ્રમાણે અજ્ઞાનના પ્રકાર...स्वरूपाज्ञान, अन्यथाज्ञान, विपरीतज्ञान.

૧૮ પ્રાચીન કાળમાં વિદ્યાર્થીને પાળવાના મુખ્ય ધર્મો... ... .. } ગુરુકુલવાસ, વિદ્યાધ્યયન, બ્રહ્મચર્ય.

૧૯ આરોગ્યઅર્થે મનુષ્યના કર્તવ્ય ... મિતાહાર, વ્યાયામ, ઇન્દ્રિયોપર સંયમ

૨૦ માયાનો પ્રકાર .. .. ... वास्तवी, अनिर्वाच्या, तुच्छा.

૨૧ અધ્યારોપના નામો ... .. अध्यास, विभ्रम, विपर्यय.

૨૨ વિદ્યાર્થીને ઉચ્ચ બનાવનાર .. .. વિદ્યાભ્યાસ, નીતિ, સન્મિત્રો

૨૩ અવસ્થાના પ્રકાર ... ... ... જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ

૨૪ આત્મા ... ... .. मुख्यात्मा, मिथ्यात्मा, गौणात्मा.

૨૫ વેદાન્તમાં વર્ણવેલા આનન્દના પ્રકાર ...વાસનાનન્દ, બ્રહ્માનન્દ, વિષયાનન્દ

૨૬ ઈષણા ... ... ... ...પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા.

૨૭ કર્મો કરવાના સાધન ... ...મન વાણી શરીર.

૨૮ વિદ્યાર્થીએ જીતવાના દુર્ગુણો... ...આળસ, ઉદ્ધતાઈ, ખોટી વસ્તુનો મોહ.

૨૯ વિપાકના પ્રકાર ... ... ...जन्म, आयुष्, भोग.

૩૦ પ્રારબ્ધ કર્મના પ્રકાર ... .. इच्छाप्रारब्ध, अनिच्छाप्रारब्ध, परेच्छाप्रारब्ध.

૩૧ પ્રહ્લાદના વંશમાં થયેલા શ્રીવિષ્ણુના અવતારો...વરાહ, નૃસિંહ, વામન.
૩૨ ત્રિકટુની વસ્તુઓ... ... ...સુંઠ, મરી, પીપર.
૩૩ વેદાન્તશાસ્ત્રમાં જીવના પ્રકાર... ...पारमार्थिक, व्यावहारिक, प्रातिभासिक.
૩૪ પ્રયાગમાં સંગમ થતી નદીઓ ...ગંગા, યમુના, સરસ્વતી.
૩૫ રામાનુજમતમાં સ્વીકારાયેલાં તત્ત્વો ...जीव, जगत्, अन्तर्यामी.
૩૬ તાદાત્મ્યના પ્રકાર ... ... ...कर्मज तादात्म्य, सहजतादात्म्य, भ्रान्तिजतादात्म्य.
૩૭ ધુમોકમાં રહેલા તાપ ... ...क्षयताप, अतिशयताप, च्युतिताप.
૩૮ જ્ઞાનની ત્રિપુટિ ... ... ...જ્ઞાન, જ્ઞાતા, જ્ઞેય.
૩૯ કર્મત્રિપુટિ ... ... ...કર્મ, કર્તા, કાર્ય.
૪૦ ભુવન ... ... ... ...સ્વર્ગ, મૃત્યુ, પાતાલ.
૪૧ વચન ... ... ... ...એકવચન, દ્વિવચન, બહુવચન.
૪૨ દોષના પ્રકાર ... ... ...अव्याप्ति, अतिव्याप्ति, असंभव.
૪૩ ભ્રમરૂપ અયથાર્થ જ્ઞાનને ઉત્પન્ન કરનાર દોષો...प्रमातृदोष, प्रमाणदोष, प्रमेयदोष.
૪૪ પરિચ્છેદના પ્રકાર ... ... ...દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ, વસ્તુપરિચ્છેદ.
૪૫ ક્રમમોક્ષના વિભાગ ... ...સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય.
૪૬ ઋણના પ્રકાર ... ... ...મનુષ્યઋણ, દેવઋણ, પિતૃઋણ.
૪૭ સગુણ બ્રહ્મનાં સ્વરૂપો ... ...विराट्, हिरण्यगर्भ, ईश.
૪૮ કાલ ... ... ... ...ભૂતકાલ, વર્તમાનકાલ, ભવિષ્યકાલ.
૪૯ ત્રિફળાની વસ્તુઓ... ... ...હરડાં, બેડાં, આમળાં.
૫૦ જીવની ગતિના માર્ગ ... ...धूमादिमार्ग, अर्चिरादिमार्ग, जनिमृतिलक्षणमार्ग.
૫૧ મહારાત્રિઓ ... ... ...શિવરાત્રિ, કાળીચૌદશ, જન્માષ્ટમી.
૫૨ આરતીસમયે થતા નાદ ... ... ઘંટનાદ, દુંદુભીનાદ, શંખનાદ.
૫૩ શાસ્ત્રવાસનાના ભેદ ... ... पाठव्यसन, शास्त्रव्यसन, अनुष्ठानव्यसन.
૫૪ શ્રીકૃષ્ણની બાળલીલાનાં મુખ્ય સ્થાનો... ગોકુલ, મથુરા, વૃન્દાવન.
૫૫ મલિન વાસનાના પ્રકાર ... ... लोकवासना, शास्त्रवासना, देहवासना.
૫૬ શ્રીજગન્નાથ પુરીના મન્દિરમાં સ્થાપાયેલી મૂર્તિઓ ... કૃષ્ણ, બળદેવ, સુભદ્રા.
૫૭ જીવન્મુક્તિનો અનુભવ કરાવનારાં સાધનો ... તત્ત્વજ્ઞાન, મનોજય, વાસનાક્ષય.
૫૮ અર્થવાદના ભેદ ... ... गुणवाद, अनुवाद, भूतार्थवाद.
૫૯ વિધિના પ્રકાર ... ... ... ઉત્પત્તિવિધિ, નિયમવિધિ, પરિસંખ્યાવિધિ.
૬૦ જીવના ભેદ ... ... ... વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ.
૬૧ ઈશ્વરકોટિ ... ... ... બ્રહ્મા, વિષ્ણુ, શંકર.
૬૨ ઈશ્વરકોટિની શક્તિઓ ... ... સાવિત્રી, લક્ષ્મી, પાર્વતી.
૬૩ દિવસમાં કાલના પ્રકાર ... ... પ્રાતઃકાલ, મધ્યાહ્નકાલ, સાયંકાલ

૬૪ ખાલી હાથે ન જવાનાં દ્વારો... ... રાજદ્વાર, ગુરુદ્વાર, દેવદ્વાર.
૬૫ બ્રહ્મના સ્વરૂપલક્ષણો ... ... સત્, ચિદ્, આનન્દ.
૬૬ અનસૂયાને ત્યાં બાલક બનેલા દેવો ... બ્રહ્મા, વિષ્ણુ, શંકર.
૬૭ કુંતીના પ્રસિદ્ધ પુત્રો ... ... યુધિષ્ઠિર, ભીમ, અર્જુન.
૬૮ વિશ્વનો ક્રમ ... ... ... ઉત્પત્તિ, સ્થિતિ, લય.
૬૯ નેત્ર ... ... ... ... શ્રી શંકરભગવાનનાં.
૭૦ મુખ્ય ઋતુઓ ... ... ... શીયાળો, ઉન્હાળો, ચોમાસું.
૭૧ પ્રપંચવિલાપનનાં સાધનો ... બ્રહ્મસાક્ષાત્કાર, સમાધિયોગ, દ્વૈતમિથ્યાત્વચિન્તન.
૭૨ વ્યાકરણમાં આવતી જાતિ ... ... નર, નારી, નાન્યતર.
૭૩ શંકરાચાર્યના હાલ ચાલતા મઠ ... શારદા, ગોવર્ધન, શૃંગેરી.
૭૪ ભર્તૃહરિશતકના ભાગ ... ... નીતિ, શૃંગાર, વૈરાગ્ય.
૭૫ મનુષ્યથી થતી ક્રિયા ... ... સ્વાર્થ, પરાર્થ, પરમાર્થ.
૭૬ તાર ... ... ... ... એક ઉપવીતના.
૭૭ વાઘના સપ્તકના વિભાગ ... ... મન્દ, મધ્યમ, તીવ્ર.
૭૮ રામના મન્દિરની મુખ્ય મૂર્તિઓ ... રામ, લક્ષ્મણ, જાનકી.
૭૯ સનત્કુમારના શાપથી થયેલા જયવિજયના જન્મો. ... હિરણ્યાક્ષ હિરણ્યકશિપુ, રાવણ કુમ્ભકર્ણ, શિશુપાળ દંતવક્ત્ર.
૮૦ શ્રીશંકરના દેહના વિભાગના તીર્થસ્થાનો ... કેદારનાથ, અમરનાથ, પાશુપતેશ્વર.
૮૧ મંત્રત્રિપુટિ ... ... ... મંત્ર, મંત્રગુરુ, મંત્રદેવતા.
૮૨ પૈસા ... ... ... ... ટકાના.
૮૩ પાઇઓ ... ... ... એક પૈસાની.
૮૪ વેદાન્તમાં વર્ણાતા આકાશના નામ ... ઘટાકાશ, મઠાકાશ, મહાકાશ.
૮૫ વન્દનીય, પૂજનીય, ગુર્વી માતાઓ ... શ્રીનર્મદા દેવી, શ્રીમંગલા દેવી, શ્રીરુક્મિણી દેવી.
૮૬ મુખ ... ... ... ... દત્તાત્રયના.
૮૭ નવરાત્રિના તેલાનાં દિવસો ... ... ષષ્ઠી, સપ્તમી, અષ્ટમી.
૮૮ ભેદના પ્રકાર ... ... ... સજાતીય, વિજાતીય, સ્વગત.
૮૯ કારણો ... ... ... ... આરંભી કારણ, પરિણામી કારણ, વિવર્તકારણ.
૯૦ અભ્યાસ સિદ્ધ થવાના સાધનો ... દીર્ઘકાલ, નૈરન્તર્ય, પ્રીતિ.
૯૧ સગુણ બ્રહ્મના નામો ... ... હિરણ્યગર્ભ, સૂત્રાત્મા, અન્તર્યામી.
૯૨ યોગને સિદ્ધ કરાવનાર સાધનો ... તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન.
૯૩ પ્રમાણના પ્રકારો ... ... ... પ્રત્યક્ષ, અનુમાન, આગમ.
૯૪ વડોદરામાં થતા શ્રીઈશ્વરસાધક અધિકારિવર્ગના મહોત્સવો. ... (આષાઢી) ગુરુપૂર્ણિમા, શ્રીઉપેન્દ્રજયન્તી-મહોત્સવ, કાર્તિક કૃષ્ણ ચતુર્દશી.
૯૫ રામ ... ... ... ... રામ, પરશુરામ, બલરામ.

૯૬ અગસ્ત્યઋષિએ મારેલા અસુરો ... આતાપિ, વાતાપિ, ઇલ્વલ.
૯૭ રામનાં વ્રત ... ... ... એકપત્ની, એકવચન, એકબાણ.
૯૮ સન્ધ્યાવન્દનનો સમય ... ... પ્રાતઃકાલ. મધ્યાહ્નકાલ, સાયંકાલ.
૯૯ નારાયણનાં મન્દિર ... ... ... બદ્રિનારાયણ, લક્ષ્મીનારાયણ, નરનારાયણ.
૧૦૦ જાગ્રત્ દશાના પ્રકાર ... ... જાગ્રત્ જાગ્રત્, જાગ્રત્ સ્વપ્ન, જાગ્રત્ સુષુપ્તિ
૧૦૧ સ્વપ્ન દશાના પ્રકાર... ... ... સ્વપ્ન જાગ્રત્, સ્વપ્ન સ્વપ્ન, સ્વપ્ન સુષુપ્તિ
૧૦૨ આવેશરૂપ વૃત્તિમાં રહેલા અંશો. ... ... કોઇ પણ પદાર્થનું જ્ઞાન, આવેશરૂપ વૃત્તિનો ઉદ્ભવ, શારીર આન્તર બાહ્ય વિકૃતિ.
૧૦૩ ક્રોધનાં કારણો .. ... ... મૂલરૂપ કારણ, અનુકૂલ સ્થિતિ ઉપજાવનાર કારણ, ઉત્તેજક કારણ.
૧૦૪ શક્તિ ... ... ... ... સર્જન, પાલન, સંહારક.
૧૦૫ વૈદિક દેવ... ... ... ... અગ્નિ, વાયુ, આદિત્ય.
૧૦૬ જ્ઞાનનો પ્રતિબન્ધ ... ... ... સંશય, અસંભાવના, વિપરીત ભાવના.
૧ ૭ આત્માના પ્રકાર ... ... ... જ્ઞાનાત્મા, મહાન્ આત્મા, શાન્તાત્મા.
૧૦૮ મનુષ્યથી થતી ક્રિયા ... ... પુણ્ય, પાપ, મિશ્રકર્મ.
૧૦૯ જીવના ભોગાયતનરૂપે શરીરના પ્રકાર ... સ્થૂલ, સૂક્ષ્મ, કારણ.
૧૧૦ દ્વિજ ... ... ... ... બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય.
૧૧૧ અશ્વના પગ ... ... ... કલ્કી અવતારના અશ્વના.
૧૧૨ દશરથરાજાની મુખ્ય પત્નીઓ ... કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા.
૧૧૩ શીંટી ... ... ... ... ત્રિપુંડની.
૧૧૪ જ્યોતની બાજુઓ ... ... ... દિપકસ્પની.
૧૧૫ ગ્રહણ જેનાથી થાય છે ... ... સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી.
૧૧૬ પ્રવાસના માર્ગ ... ... ... પૃથ્વી, જલ, વાયુ.
૧૧૭ અઞ્જલિ ... ... ... ... સંધ્યા પૂજાના આચમનમાં લેવાની.
૧૧૮ હૃદયના ભાવ જણાવનાર સાધન ... સંજ્ઞા, વાણી, લેખિની.
૧૧૯ રાવણ ... ... ... ... અહિરાવણ, મહિરાવણ, રાવણ.
૧૨૦ માતામહશ્રાદ્ધમાં આવશ્યક પ્રત્યક્ષ વ્યક્તિઓ... પિતા, માતા, પુત્ર.
૧૨૧ શ્રાદ્ધમાં પિતૃવંશમાં લેવાતા પિતૃઓ ... (૧) પિતા, પિતામહ, પ્રપિતામહ.
(૨) માતા, પિતામહી, પ્રપિતામહી.
૧૨૨ પગલાં ... ... ... ... શ્રી વામનભગવાને બલિરાજાપાસે માગેલી ભૂમિનું દાન.
૧૨૩ પાદ ... ... ... ... ગાયત્રીના
૧૨૪ રૂપ (ગાયત્રીના સ્વરૂપો) ... ... કુમારી, યુવા, વૃદ્ધા

૧૨૫ વાહન ( ગાયત્રીના ) ... ... હંસ, ગરુડ, વૃષભ

૧૨૬ મંત્રના ... ... ... ઋષિ, દેવતા, છંદ

૧૨૭ ગાયત્રી મંત્રની વ્યાહૃતિ ... ... ભૂ, ભુવ:, સ્વ:

૧૨૮ અર્જુન .. ... ... ... સહસ્રાર્જુન, અર્જુન, મલ્લિકાર્જુન

૧૨૯ ગણિત... ... ... ... ગણિત, બીજગણિત, ભૂમિતિ

૧૩૦ બીજક ઉગવા માટે ... ... ખેડ, ખાતર, પાણી.

૧૩૧ વાદ ... .. ... ... વાદ, જલ્પ, વિતંડા

૧૩૨ પ્રસ્થાનત્રયી ... ... ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્ર, ઉપનિષદ.

૧૩૩ નામના અક્ષરો ... ... ... પરમપૂજ્ય શ્રીગુરુદેવના.

શ્રી जयन्तीदेवी.

---

# સાચો વિકાસ.

પ્રેમ ભિલાષીઓ પ્રેમને પૂજે, વિજયાભિલાષીઓ વિજયમાટે વળે, ઐશ્વર્યાભિલાષીઓ ઐશ્વર્યસ્થાને અંજલિ અર્પે અનાદ્યનન્ત અણમોલા આત્માના અનુભવાર્થે સ્વાર્થશક્તિને ક્ષણિક શાન્તિ સમર્પી, વિશ્વના વિધવિધ વીર્યવાન્ વિદ્યમાન્ વીરાત્માઓના જીવનના વેગભર્યા વહેણોને નિહાળીએ તો સાચો વિકાસ એટલે શું તેની સંપૂર્ણ સમજણ પડી શકે એક બીજ વાવ્યું અને તે થોડા દિવસબાદ અંકુરરૂપે પ્રકટ થયું તે તેનો વિકાસ વળી બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં પ્રવેશવું એ પણ વિકાસ આમ પ્રત્યેક વસ્તુ વિશ્વમાં ક્રમે ક્રમે વિકાસને પામે છે આખું વિશ્વ વિકાસક્રમના આધારે ચાલી રહ્યું છે વધવાને માટે ઘટવું, હટવું એ પણ વિકાસ જ. આમ નરી આંખે જોઈએ તો માલમ પડે કે પાછા હટવું એ વિકાસ નથી, પણ શાન્ત ચિત્તે વિચારીએ તો માલમ પડે છે કે પ્રત્યેક વસ્તુને વિકાસને પામવાનું છે જ. છતાંએ પુરુષાર્થી બનવું એ પ્રશંસનીય છે માનવી અન્યના દોષો શોધવાનો પ્રયાસ કરે તો તે પોતે વિકાસને પામે છે—પણ તે સત્ય વિકાસને નહિ શારીરિક વિકાસ કરવો અને પછી પારકાને દમવું એ શરીરનો સાચો વિકાસ નહિ. બુદ્ધિનો વિકાસ કરવો અને બીજાને બુદ્ધિબલમાં હંફાવવાની આકાંક્ષા રાખવી તે બુદ્ધિનો સાચો વિકાસ ન કહેવાય સાચો વિકાસ તેને જ કહી શકાય કે જે વિકાસથી આપણું તેમજ અન્યનું શ્રેય થાય સાચો વિકાસ તો એ જ કે જે જીવનમાં શાશ્વત આનન્દનો પ્રતિષ્ઠાપન કરે. સાચો વિકાસ તો એ જ કે જે ધ્યાન કરાવે ધ્યેય વસ્તુનું, પાન કરાવે પેય વસ્તુનું, જ્ઞાન અપાવે જ્ઞેય વસ્તુનું ને જ સાચો વિકાસ કે જે વિકાસને પામ્યાપછી કાંઇ જ પામવાનું કે કરવાનું ન રહે. સાચો વિકાસ કરવો એટલે સત્યમૂર્તિના દર્શનાર્થે સત્યકરણોદ્વારા સત્ય પથે ગમન કરવું અન્તમાં કહું તો સાચો વિકાસ આવો એટલે સ્વચ્છતા, પ્રોત્સાહન અને સૌન્દર્યની મૂર્તિની શાશ્વત, આનાદ્યન્ત ત્રિવિધતાપનિવારકની—ઝળહળતી અખંડ તિમિરઘાતક—ઉજ્જ્વલતાના પ્રચારક પ્રભાના કિરણો હૃદયમન્દિરમાં નિહાળવા ને કરવા શાશ્વત સુખનાં આસ્વાદન. બસ એ જ સાચો વિકાસ.

જયન્તીલાલ.

# પ્રસાદ.

( વહેંચનાર : શ્રી પ્રમીલા બહેન. )

૧ તમે ચિત્તની પ્રસન્નતા જાળવવામાં પ્રમાદ રાખશો નહિ. બુદ્ધિમાન્ પુરુષોનો એ ન ભેદાય એવો નિશ્ચય છે કે ચિત્તની અપ્રસન્નતા એ જગત્‌માં મોટામાં મોટું હાનિનું કારણ છે. માટે પ્રયત્નથી પ્રસન્નતાને સેવજો. ( પૂ૦ બાપજીશ્રી )

૨ પોતાના અભિમાનને મરેલું નરમ કરી રાખવું જોઇએ, કારણ સઘળા દોષોનો રાજા અભિમાન છે. ( પૂ૦ બાપજીશ્રી )

૩ કોઇની પણ નિન્દા ન કરવાથી, કોઇઉપર મિથ્યા દ્વેષ ન કરવાથી, કોઇના પણ ગુણમાં દોષનો આરોપ ન કરવાથી, કોઇની ખરી આશાનો ભંગ ન કરવાથી, કોઇની પણ નિર્દોષ વૃત્તિનું છેદન ન કરવાથી, કોઇના ઉપકારને બદલે અપકાર ન કરવાથી તથા કોઇના પણ સુખનો વિનાશ ન કરવાથી અન્તઃશુદ્ધિ થાય છે. ( પૂ૦ બાપજીશ્રી )

૪. પૈસાનો ખરાબ ઉપયોગ અટકાવવા કરતાં જીવનો ખરાબ ઉપયોગ અટકાવવો એ ઘણું જ કઠિન કામ છે.

૫ તમારા પોતાના વૈરાગ્યવિષે કોઇ આગળ કશું કહેતા નહિ.

૬ પ્રભુ અને પ્રભુભક્તની વચ્ચે અભિમાન જેવો બીજો અંતરાય નથી.

૭ વૈરાગ્યવિના બ્રહ્મનો વિચાર કોરકટ છે.

૮ સેવક થઇ સુખની ઇચ્છા કરે એ અયોગ્ય.

૯ સાધકની નિર્મલ મતિ જ ગુરુઇશ્વરના અનુગ્રહને પાત્ર કરવા સમર્થ હોય છે.

૧૦ સાર્થક જન્મ તો તેનો જ છે કે જે સાધવાયોગ્ય સાધીને વિરમે છે.

૧૧ સંસાર એ જરા પણ સારવાળી વસ્તુ નથી એ વાત જ્યાં સુધી માણસના હૃદયમાં ઠસતી નથી ત્યાં સુધી તે સાચો વૈરાગ્ય મેળવી શકતો નથી.

૧૨ વીરતા ત્રણ બાબતમાં જોઇ શકાય છે; (૧) અસત્યાચરણ કર્યાવિના નિર્વાહ ચલાવવો, (૨) જરૂરી ચીજ ન મળે ત્યારે પણ પ્રભુની પ્રશંસા કરવી, (૩) વગર માગ્યે દાન આપવું.

૧૩ જે જ્ઞાન આચરણમાં મૂકાતું નથી તે પ્રાણવગરના શરીર જેવું છે.

૧૪ સ્વલ્પ ભોજન એ સર્વ સાધનમાં ખાસ મુદ્દાની વસ્તુ છે.

૧૫ આ જગત્‌માં એવો કયો પદાર્થ છે કે જે આદર કરનાર ધીર પુરુષ પ્રાપ્ત કરી શકતો નથી.

૧૬ 'થાતું' ન ધરે નિરાશ, ઘટમાં પ્રાણ રહ્યાલગી,
કાં તો ત્યજવી આશ, કાં મેળવવું નત્ર ડગી. ( શ્રી ખર્જુ )

---

સ્મરણરૂપે વિનતિ : પરમ પૂજ્ય શ્રીગુરુદેવે સાધકો તથા સજ્જનોપ્રતિ લખેલાં પત્રો અત્ર મોકલી આપવામાં આવી અનેકતરફથી સહાનુભૂતિ દર્શાવવામાં આવી છે તે નિમિત્ત તેમનો સપ્રેમ આભાર માનવામાં આવે છે. આવેલા પત્રો જોતાં તેમાં જીવનઉપયોગી મહત્ત્વની એવી એવી બાબતો છે કે જે સર્વને નિરન્તર ચિન્તનીય છે. માટે જેમનાતરફથી તેવા પત્રો હજી મોકલવાનાં બાકી હોય તેઓ તે હવે બનતી ત્વરાએ અત્ર મોકલી આપવા કૃપા કરશો કે જેથી પુસ્તક છપાવવામાં નિરર્થક વિલંબ થવા પામે નહિ.

વ્ય૦ મં૦

श्रीउपेन्द्रजयन्तीमहोत्सवनुं સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )

( ઉત્તીર્ણ લેખો. )

## પુરુષ વર્ગ— ( ઘ ) ' જીવનનું કર્તવ્ય. '

( અનુસન્ધાન ગયા અંક ૮ પૃષ્ઠ ૬૪ થી )

( અવતરણ કરનાર : જમનાદાસ ગંગારામ મહેતા—વડોદરા. )

૫ શ્રી સન્મિત્રનું મિત્રપ્રતિપત્ર-પ્રથમ પત્ર.

( ૧ ) સુખેચ્છાથી કામરાગદ્વારા થતું મમત્વ જે અન્તઃકરણનો જ પરિણામ છે તે દુઃખનું કારણ છે એમ નિશ્ચય કરીને વસ્તુવિચારદ્વારા પ્રાણીપદાર્થમાત્રના સ્વરૂપનો વિચાર કરીને મિથ્યાસરખું બંધાયેલું અહં તથા મમત્વ અવશ્ય શિથિલ કરી નિર્મૂલ કરવું એ જ પરિણામપર્યન્ત સર્વનું કર્તવ્ય છે, એમ સિદ્ધ થાય છે. ( પૃ૦ ૨૪ )

( ૨ ) આ પાપ તથા દુર્જન જેમ સુખ પ્રાપ્ત કરનારને અન્તરાય કરનાર છે, તેમ જ આ જગતમાં આ પાંચ ઇન્દ્રિયોના પાંચ વિષયમાં થતી અમર્યાદ આસક્તિ એ પણ સુખમાં અન્તરાય કરનાર છે, માટે તે વિષયોનું પણ વિવેકથી સેવન કરવું, અને તે તે વિષય-પ્રતિની અમર્યાદ આસક્તિ ત્યજવી, એ પણ સાધકનું કર્તવ્ય છે. ( પૃ૦ ૩૬ )

( ૩ ) આ જન્મમૃત્યુરૂપ સંસારબન્ધનથી છૂટવું એ જ આ જગતમાં જન્મ ધરીને કરવા યોગ્ય કામ છે ( પૃ૦ ૪૫ )

( ૪ ) જેમ સંગ તેમ જ કામના પણ મુખ્ય ત્યજવા યોગ્ય છે. ( પૃ૦ ૫૧ )

( ૫ ) આપણી મતિ તથા સત્શાસ્ત્રાદિદ્વારા મહાત્માને ઓળખી, તેમનાદ્વારા યોગ્ય પ્રયત્ન પ્રાપ્ત કરીને અને સાધીને ઇશ્વરાનુગ્રહ પ્રાપ્ત કરવો એ જ આ જગતમાં જીવોને જીવત્વની નિવૃત્તિઅર્થ કરવા યોગ્ય પ્રથમ કર્તવ્ય છે ( પૃ૦ ૫૯ )

( ૬ ) અનેક પ્રકારના ઉપાયથી પણ સાવધાનતાથી આ ત્રિવિધ કામનો ત્યાગ કરવા સંબંધનો દૃઢ નિશ્ચય તું પોતાના અન્તઃકરણમાં ધારણ કરી રાખજે. ( પૃ૦ ૬૮ )

( ૭ ) આ પ્રકારના ત્રિગુણમાં, પ્રધાનપણે રજસ્ તમસ્‌થી પ્રતીત થતા બન્ધનથી મુક્ત થવું એ જીવનું કર્તવ્ય છે ( પૃ૦ ૬૮ )

( ૮ ) શાસ્ત્રની પ્રધાનતા નથી પણ ઉપદેષ્ટા શ્રી સદ્‌ગુરુની જ પ્રધાનતા છે; અને પ્રકૃતિ વા માયાના અતિક્રમણમાં ઇશ્વરના અનુગ્રહની આવશ્યકતા છે તેથી ઇશ્વરની ઉપાસના અવશ્ય કર્તવ્ય છે. ( પૃ૦ ૭૩ )

( ૯ ) ( તારે જો મુક્તિની ઇચ્છા હોય અને મારાં વચનમાં વિશ્વાસ હોય તો ) વિવેકવડે શ્રુતિસ્મૃતિઆદિ સચ્છાસ્ત્રનું શ્રવણ વા અધ્યયન યોગ્ય શ્રીસદ્‌ગુરુદ્વારા કરવું અને ઇશ્વરાનુગ્રહનિમિત્ત શ્રી ગુરુના પ્રસાદને અર્થાત્ અનુગ્રહને પ્રાપ્ત કરવો ( પૃ૦ ૭૪ )

(૧૦) તું તારા પ્રાપ્ત વ્યવહારને કરતાં ગુરુઇશ્વરમાં નિષ્ઠા સ્થાપીને પારમાર્થિક પ્રયત્નમાં પ્રતિદિવસ વૃદ્ધિને પામતો રહેજે, અન્ય તારા મિત્ર હોને પણ તે કર્તવ્યમાં સ્થાપજે, અને સદા સજ્જનોની સંગતિ સેવતાં દુર્જનોના સહવાસથી નિરન્તર દૂર રહેજે. ( પૃ૦ ૮૬ )

---

(અપૂર્ણ.)

:: સાપ્તાહિક ::

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

Reg. No. B 3171

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન ઘડો"

વર્ષ : ૪ અંક : ૧૦

સં૦ ૧૯૯૩, શ્રાવણ શુક્લ ૧

શનિવાર

તા. ૭ : ૮ : ૧૯૩૭

પત્રવ્યવહાર :

વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર

વડોદરા.

વાર્ષિક લવાજમ.

હિન્દમાં : રૂ. ૫-૦-૦

હિન્દબહાર : દશશિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :

વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.

દાન દેવાયોગ્ય સંસ્થા.

સહાય કરવા યોગ્ય સંસ્થા.

વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.

વિદ્યાર્થીમાં ચારિત્ર્ય માટે મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.

આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં૦ પ્રેસ, ઘીકાંટા—વડોદરામાં રણછોડભાઈ બિહારીભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ—વતી પ્રકાશક, અરવિંદલાલ ત્ર્યં૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વબંધુ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૭-૮-૧૯૩૭

॥ ॐ શ્રી ॥

## मधुर जीवन.

મધુરતા એ સર્વને પ્રિય અને પ્રાણપ્રદ રસ. જેમાં મધુરતા તે ઉત્તમ. આપણા જીવનમાં મધુરતા જોઈએ. મધુરતા એટલે માત્ર ગળપણ નહિ, પરન્તુ તે એક એવા પ્રકારનો સ્વાદ, જે આપણે ખાઈ ગયા પછી પણ આપણા મુખમાં રહે, અને જેનો કદી કંટાળો ન આવે.

મનુષ્યજીવન અને મનુષ્યસમ્બન્ધ આવો હોય એ જ આવશ્યક. આપણે જાણીએ, શેરડી આગળથી ખાતાં ધીમે ધીમે ખારાશ ઉપર જાય. માનવજીવન અને માનવસમ્બન્ધ આવા હોય તો તે મનુષ્યને થકાવે. નીચેથી ઉપર ચડતી શેરડીજેવા માનવજીવન અને માનવસમ્બન્ધ હોય તો તે મનુષ્યને શરમાવે.

શેરડી ખાનાર તો બંને છે, પણ એક શેરડી ખાઈ તેના અન્તમાં મુખમાં મધુરતા ભરે છે—અનુભવે છે; બીજો શેરડી ખાઈ છેવટે મુખમાં ખારાશ અનુભવે છે. માનવ જીવન બંને ભોગવે છે, પણ પરિણામમાં એવા જ ભેદ રહે છે. વ્યાપાર બંને કરે છે: એક આખર કેવળ કમાઈ લે, બીજો પાયમાલ બની રહે છે.

જે જીવન વિવેકથી વાપરે છે તે મધુરતા અનુભવે છે; તેમ જ સમ્બન્ધને જે વિવેકથી જાળવે છે તે પરિણામે મધુરતા મૂકીને જાય છે.

વિદ્યાર્થીઓએ વર્ષભર સમ્બન્ધ સેવ્યો. આજે પરિણામ નીચેથી ઉપર જતી શેરડીજેવો આવતો જાય તો તે મધુર ન કહેવાય. વિદ્યાર્થી તે જ કે જ્યાં અને જ્યાંથી જાય ત્યાં મધુરતા જ પ્રસરાવે.

આપણું જીવન અત્તરનું પુમડું હોય. જ્યાં હોય અને જ્યાંથી જાય ત્યાં પણ સુગન્ધની જ યાદ આપતું રહે. જીવન તો બંનેનાં છે: અત્તરનું પુમડું બનનારનું અને દીવાનો કાતરો બનનારનું-કોઈથ સત્કાર નહિ પામે.

આશ્રમનો અને વિદ્યાર્થીઓનો પરસ્પરથી છૂટા પડતી વખતનો સમ્બન્ધ ઉપરથી નીચે જતી શેરડીસમો મધુર હો.

શ્રી ગુરુદેવ.

## શાથી જીવનવિકાસ ?

આવશ્યક વ્યવહારથી.
ગૃહસ્થાશ્રમનું યોગ્ય રીતે નિર્વહણ કરવાથી.
નીતિથી
ઉદારતાથી
દાનથી.
ઉત્તમ ચારિત્ર્ય પ્રતિ લક્ષ આપવાથી.
પરોપકારથી
શુભ ચિંતનથી.
સદ્વિચારથી
ધ્યાનથી.
વિવેકથી
તિતિક્ષાથી.
સહનશીલતાથી.
સત્કર્મથી.
ઉપેક્ષા વૃત્તિથી–અસદ્ વસ્તુની.
નિરાભિમાનતાથી.
સ્વાધ્યાયથી.
ક્ષમાવૃત્તિથી
જ્ઞાનથી
નિરપેક્ષ કર્તવ્યથી
ઈશ્વરારાધનથી.
સત્પ્રયત્નથી
ઉત્સાહથી
વિરાગથી
પ્રત્યેક અવસ્થામાં પ્રાપ્ત ધર્મના પાલનથી
ગુરુને અધીન રહેવાથી.
સત્ સાધનથી
સત્યથી
ઈશ્વરપ્રણિધાનથી.
ધૈર્યથી.

## શાથી જીવનવિનાશ ?

ઇન્દ્રિયોની પરતંત્રતાથી.
પરદોષ ચિન્તનથી.
વિષયની લોલુપતાથી.
સ્વાર્થ વૃત્તિથી.
આલસ્યથી.
નિરાશાથી.
મિથ્યાભિમાનથી
પારકાનું પચાવવાની ઇચ્છાથી
પ્રમાદથી
પ્રાપંચિક વ્યવહારથી.
વ્યસનથી.
ઉદ્ધતાઈથી.
નિકૃષ્ટતાના વિચારથી.
નાસ્તિકતાથી.
અસાવધાનતાથી.
અતિલોભથી
ક્રોધ કષાયથી.
અસંતોષથી.
સમજ્યાવિના સહજમાં દોરાઈ જવાની ટેવથી.
ફલની લાલસાથી
વ્યર્થ ચિન્તાથી.
આસક્તિથી.
ક્રિયાવિનાની વાતોથી.
જગતદર્શી જ બનવાથી
સર્વમાં અવિશ્વાસથી
અજ્ઞાનથી.
ખુશામતથી.
ગુરુવિમુખતાથી.
દુર્જનના સંગથી.
કાયરતાથી

| | |
|---|---|
| નિર્મળ પ્રેમથી. | ગુરુનિન્દાથી. |
| જ્ઞાનના મર્મને સમજવાથી. | દુર્બલ વાણીથી. |
| પોતાપણું ભૂલવાથી. | ખોટા આવેશથી. |
| ઉચ્ચ આદર્શને લક્ષમાં સ્થાપવાથી. | દઢ વાસનાથી. |
| શ્રદ્ધાથી. | ખોટા દુરાગ્રહથી. |
| અભ્યાસથી. | અનારોગ્યથી. |
| સાચી સ્વતંત્રતાથી. | સદ્‌વિદ્યાની અપ્રીતિથી. |
| સર્વોત્તમભાવથી. | નિર્વેદવાદથી. |
| બ્રહ્મભાવનાથી. | જીવત્વની અખંડ ભાવનાથી. |
| પરમાત્મ સત્તાને જ સર્વમાં માનવાથી. | માત્ર કલ્પનામાં જ રમવાથી. |

શ્રી જયન્તીદેવી.

---

# श्री नृसिंहसिद्धान्तचन्द्रोदय.

( મતાંક ૫ ના પૃષ્ઠ ૭૭ ના અનુસન્ધાનમાં. )

આ એક સામાન્ય પ્રસંગ હતો, પણ તેમાંથી શ્રેયઃસાધકોને ઘણું શિખવાનું હતું. ગૃહમેધીઓને પોતાને માથે સ્વાધ્યાયનો બોજો છે, અને સ્વાધ્યાય કરનાર બ્રાહ્મણોનો તેમણે તેમની વિદ્યાનુસાર સત્કાર કરવાનો છે. કોઇ બ્રાહ્મણ ઘરના દ્વાર આગળ આવતાં જ હોય તો આપણે તેને કઠોર વાણીથી વધાવી લઇએ છીએઃ-" મહારાજ ! આવું સાંભળવાની અમને ફુરસદ નથી; તમારો આશીર્વાદ તમારી દરિદ્રતાને દૂર કરવામાં વપરાતો હોય તો વાપરો "-ઇત્યાદિ મર્મવાળાં વાક્યોથી તે બિચારાના મનને સંકોચવાળું કરી દઇએ છીએ. આવી પ્રવૃત્તિથી વેદવિદ્યાનું ઉત્તેજન નથી, અને નવા કેળવાયેલા ગૃહીઓ આ પ્રવૃત્તિ સુધારશે નહિ તો વેદ માત્ર ગ્રન્થોમાં છપાયેલા રહેશે, અને તેમાં રહેલી વિદ્યાનો બોધ કરવા આપણે પશ્ચિમના પ્રોફેસરોને જરૂર હશે તો વિનવી બોલાવવા પડશે; અને તેઓ જે અર્થ કરશે તે આપણે પ્રમાણભૂત માનીશું. હાલ લગભગ તેવી સ્થિતિ થઇ ગઇ છે, અને પશ્ચિમના એક વેદનું અધ્યયન કરનાર પંડિતજી એવું સાહસથી કહી મૂકયા છે કે સાયણાચાર્યજીએ વેદનો અર્થ કરવામાં ઘણી જગ્યાએ ભૂલો કરી છે, અને અમે પશ્ચિમના પંડિતો જ અમારી ઘણી ભાષાને જાણવાની અને સરખાવવાની પદ્ધતિથી જ વેદનો ખરો અર્થ કરવા અધિકારી છીએ ! આપણા નવા કેળવાયેલા મેજ્યુએટોને આથી શું અધિક અપમાન જોઇએ છીએ !

સ્વાધ્યાય અને પ્રવચનઉપર શ્રીમન્નૃસિંહાચાર્યજીનો એટલો બધો આગ્રહ હતો કે પોતાના મોટા પુત્રને " વેદવિનાની વિદ્યા ધૂળ "-એમ કહી પોતે સંહિતાનો એક દેશ શિખવવા બેઠા આ લેખક જોયા છે. શ્રી ગુરુના વાક્ય અને વર્તનમાં અખંડ સંવાદ જોનાર પ્રત્યેક શ્રેયઃસાધકનું

કર્તવ્ય છે કે તેમણે વેદાદિશાસ્ત્રનું અવશ્ય સ્વાધ્યાયરૂપે અને પ્રવચનરૂપે સેવન કરવું જોઇએ, અને તરજુમીઆ ગ્રન્થો બાજુઉપર મૂકી મૂલ ગ્રન્થોનું પરિશીલન કરી પોતાની પ્રજ્ઞાનો પ્રકર્ષ સાધવો જોઇએ. બ્રાહ્મધર્મના શુદ્ધ અભિમાનનો નિર્વાહ સ્વાધ્યાય અને પ્રવચનવિના કદી થઇ શકે તેમ નથી, અને સદ્ધર્મનું રહસ્ય તે બે સાધનવિના હૃદયમાં ઠરતું નથી. તરજુમા અથવા ભાષાન્તરો પરધર્મીઓને અર્થે છે, આપણા પોતાને અર્થે તો મૂલનું જ દૈવી વાઙ્મય છે.

દેવર્ષિ અને બ્રહ્મર્ષિપ્રતિના ઋણનિવૃત્તિના પ્રકારનું ભાન કરાવી શ્રીમન્નૃસિંહાચાર્યજી ગૃહીઓને મનુષ્યઋણનિવૃત્તિઅર્થે અતિથિયજનનો વારંવાર પ્રબોધ કરતા. તેમના સઘળા આકર ગ્રન્થોમાં અતિથિદેવો ભવ —એ શાસનનું સૂત્ર પરોવાયેલું વાચકને જણાયાવિના નહિ રહે. શ્રી સિદ્ધાન્તસિન્ધુ, શ્રી પંચવરદવૃત્તાન્ત, શ્રી ત્રિભુવનવિજયી ધ્વજ—ઇત્યાદિ ગ્રન્થોમાં ગૂંથાયેલા ઉત્સવના સઘળા પ્રસંગો અતિથિના યજનપૂજન પછી અતિથિદ્વારા જ ચર્ચાયેલા છે. તેઓશ્રીનું મન્તવ્ય હતું કે કોઇ પણ ગૃહમેધી પોતાના નિર્વાહના પાંચ સાધનવિના વ્યવહાર સાધી શકતો નથી (૧) નિવાસનું સ્થાન-પછી તે પર્ણકુટી હોય અથવા મહેલ હોય, (૨) અન્ન, (૩) જલ, (૪) વસ્ત્ર, અને (૫) ધન. આ પાંચ સાધનો ન્યૂનાધિક અંશે સર્વ ગૃહીઓને હોવાં જ જોઇએ તે પદાર્થો પ્રિયતા અને મમત્વના વિષયો થઇ પડે છે, અને ઇતરના સુખને અર્થે તેનો ત્યાગ કરવામાં ઘણો મનુષ્યો સંકોચવાળા રહે છે. આ સંકોચવૃત્તિનો નાશ કરવાને અર્થે જ ગૃહમેધ છે. આપણા આ પાંચ પદાર્થો ગૃહમેધની દીક્ષાવાળાએ વિતરણ કરવા સારૂ જ ન્યાયમાર્ગે ભેગા કરવાના છે. કોઇ પણ અતિથિનું અથવા અભ્યાગતનું આસન, અન્ન, જલ, વસ્ત્ર અને ધનવડે સંતર્પણ કરવાના મતને ધારણ કરનાર રાજર્ષિ ત્રિપતિ પંચવરદ સંજ્ઞાને પામ્યા હતા-એવો ઉલ્લેખ શ્રીમન્નૃસિંહાચાર્યજીએ શ્રીપંચવરદવૃત્તાન્તમા કર્યો છે. તેમનું પોતાનું જીવન આ આતિથ્ય સંબંધમાં નિદર્શનરૂપ હતું પોતાનું અહ્સ્રત અયાચક મત હતું,અને ગૃહસ્થાશ્રમનો આરંભ આર્થિક સંપત્તિવાળો ન હતો, તો પણ પોતાના આશ્રમે આવેલા—પછી તે શિષ્ય હોય કે ઇતર સાધુસંત હોય, અથવા કોઇ શિષ્ટ ગૃહસ્થ હોય તો તેઓ તેમનું આતિથ્ય લઇ પવિત્રતા પ્રાપ્ત કર્યાવિના મન્દિરમાંથી ગયાનું જાણ્યું અથવા સાંભળ્યું નથી આ આતિથ્ય અને દાન તેમનું સર્વદા મધુર વાણીથી યુક્ત જોવામાં આવતું, અને તેમનું વૃત્તિનું ઔદાર્ય તેમના સ્મેરવદનઉપર સર્વદા ઝળકતું હતું. નીચેનો પ્રશ્નોત્તર માલાનો શ્લોક અમો નવો સંસાર માંડનારને ઘણીવાર કહેલો સ્મરણમાં છે.—

दानं प्रियवाक्सहितं, ज्ञानमगर्वं क्षमान्वितं शौर्यम् ।
वित्तं त्यागसमेतं दुर्लभमेतच्चतुर्भद्रम् ॥

પ્રિયવાણીથી યુક્ત દાન કરવું, ગર્વવિના જ્ઞાનનું ધારણ કરવું, શૌર્ય છતાં ક્ષમાયુક્ત રહેવું, અને ત્યાગ કરવાના મતસહિત ધન રાખવું-આ ચાર કલ્યાણમયી વસ્તુઓ દુર્લભ હોય છે.

(અપૂર્ણ)

---

# પુનઃ પુનઃ

જગત્ ચિન્તનરૂપે આનન્દ અનુભવવા કરતાં દૈવી આનન્દનો અનુભવ કરવા શું કરશો !

દ્રશ્ય પદાર્થના સ્પર્શથી સુખ અનુભવાતું હોય પરમાત્મ વસ્તુથી જ સંસ્પૃષ્ટ રહેવા ટેવાયું બને, તેને માટે કયો પ્રયત્ન સેવશો !

માનસ વૃત્તિમાં વિકારી ચિત્રોનાં દર્શન કરી ત્રાસ થતી વૃત્તિમાં પરમ પૂજ્ય ઇષ્ટ પરમાત્માની વિવિધ પુણ્યમય ચેષ્ટાના ચિત્રો તરતા રહે અને તેનું દર્શન કરતાં કંઇક જગત્-ભાન ભૂલાય તે અર્થે શું આરાધશો !

નિર્મળ ભક્તિભાવ, વૃત્તિમાં પ્રતિપળ સ્ફુરતી ભાવનાનો પ્રવાહ, અખંડ પ્રસન્નતા, અંતરના ઇષ્ટવિયોગી આપણે ઇષ્ટના સંયોગી થવાને હવે કયું કર્તવ્ય આદરીશું !

બન્ધુઓ ! બહેનો ! વિચારો. અન્તર્ પ્રેરણા એ જ સૂચવે છે કે પુનઃ પુનઃ એનું એ જ કર્તવ્ય કરો. અને તેથી તે પ્રતિ દૃષ્ટિ રાખી જોઇશું તો પુણ્યકાળરૂપે મનાતો શ્રાવણ માસ આરંભાય છે. એમાં જે પુણ્ય કર્તવ્ય આપણે ગયે વર્ષે કર્યું હતું તે જ પુનઃ કરવાનું છે.

મનની નિર્વિકલ્પી અવસ્થા અગાધત્વને પ્રકટ રાખે છે. અખંડ વિચારમાં, નિમગ્ન અન્તરમાં અનિર્વચનીય પ્રકાશ—તરતો અને તરતો રહે તે માટે આપણા સેવ્ય, ધ્યેય, ઉપાસ્ય પરમ પૂજ્ય સદ્ગુરુ ભગવાન ભગવાનજીએ અનેક પુરશ્ચરણો કરાવ્યાં તથા દાન, ધ્યાન અને જ્ઞાનની ક્રિયાઓ કરાવી—એ સર્વ આપણી સ્મૃતિમાં જાગ્રત્ છે.

એ જ પુણ્યકાળ પુનઃ આવી પહોંચ્યો. આવા સમયે જગતના અજ્ઞાની મનુષ્યો પણ નિત્યના જીવનમાંથી કંઇક જાગ્રત થઇ સત્કર્મ વિશેષ સાધે છે, તો નિત્યના સાધનાભ્યાસી આપણે તો અધિક સક્રિય થવું જ જોઇએ.

શું, સર્વ ભૂલીશું ! ના, ના પ્રસાદ પ્રેરનાર, અનુગ્રહ વર્ષાવનાર શ્રીગુરુદેવ સ્થૂલ દૃષ્ટિથી અગમ્ય થયા અને તેની સાથે તેઓશ્રીના દર્શનમાં સત્સંગાદિનો પણ વિરહ જાગ્યું છે. તેમાં શિથિલ રહીશું તો આપણું જીવનનાવ કયાં અથડાઇ પડશે ! કેવું અહિત થશે ? જેથી એ સાધનોને આ કાળે પણ સાધીને ઇષ્ટ પરમાત્માનું અખંડ સ્મરણ જાગ્રત રાખવાની આવશ્યકતા છે. ગયા પુરુષોત્તમ માસમાં શ્રી વિષ્ણવે નમઃ મંત્રના કરોડ જપનો વિધિ પ્રેમીઓએ આપણી પાસે કરાવ્યો. એ જ મંત્ર તેઓશ્રીની પ્રેરણાથી આ વર્ષમાં લખવાનો આરંભ કરાયો છે, અને તે વડે ઉપાસ્યાભિમુખ રહેવાનો યત્ન સેવીએ છીએ.

પ્રેરણાથી શ્રીગુરુદેવપ્રતિ વૃત્તિનું આરોપણ રાખવું જ, ફરી ફરીને, ફરી ફરીને વૃત્તિ શ્રી ગુરુચરણમાં અનુસંધાન પામે, અધિકાધિક પુણ્યપ્રાપ્તિ થાય તે માટે જ સર્વના મળી કોટિ જપ લખીને શ્રી પ્રભુને અર્પવાનો નિશ્ચય કર્યો છે, અને તે પ્રમાણે અનેક બન્ધુ તથા બહેનોએ મંત્રો લખી મોકલ્યા છે અને મોકલે છે. પરન્તુ એક કોટિના પ્રમાણમાં થોડી સંખ્યામાં મંત્ર

લખાયા છે તેથી આ શ્રાવણ માસથી આરંભી પ્રતિપદાના ઉત્સવસુધી સર્વ વિશેષ આગ્રહથી, શ્રદ્ધાથી, ભક્તિથી સવાલક્ષ મંત્ર લખવા વેગ ધરે તે સહજમાં કોટિ જપ થઈ શકે તેમ છે

રસવૃત્તિથી આ કાર્ય કરવા તત્પર થાઓ. આ ક્રિયાથી શ્રી ઇષ્ટસાથે આપણે સંબંધ અદષ્ટ રીતે થાય છે. પરમાત્માસાથે સંબંધ બંધાય એ તો આપણો નિત્યનો ધ્યેય વિષય છે. તેથી જ આરંભેલા શુભ કાર્યને જેમ સત્વર પૂર્ણ કરી શ્રી ઇષ્ટને અર્પણ કરતા તેમ આ પુણ્ય કાર્ય પૂર્ણ કરી પરમાત્માને અર્પાતા તે સ્વીકારશે જ એ નિઃસંશય છે

જેમને લખતાં ન આવડતું હોય તે શ્રાવણ માસમાં સવા લક્ષ જપ ધૂપ દીપસહિત કરે. પૂરા થયે અહિં જણાવે. આ જપ ઉપર જણાવેલા મંત્રના જ સમજવા.

**હવે સવિશેષ** – આ માસમાં બને તો પ્રાતઃ કાલે નિત્ય ૧૧ માળા ૐ શ્રીઁ હ્રીઁ શ્રીઇષ્ટગુરુવે નમઃ મંત્રની કરવી. એકાગ્રતાપૂર્વક શ્રીઇષ્ટનું માનસ પૂજન કરી, થોડો સમય ધ્યાન કરી, જપનો આરંભ કરવો પૂર્ણ થયે ઇષ્ટાર્પણ કરીએ કાર્યપૂર્ણ કરવુ આ ઉભય કાર્યોથી ઇષ્ટમંત્રનું પુનઃ પુનઃ રટન થતા ઇષ્ટની અધિકને અધિક નિકટતર જઈશુ જ એ સંશયરહિત છે.

બન્ધુઓ ! બહેનો ! આપણા મનને પરમાત્માના ઉપકારના, ભક્તિના, ઉત્સાહના, શ્રદ્ધાના ચિન્તનમાં સ્થાપતાં આ કાર્ય સહજમાં થઈ શકશે આગ્રહ અને વેગ આપણે જ હવે પ્રકટાવવાનો છે. પરમાત્મા આ કાર્યમાં વિશેષ વેગ પ્રકટાવો એ પ્રાર્થનાપૂર્વક આ સત્કાર્યનો આરંભ કરી દો. સહૃદ્દનો પણ આમાં ભળી શકે છે.

એક કદાચ મોડો મળે તો જેટલા દિવસ આ શ્રાવણમાસના ગયા હોય તેટલા દિવસની માળા ગમે ત્યારે કરી લેવી. પુણ્ય સમયમાં પુનઃ પુનઃ પુણ્ય કર્તવ્ય સાધી લો.

---

## આષાઢ કૃષ્ણ ૬ નો છમાસિક પુણ્યવિધિ.

અમદાવાદ : આપણા સર્વાધાર, હૃદયરંજન, પરમ પૂજ્ય શ્રીગુરુદેવને સ્વરૂપસ્થ થયાને આજ છ માસ પૂર્ણ થતા અમદાવાદના સાધક બન્ધુઓએ આખો દિવસ વિવિધ પ્રકારની સત્ક્રિયા કરી હતી. પ્રાતઃકાલથી આરંભી સાડા અગીઆર સુધીના સવારના ક્રમમાં એક તરફ પરમ પૂજ્ય બાપજીશ્રીની પાદુકાઉપર સર્વ બન્ધુઓતરફથી શ્રીગુરુમહિમ્નના પાઠપૂર્વક અભિષેક અને બીજી તરફ શ્રીગુરુદેવની પાદુકાઉપર અગીઆર વિદ્વાન બ્રાહ્મણોદ્વારા રુદ્રાભિષેક કરાવ્યો હતો. તેમજ શ્રી બાપજીશ્રીની પાદુકાઉપર શ્રી ઇષ્ટગુરવે નમ ના મંત્રથી બીલીપત્ર, અને શ્રીગુરુદેવની પાદુકા ઉપર ક્લીઁ ત્રિગુણાત્મને નમઃના મંત્રથી તુલસી ચઢાવવામાં આવ્યાં હતાં પૂજનની ક્રિયા વેદોક્ત વિધિથી કરી હતી તેમાં બન્ધુ શ્રી ધીરુભાઇના હસ્તે પૂજન કરાવવામાં આવ્યું હતું. અભિષેકવિધિ પૂર્ણ થયા પછી ભજન, આરતી વગેરે કરીને પ્રાતઃકાલના કાર્યક્રમની સમાપ્તિ કરવામાં આવી હતી. આ સમયનું વાતાવરણ ભવ્ય અને અદ્ભુત શાન્તિમય હતું, અને અનેક બન્ધુઓને એવું પણ ભાન થતું હતું કે શ્રીગુરુદેવ અદૃશ્ય રીતે આ સ્થાને પ્રત્યક્ષ જ છે. સાયંકાલે કીર્તન રાખ્યો હતો લગભગ દશ વાગે આ કાર્યક્રમ પૂર્ણ કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે ઘણી સારી સંખ્યામાં સાધક બન્ધુઓએ ભાગ લઇ શ્રીગુરુદેવપ્રતિની પોતાની ભક્તિ દર્શાવી આપી

છે એ અત્યન્ત સંતોષજનક છે. શ્રી ચંદુલાલભાઈતરફથી સાધક મંડળ તથા બાળકો મળીને લગભગ ૧૦૦ મનુષ્યોને દુધપાકપુરીનું ભોજન કરાવવામાં આવ્યું હતું. શ્રીગુરુદેવના વિદ્યમાનપણામાં આ ભાઈ ઘણો ભાવ રાખતા હતા અને કંઈ કંઈ સત્ક્રિયાઓ પણ કરતા હતા. અને તેવા જ ભાવથી આજે આ સત્કર્મ કર્યું છે, એ જાણીને પૂજ્ય શ્રી દેવીશ્રીએ આશીર્વાદપૂર્વક તેમનું તથા સર્વ બન્ધુઓનું શ્રેય ઇચ્છયું છે.

અન્ય ગ્રામનિવાસી સાધકબન્ધુઓને આ પુણ્ય કર્તવ્ય ઉત્સાહપ્રેરક તથા આચરણીય થઈ પડે તેવું છે. આ સત્ક્રિયાનું સત્ફલ સર્વને અર્પવા કૃપા કરો એવી શ્રી ઇષ્ટશ્રીને પુનઃ પુનઃ પ્રાર્થના.

---

**કરાંચી :—** ઉપરોક્ત પ્રસંગનિમિત્ત કરાંચીના સાધક બન્ધુઓએ પણ આ દિવસે સંયમ, કીર્તન, આરતી વગેરેનો કાર્યક્રમ રાત્રિના અગીયાર વાગ્યા સુધીનો કર્યો હતો. ભાવભીના હૃદયે ત્યાંના બન્ધુઓએ શ્રી ગુરુદેવના ગુણાનુવાદ ગાયા હતા. એ સુર્વબન્ધુઓ અત્યન્ત દૂર રહેતા હોવાથી શ્રી ઇષ્ટધામના સંબંધમાં ક્વચિત્ક્વચિત્ ઉત્સવાદિપર આવતા હતા તેમ છતાં આ પ્રકારનો ભક્તિભાવ અત્યારે પણ આ સત્કાર્ય કરાવી રહ્યો છે એ જ ઇષ્ટધામસાથે તેમણે અન્તરનો સાચો સંબંધ બાંધેલાનું સૂચન કરે છે. ઇષ્ટધામથી દૂર હોવા છતાં જે પ્રમાણે પૂર્વે ત્યાંના આશ્રમમાં વિવિધ સત્ક્રિયા કરતા હતા તે જ પ્રમાણે હજુ પણ શિથિલ ન થતાં આગ્રહ રાખીને કર્યા કરશે તે, ઇષ્ટધામની અધિક અને અધિક કૃપા મેળવવા તેઓ ભાગ્યશાળી થશે જ. આ સત્ક્રિયા કરવા માટે શ્રી દેવીશ્રીએ સર્વ બન્ધુઓનું શુભ ચિન્તવ્યું છે. પરમ પૂજ્ય શ્રી ગુરુદેવ આ બન્ધુઓની સત્ક્રિયા ઔદાર્ય ભાવે સ્વીકારવા કૃપા કરો એ જ તેઓશ્રીપ્રતિ વિજ્ઞપ્તિ.

---

### શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )

( ઉત્તીર્ણ લેખો. )

## સ્ત્રી વિભાગ—પાદપૂર્તિ.

( લેખક : શ્રી પ્રમીલા બહેન. )

હરિગીત છંદ.

આ વહી જતું બહુ ઝડપથી નદીજલ શું રોકયું ખળાય છે,
રવિ પ્રકટતાં ધુમ્મસ પીગળતું રોક્યું ના રોકાય છે;
વળી અર્કતુલ ઉડી જતાં એ પાછું ના પકડાય છે,
જાય છે ઓ બહેન ! જીવન સમય આમ જ જાય છે. ૧

બાણ છૂટ્યું સરસર કરતું, પાછું તે ન વળાય છે,
જેમ વેગ મનનો રોકયો કદીયે નહીં રોકાય છે;
માનવ જીવન એમ કપુરસરખું ઓછું ઓછું થાય છે,
જાય છે ઓ બહેન ! જીવન—સમય આમ જ જાય છે. ૨

---

(૨)

(લેખક: અ૦ સૌ૦ શાન્તાબહેન દેસાઈ.)

ગુરુશરણમાં દિનરાત જાતાં, દુઃખ દૂર પળાય છે,
નિર્ભય છું આતમરામમાં, આનન્દ ઉર ઉભરાય છે,
સંસારભય ભાગી ગયો, સંશય સહુ દૂર થાય છે,
જાય છે ઓ બહેન! જીવન—સમય આમ જ જાય છે ૧

પ્રભુને ભજી ભવપાર જાવા, જીવ આ લલચાય છે,
જગના સુખોનું સર્વદા, મિથ્યાપણું સમજાય છે;
તદપિ ન છૂટતો મોહ, મન સંસારસુખને ચ્હાય છે,
જાય છે ઓ બહેન! જીવન—સમય આમ જ જાય છે! ૨

હું કરું કરુ કરતાં જીવન જળરેલપેરે જાય છે,
કરવાનું કંઈ થાતું નથી ને ન કરવાનું થાય છે;
પ્રભુભક્તિ ત્યાગી મન આ, વિષયોપ્રતિ ઝટ ધાય છે,
જાય છે ઓ બહેન! જીવન—સમય આમ જ જાય છે. ૩

---

(લેખક: શ્રી મંગુબહેન ચુનીલાલ)

ઉત્તમ તનુ થયુ પ્રાપ્ત તદપિ, મૂલ્ય કાં સમજાય છે?
પોષાયલા દોષોવડે, નિજ ધર્મને વિસરાય છે,
કંઈ કંઈ નિરર્થક વ્યર્થ ચેષ્ટામાહિ તનમન ધાય છે,
જાય છે ઓ બહેન! જીવન—સમય આમ જ જાય છે. ૧

એળે ગઈ ઘોડી ક્ષણો ને હજી પણ અળપાય છે,
ઘડી આમ, ઘડીમાં તેમ ભટકી, જીવન પૂરું થાય છે,
જગવે સમર્થ શ્રીસદ્ગુરુ પણ હજી ક્યાં ચેતાય છે,
જાય છે ઓ બહેન! જીવન—સમય આમ જ જાય છે. ૨

---

**શ્રી ચારિત્ર્ય મન્દિર:** અઠવાડીયામાં એક દિવસ વ્યાખ્યાન રૂપે કોઈ પણ વિષય ઉપર બોલવાનો ક્રમ વિદ્યાર્થીઓએ શરૂ કરી તા. ૨૪ : ૭ : : ૩૭ ના રોજ ચર્ચાનો વિષય 'આધુનિક કેળવણી' રાખ્યો હતો. પ્રારંભમાં પરમ પૂજ્ય શ્રી ગુરુદેવને પ્રણામાઞ્જલિ અર્પી અનેક વિદ્યાર્થીઓએ ઠીક ઠીક વિચારો દર્શાવ્યા હતા શ્રી મણિભાઈ શેઠતે ઉપસંહારમાં 'હૃદયની કેળવણી' એ સાચી કેળવણી છે, એ ઉપર લક્ષ ખેંચી શ્રી ગુરુદેવનું તથા શ્રીમાન્ માસ્તર સાહેબનું ઋણ સ્વીકાર્યું હતું. તા ૧ : ૮ : ૩૭ ના રોજ 'આપણે સારા થવા માટે શું કરવું' એ વિષયઉપર પણ સારી ચર્ચા થઈ હતી

---

# શ્રી વિશ્વવંદ્યના નિત્યકર્મનું નિદર્શન.

તા. ૧૦-૧૦-૪૩, મંગલ

અનન્ત ઐશ્વર્યસંપન્ન, સર્વાધાર, સર્વ વિશેષણાતીત, શ્રીસદ્ગુરુ પરમાત્મન્ !

આ મન્દધી આપ પરમાત્માશ્રીના તથા સર્વ અનન્ય સ્વરૂપોના પરમ શ્રેયસ્કર પદપદ્મમાં સપ્રેમ સા૦ દં૦ પ્ર૦ અર્પું છું

આપશ્રી અંતિ સરંની પ્રકૃતિ નિરામય હશે

આપશ્રીનું કદાચ હવે મહેસાણે પ્રયાણ થયું હશે

આપશ્રીમાં વૃત્તિ અનુસન્ધાઈ રહે એ અભ્યર્થના છે

ઉકાભાઇ, હરિશંકર, આઇમા, ચોધરી, હિંમતલાલ, દયાશંકર આદિ સપ્રેમ સા૦ દં૦ પ્ર૦ અર્પે છે

અન્ય નિવેદનીય કાંઈ નથી,

સોરઠા

ભવભયના હરનાર, દોષ ન જોશો જીવના,
પગ પગ ધરીને પ્યાર, દુર્ગતિથી પ્રભુ ! રક્ષજો
છું હું પ્રભુ ! મતિમન્દ ભવદ્ દે નિત્ય ફસી પડું,
ભોગું દુ:ખના વૃન્દ નિન્દ્ય કૃતિમાં પણ બીકું
સાચાં સુખ દેનાર ભલે ન સુખને આપજો
પણ આ દુષ્ટ વિકાર, મનના પ્રતિક્ષણ કાપજો
તનુના વ્યાધિ નાથ ! સહન થવા છે સોહ્યલા,
મનના વ્યાધિ અસાધ્ય, અસહ્ય પણ પ્રભુ દોહ્યલા
મનોવ્યાધિના વૈદ્ય ! વિલાપ સુણીને રોગીના,
ભેષજ દો અનવદ્ય સદ્ય પ્રમત્ત વ્યાધિ શમે

એ જ વિ૦ લી૦ દીન છોરાના સપ્રેમ સા૦ દં૦ પ્ર૦

---

પરમ પૂજ્ય શ્રી ગુરુદેવે વિવિધ સાધકો તથા સજ્જનોપ્રતિ લખેલા પત્રો પૈકી જે અનેક પત્રો આ તરફ આવ્યા છે તે જોતાં તેમાં જીવનઉપયોગી મહત્વની અનેક બાબતો હોવાથી કલ્યાણને ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યને તે નિરન્તર મનનીય છે આવેલા પત્રોની સંખ્યા ધ્યાનમાં લેતાં જણાય છે કે હજી કેટલાએ તરફથી મોકલવાનાં બાકી રહેલા છે આ પત્રો પુસ્તકરૂપે છપાવવામાં વિનાકારણ વિલંબ નહિ થાય તે અર્થે જેણે તેણે પોતાના ઉપર આવેલાં પત્રો અમ સત્વરૂ મોકલી આપવા તા. ૩૧-૭-૩૭ ના ૯ માં અંકમાં સ્મરણરૂપે વિનતિ કરવામાં આવી હતી છતાં અત્રેથી પુન: વિનતિ કરવામાં આવે છે કે જેમના તરફથી પોતાના પત્રો મોકલવાના હજી પણ બાકી રહ્યા હોય તેઓ વે આ તરફ હવે વગર વિલંબે મોકલી આ સત્કાર્યમાં સહકાર કરવા કૃપા કરશો

# શ્રી योगसार.

( અનુસન્ધાન અંક ૮ ના પૃષ્ઠ ૬૦ થી )

વળી આખું પ્રકૃતિદ્રવ્ય વિવિધ સહકારીની અપેક્ષા રાખી કાર્ય કરનાર હોવાથી, પૂર્વે જણાવી ગયા છીએ તેમ, શય્યા, આસનઆદિની માફક પરાર્થ છે એટલે પુરુષના ભોગ અને અપવર્ગને માટે વિવિધ ચેષ્ટા કરનાર છે ત્યારે પુરુષ સ્વાર્થ છે, પુરુષ પ્રથમ તો ચેષ્ટા કરતો જ નથી અને તે સાથે વળી કોઇના પ્રયોજનની સિદ્ધિમાં હેતુભૂત નથી પણ સ્વતંત્ર અને સ્વાર્થસ્થિત છે. પ્રકૃતિ જ્યારે चलं च गुणवृत्तम् એ સિદ્ધાન્તપ્રમાણે પ્રતિક્ષણ ક્રિયા કરતી રહે છે, અસ્થિર સ્વભાવવાળી રહે છે ત્યારે પુરુષ સદા સર્વદા નિસ્તરંગ સમુદ્રની માફક ક્રિયા-રહિત, સ્થિર સ્વભાવવાળો અકર્તારૂપે વિરાજે છે. પ્રકૃતિ જડ હોવાથી ભોગ્યત્વની યોગ્યતાવાળી છે, ત્યારે પુરુષ ચેતન હોવાથી ભોક્તૃત્વની યોગ્યતાવાળો છે, પ્રકૃતિ ધનઆદિ પદાર્થમાફક સ્વ થવાની યોગ્યતાવાળી છે ત્યારે પુરુષ ધનના માલિકની માફક સ્વામી થવાની યોગ્યતાવાળો છે. આ પ્રમાણે પ્રકૃતિ જડતા, પરાર્થતા અને પરિણામિતા એ ત્રણ પ્રકારની અશુદ્ધિવાળી છે અને પુરુષ એ ત્રણ પ્રકારની અશુદ્ધિથી રહિત હોવાથી શુદ્ધ છે, નિરંજન છે, નિરાકાર છે અને અવયવ-રહિત હોવાથી નિષ્કલ છે. પ્રકૃતિથી પુરુષ આમ વિલક્ષણ હોવાથી એનું પ્રતિપાદન "આ" છે એ રૂપે થઇ શકવા અસંભ હોવાથી શ્રુતિ નેતિ નેતિ–આ નથી, આ નથી એમ કહી પુરુષને વર્ણ્યું છે અને अस्थूलम्, अनणु, निष्कलं, निरवद्यम्, निर्गुणम् ઇત્યાદિ નિષેધ મુખે પ્રવૃત્ત થનાર શબ્દોથી એને સૂચવે છે, એટલું જ નહિ પણ પ્રકૃતિની માફક દૃશ્ય થનાર નહિ હોવાથી જ यस्यामतं तस्य मतम् यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ઇત્યાદિ વચનોથી મન અને વાણીથી પરરૂપે એને સ્થાપે છે. કારણનો કાર્યમાં અન્વય થાય છે, મૃત્તિકારૂપ કારણ ઘટમાં અનુસ્યૂત થયેલી છે, તન્તુઓ પટમાં અન્વિત થયેલા છે, અને તેથી કાર્યના કરતાં કારણ સૂક્ષ્મ હોય છે અને તેથી આખા વિશ્વમાં પ્રકૃતિ એ સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્ત્વ છે. પુરુષ આ પ્રકારનું અન્વયિકારણ નથી, પુરુષ કોઇના પણ ઉપાદાન કારણરૂપ નથી તેથી કોઇ પણ વિકારાત્મક પદાર્થમાં અથવા પ્રકૃતિમાં અન્વય પામતો નથી છતા એ પુરુષતત્ત્વ તે પ્રકૃતિના કરતાં પણ સૂક્ષ્મ છે. આમ હોવાથી જ શ્રી કઠોપનિષદ્‌માં इन्द्रियेभ्यो परा ह्यर्थाः अर्थेभ्यश्च परं मनः ઇત્યાદિ શ્રુતિમાં સૂક્ષ્મતાની અધિકતા બતાવતાં બતાવતાં પુરુષમાં એનું પર્યવસાન, સમાપ્તિ કર્યું છે અને કહ્યું છે કે पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः । પુરુષથી અધિક સૂક્ષ્મ કોઇ નથી પણ સૂક્ષ્મતાની પુરુષમાં જ કાષ્ઠા છે, પરિસમાપ્તિ છે.

આ પ્રકારના સ્વભાવવાળા, પ્રકૃતિથી વ્યતિરિક્ત પુરુષનું અસ્તિત્વ અવશ્ય સ્વીકારવું જોઇએ. પુરુષની સિદ્ધિ કરનાર પ્રથમ પ્રમાણ તો પ્રત્યેકનો અનુભવ છે. સર્વને આપ

પદાર્થ વિષે સંશય થઇ શકે છે કે તે હશે કે નહિ, અથવા આવો હશે કે તેવો હશે પણ પોતાના અસ્તિત્વ વિષે હું છું કે નહિ એવો સંશય અથવા હું નથી એવું વિપરીત ભાન થતાં નથી. તેથી સર્વના અનુભવથી જ પ્રથમ તો પુરુષનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. શ્રુતિ પણ કહે છે કે असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत् — બ્રહ્મરૂપ પુરુષ અસત્ છે, નથી એમ કોઇ કહે તો તે પોતે જ નથી, એમ કહેનારો જ છે નહિ, બ્રહ્મ છે એમ જે જાણે છે તે જ છે એમ સર્વ વિવેકી સમજે છે. વળી શ્રુતિ પણ સ્થળે સ્થળે प्रज्ञानं ब्रह्म, अयमात्मा ब्रह्म, सत्यं ज्ञानमनन्तं ब्रह्म ઇત્યાદિ વચનોથી કંઠસ્વથી પુરુષનું અસ્તિત્વ સ્થાપે છે એ પ્રમાણ બતાવતા શ્રી સાંખ્ય કારિકા કહે છે કે संघातपरार्थत्वात् त्रिगुणादि विपर्ययादधिष्ठानात्। पुरुषोऽस्ति भोक्तृभावात्कैवल्यार्थं प्रवृत्तेश्च ॥ १७ ॥ આ કારિકામાં પ્રથમ અનુમાન એ કહ્યું કે संघातपरार्थत्वात्. એ હેતુથી અનુમાન એ બતાવ્યું કે પુરુષ છે કેમકે સંઘાત પરાર્થ છે. અવ્યક્ત, મહત્, અહંકાર વગેરે સર્વ સુખ, દુઃખ અને મોહરૂપ છે તેથી જેમ શય્યા, આસન આદિ સુખદુઃખ મોહરૂપ પદાર્થો સંઘાતરૂપ છે તેમ એ અવ્યક્તાદિ સર્વ પણ સંઘાતરૂપ છે. અને જેમ સંઘાતરૂપ-અનેકના સમૂહરૂપ શય્યા, આસનાદિ પદાર્થો પોતાથી પર જે ભોક્તા તેને અર્થે છે તેમ આ અવ્યક્તાદિ સર્વ સંઘાતો પણ પોતાથી પર કોઇ વસ્તુને માટે હોવા જોઇએ. આથી પ્રકૃતિથી વિલક્ષણરૂપ તત્ત્વની સિદ્ધિ થાય છે અને તેને જ ઉપર જણાવ્યા પ્રમાણે આ શાસ્ત્ર પુરુષ ' સંજ્ઞા ' આપે છે તેથી આ અનુમાનથી પુરુષની સિદ્ધિ થાય છે. અહિં એ કહેવું કે આ સંઘાતો અન્યને અર્થે છે એટલું જ આ અનુમાનથી સિદ્ધ થાય છે પણ તે અન્ય અર્થ તે અસંહત-અનેક તત્ત્વોનો નહિ બનેલો એવો અર્થાત્ અસંઘાતરૂપ પદાર્થ છે એ શાથી સિદ્ધ થાય છે-એ યોગ્ય નથી. કેમકે જો આ ઇતર પદાર્થ પણ સંઘાતરૂપ જ હોય તો તે પણ અન્યને અર્થે હોવો જોઇએ, એ ઉપરના અનુમાનથી જ સિદ્ધ થાય છે. વળી એ તૃતીય પદાર્થ પણ જો સંઘાતરૂપ હોય તો તે કોઇ ચતુર્થને માટે હોવો જોઇએ, એ પાંચમાને માટે, તે છઠ્ઠાને માટે એમ થતાં અનવસ્થા આવે છે. જ્યાં અનવસ્થા અટકાવી શકાય ત્યાં અનવસ્થા લાવવી એ કલ્પનાનું ગૌરવ છે અને તેથી ન્યાયના નિયમથી વિરુદ્ધ છે. તેથી આ અનુમાન જ સિદ્ધ કરે છે કે એ અવ્યક્તાદિ સંઘાતો જે અન્યને અર્થે હોય તે અસંહત, અસંઘાતરૂપ પદાર્થ હોવો જોઇએ, અને પ્રધાન તથા તેના વિકારમાત્ર સંહત જ છે તેથી એ પદાર્થ અસંહત હોવાથી જ એ સર્વથી વિલક્ષણ ભિન્ન વસ્તુરૂપ હોવો જોઇએ એ પણ સિદ્ધ થાય છે અર્થાત્ એ સંઘાતરૂપ સર્વ પદાર્થો ત્રિગુણાત્મક, વિવેકશૂન્ય, વિષયરૂપ, અચેતન, પ્રસવધર્મવાળા છે તેથી જેને માટે એ સંઘાત છે તે અર્થાત્ પુરુષ એ લક્ષણોથી રહિત હોવો જોઇએ એટલે કે ત્રિગુણાતીત, વિવેકવાળો, જ્ઞાનના વિષયરૂપ નહિ એવો, ચેતનરૂપ અને અપરિણામી નિત્ય હોવો જોઇએ એ સિદ્ધ થાય છે.

( અપૂર્ણ )

# ગ્રહણ અને પ્રસારણ.

ચાલો, આપણે પેલાં જમીનમાં પડેલાં બીજને જોઈએ

પેલું બીજક પૃથ્વીમાં ઉંડે જઈ શું કાર્ય કરી રહ્યું છે ! પોતાને જેવા રૂપમાં બહાર પ્રકટ થવું છે તેને અનુકૂલ સામગ્રી ગ્રહણ કરવા માંડે છે. પૃથ્વીમાંથી, પાણીમાંથી, આકાશમાંથી, વાયુમાંથી, પ્રકાશમાંથી, સૂર્યમાંથી, ચન્દ્રમાંથી પોતાને યોગ્ય જે કંઈ છે તે ગ્રહણ કરી વેગથી વધી, પૃથ્વી ભેદી, પોતાની શૂન્યતા નિવારી હરિયાળું સુન્દર રૂપ ધારણ કરી બહાર પ્રકટ થયું છે.

પ્રથમ અનુકૂલ જે કંઈ હતું તે ગ્રહણ કરી હવે એ પ્રસારણ કરે છે. પુષ્પ પ્રકટાવી સુગન્ધ આપી રહ્યું, ફલ પ્રકટાવી તૃપ્તિ આપી રહ્યું, વિસ્તારવાળું બની છાયા આપી તાપ હરનારું થયું છે.

પરમાત્માની લીલા અપાર છે. કામે કામ એવી રચના રચી છે કે જેમાં તેમાંથી વિકાસના માર્ગો મળી આવે છે. પરમાત્માનો ચમત્કાર આ સૃષ્ટિમાં અનુભવાય છે. આપણે પણ તેમાંથી જ બોધ ગ્રહણ કરી સર્વોત્તમ પદે પામીએ.

એક બીજક મનુષ્યને ગ્રહણ-પ્રસારણ કરવાનો માર્ગ શિખવાડી સમજાવી રહ્યું છે. જેમ નાના બીજકે પોતાને પોષક હતો તે સર્વમાંથી ગ્રહણ કરી તેનું પ્રસારણ કર્યું, ફાલ્યું, ફુલ્યું, ફળ્યું. તેમ આપણે પણ, આપણે જેવા થવું છે તેનો નિશ્ચય કરી તદનુરૂપ સામગ્રી ગ્રહણ કરતાં વિકાસને પામીએ

જેવું બીજક હોય છે તેવું તે પોતાને અનુકૂલ ગ્રહણ કરે છે. ગુલાબ, ગુલાબરૂપે ખીલતાં, પરિમલ અર્પવાની સામગ્રી ગ્રહણ કરે છે. આકડાનું બીજ પોતાને અનુકૂલ ગ્રહણ કરે છે. બાવળ કાંટાળું થવા યોગ્ય ગ્રહણ કરે છે. આંબો મધુર ફલ પ્રકટાવવા યોગ્ય ગ્રહણ કરે છે. એના એ જ પૃથ્વી, પાણી, પ્રકાશમાંથી એ પોતાને યોગ્ય ખેંચે છે અને બહાર આવે છે.

આપણામાં ચૈતન્ય અંશ વિશેષ પ્રમાણમાં પ્રકટ હોવાથી વિચારઆદિ સાધનવડે જેવું ગ્રહણ કરવું, આપણે જેવા થવું, એ સર્વનો આધાર આપણા પોતાના ઉપર છે. વિચારની સામગ્રીથી પેલા બીજ કરતાં મનુષ્ય વિશેષ સામર્થ્યવાન છે, તેથી જ આપણે જેવા થવું છે એનો નિર્ણય કરી તેને અનુસરતું ગ્રહણ કરતાં ઈપ્સિતાર્થ જરૂર સિદ્ધ થશે.

આપણામાં રહેલું ચૈતન્ય વિશેષ રૂપમાં જાગ્રત થાય, તેમાં જ માનવનું માનવપણું છે. ચૈતન્યની જાગ્રતિપૂર્વકનું મનુષ્યત્વ પામવાયોગ્ય, જાણવાયોગ્ય, અનુભવવાયોગ્ય મનાયું છે. એ સર્વોત્તમ સ્થિતિ છે.

ચૈતન્યની જાગ્રતિ જે વિધિથી, જે વિચારથી થાય એવું ગ્રહણ થવું જોઈએ. તેને અનુરૂપ ગ્રહણ થતાં સ્વાભાવિકપણું જણાતું ચૈતન્યતત્ત્વ પ્રકટ થાય છે. આથી ઉલટી દિશા લેતાં-પ્રતિકૂલ વિચારો ગ્રહણ કરતાં એ ચૈતન્ય જાગતું નથી-ખીલતું નથી.

જેને જેવા થવું છે તેને અનુરૂપ સામગ્રી ગ્રહણ કરવાથી તે પ્રકટ રૂપ ધારી શકે છે. એક ચિત્રકાર સુન્દર, આકર્ષક ચિત્ર ચીતરવા ઇચ્છે છે. તત્કાલ એ ચિત્રનું મનમાં સ્થાપન કરી

બહારથી રંગ, પીંછી વગેરે સાહિત્ય ગ્રહણ કરે છે, તો જ તે ચિત્ર ચીતરી શકે છે. ચિત્રકાર કલ્પનામાં ચિત્ર રચવા ધારે અને સામગ્રી એક ગવૈયાની ભેગી કરે તો શું એ ચિત્ર ચીતરી શકશે ? નહીં જ.

એ જ રીતે કોઇ શિલ્પી મૂર્તિ ઘડવા ઇચ્છે તો તે પોતાને અનુકૂલ લાકડું, પથ્થર, આરસ, ટાંકણાં આદિ સાહિત્ય ગ્રહણ કરે તો જ તે ધાર્યું કરે. તેથી વિરોધી પદાર્થો ગ્રહણ કરતાં તે પોતાના કાર્યમાં નિષ્ફલ જાય છે. કવિ, લેખક, વિદ્યાર્થી, સર્વ કોઇ પ્રથમ એક નિશ્ચય દૃઢ કરી પોતાને અનુકૂલ સાધનો સંગ્રહી કાર્ય સફલ કરે છે. જેમ બીજકને પણ તેને અનુકૂલ ખાતર, પાણી, પ્રકાશ મળે તો જ તે ખીલી ઉઠે, ન મળતાં એ બીજ ઉગી શકવાનું નહિ જ.

આપણે પણ આપણામાં ચૈતન્ય પ્રકટાવી સર્વોત્તમ રૂપે જગત્માં અને જીવનમાં ખીલવું છે તો એ ચૈતન્ય જે રીતે પ્રકટ થાય એવું ગ્રહણ કરવું.

જગતના ધર્મોથી અતિરિક્ત ચૈતન્યનો અનુભવ કરવા ઇચ્છનારે, જગતના વિચારો, વર્તનોને મનથી ન ગ્રહણ કરતાં ચૈતન્ય જે રીતે પ્રકટ થાય તે ગ્રહણ કરવું જોઇએ. કપડાના વ્યાપાર કરનારે લાકડાના બજારમાં ફરવાથી જેમ કપડાના વ્યાપારી થવાતું નથી તેમ આપણે પણ પ્રતિકૂલ ક્રિયાઓ કરતાં ચૈતન્યમય બની શકવાના નહિ.

આથી જેમણે ચૈતન્યને અનુભવ્યું છે, જે ચૈતન્યસ્વરૂપ છે એવા સત્પુરુષોનો સમાગમ તથા સ્વાધ્યાય એ ચૈતન્યજાગ્રતિઅર્થે ગ્રહણ કરવા યોગ્ય છે. કેવા આચારવિચારના ગ્રહણસેવનથી તેમણે ચૈતન્યને અનુભવ્યું એ વિચારી તે પ્રમાણે—તદનુરૂપ આચરણથી જીવન સચેતન બને છે.

જડ ચૈતન્યના ગુણધર્મ જાણી જડત્વ ત્યજી દેવાથી ચૈતન્ય આવિર્ભાવ પામી શકે છે. સત્ પુરુષના જીવન ચૈતન્યમય હોવાથી તેમની કૃતિ રીતિના અવલોકનથી યોગ્ય રૂપે શું ગ્રહેવા જેવું છે એ સ્પષ્ટ થાય છે. બીજું સ્વાધ્યાયથી.

ચૈતન્ય કેવી રીતે વિકાસ પામે તે દર્શાવનાર ધર્મગ્રન્થોનું નિત્ય રસપૂર્વક, ધ્યાનપૂર્વક, નિયમિત અધ્યયન કરવાથી પણ શું ગ્રહણ કરવા યોગ્ય છે તે સમજી શકાય છે. આ રીતના નિત્યના અભ્યાસથી મનમા રહેલું જીવત્વવાળું મલિન દ્રવ્ય વિખરાતું જાય છે, નવીન સ્રવતું જાય છે—જડમાંથી આપણું જીવન—ચૈતન્યસ્વરૂપ ખીલતું જાય છે; જેમ જેમ ઉંડુ મનન થતું જાય છે તેમ તેમ સત્વર્ વિકાસ થતો રહે છે. આથી જ ઉન્નયમાં ઉચ્ચ સંગતિ, સદ્વિચાર, શુભ ચિન્તન આશ છે.

બીજક જમીનમાં ગયા પછી અમુક કાળ પોતાને અનુકૂલ સામગ્રી ગ્રહણ કર્યા જ કરે છે. પછી તે બહાર આવે છે—પ્રસારણ કરે છે, તેમ સત્સંગતિ, સ્વાધ્યાય, સત્ચિન્તનમાં આપણે સ્થિર થવું—ત્યાં ટકવું; એમ થયા પછીથી જ તે આપણામાં રહેલા શુભ સંસ્કારોને ખીલવે છે. જેવા સંસ્કારો મનને આપ્યા હોય તેવું તે પ્રકાશન કરે છે. આ પ્રકારે યોગ્ય મનન થતાં આપોઆપ એ શુભ ગુણો બહાર પ્રકટ થાય છે. જેવું ગ્રહણ તેવું પ્રસારણ હોય છે, તેમ શુભ ગુણોનું ગ્રહણ સ્વભાવથી જ શુભનું જ પ્રસારણ કરે છે.

એવા સંસ્કારી હૃદયનું વાતાવરણ શુદ્ધ જ હોય છે. સંબંધમાં આવનાર સર્વને તે શાન્તિ, આનન્દ, સુખ, સંતોષ, ઉત્સાહ અર્પે છે.

જેમ ખીલેલું બીજક ફૂલ પુષ્પ પ્રકટાવી અનાયાસ સર્વને સુખ અર્પે છે, તેમ શુભ ગુણો-યુક્ત દૈવી જીવન સર્વત્ર શુભનું જ પ્રસારણ કરે છે, એટલું જ નહિ પણ તે અન્તઃકરણનું દ્રવ્ય જ એવું વહેતું હોય છે કે સત્સંગમાં આવનાર સર્વને તે ન જાણતાં ઉચ્ચગામી કરે છે.

આ પ્રકારનું ગ્રહણ પ્રસારણ કરવું એ આપણું તથા પરનું હિત સાધનાર છે. ગ્રહણ કરવાથી જીવન ઘડાય છે, પ્રસારણથી પોતાને તથા પરને લાભ થાય છે.

સત્પુરુષોનો સહવાસ આથી જ શ્રેયસ્કર મનાયો છે. સર્વ કાળ તેમનું અન્તઃકરણ દિવ્ય ભાવવાળું હોય છે, ચૈતન્યની સુવાસ પ્રસરાવનાર હોય છે.

હવે આપણે શું ગ્રહવું અને શું પ્રસારવું એ આપણી પોતાની ઇચ્છાઉપર છે. મનુષ્યમાંથી ઉંચે ઉંચે ચડતાં દેવ થવું, ઈશ થવું, સાક્ષાત્ બ્રહ્મ થવું એ આપણા ગ્રહણઉપર છે, અથવા મનુષ્યમાંથી પાછા વૃક્ષ, પશુ, પક્ષી કે પત્થર થવું એ પણ આપણા ગ્રહણઉપર જ છે. જેમ યોગ્ય લાગે તેમ કરવા સર્વ સ્વતંત્ર છે.

શ્રી પ્ર૦ બહેન.

---

બોરડી: પરમ પૂજ્ય શ્રીગુરુદેવની ૭ માસિક પુણ્યતિથિનિમિત્ત સાધકબન્ધુ શ્રી ગિરધરલાલ શંભુલાલને ત્યાં શ્રી ગુરુપૂર્ણિમાના પુણ્ય પ્રભાતથી સાત દિવસપર્યન્તનો સાધન સપ્તાહ જેવો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. ભરૂચ, જંબુસર, વગેરે સ્થળોના ઘણા ચોક્કસ બન્ધુ-ભગિનીઓએ આ સત્કાર્યમાં ઘણા ઉત્સાહ અને આદરપૂર્વક ભાગ લીધો હતો. ગૃહમાં એક શાન્ત નિરુપાધિક સ્થળે સંયમસ્થાનની યોજના કરવામાં આવી મધ્યે શ્રીગુરુદેવની પ્રતિમા સ્થાપન કરી ધૂપ, દીપ, અગરબત્તી વગેરેથી બને તેટલું સાત્વિક કરવામાં આવ્યું હતું. દરરોજ પ્રાતઃકાળે ૭ થી ૧૦ સુધી જપાદિ સંયમને અંગભૂત ક્રિયા અને ત્યાર પછી પૂજન આરતી પ્રસાદ વગેરેના વિધિપૂર્વક સવારનો કાર્યક્રમ પૂર્ણ થતો. બપોરે બોધક પ્રસંગોનું વાંચન તથા ચર્ચા રાખવામાં આવ્યાં હતાં. તે સમયમાં 'શ્રેયસ્સાધક'ના અંકો ૮, ૯ ખાસ વાંચવામાં આવ્યા હતા, અને તેમાં પરમ પૂજ્ય શ્રીમતી જયન્તી દેવીનો "ત્રણ"-લેખ વિસ્તારથી ચર્ચાયો હતો. પૂ. દેવીજીના શબ્દોના ગૂઢ પ્રશ્નોના જ્ઞાનથી અને તેમાં દર્શાવેલા તેમના અપૂર્વ બુદ્ધિકૌશલ્યથી સર્વ આશ્ચર્ય-મુગ્ધ બન્યા હતા.

સાયંકાળે સમુદ્રતટે જતાં ત્યાં પણ સુચિન્તન થતું, રાત્રિએ બે કલાક કીર્તનો થતાં હતાં. સપ્તાહના છેવટના દિવસે ૭માસિક પુણ્યતિથિનિમિત્ત સમ્મેલન કરાયું હતું. શ્રી ગિરધરલાલ-ભાઈએ તન મન અને ધનના ભોગે આ સત્કર્મની યોજના યોજી ને નિમિત્ત બન્યા તેમનો આભાર માની તેમનું શુભ થાઓ એવી શ્રીગુરુદેવને પ્રાર્થના કરતા કરતા પોતપોતાને સ્થાને પાછા ફર્યાં હતાં.

આવો પુણ્ય વિધિ કરવાનો ચેપ પ્રસરેલો જોઈને સહજ સ્પષ્ટ થાય છે કે આ બન્ધુઓએ શ્રીગુરુદેવે સ્થાપેલા સંસ્કારોને અન્તરના ઊંડાણથી ઝીલ્યા છે. શ્રીગુરુદેવ આવો રંગ સૌના અન્તઃકરણોમાં સર્વદા સ્થિર રાખી-વધારી તેમનું હિત [illegible] કલ્યાણ સાધો એ જ શુભેચ્છા.

મુંબઈ: આ જ પુણ્યતિથિના દિવસે ભાઈ ગોકળદાસ મુરારજીભાઈ મોદીએ પોતાને ઘેર કીર્તનો વગેરેનો કાર્યક્રમ રાખ્યો હતો, અને તે પ્રસંગે જનેન [illegible] ભા.એ આદરપૂર્વક ભજનો ગાઈ આ પ્રસંગને સાર્થક કર્યો હતો......કપડવણજમાં પણ તે જ પ્રમાણે સત્કાર્ય થયું હતું.

xx xx xx xx xx

## શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં ૦ ૧૯૯૩ )

### ( ઉત્તીર્ણ લેખો. )

( અનુસન્ધાન ગતાંક ૯ ના પૃષ્ઠ ૭૨ થી )

૬ શ્રી ભામિની ભૂષણ—૫ચમાલકાર.

( ૧ ) આ સંસારવૃક્ષને સુખ તથા દુઃખ એ બે ફલ છે. તેમાં સુખ ધર્મથી અને દુઃખ અધર્મથી પ્રાપ્ત થાય છે તેથી તેમજ સુખ સર્વની ઇચ્છાનો વિષય છે તેથી સુખ આપનાર ધર્માચરણ જ કર્તવ્યરૂપ છે પ્રથમ પોતપોતાના વર્ણાશ્રમધર્મનું પાલન કરવું ઉચિત છે ચોરી આદિ છળ ત્યજીને વ્યવહાર ધર્મને સેવવો મોહ ત્યજીને ધનાદિ પદાર્થનો ભોગ તથા સદ્વ્યય કરવો પરોપકાર કરવો પ્રાણિમાત્રપર સામાન્ય સ્નેહ રાખવો સર્વ પ્રાણિપર દયા રાખવી સદા ચિત્તની પ્રસન્નતા રાખવી દોષવાનના દોષ જાણીને તેની ઉપેક્ષા કરવી તેમના સંસર્ગથી રહિત રહેવું પદાર્થમાત્ર નાશવાન્ છે, અને અવિનાશી ઇશ્વર છે, માટે નાશવાન્ પદાર્થોપ્રતિની આસક્તિ છોડવી અને પરમેશ્વરમાં પ્રીતિ સ્થાપવી ઉપાધિજન્ય સુખની અધિક સ્પૃહા ન કરવી તાપ, વૃષ્ટિ અને શીત, તથા અન્ય આધિવ્યાધિઆદિથી જન્ય દુઃખને સહન કરવાનો અભ્યાસ રાખવો. ઇન્દ્રિય તથા અન્તઃકરણને નિગ્રહમાં રાખીને તેમનો જય કરવો મહાવ્રત આગ્રહથી પાળવું સદ્ગુરુ તથા સત્શાસ્ત્રમાં વિશ્વાસ રાખવો એક દિવસ મૃત્યુસમયે જ્યારે આ સર્વ પ્રાણિઓનો આશ્રય છૂટે છે ત્યારે સર્વના આધારરૂપ માત્ર ઇશ્વર જ છે, અને તેથી તે જ નિરન્તર આશ્રય કરવાયોગ્ય છે, એવો દૃઢ નિશ્ચય કરવો સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્રાદિ પદાર્થ મારા છે, અને હું એમનો છું, એમના દુઃખે હું દુઃખી, અને એમના સુખે હું સુખી એવા ભાવથી જે દૃઢ મમત્વભાવ બંધાય છે, તેનાથી મુક્ત થવું વળી દૃઢ મમત્વ તથા દૃઢ અહંકાર જે જીવને પ્રાપ્ત હોય છે તે તે અહંમમ સહસા જીવથી ન છૂટી શકે એવી ગ્રંથીરૂપ થઇ રહે છે, જેને વિદ્વાનોએ મહામોહ કહ્યો છે, તેનાથી પણ છૂટવું વિષયપદાર્થસંબંધી ઉઠતી વાસનાને શુદ્ધ મોક્ષવાસનાવડે ત્યજવી અને અન્તમાં તે મોક્ષવાસનાના વિનાશનપૂર્વક જીવન્મુક્ત થઇ સ્વરૂપે સ્થિત થવું, એ કર્તવ્ય છે × × × જે કલ્યાણની ઇચ્છાવાળો પુરુષ પૂર્વ પૂર્વ સાધનોને સિદ્ધ કરતો ઉત્તર ઉત્તર સાધનોનો અધિકારી થાય છે તેને જીવન્મુક્તિ સુખ અર્થે આ જગતમાં જે જે પ્રકારની અન્તર્ બહિર ક્રિયાથી વાસનાક્ષય, મનોલય અને તત્ત્વજ્ઞાન થાય છે તે તે સર્વ ક્રિયાઓ અન્તિમ કર્તવ્યરૂપ છે અદૃષ્ટ બળથી પ્રાપ્ત અપ્રાપ્ત પદાર્થોમાં સંતોષ માનીને વિહિત આચાર સેવવાનો અભ્યાસ રાખનાર મનુષ્ય જો વ્યવહારભારને ક્રમથી વહન કરી રહ્યો હોય છે તે સહજમાં આ સંસારને તરે છે દુસ્તર દુઃખરૂપ સંસારને તરવો એ જ જીવમાત્રનું કર્તવ્ય છે (પૃ૦ ૩૨૫ ૩ ૬)

( અપૂર્ણ )

:: સાપ્તાહિક ::

Reg. No. B 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

શ્રેયસ્સાધકોનો નિત્યસન્દેશ :

"જીવન ઘડો"

વર્ષ : ૪ અંક : ૧૨
સં. ૧૯૯૩, શ્રાવણ સુદ ૧૫
શનિવાર
તા. ૨૧ : ૮ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
શ્રેયસ્સાધક, આતિથ્યમંદિર
વડોદરા.

વાર્ષિક લવાજમ.
હિંદમાં : રૂ ૫-૦-૦
હિંદબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં. પ્રેસ, મોટીબજાર—વડોદરામાં મણિભાઈ કિશોરભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-તરફથી પ્રકાશ્ય. શાન્તિલાલ બ. ત્રિવેદી-એ છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વબંધુ-ટ્રસ્ટ, વડોદરા, એ રાવપુરા પ્રસિદ્ધ કર્યું. તા. ૨૧-૮-૧૯૩૭

॥ ॐ શ્રી ॥

## सद्वचनो. *

××× વાણીનો ઉપદેશ સુન્દર છે, મૂક ઉપદેશ વધારે સુન્દર છે, સર્વ હરિમય જાણવું એ સૌથી સુન્દર.

××× આનન્દ, શરીરના આરોગ્ય કરતાં મનના કાર્યશીલપણામાં વિશેષ છે.

××× તમે સુધરતા જાઓ છો? બીજાના દોષ જોવાથી તમને સુધરેલા ન માનશો. બીજાની ટીકા કરવાની તમારી શક્તિથી તમને સુધરેલા ન માનશો.

××× જે ભલે નિરાશ હોય, તમે ઉત્સાહ આપો.

××× માણસ છીએ! માણસ તે જે દરેક વસ્તુને વધારે સારી કરવા પ્રયત્ન કરે છે.

××× દેહરક્ષા કરતાં નિર્નિશાને વધારે પ્રિય અને અનુકરણીય ગણો.

××× સદ્વિચારની સિદ્ધિ ત્યારે જાણવી જ્યારે સદ્વિચાર આચાર વ્યવહાર બલવાન્ વેગથી છે.

××× નાશવાનનો માર્ગ અસ્થિર હોય છે.

××× કોઈનું કાંઈ પણ શુભ કરવું, એ આપણું શુભ-માર્ગમાં સુગમ રીતે શુભ કરવાનો ટુંકામાં ટુંકો માર્ગ છે.

— શ્રી ગુરુદેવ.

* પરમ પૂજ્ય શ્રી ગુરુદેવે લખી મોકલી નોંધોમાંથી મળી આવેલું.

# સંયમની ઉપયોગિતા.

બન્ધુઓ !

પ્રત્યેક માનવ હૃદય પોતાનામાં અપૂર્વ સામર્થ્ય પ્રકટાવવાને સમર્થ છે. પોતાની સત્તાથી આખા જગતનું રૂપાન્તર કરી શકે છે. અનન્ત શક્તિનો, અષ્ટાદિ સિદ્ધિનો અધિષ્ઠાતા બને છે. કારણ કે તેનામાં અન્તર્ગત કોઈ એવી વસ્તુ રહી છે કે જેને લીધે મનુષ્ય સર્વ કાંઈ ધાર્યું કરી શકે છે. પણ ક્યારે એ થાય છે કે જ્યારે તેનાપર રહેલાં આવરણો દૂર થાય છે ત્યારે. એ વસ્તુ તે માનવ હૃદયમાં રહેલું ચૈતન્ય છે ચૈતન્ય તો જંતુ, પશુ સર્વમાં છે, પણ એ દેહમાં ચૈતન્ય જાગ્રત થઈ શકતું નથી, માનવ હૃદય જ સર્વ કરી શકવા સમર્થ છે આ ચૈતન્યને જાગ્રત્ કરનાર ક્રિયા સંયમ કે જીવનને જાગ્રત્ કરનાર-જીવનમાં અદ્ભુત પરિવર્તન કરનાર અને અન્તરની ઊંડી શક્તિ વિશેષ રૂપે બહાર લાવનાર કોઈ પણ ક્રિયા હોય તો તે સંયમ જ છે. જ્યાં પર્યન્ત આપણામાં સક્ષ્ય વાસના રહી હોય છે ત્યાં પર્યન્ત આપણા બલનો આપણને અનુભવ થતો નથી. સૂક્ષ્મ વાસનાના અંકુરો સંયમથી કપાય છે-દગ્ધ થાય છે અને તેથી જ વારંવાર યોગ્ય સંયમ કરવા માટે ઋષિઓ આપણને સૂચવતા-સાવધાનતા રખાવતા એ સૂચનથી સંયમનું માહાત્મ્ય આપણે પૂરેપૂરું જાણ્યું છે, પણ સર્વાં શથી હજી સંયમ સાધી શક્યા નથી, તેથી સંયમસંબંધી વારંવાર ચિન્તન કરવાની જરૂર રહે છે શરીર, મન, વાણી સર્વ ઉપર ધ્યાન આપવાથી યથેનો સંયમ ફલપ્રદ બને છે. માત્ર જિહ્વાથી જ જપ કરવાનો નથી, કારણ કે શબ્દાત્મક વાણી હૃદયસુધી પહોંચતી નથી જેને સંભળાવવા મચ્છીએ છીએ ત્યાં સુધી તે શબ્દો જતા નથી પણ આ વાણી-શબ્દો જ્યારે ભાવાત્મક બને છે ત્યારે વિદ્યુતની પેઠે સત્વર અન્તરને ઉંડાણે પહોચી જાય છે. બન્ધુઓ ! ભાવાત્મક વાણી ઈશ્વર જલદી સાંભળશે. આપણે આજે મંત્ર જપતાં સાવધાન રહીએ એને માટે પૂરતી સાવધાનતા સંયમમાં રાખવાની છે. આ ક્ષણે વિદ્વત્તાની કે શાસ્ત્રજ્ઞાનની આવશ્યકતા નથી. અન્તર્ગત નિવસેલું તત્ત્વ ભાવને જુએ છે ફરી ફરીને ભાવાત્મક જપ કરજો. આ એક પ્રકારનો સંયમ છે. શરીરના સંયમમાં આસન વગેરે આવે છે. આરંભમાં આસન બરાબર વાળીને-ટટાર રહીને ક્રિયામાં પ્રવેશવું જોઈએ. બેઠા પછી આપણે એક વસ્તુપ્રતિ મુખ્ય લક્ષ્ય આપવાનું છે. એ વસ્તુ તે આપણું મન છે. मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः. પૂજ્ય બાપજીશ્રીનું પણ વચન છે કે "મનની ન શુદ્ધિ જો કરે, જીવ તે ન સુખમાં તો ઠરે." મનુષ્યને લાભ કે હાનિ ઉપજાવનાર મન છે અન્તઃકરણનું વિકાસન મનની શુદ્ધિ થતાં થાય છે. અન્તર્વિકાસન સુખ અર્પે છે. "મનની ન શુદ્ધિ જો કરે, જીવ તે ન સુખમાં તો ઠરે"-સંસાર આ સત્યની સાક્ષી પૂરે છે. સાંસારિક સુખો હોવા છતાં મનની અશુદ્ધિથી આપણે દુઃખાનુભવ કરીએ છીએ. મન અન્તઃકરણનું વિકાસન વા સંકોચન કરે છે આધારરૂપ પાયાઉપર જેમ ગગનચુંબી મહાલય બંધાય છે-ટકે છે, તેમ સુખ-દુઃખના આધારરૂપ વસ્તુ મન છે. આ મનની શુદ્ધિ સંયમથી થાય છે ફરી ફરીને મનને સચિન્તન-

નમાં જોડવું એ માનસ તપ છે. અભ્યાસથી તે સિદ્ધ થાય છે. માનસ તપમાં વિચારસંયમની પણ જરૂર પડે છે. સંયમકાલે "હું બ્રહ્મ છું" એ વિચાર ઉઠાડવો હોય—તેને ટકાવવો હોય—તો તેનાથી વિરોધી વિચારોનો સંયમ કરવો જોઈએ. સમાધિની કોઈ અદ્ભુત અવસ્થામાં—કેવલ નિરુદ્ધ દશામાં—વિચાર માત્રનો સંયમ હોય છે. આપણે હજી તેવી સ્થિતિને પ્રાપ્ત નથી તેથી હાલ તો વિરોધી વિચારોનો સંયમ આપણે માટે કર્તવ્યરૂપ છે.

વિચારસંયમથી માનસ તપન ઉત્તમ રીતે સધાય છે. માનસ તપનઉપર લક્ષ રાખીને માત્ર શારીરિક તપનથી અર્થસિદ્ધિ થતી નથી. કુંભમેળા જેવા પ્રસંગોમાં આપણે જોયું છે કે કેટલાક સાધુઓ ઘણી કઠિન શારીરિક તપશ્ચર્યા કરે છે પરંતુ મનસાથે તેમનો સંબંધ હોતો નથી, તેથી ક્રોધાદિકનું દર્શન તેમનામાં આપણને થાય છે. દેહતપનથી ઉંચું માનસ તપન છે. આ તપનને સહાયક થઈ પડે એવા દેહતપનની માત્ર જરૂર છે. મન ઉપર પડતા ખોટા સંસ્કારો અટકાવવા, પડેલા હોય તેને દબાવવા એ માનસ તપન છે. આખા દિવસભરની આપણી ક્રિયાંના સંસ્કારો આપણા મનઉપર પડે છે. જેવા એ સંસ્કારો હોય છે તેવી સંયમમાં આપણી સ્થિતિ રહે છે. અખંડ બહિશ્ચિન્તનમાં રમેલું મન આત્મચિન્તનમાં સ્થિર થતું નથી. સ્થિર ન થતાં સંયમમાં ગાળેલો કાળ નિરર્થકજેવો થઈ રહે છે. ધારેલું ફલ મેળવવા આપણે સત્વર સમર્થ થતા નથી. તેથી વારંવાર, કાલ જેમ શ્રીકૌશિકરામભાઈએ અભ્યાસ સધવાનું જણાવ્યું હતું તે પ્રમાણે, સહ અભ્યાસથી માનસ તપન યોગ્ય રૂપમાં થાય છે ... સંયમમાં બેઠા હોઈએ ત્યારે સોયમાં જેમ દોરો પરોવીએ તેમ શાન્તિથી જપની ધારા ચલાવીને મનને ચૈતન્યમાં પરોવવું. શાન્તિ ન રહેતી હોય તો આરંભમાં જલદી જપની ધારા ચલાવવી. ઘંટની પેઠે જપનો રણકાર કરતાં મનને તત્ત્વમાં—ઇષ્ટની રમ્ય મૂર્તિમાં લીન કરવાનો વારંવાર અભ્યાસ કરવો. આપણા ઇષ્ટશ્રીએ માનસ તપન સંબંધી ઘણું જણાવ્યું છે તેનું જ પુનઃ સ્મરણ કર્યું છે. જેથી આપણે હજી પણ સમારંભના શેષ રહેલા બે ત્રણ દિવસ સંયમ સારો કરી શકીએ. માનસ તપનથી અન્તઃકરણનું વિકાસન કરતા—સંયમ સાધતા આપણે સાચા સુખના ભોક્તા થઈએ. એ ઇચ્છા સત્વર સિદ્ધ થવા પરમાત્મા સતત અનુગ્રહ વર્ષાવે, એ પ્રાર્થનાપૂર્વક આ વિચારોનો વેગ સમાવું છું. *

શ્રી જયન્તીદેવી.

---

× × × પરમપૂજ્ય શ્રી ગુરુદેવે વિવિધ સાધકો તથા મુમુક્ષુઓપતિ લખેલાં પત્રોમાંથી જનહિતકર બાબતો પૂરતા અવતરણો કરી પુસ્તકાકારમાં છપાવવાના હેતુથી એ પત્રો આ તરફ મોકલી આપવા અનેક વખત વિનંતિ કરી છે જે ફરી પુનઃ કરવામાં આવે છે કે હજુપણ જેમના તરફથી તેવાં પત્રો મોકલવાના બાકી રહ્યાં હોય તેઓ, અમારો શુભ ઉદ્દેશ લક્ષમાં લઈ, હવે બનતી ત્વરાએ અત્ર મોકલી આપવા વેગ અને ઉત્સાહ ધરવા કૃપા કરશો. અવતરણ કરી લઈ બાદ અસલ પત્રો જેને તેને તરત પાછા મોકલી આપવામાં આવશે. તેની ખાતરી આપવામાં આવે છે.

---

* આ લેખ ગયા સાધન સમારંભના પ્રસંગે વાંચવામાં આવ્યો હતો.

# श्री योगसार.

( અનુસન્ધાન ગતાંક ૮ ના પૃષ્ટ ૬૦ થી )

બીજો હેતુ એ આપ્યો કે પુરુષ ત્રણ ગુણથી રહિત છે. એથી એ સમજવુ કે ત્રિગુણત્વાદિ ધર્મો સંહતત્વથી વ્યાપ્ત છે, જ્યા જ્યાં ત્રિગુણત્વાદિ ધર્મો રહે છે ત્યાં ત્યા સંહતત્વ રહે છે પુરુષમા ત્રિગુણત્વાદિ ધર્મો નથી અર્થાત્ ઉપરના અનુમાનથી પુરુષ ત્રિગુણત્વાદિથી રહિત સિદ્ધ થયો એટલે એ સંહત થી એ પણ સિદ્ધ થાય છે. અને તેથી સ્થૂલ શરીર, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ એ સર્વ સંહત પદાર્થોથી અતિરિક્ત પુરુષ છે અર્થાત્ એ સર્વથી ભિન્ન આત્મા છે એ સિદ્ધ થાય છે.

અન્ય અનુમાન એ કારિકામા આ જણાવ્યું કે રથ વગેરે અચેતન પદાર્થો જે સુખદુઃખમોહાત્મક છે તે સર્વ પોતાથી અન્ય રથી, સુતઆદિથી અધિષ્ઠિત છે એ દષ્ટ છે બુદ્ધિ, ઇન્દ્રિયો, શરીરઆદિ અચેતન પદાર્થો સુખદુઃખમોહાત્મક છે તેથી પોતાથી પર એનો કોઇ અધિષ્ઠાતા હોવો જોઇએ અને તે સાથે એ અધિષ્ઠાતા ગુણત્રયથી અતીત હોવો જોઇએ, નહિ તો એ અધિષ્ઠાત પણ જો ત્રિગુણાત્મક હોય તો એને લીધે એનો અધિષ્ઠાતા અન્ય અન્ય હોવો જોઇએ. તેથી આ હેતુથી ત્રિગુણથી પર એવા પુરુષની સિદ્ધિ થાય છે.

સુખ તથા દુઃખ એ બેમા જે અનુકૂલવેદનીય છે તે સુખ છે અને પ્રતિકૂલ વેદનીય તે દુઃખ છે અને એનો પ્રત્યાત્માને અનુભવ થાય છે અર્થાત્ એ બન્ને ભોગ્ય છે. માટે એ બેથી અનુકૂલનીય અને પ્રતિકૂલનીય કોઇ પદાર્થ હોવો જોઇએ એટલે કે એવો કોઇ પદાર્થ હોવો જોઇએ કે જેને સુખ અનુકૂલ લાગે છે અને દુઃખ પ્રતિકૂલ જણાય છે, એ પદાર્થ તે બુદ્ધિ, મન આદિ અનાત્મ પદાર્થો નથી કેમકે એ બુદ્ધિની વૃત્તિરૂપ જ સુખ અને દુઃખ છે અર્થાત્ સુખ અને દુઃખ એ બુદ્ધિરૂપ જ છે અને પોતે પોતાનો અનુકૂલનીય વા પ્રતિકૂલનીય હોઇ શકે નહિ તેથી બુદ્ધિથી અતિરિક્ત ભોક્તા હોવો જોઇએ અર્થાત્ મન, ઇન્દ્રિય, બુદ્ધિઆદિથી પર ભોક્તા હોવો જોઇએ કે જે સુખાદિરૂપ નહિ હોઇને અનુકૂલનીય તથા પ્રતિકૂલનીય હોઇ શકે, અન્ય રીતે કહીએ તો ભોક્તા એટલે દષ્ટા, અને ભોગ્ય એટલે દશ્ય. બુદ્ધિઆદિ સર્વ દશ્ય છે એ સિદ્ધ છે. દષ્ટાવિના દશ્યતા સંભવતી નથી તેમ દશ્યથી દષ્ટા ભિન્ન હોવો જોઇએ તેથી આ રીતે દશ્યથી અતિરિક્ત દષ્ટાની સિદ્ધિ થાય છે

છેલ્લો હેતુ કૈવલ્યાર્થં પ્રવૃત્તે એ આપ્યો છે એથી એ જણાવ્યું કે શાસ્ત્રોમા આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એ ત્રણ પ્રકારના દુઃખના આત્યન્તિક ઉપશમરૂપ મોક્ષનું વર્ણન કરેલુ છે અને દિવ્ય જ્ઞાનવાળા મહર્ષિઓના અનુભવથી એ સિદ્ધ થાય છે તો એ મોક્ષ કોને થાય। બુદ્ધ્યાદિ ત્રિગુણાત્મક પદાર્થોમાત્ર ત્રિગુણાત્મક હોવાથી એમા રજસ્નું અસ્તિત્વ હોય છે અને રજસ્‌ના પરિણામ દુઃખ છે તેથી બુદ્ધિઆદિ સર્વ અનાત્મ પદાર્થનો સ્વભાવ દુઃખરૂપતાનો છે અને કોઇ પણ વસ્તુમાંથી તેનો સ્વભાવ પૃથક્ થઇ શકે તેમ નથી તેથી બુદ્ધિઆદિનો મોક્ષ સંભવતો નથી માટે એ મોક્ષની સિદ્ધિમાટે કોઇ પણ ત્રિગુણરહિત પદાર્થ હોવો જોઇએ અર્થાત્ ત્રિગુણાતીત પુરુષની એથી સિદ્ધિ થાય છે.

ગ્રન્થોમાં શ્રી કૃષ્ણલીલાના પ્રસંગો આલેખાયા છે આપણે પણ તે દિવસે એ જ મહિમાને ગાઇશું. કેવી રીતે ? શ્રી સુદામાચરિત્રના વાચનથી

ભગવાન્ વ્યાસરચિત શ્રીભાગવત, શ્રીકૃષ્ણની ભગવદ્‌ગીતા, શ્રીભગવાનશ્રીરચિત સુદામાચરિત્ર—એ ગાતાં શ્રીવિષ્ણુના અવતારરૂપ શ્રીકૃષ્ણ અને શ્રીભગવાનશ્રી ઉભય દિવ્ય મૂર્તિનું – અવતારનું આપણને સ્મરણચિન્તન થશે પ્રતિવર્ષે પરમ પૂજ્ય શ્રીગુરુદેવ શ્રીકૃષ્ણ લીલાની અદ્‌ભુત કથા રચીને પોતાની હૃદયંગમ વાણીથી આપણને બોધામૃતનું પાન કરાવતા તે સમયની કલામય રચના તેઓશ્રીનું અદ્‌ભુત મોહક શાન્ત, વિલક્ષણ ખુમારીવાળા સ્વરૂપનું દર્શન થતાં શ્રીકૃષ્ણરૂપ શ્રીગુરુદેવ છે, એવું સહસા સર્વને ભાન થતું પ્રત્યેક પ્રસંગે નૂતન સર્જનહારે હવે એ સર્વનું વિસર્જન કર્યું છે પરન્તુ આપણા આગળ શ્રીકૃષ્ણલીલાનું સુન્દર સુદામાખ્યાન મૂક્યું છે એ કથાનું જન્માષ્ટમીએ વાચન-શ્રવણ થશે તો શું કંઇક કૃતાર્થતાને અનુભવીશું

એ પુણ્ય દિવસે સર્વ પોતપોતાના પૂજાસ્થાનને સુશોભિત કરી ધૂપ દીપસહ શ્રી સુદામાની કથાનું એક આવર્તન કરી જાય રાત્રિએ બાર વાગે કથા પૂરી થાય એવી રીતે તેનો આરંભ કરી દેવો કુટુંબિવર્ગને પણ શ્રવણ કરાવવાનો શ્રમ લેવો પછી કીર્તન પૂજન, આરતી વગેરે સત્ક્રિયા કરી શ્રીઇષ્ટપરમાત્માનું અત્યન્ત દિવ્ય સ્વરૂપ હૃદયમાં સ્ફુટ કરતાં પુણ્ય કાર્યની સમાપ્તિ કરવી

---

## श्रीउपेन्द्रजयन्तीमहोत्सवनु साहित्य—( स ० १९९३ )

## ( ઉત્તીર્ણ લેખો. )

અનુસન્ધાન અંતાંક ૧૧ ના પૃષ્ઠ ૮૮ થી. )

### ૭ શ્રીપંચવરદ વૃત્તાન્ત—દ્વિતીય સમાગમ

( ૧ ) વિભુત્વ, સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્વ, તથા સ્વતંત્રત્વ એ આપણા સ્વાભાવિક વા સ્વરૂપ-ધર્મની પેઠે આપણામાં અભિવ્યક્ત કરી લેવા, એ જીવમાત્રને પ્રાપ્તવ્ય છે અને એ લક્ષણ વા ધર્મ મેળવવા અર્થે જેમાં એ, સ્વરૂપ લક્ષણરૂપે વા સ્વધર્મરૂપે છે એવા કારણસ્વરૂપ ઈશ્વરની ઉપાસના કરવી એ કર્તવ્ય છે ( પૃ૦ ૭૪ )

( ૨ ) આ મનનો અમનભાવ કરવો, આ વિપરીત બુદ્ધિને સંશયવિપર્યયરૂપ નિશ્ચયને ન કરનાર નિર્દોષ કરવી, આ વિષયસંસ્કારવાળા ચિત્તના અતિચંચલપણારૂપ સ્વભાવનો તેના કારણસહિત લય કરવો અને ચાંચલ્યવિરહિત, સ્થૈર્યયુક્ત ચિત્તનો અચંચલ સ્વભાવ પ્રકટ અનુભવવો, આ દૃશ્યપ્રતિ બંધાયેલો અભિમાનીનો મમત્વભાવ ક્રમે કરીને નિર્મૂલ કરવો તથા શરીરીની આ અહંભાવનાની શિથિલતા તથા લય, અથવા તો અપરિચ્છિન્ન મહત્ શુદ્ધાભિમાનનો અચલ ભાવ પ્રકટાવવો આ સઘળું ક્રમથી થતાં જીવન્મુક્તિ સુખનો અનુભવ કરતા અન્તમાં, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારનો એકકાલાવચ્છિન્ન દૃઢ સ્વરૂપભાવનાવડે લય થઇ પુનરુત્થાનરહિત સ્વરૂપે રહેવું ( પૃ૦ ૮૫ )

# સાચા સહકારમાટે આમંત્રણ.

આજે "શ્રેયસાધક" ના ચોથા વર્ષનો ૧૨ મો અંક પ્રસિદ્ધ થાય છે, અર્થાત્ એ વર્ષની શરૂઆત થયાને અઢીમાસ ઉપરાંત સમય થયો છે ત્રીજા વર્ષનું લવાજમ મોકલી આપી તથા ચાલુ વર્ષના અંકોનો આજ સુધી સ્વીકાર કરી સુજ્ઞ ગ્રાહકોએ સદ્ભાવ તથા સહાનુભૂતિ દર્શાવી અમારા ઉત્સાહમાં જે વધારો કર્યો છે તેને લીધે અમે અંક પ્રકટ કરવાની નિયમિતતા સાચવવામાં આજ સુધી ભાગ્યશાળી થયા છીએ

ત્રીજા વર્ષનું લવાજમ થોડા ગ્રાહકોતરફથી આવવાનું હજી પણ બાકી છે આશા છે કે હવે તો તેઓ સત્વર મોકલી આપવાનો વેગ કરવા કૃપા કરશે જ

ચાલુ (ચોથા) વર્ષનું લવાજમ આજથી એક માસની અંદર મોકલી આપવા સર્વ સુજ્ઞ ગ્રાહકોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે જેમની ઇચ્છા ગ્રાહક તરીકે જારી રહેવાની નહિ થતી હોય તેમણે એક કાર્ડ લખી પોતાની તેવી ઇચ્છા અમને સત્વર જણાવવા કૃપા કરવી જેમના તરફથી લવાજમ કિંવા પત્ર બંધ કરવા માટેનો પત્ર એક માસની અંદર અમને મળશે નહિ તેમને સોળમો અંક વી. પી. થી મોકલવામાં આવશે આમ કરાવી ટપાલ ખાતાને રળાવવા અને અમને નાહક તકલીફમાં ઉતારવા કિંવા વી. પી. થી અંક રવાના કર્યા પછી તે પાછો વાળી અમને વિના કારણ ખરચમાં ઉતારવા કોઇ પણ વિવેકી ગ્રાહક ઉચિત ધારશે નહિ

સહકારવિના કોઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકતું નથી તેથી આવા જીવનવિકાસને ઉપયોગી પુણ્ય કાર્યમાં અમારી સાથે સાચો સહકાર કરવા સર્વ ગ્રાહકોને સપ્રેમ આમંત્રણ કરવામાં આવે છે

---

**શ્રાવણ શુકલ પંચમી** આ પુણ્ય દિવસ પરમ પૂજ્ય બાપજીશ્રીના સ્વરૂપાવસ્થાનનો દિવસ છે તે દિવસે અમદાવાદના મંડલે ત્યાંના મન્દિરમાં ઉત્સવનું પાલન કર્યું હતું પ્રાત કાલે ૮ વાગ્યાથી કાર્યક્રમનો આરંભ કર્યો હતો પરમ પૂજ્ય બાપજીશ્રીની તથા ઇષ્ટશ્રીની પાદુકાઉપર ગુરુભક્તિમ્નના ૧૩૫ પાઠના પારાયણસહ અભિષેક કર્યો હતો આ ક્રિયા ઘણી જ શાન્તિ તથા ઉત્સાહથી સર્વ બન્ધુઓ કરી રહ્યા હતા અને ઘણા ખરાને એમ ભાન થતું કે પોતે જે રીતે ક્રિયા કરવાનું સૂચવતા તે જ રીતે તેઓશ્રીની સત્તાથી આજે આ ક્રિયા થાય છે બંધુ મગનભાઇની પ્રકૃતિ શિથિલ હોવા છતાં સર્વ રચના સુંદર રીતે કરી હતી અભિષેક પૂર્ણ થયા પછી સર્વ બન્ધુઓએ શ્રીગુરવે નમઃ મંત્રથી બાપજીશ્રીની પાદુકાઉપર બીલીપત્ર અને હ્રીં વિષ્ણવે નમઃ મંત્રથી ઇષ્ટશ્રીની પાદુકાઉપર તુલસીપત્ર ચઢાવ્યાં હતાં. વડિલ સાધક બન્ધુઓ પણ ઉત્સાહથી ભાગ લઇ રહ્યા હતા કીર્તન પૂજન, આરતી વગેરે કરી સત્ક્રિયાની પૂર્ણાહુતિ કરી હતી જે બન્ધુઓએ આ સંકલ્પ જેવા ભાવથી કર્યો તેવો જ તેમને બહુ સારો સંતોષ થયો, અને તેઓએ પૂજ્ય દેવીશ્રીની કૃપાની યાચના કરી છે બહારના બંધુઓ અને સંઘ વિદ્યાર્થીઓસહ સર્વ બંધુઓએ સાથે પ્રસાદ લીધો હતો પુન રાત્રિએ ભજન પ્રવચન સ્ત્રી શ્રી ઇષ્ટના ઉંકારના ભાનસહ ઉત્સવની પૂર્ણાહુતિ કરી હતી

---

# परम पूज्य श्री महामाया श्रीमाजीश्रीनुं स्वरुपावस्थान.

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના સમર્થ નેતા, ચાલક, પાલક, શ્રીસદ્ગુરુ પરમાત્મા શ્રીमन्नृसिंहाचार्यजीથી અભિન્ન મહામાયા શ્રીમાજીશ્રીના શ્રાવણ કૃષ્ણ નવમીને સોમવારના દિવસે થયેલા સ્વરૂપાવસ્થાનનો અતિદુઃખદાયક પ્રસંગ શ્રી શ્રેયસ્સાધકમાં આલેખવાનો અમારા દુર્ભાગ્યે આવ્યો છે

જેમનું છત્રછાયા અમારું જગતમાં રક્ષણ કરતું, જેમની સમગ્ર જીવનપ્રવૃત્તિ કર્મયોગને જગાવતી, જેમની વાણી ધર્મશીલાને શ્રવણ કરાવતી, જેમનું સામીપ્ય અનેક પ્રકારના સુખને આપતું, જેમની વિવિધ કૃતિ અન્યના આળસપ્રમાદને હઠાવતી, જેમનું સાન્નિધ્ય હૃદયમાં ભક્તિ-પ્રવાહને રેલાવતું, જેમનું પુણ્ય દર્શન ઈશકૃપાને વર્ષાવતું, એવા દિવ્ય પ્રકૃતિના લીલાતનુની અપ્રતીતિ આજ હૃદયમાં શોકક્લેશને પ્રકટાવી રહી છે

આ વિશ્વનું સર્જન પરમાત્મા પ્રકૃતિની સહાયથી કરે છે પરમતત્ત્વ જ્યારે માયાનો સ્વીકાર કરે છે ત્યારે જ एकोऽहं बहु स्याम् રૂપે બને છે. રામકૃષ્ણાદિના અવતારમાં પણ સાથે શક્તિનું અવતરણ થયું છે, અને એ દ્વારા અનેક કાર્યો કર્યાં છે તે જ પ્રમાણે ગૂઢ વિલક્ષણ સંકેતથી શ્રીમદ્ગુરુ ભગવાન્ શ્રીમન્નૃસિંહાચાર્યજીનું આ ભૂલોકમાં અવતરણ થયું. બ્રહ્મચારીમાં મસ્ત એ પરમતત્ત્વે શ્રીપ્રકૃતિસ્વરૂપા પરમપૂજ્ય માજીશ્રીનો સ્વીકાર કરીને, ગૃહસ્થજીવનની લીલા દર્શાવતા શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો આ વિશ્વાકાશમાં ઉદય કરી અનેકનું પરમ કલ્યાણ સાધ્યું છે અને અમારા જ્ઞેય, ધ્યેય, પરમ પૂજ્ય શ્રीमद् उपेन्द्राचार्यजीનું પ્રકટીકરણ કરી આજપર્યન્ત એ દિવ્ય તનુદ્વારા વર્ગનું પરમ હિત કર્યું છે

શ્રીસદ્ગુરુ ભગવાન્ શ્રીમન્નૃસિંહાચાર્યજીના સ્વરૂપાવસ્થાન પછી દીર્ઘ કાળપર્યન્ત જેમની છાયાથી સાધકવર્ગ નિર્ભયતાનું ભાન કરતો હતો, અને શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનના સ્વરૂપાવસ્થાન-પછી કંઈક હૃદયઆશ્વાસન મેળવતો એવા દિવ્ય શક્તિનું અન્તર્ધાન આજ અમારા ચિત્તને વિહ્વળ કરે છે.

પરમ પૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનના સ્વરૂપાવસ્થાનને હજી માત્ર સાત માસ થયા છે એ વિરહથી તપ્ત હૃદયમાં જેમ ઘૃતથી અગ્નિ અધિક પ્રજ્વલિત થાય છે તેમ પરમ પૂજ્ય માજીશ્રીની અપ્રતીતિ એ વિરહાગ્નિને આજ અધિક પ્રજ્વલિત કરે છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજીની લીલાનું તથા શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનની બાળલીલાનું શ્રવણ જેમના વદનદ્વારા અમે શ્રવણ કરી પાવન થતા હતા એવા પ્રકૃતિરત્નનું શમન આજ સર્વને વિશ્વમાં નિરાધાર કરી મૂકે છે

જેમના સ્વીકાર વડે અને જેમના આવિર્ભાવથી આ વર્ગ સુવ્યવસ્થિત રૂપમાં યોજાઈ આજપર્યન્ત ઉત્તરોત્તર સર્વ રીતે વૃદ્ધિને પામ્યો છે એવા ઉભય દિવ્ય તત્ત્વોનું આ વર્ષમાં

પ્રકરનુ હોય ને દર્શાવ્યુ છે, અને પરિણામે ગુરુવિરહ કેવો હોય તે પણ તેઓશ્રીએ પોતાની જીવનલીલા સમાપ્ત કરતા બતાવ્યુ છે. પરમ પૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનના સ્વરૂપાવસ્થાન પછી જગત્ ચિન્તનને ભૂલીને પૂજ્ય માઇશ્રીએ તેઓશ્રીનુ પુણ્ય સ્મરણ અખંડ કરતા અલ્પ સમયમા જ પોતાના દેહનો પરિત્યાગ કર્યો છે

શ્રી સદ્‌ગુરુભગવાનના સ્વરૂપસ્થાનપછી શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનને ઉછેરવા તથા રક્ષણ કરવા અર્થે જ પોતાનો દેહ ટકાવીને જગતમાં રહ્યા અને તેઓશ્રીના શમન સાથે જ પોતે પણ શમન કર્યું આ વિલક્ષણ સંકેત પણ કોઇ હેતુસર થયો છે એમ સહસા ભાન થાય છે

પરમ પૂજ્ય મહામાયા શક્તિસ્વરૂપા માઇશ્રીનુ પુણ્ય સ્મરણ કરતા તેઓશ્રીના અનવધિ ઉપકારના સ્મરણમા સજલ નેત્રે સાધકવર્ગ એ જ પ્રાર્થના કરે છે કે-જ્યારે દેહાધ્યાસ પ્રતિબંધરૂપ થાય, તિતિક્ષા કરવામા દુર્બલતા પ્રકટે, કૃતનિશ્ચયને પાલન કરવામાં શિથિલતા જણાય, આપણે જ સુખ ભોગવીએ એવો સ્વાર્થવૃત્તિનો ઉદય દેખાય, આવશ્યક વ્યવહારધર્મને નિભાવવામાં વૃત્તિ ભોગે જ્ઞાનનો આડંબર ધરે, વિનય વિવેક દર્શાવવાને યોગ્ય મનુષ્યપ્રતિ ઉદ્ધત થવાનો આવેશ આવે, અને છેવટે અમારા ઇષ્ટને ભૂલાવી મનવૃત્તિ અન્ય ચિન્તન કરે—એ સર્વ પ્રસંગમા એ શક્તિસ્વરૂપા ! આપનુ સ્મરણ અખંડ જાગ્રત્ રહો, અને આપ જેમ શ્રીઇષ્ટપરમાત્માનુ સ્મરણ કરતાં સ્વરૂપમા શમાયાં તેમ અમને પણ અમારા પ્રારબ્ધના અવધિએ સ્વરૂપમાં શમાવજો અન્તમા આ સ્તુતિ કરતાં વિરમીએ છીએ કે

' ઉભય આપસરખા સુખદાતા, સાધકને શિર તાત ને માતા,
નહિ જન્મે નથી જાયા — જય જય જગપતિ, જય મહામાયા

શ્રી જયન્તીદેવી.

---

પદ ( ઊગમતી ઝગે પરમ જ્યોતિ—એ લય. )

ઇશ્વરરૂપિણી પરમ શક્તિ, વાત્સલ્યસુધાસારિણી,
આપકરુણા ભક્તકેરી, અવિદ્યાસંહારિણી; ઇશ૦
મોહપાશવિદારિણી જય, જયતુ અમૃતદાયિની,
વિવિધ રૂપવિહારિણી જય, જયતુ વિશ્વોદ્ધારિણી, ઇશ૦
સર્વ કિલ્બિષહારિણી જય, અભયઅનુગ્રહકારિણી,
જય ઉપેન્દ્રપ્રસાદિની જય, સાધકશિર કરધારિણી, ઇશ૦
જય પરમ કલ્યાણિની જય, સિદ્ધ વર ઉચ્ચારિણી,
જય મહાલક્ષ્મી વિજયિની, દો વર થઇને ઉદારિણી, ઇશ૦

શ્રી જ૦ દેવી.

મનુષ્યને ઈશ્વરપાસે અનુસન્ધાન કરાવનાર નિર્લેપતા છે. અહંને શિથિલ કરતાં કરતાં મનુષ્ય જ્યારે ઈશ્વરાધીન રહે છે ત્યારે જ સાચી નિર્લેપતા પ્રકટે છે. અનેક કષ્ટો વેઠીને પણ આરંભમાં પાંડવો કૃષ્ણને અધીન રહ્યા, પરિણામે જગતમાં સાર્વભૌમ સત્તા ભોગવી. ઈશ્વરે આપેલી સ્થિતિમાં સુદામા આનંદથી રહ્યા, અને કુબેરસમા વૈભવ લહ્યા.

બન્ધુઓ! આપણે પણ અન્તરમાં સાર્વભૌમ સત્તાને તથા ઐશ્વર્યને ઇચ્છીએ છીએ તો પરમાત્માની સત્તાને વશ વર્તીને, પગલે પગલે સાવધાન રહીને, પ્રાપ્ત કર્તવ્ય કરવું એ જ શ્રેયસ્કર છે.

કૃષ્ણજીવન અનેક સામર્થ્યથી ભરપૂર છે આજે આપણે માત્ર એ જીવનની નિર્લેપતાને ગ્રહણ કરીએ, વારંવાર એ રમ્ય જીવનના પ્રસંગો વિચારતાં કંઇક પણ વિરામને પામીશું તો આજે કરેલો શ્રમ તથા નિત્યજે સાધનમાં શ્રમ લઇએ છીએ તે સહજમાં સાર્થક થશે.

અનેકાનેક ગુણોના સમૂહરૂપ કૃષ્ણજીવનના એકાદ ગુણનું આજ ચિન્તન કર્યું એક અમૂલ્ય રત્ન દરિદ્રતાને કાપે છે, એક અત્તરનું પુમડું આસપાસ સુગન્ધને પ્રસારે છે, એક અમૃતનું બિન્દુ અમરત્વને અર્પે છે, તેમ કૃષ્ણના સામર્થ્યમય એક ગુણનું શ્રવણ, મનન અને ધારણ કરતાં જીવનના સમગ્ર અંશો જરૂર ગુણમય થઇ રહેશે.

આવો ત્યારે, આજે કૃષ્ણચિન્તન કરી, કૃષ્ણરૂપ બનીએ.

सौ० ज० देसाई.

---

# श्रीकृष्णनुं गोपीओप्रति वचन.

પદ. (મંજરીએ મનડું મોહ્યું રે, એ રાગ.)

આવું છું વ્રજમાં આવું રે, ધીર ધરો કાંઇ આજ,
ગોપિ! ધીર ધરો જરી આજ.
પ્રિય! તમારો જ હું કહાવું રે, ધીર ધરો૦
સ્મરણ કરો મારું તમે, અખંડ દિન ને રાત,
અણજાણ્યું એ ના મને, કરો ન અશ્રુપાત;
હું સત્વરે તમ ઘર રહાઉં રે; ધીર ધરો૦
સગાં સંબંધીનો તમે, ત્યજ્યો મહર્ષે પ્રેમ,
તમે અધીન થઇ રહ્યાં, જેમ કહ્યું મેં તેમ;
હવે અધિક નહિ નહિ તાવું રે; ધીર ધરો૦
રહ્યાં સંસૃતિમધ્યમાં, છતાં ત્યજ્યો સંસાર.
મુજને નિજમાં સ્થાપીને, કર્યું મન મુજ આકાર;
તેનાથી દૂર ક્યાં જાઉં રે; ધીર ધરો૦
કેવલ ભરવાનું રહ્યું, એક હવે અવશેષ,
અહં તમારું ગોપિકા! આપી દો નિઃશેષ,
ઝટપટ ભાગી રાસે રીઝવું રે; ધીર ધરો૦

---

श्री जयन्तीदेवी.

# કૃષ્ણગુણચિન્તન.

સત્યનું ચિન્તન થતાં યુધિષ્ઠિરની જીવનચર્યાનું સ્મરણ થાય, હરિશ્ચન્દ્રની સ્મૃતિ આવે, કંઇક માનવ હૃદયઉપર સત્યની સત્તા પ્રસરે, આદર્શ માનવ જીવનને શોધતાં માનસ જગતમાં રામ વિહાર કરે, આદર્શરૂપ આચાર સિદ્ધ કરવા મન લલચાય, ભાવભીનું હૃદય બનતાં, ભક્તિરસમાં તરબોળ થતાં, પેલા હનુમાન્ દૃષ્ટિએ ચઢે, એવું દાસત્વ કરવા વૃત્તિ વેગ ધરે; મૃત્યુનો જય કરવાનો વેગ પ્રકટતાં કાળના સત્તાધીશ સ્વેચ્છાથી બાણશય્યામાં પોઢેલા ભીષ્મપ્રતિ વૃત્તિ દોરાય, કંઇક સ્વધર્મનું ઉત્તમ પ્રકારે પાલન કરવા મન આગ્રહ ધરે, કોઇ પણ ગુણ વા વસ્તુનું ચિન્તન થતાં તત્કાલ તેની સાથે સંબંધ ધરાવતી વસ્તુ વા વ્યક્તિપ્રતિ હજારો વર્ષના કે યુગના કાળને ભેદીને માનવ વૃત્તિ વળે છે. ભૂતકાળરૂપે બનેલી વસ્તુઓ, સ્મરણવૃત્તિમાં તો સદા વર્તમાનકાલ-રૂપે જ ભાસે છે.

આજ શ્રાવણ વદ અષ્ટમી છે વર્ષમાં અષ્ટમી ઘણી આવે છે પરન્તુ આજની અષ્ટમી કોઇ વિલક્ષણ ભાવને જગાવે છે, કારણ આ કૃષ્ણજન્માષ્ટમી છે આજના દિવસમાથે સંબંધ ધરાવતું કૃષ્ણનું અદ્ભુત સ્વરૂપ અન્તરમાં પ્રકટ થાય છે અવિનાશી કૃષ્ણતત્ત્વને વૃત્તિ સ્પર્શ કરે છે. મનનો પ્રવાહ એ ચિન્તનમાં વહે છ કર્તા, છતાં અકર્તાનું સ્વરૂપ કેવું હોય એ વિચાર પ્રકટતાંની સાથે જ આજે કૃષ્ણની અકલિત લીલાપ્રતિ સહસા વૃત્તિ આકર્ષાય છે. સર્વ કંઇ કરતાં છતાં સર્વથી અખંડ નિર્લેપ ભગવાન્ કૃષ્ણનું અહા ! કેવું સુરમ્ય દર્શન, આપણી આન્તર દૃષ્ટિ કરી રહી છે. ભૂતકાલના પડદાઉપર આલેખાયેલાં સુન્દર ચિત્રો અવલોકતાં, આપણે વર્તમાનકાલ આધ્યાત્મિક બને છે. અવલોકો ! કૃષ્ણ પોતાના સામર્થ્યથી તથા ઇચ્છાથી સર્વ કંઇ કરે, અને નિમિત્તરૂપ કોઇને બનાવી તેને વિશ્વમાં યશ અપાવે. જગતપ્રતિ જુઓ ! જ્યાં મનુષ્યો કોઇને અર્થે કંઇ કરે, પણ જ્યારે જગત્ જાણે કે એનાથી આ કાર્ય થયું છે, ત્યારે જ તેનું અન્તર સંતોષ પામે, અને કૃષ્ણસમા જીવન, સદા વિશ્વમાં અકર્તારૂપે રહીને કાર્ય કરે છે. ત્યાં જ ઇશિત્વ છે, કૃષ્ણનો–ઇશ્વરનો–ગુરુનો મહિમા છે.

અર્જુનને પણ કૃષ્ણે એ જ ઉપદેશ આપી યુદ્ધ કરવાને જાગ્રત્ કર્યો છે કે 'તું અમુકને મારે છે એવું ભાન ન રાખ' કર્તાપણાનું અહં ન પ્રકટાવતાં, મારી ઇચ્છાપ્રમાણે કરતાં, તને કોઇ પણ પ્રકારનો દોષ નહિ લાગે વગેરે. સ્વરૂપમાં તાત્પર્ય કે જે કાંઇ થાય તે ઇશ્વરસત્તાથી જ થાય છે, ભલે ઇશ્વર નિમિત્તરૂપ આપણને કે કોઇને બનાવે. અને એ પ્રમાણે હર્ષશોકાદિથી રહિત રહીને આવશ્યક કર્તવ્ય કરતાં નિર્લેપતાનો અનુભવ કરવાના અધિકારી થઇએ છીએ.

અર્જુન મિત્રરૂપ હોવા છતાં તેનું અભિમાન ગલિત થવાના પ્રસંગો કૃષ્ણભગવાને ઉપજાવ્યા છે. જયદ્રથને મારવા લીધેલી પ્રતિજ્ઞા, તે પ્રસંગ તથા છેવટે કાબાથી લુંટાતા અર્જુનના પ્રસંગથી સમજાશે કે અર્જુનમાં પણ પરિણામે સત્યનું ભાન કરાવ્યું છે.

કૃષ્ણભગવાનનો ઉપદેશ કેવળ પાંડવોને માટે જ હતો એમ નથી, અને તે સમયે અભિમાન ટાળવા જે ક્રિયા કરી હતી તે પણ તેમને જ માટે હતી એમ નથી. આપણે માટે પણ તે જ નિયમ છે. પરમ પૂજ્ય ગુરુદેવનો પણ એ જ પ્રબોધ હતો.

શ્રીउपेन्द्रजयन्तीमहोत्सवनुं સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )

( ઉત્તીર્ણ લેખો. )

## સ્ત્રી વિભાગ—અવતારોની તથા દેવદેવીઓ અને મહાપુરુષોની જયન્તીના માસ તથા તિથિઓ.

( લેખક : અ૦ સૌ૦ શિવલક્ષ્મીબહેન ઓઝા. )

| | | |
|---|---|---|
| ( ૧ ) કાર્તિક... | તિથિ. | નામ. |
| | શુક્લ ૧ ... ... | શ્રીજયન્તીદેવીશ્રીની જયન્તી. |
| | કૃષ્ણ ૧ ... ... | શ્રીગુરુદેવ ઉપેન્દ્રાચાર્યજીજયન્તી. |
| | કૃષ્ણ ૧૪ ... ... | પરમપૂજ્ય સદ્દગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીજયન્તી. |
| ( ૨ ) માર્ગશીર્ષ... | શુક્લ ૧૧ ... ... | શ્રી ગીતાજીજયન્તી. |
| | શુક્લ ૧૪ ... ... | શ્રીમાણિક્યપ્રભુજયન્તી. (નિઝામ હૈદ્રાબાદ) |
| | શુક્લ ૧૫ ... ... | શ્રીદત્તાત્રેયજયન્તી. |
| ( ૩ ) પોષ ... | શુક્લ ૧૫ ... ... | શ્રીઅંબિકાદેવીની જયન્તી. |
| ( ૪ ) માઘ ... | શુક્લ ૪ ... ... | શ્રીગણેશજયન્તી. |
| | શુક્લ ૮ ... ... | શ્રીગોપાલાનન્દજીજયન્તી. (શ્રીસ્વામી નારાયણ) |
| | કૃષ્ણ ૧ ... ... | શ્રીનિવૃત્તિનાથજીજયન્તી. ( આળંદી ) |
| | કૃષ્ણ ૧૪ ... ... | શ્રીશિવજીજયન્તી. |
| ( ૫ ) ફાલ્ગુન... | શુક્લ ૨ ... ... | શ્રીપરમહંસ રામકૃષ્ણદેવજયન્તી. |
| | કૃષ્ણ ૬ ... ... | શ્રીજનાર્દનસ્વામીજયન્તી. ( મહારાષ્ટ્ર ) |
| ( ૬ ) ચૈત્ર ... | શુક્લ ૩ ... ... | શ્રીમત્સ્યજયન્તી. |
| | શુક્લ ૯ ... ... | શ્રીરામજયન્તી. |
| | | શ્રીરામદાસજીજયન્તી. |
| | | શ્રીસહજાનન્દજીજયન્તી. (શ્રીસ્વામી નારાયણ) |
| | શુક્લ ૧૫ ... ... | શ્રીહનુમાનજીજયન્તી. |
| | કૃષ્ણ ૧૧ ... ... | શ્રીવલ્લભાચાર્યજીજયન્તી. |
| ( ૭ ) વૈશાખ... | શુક્લ ૩ ... ... | શ્રી પરશુરામજયન્તી. |
| | શુક્લ ૫ ... ... | શ્રીમત્ શંકરાચાર્યજીજયન્તી. |
| | શુક્લ ૭ ... ... | શ્રીસીતાજીજયન્તી. |
| | શુક્લ ૧૪ ... ... | શ્રીનૃસિંહજયન્તી. |
| | શુક્લ ૧૫ ... ... | શ્રીકૂર્મજયન્તી. |

| | | |
|---|---|---|
| ( ૮ ) જ્યેષ્ઠ ... | શુક્લ ૧૦ . ... ... | શ્રીગંગાજીજયન્તી. |
| ( ૯ ) આષાઢ... | | |
| (૧૦) શ્રાવણ... | શુક્લ ૫ ... ... | શ્રી કલ્કીભગવાનજયન્તી |
| | શુક્લ ૭ ... ... | મહાત્મા શ્રી તુલસીદાસજયન્તી |
| | કૃષ્ણ ૨ ... ... | શ્રીમત્ સુરેશ્વરાચાર્યજીજયન્તી. |
| | કૃષ્ણ ૮ ... ... | શ્રીકૃષ્ણજયન્તી. |
| | | શ્રીજ્ઞાનેશ્વરમહારાજજયન્તી. |
| (૧૧) ભાદ્રપદ... | શુક્લ ૩ ... ... | શ્રીવરાહજયન્તી |
| | શુક્લ ૧૨ ... ... | શ્રીવામનજયન્તી. |
| | કૃષ્ણ ૫ ... ... | શ્રીવાસુદેવાનન્દસરસ્વતીજયન્તી. ( ગરુડેશ્વરવાળા ) |
| | કૃષ્ણ ૭ ... ... | શ્રીમતી મહાલક્ષ્મીદેવીજયન્તી. |
| (૧૨) આશ્વિન... | શુક્લ ૧ ... ... | શ્રીમુક્તાબાઇજયન્તી. ( આળંદી ) |
| | શુક્લ ૪ ... ... | શ્રીનથુરામશર્માજયન્તી. |
| | શુક્લ ૧૦ ... ... | શ્રીબુદ્ધદેવજયન્તી. |
| | | શ્રીમધ્વાચાર્યજીજયન્તી. |
| | કૃષ્ણ ૧૩ ... ... | મહાત્મા શ્રીવિશ્વનંદજયન્તી. |

( ૨ )

( લેખક : અ૦ સૌ૦ શાન્તાબહેન દેસાઇ. )

| | | |
|---|---|---|
| ( ૧ ) કાર્તિક... | શુક્લ ૧ ... ... | સ્વામી શ્રી રામતીર્થજયન્તી. |
| | શુક્લ ૬ ... ... | શક્તિસ્વરૂપા શ્રીજયન્તીદેવીનો જન્મદિવસ |
| | શુક્લ ૧૫ ... ... | શ્રીઇષ્ટપરમાત્મા શ્રીગુરુદેવની જયન્તી. |
| | કૃષ્ણ ૭ ... ... | કાલભૈરવની જયન્તી. |
| | કૃષ્ણ ૧૪ ... ... | શ્રીઇષ્ટપરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીની જયન્તી |
| ( ૨ ) માર્ગશીર્ષ... | શુક્લ ૬ ... ... | શ્રીનરસિંહમહેતાની જયન્તી. |
| | શુક્લ ૧૧ ... ... | શ્રી ગીતાજયન્તી. |
| | શુક્લ ૧૫ ... ... | શ્રીદત્તજયન્તી. |
| ( ૩ ) પૌષ... | શુક્લ ૯ ... ... | શ્રી રામાનન્દસ્વામીની જયન્તી. |
| | | શ્રી નંદરામજીનો જન્મદિવસ. |
| | શુક્લ ૧૫ ... ... | શ્રી અંબાજીની જયન્તી. |

| | | |
|---|---|---|
| ( ૪ ) માઘ ... | શુકલ ૧૩ ... ... | શ્રી વિશ્વકર્માજયન્તી. |
| | કૃષ્ણ ૬ ... ... | શ્રી યશોદાજયન્તી. |
| ( ૫ ) ફાલ્ગુન... | શુકલ ૨ ... ... | સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસની જયન્તી. |
| | કૃષ્ણ ૭ ... ... | (જૈનના) શ્રી ઋષભદેવની જયન્તી. |
| ( ૬ ) ચૈત્ર .. | શુકલ ૩ ... ... | શ્રી મત્સ્યાવતારજયન્તી. |
| | શુકલ ૯ ... ... | શ્રી રામચન્દ્રજીની જયન્તી. |
| | શુકલ ૧૩ ... ... | શ્રી મહાવીરસ્વામીની જયન્તી. |
| | શુકલ ૧૫ ... ... | શ્રી હનુમાનજયન્તી. |
| | કૃષ્ણ ૧૧ ... ... | શ્રીમદ્ વલ્લભાચાર્યજીની જયન્તી. |
| ( ૭ ) વૈશાખ.. | શુકલ ૩ ... ... | શ્રી પરશુરામજયન્તી. |
| | શુકલ ૫ ... ... | શ્રી આદ્ય શંકરાચાર્યજીની જયન્તી. |
| | શુકલ ૭ ... ... | શ્રી જાનકીજીનો જન્મદિવસ. |
| | શુકલ ૧૪ ... ... | શ્રી નૃસિંહાવતારજયન્તી |
| | શુકલ ૧૫ .. ... | શ્રી કૂર્માવતારજયન્તી. |
| ( ૮ ) જયેષ્ઠ... | શુકલ ૧૦ ... ... | શ્રી ગંગાજયન્તી. |
| ( ૯ ) આષાઢ... | | |
| (૧૦) શ્રાવણ... | શુકલ ૫ ... ... | શ્રી કલ્કીઅવતારજયન્તી. |
| | શુકલ ૧૫ ... ... | શ્રી હયગ્રીવજયન્તી. |
| | કૃષ્ણ ૮ ... ... | શ્રી કૃષ્ણજયન્તી. |
| | કૃષ્ણ ૯ ... ... | શ્રી રામાનન્દસ્વામીની જયન્તી. |
| (૧૧) ભાદ્રપદ .. | શુકલ ૩ ... ... | શ્રી વરાહજયન્તી. |
| | શુકલ ૪ ... ... | શ્રી ગણપતિજયન્તી. |
| | | શ્રી ચન્દ્રાવલીજયન્તી. |
| | શુકલ ૮ ... ... | શ્રી રાધાજીની જયન્તી. |
| | શુકલ ૯ | શ્રી રુક્મિણીજયન્તી. |
| | કૃષ્ણ ૯ ... ... | શ્રી મહાલક્ષ્મીજયન્તી. |
| | કૃષ્ણ ૧૨ ... ... | શ્રી વામનજયન્તી. |
| | | શ્રી ગાંધીજયન્તી. |
| (૧૨) આશ્વિન... | શુકલ ૨ ... ... | શ્રી નરપુંગવશર્માની જયન્તી. |
| | શુકલ ૫ ... ... | શ્રી યુધિષ્ઠિરજયન્તી. |
| | શુકલ ૧૦ ... ... | શ્રી બુદ્ધજયન્તી. |
| | કૃષ્ણ ૧૩ ... ... | શ્રીમન્માન્નર સાહેબ (વિન્સંટ)ની જયન્તી. |

## ઉન્નતિ અર્થે—

ઉત્સાહ ...... પણ મોહરહિત.
કર્તવ્ય ...... પરાબુદ્ધિરહિત.
આવેશ ...... અશુદ્ધ ભાવરહિત
આશા ...... ભ્રમનારહિત.
ત્યાગ ...... વાસનારહિત
રાગ ...... દ્વેષરહિત.
પ્રેમ ......... વિકારરહિત.
તાલાવેલી ... કલ્પનારહિત.
જ્ઞાન ......... આડંબરરહિત.
ધ્યાન ...... સિદ્ધિ, સામર્થ્યપ્રતિ અપેક્ષા-બુદ્ધિરહિત.
પ્રયત્ન ...... ફલની ઇચ્છારહિત.
ઉદારતા ...... કરીને કરી બતાવવાના ભાવ-રહિત.
શુભચિન્તન ... આચરણસહિત.
વિરાગ .. ... ત્યાગસહિત.
દાન ...... .. વિરાગવૃત્તિની ભાવનાસહિત.
ઉપેક્ષા ... ... સમવૃત્તિસહિત.
સેવા .. ... ... શ્રદ્ધાભક્તિસહિત.
અનાસક્તિ ... સર્વમાં પ્રભુ જોવાની વૃત્તિસહિત.
શાન્તિ ... ... હૃદયની સરલતાસહિત
સર્વ કાંઈ ...... ઈશ્વરાર્પણ ભાવસહિત

## મનનો વ્યાયામ.

મનને-નિરાસાહના વચન બોલતાં અટકાવવું તે
મનને-નિરાશામાં ચડતાં રોકવું તે.
મનને-લૌકિક અલૌકિક પ્રલોભનોથી રોકવું તે.
મનને-અન્યના હૃદયવેધક શબ્દો શ્રવણ કરતાં શાન્ત રાખવું તે.
મનને-વિવિધ વિકારોને આંખોદ્વારા બહાર આવતા અટકાવવું તે.
મનને-અપ્રસન્ન થતું રોકી પ્રસન્ન રાખવું તે
મનને-સતત ઉદ્યમી બનાવવું તે.
મનને-જેવા તેવા ખોટા વિચારોમાં ન ભળી જવા દેવું તે.'
મનને-પરની સેવાઅર્થે બહાનાં કાઢતાં રોકવું તે.
મનને-અખંડ નિરપૃહી રાખવું તે
મનને-પરાવલંબી ન થવા દેવું તે
મનને-શરીરની અસ્વસ્થતાકાલે શરીરાસક્ત ન બનવા દેવું તે.
મનને-દાન કરી કહી બતાવવા તત્પર થતાં અટકાવવું તે.
મનને-સત્તાની મસ્તી ચડતાં તત્કાળ અવરોધવુ તે
મનને-પોતાના મન્તવ્યથી જૂદું શ્રવણ કરતાં સ્થિરતામાં ટકાવી રાખવું તે
મનને-પ્રતિકૂલ પ્રસંગે પ્રસન્ન રાખવું તે.
મનને-ખોટી અહંભાવનાથી રોકવું તે.
મનને-રસપૂર્વક નિન્દા ટીકા કરતાં તથા સાંભળતા અટકાવવું તે.
મનને-ગુરુની પ્રસન્નતામાં જ પ્રસન્નતા સમજવા કેળવવું તે.
મનને-ઈશ્વર જે કરે છે તે યોગ્ય જ કરે છે એ વિશ્વાસમાં રમાડવું તે.
મનને-ગુરુઈશ્વરમાં શંકા ઉપજાવતાં શમાવવું તે.
મનને-સર્વ ઇન્દ્રિયોના ખોટા વ્યાપારેમાં ન જોડાવા દેવું તે
મનને-અભિમાનનિવૃત્તિઅર્થે ગુરુચરણે સ્થાપવુ તે
આ પ્રકારનો મનનો વ્યાયામ મનને બલ-વાન તથા પુષ્ટ કરે છે.

ચોં પ્ર૦ વહેન.

---

સપ્રેમ સ્મરણ :—ગતાંક ૨૨ ના પૃષ્ઠ ૯૬ ઉપર મોકલેલા આમંત્રણ પ્રમાણે ચાલુ વર્ષનું લવાજમ તા. ૨૧-૯-૩૭ સુધી મોકલી આપવા કૃપા કરશો. જો તે મુદતમાં મોકલવા ઇચ્છા ન હોય તો ક્યારે મોકલવાનું થશે તે પત્ર લખી જણાવશો, કે જેથી તેમનું પત્ર વી પી કરવામાં ન આવે

# श्री योगसार.

( અંક ૧૨ ના પૃષ્ઠ ૯૩ ના અનુસન્ધાનમાં )

વળી એક શરીરને બુદ્ધિઆદિદ્વારા એક પુરુષ પ્રયત્નમાં જોડે છે ત્યારે તે જ સમયે બીજાં શરીરો પ્રવૃત્તિરહિત હોય છે. હવે જો પુરુષ એક હોય તો એનાવડે જ્યારે એક શરીર પ્રયત્નમાં જોડાય ત્યારે એ એક હોવાથી સર્વ જોડાવા જોઈએ પણ તેમ થતું નથી. તેથી અયુગપત્ પ્રવૃત્તિની ઉપપત્તિ કરવા પણ પુરુષનું નાનાત્વ માનવું જોઇએ

કેટલાક પુરુષો સત્ત્વપ્રધાન હોય છે, કેટલાક રજઃપ્રધાન હોય છે અને કેટલાક તમઃપ્રધાન હોય છે. આ ભેદ પણ પુરુષનું ઐક્ય સ્વીકારવાથી ઉપપત્તિરહિત ઠરે છે. કેમકે પુરુષ - સર્વ પુરુષ ત્રિગુણથી અતીત છે. તેથી આ વ્યવહાર કે અમુક સત્ત્વપ્રધાન છે, અમુક રજ પ્રધાન છે વગેરે તે બુદ્ધિરૂપ ઉપાધિને લઇને થવો જોઇએ. હવે જો પુરુષ એક જ હોય તો સર્વ બુદ્ધિઓ તેનીજ ગણાની થઈ તો પછી એ બુદ્ધિઓ સત્ત્વપ્રધાન, રજ પ્રધાનઆદિ હોવાથી એ પુરુષ સત્ત્વપ્રધાન, રજઃપ્રધાન અને તમઃપ્રધાન એકી વખતે થઇ રહે કે જે ઘટતું નથી તેથી આ હેતુથી પણ પુરુષનું બહુત્વ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે અનેક પુરુષ—પ્રતિશરીર ભિન્ન ભિન્ન પુરુષો શા માટે માનવા જોઇએ એનું આ કારિકામાં સંક્ષિપ્ત પ્રતિપાદન કર્યું છે. તેથી સ્પષ્ટ છે કે સાખ્યશાસ્ત્ર એક પુરુષને નહિ સ્વીકારતાં નાના પુરુષોને સ્વીકારે છે. આ સર્વ અર્થ પ્રાચીન સાંખ્યશાસ્ત્રરૂપ તત્ત્વસમાસમાં જણાવતાં કહ્યું છે કે पुरुषोऽनादिः सूक्ष्मः सर्वगतश्चेतनोऽगुणो नित्यो द्रष्टा भोक्ताऽकर्ता क्षेत्रविदमलोऽप्रसवधर्मेति । પુરુષ અનાદિ છે કેમકે એ ઉત્પન્ન થયેલો નથી અર્થાત્ આદિ એટલે જન્મ અથવા ઉત્પત્તિ તેનાથી રહિત છે; સૂક્ષ્મ છે, કારણ કે અણુમાં અણુ તત્ત્વ તે આ પુરુષ છે. યદ્યપિ કાર્યમાં કારણનો અન્વય થાય છે તેથી કાર્ય કરતાં તેનું ઉપાદાન કારણ સૂક્ષ્મ છે એ નિયમ પ્રમાણે અખિલ વિશ્વમાં મૂલ પ્રકૃતિ એ સર્વનું ઉપાદાન કારણ હોવાથી સૂક્ષ્મ છે, પુરુષ એ પ્રકૃતિરૂપ તત્ત્વ નથી, કોઇ પણ વસ્તુનું ઉપાદાન કારણ નથી તેથી આ નિયમે એનું સૂક્ષ્મત્વ અનુમાનથી સિદ્ધ થતું નથી પણ એ અનુમાનથી બલવત્તર પ્રમાણ જે શ્રુતિ તે अणोरणीयान् અણુમાં પણ અણુ, पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः ॥ પુરુષથી પર એટલે સૂક્ષ્મ પદાર્થ કોઇ નથી, પુરુષ જ સૂક્ષ્મ પદાર્થોના શિખરરૂપ છે—ઇત્યાદિ વચનોથી સ્પષ્ટપણે પુરુષને જ સૂક્ષ્મથી સૂક્ષ્મ તત્ત્વરૂપે સ્થાપે છે. તેથી પુરુષ એ પ્રકૃતિથી પણ સૂક્ષ્મ છે. પુરુષ સર્વગત છે એટલે વિભુ છે; તથા, દ્રષ્ટિરૂપ હોવાથી, જ્ઞાનરૂપ હોવાથી, ચેતનરૂપ છે પુરુષ અગુણ છે એટલે સત્ત્વાદિ ત્રણે ગુણોથી રહિત છે અને અનાદિ તથા વિભુ હોવાથી સ્પષ્ટપણે નિત્ય છે વળી પુરુષ ચેતન છે. તેથી પ્રકૃતિરૂપ જડ પદાર્થ જે દૃશ્ય છે તેનો જોનાર હોવાથી દ્રષ્ટા છે અને ભોગ એ

# સદ્ભક્તિભાવારૂઢ શ્રીડોસાભાઈ.

શ્રીસદ્ગુરુઅનુગ્રહપાત્ર, આદર્શ સાધકચરિત,' સદ્વસ્તુપરાયણ, પ્રિય શ્રીડોસાભાઈના ઉત્તરે વર્ષે, બેટમાં તેમના નિવાસ સ્થાનમાં, શ્રાવણ શુક્લ ચતુર્દશી શુક્રવારે બપોરે એક વાગે દેહ વિલયના સમાચાર આલેખતા હૃદય આર્દ્ર બને છે.

જે ભક્તહૃદય પ્રભુને વશ વર્ત્યું, પ્રભુને વશ વર્તાવી રહ્યું,
જે ભક્તહૃદય ભક્તિના આવેશથી ભાવભીનું રહ્યું. પ્રભુને રાખ્યા,
જે ભક્તહૃદયે ભગવાનને આકર્ષ્યા, આજ ભગવાને તેમને સમીપ આકર્ષ્યા

આવા પરમ ભક્ત સાધકભૂષણ શ્રીયુત ડોસાભાઈનો દેહવિલય સાધકવર્ગને આઘાતરૂપ થયો છે.

યુવાવસ્થાથી તે વૃદ્ધકાલપર્યન્ત વાસ્તવ સદ્વસ્તુની પ્રાપ્તિની આતુર અભિલાષવાળું એ જીવન હતું, અને એ જ આતુરતાથી એમણે યુવાવસ્થામાં એક બંગાળી સાધુનો સમાગમ કર્યો હતો. સત્સમાગમથી પ્રબલ વિરાગવૃત્તિ જાગ્રત્ થઈ, યોગની વિવિધ ક્રિયામાં પ્રવેશ કર્યો. સાધન સાધવાને માટે તેમના નિવાસસ્થાનથી થોડે દૂર એકાન્ત સ્થાનમાં એક ગુફા બનાવી તેમાં ઘણો ખરો સમય ગાળતા. એવામાં એ મહાત્માનો દેહવિલય થતાં, પ્રભુશોધક હૃદય મુંઝાયું પુનઃ સત્પુરુષોની ખોળ કરવા માંડી. પૂર્ણ સુભાગ્યથી સદ્ગુરુ ભગવાન્ શ્રી બાપજીશ્રીનું શરણ પ્રાપ્ત થયું. અચલ શ્રદ્ધાથી બાપજીશ્રીના સ્મરણ ચિન્તનમાં સમય વીતાવતાં, અનેક સત્સાધનો અખંડ સાધવા તેમની વૃત્તિ વિશેષ ઉત્સુક બનતી ગઈ. ઉત્સવઉપર દર્શનાર્થે આવવા માંડ્યું. બાપજીશ્રીના સ્વરૂપાવસ્થાન પછી અલ્પ કાળમાં સાધનસમારંભની યોજના થતાં તેમાં આગ્રહપૂર્વક પ્રતિવર્ષ આવતા. અને ભક્તિભાવથી પરમ પૂજ્ય શ્રીગુરુદેવના ચરણમાં અધિક સમય વીતાવવા માંડ્યો.

શ્રીગુરુદેવની બાલ્યાવસ્થામાં તેઓશ્રીને ખેલાવતા, રમાડતા એ જ ડોસાભાઈ, તેઓશ્રીને બાપજીશ્રી સમાન નિહાળી કરી પ્રેમાવેશથી ગાંડાઘેલા બની જતા, અને હરતાં ફરતા 'ગોવિન્દ' નામનો ઉચ્ચાર કરનાર તેઓ, 'ભગવાન્' શબ્દનો ઉચ્ચાર કરી વાતાવરણને ભક્તિથી ગજવતા.

એમની અદ્ભુત સેવાવૃત્તિનું વર્ણન વાણીથી થઈ શકે એમ નથી. શ્રીગુરુદેવના સ્થાનમાં પોતાને ખભે ઉંચકીને મૂકી જમીન બેડી, વૃક્ષનાં તુટી પડેલાં ડાળ પાંખળાં, રખડતાં લાકડાં, કારેલી આમનો ખુણો ખુણામાં ફરી એકઠાં કર્યાં, લાકડાં ચીર્યાં. શું શું સંભારીએ ? પોતાને ઘેર અત્યન્ત સુખમાં રહેનાર છતાં, ભગવાનને અર્થે, દેહાસક્તિથી કેવા પર હોય છે તેનો આદર્શ ભગવાને બતાવ્યો.

અનેક સજ્જનોને શ્રીઇષ્ટચરણમાં લાવતા, અને તેમાં પોતાનું પરમ કલ્યાણ માનતા.

પરમ પૂજ્ય શ્રીગુરુદેવનાં દર્શન કરતાં તેમના નેત્રમાંથી હર્ષાશ્રુધારા વહી જતી, અને ભક્તહૃદયનો ભાર ઝીલતાં ભગવાનના નયનો સજલ થતાં

અન્ય સ્થળે મહાભાગ્યમાન સન્માનને પ્રાપ્ત છતાં ગુરુસ્થાનમાં અત્યન્ત નિરભિમાની, અખંડ કર્તવ્યપરાયણ, વૃદ્ધાવસ્થા છતાં ગ્રંથપઠનમાં તત્પર, તન મન અને ધનથી ગુરુસેવા કરનાર, આઠ પ્રહર ગુરુના ગુણગાન કરનાર, ખેચરી મુદ્રા વગેરે યોગના સાધનો સિદ્ધ કરનાર, સામાન્ય ક્રિયામાં પણ વૃત્તિનો ઉત્સાહ દર્શાવનાર, પ્રત્યેક પ્રસંગમાં સાવધાનતા રાખનાર, બહારથી મસ્ત ધુની જેવા જણાતા છતાં સર્વનું સૂક્ષ્મ અવલોકન કરનાર, બુદ્ધિમાન્, સત્ય વસ્તુને સમજવાની શક્તિ ધરાવનાર—એવા વિરલ સદ્ગુણો અને સત્સંસ્કારોથી ભરેલા શ્રી ડોસાભાઈના જીવનને ધન્ય છે.

પૂજ્ય ગુરુદેવના સ્વરૂપાવસ્થાન પછી તેમની વૃત્તિ વિરહથી અતિ વ્યાકુલ રહેતી હતી અને ' આ દેહ શા માટે ટકાવવો ' એવા ઉદ્ગાર કાઢ્યા કરતા હતા. અલ્પ સમયમાં જ આ આત્મદ્રવ્ય તો પ્રભુમાં ભળી ગયું. ધન્ય છે એવા જીવનને.

---

શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )
( ઉત્તીર્ણ લેખો. )

## પુરુષવિભાગ—' પુરુષ બનો. '

[ લેખક : ઉમયાશંકર ઠાકર, આણંદ ]

પુરુષ બનો. શા માટે ? પુરુષમાં એવું તે શું સમાયેલું છે કે પુરુષ બનવું ? પુરુષ એટલે શું તે જ વિચારીએ.

પુરુષ એટલે જીવનસંગ્રામનો શૂરવીર યોદ્ધો. પુરુષ એટલે સેવાધર્મનો સાથી. પુરુષ એટલે પરમ પથનો પથિક. પુરુષ એટલે અમી ઝરણું. પુરુષ એટલે પરમાર્થનો પ્રેરક. પુરુષ એટલે પાપીઓને ઉન્નત પથે દોરનાર ફિરસ્તો. પુરુષ એટલે વિશ્વપ્રેમે વિહરતો અનુપમ યાત્રી. પુરુષમાં જ સારાય જગતનું નૂર સમાયેલું છે. માટે પુરુષ બનો.

પુરુષ અને પ્રકૃતિની બેલડીમાં જ આખી સૃષ્ટિનો ક્રમ સંકળાયેલો છે. પુરુષ તો સૃષ્ટિનું એક ખાસ અંગ છે. એ અંગ જેટલું સતેજ, જેટલું તીક્ષ્ણ, જેટલું ઉત્તમ અને જેટલું સમર્થ તેટલું જ સૃષ્ટિક્રમનું સાર્થક્ય. માટે પુરુષ બનો—પુરુષ બનો.

શ્રીરામચંદ્રજી દૈવી પુરુષ હતા. રાજકુમાર હોવા છતાં એમને એ જીવનનો મોહ ન હતો. પિતાના વચનને ખાતર રાજ્યની અને પ્રાણની પણ પરવા ન કરી. ચૌદ વર્ષ વનવાસ સેવ્યો. અસંખ્ય દુઃખો સહ્યાં; અધર્મ ને અધર્મીઓનો સંહાર કર્યો. પોતાના જીવનની મીઠી—મધુરી સુવાસ ચોમેર ફેલાવી. ' રામ રાજ્ય ' શબ્દની સાથે હજાર ગૌરવ ને ભારતની ભાવના એ એવી મૂકી ગયા. આવું પુરુષાતન બતાવીને એ અમર થયા. માટે પુરુષ બનો—પુરુષ બનો.

પુરુષ તરીકે તો એક પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર અવતર્યા. એમણે જાવજ્જીવ જીવનસંગ્રામ ખેલ્યો, ભારતવર્ષના ગોધનને પોષવાને ને પૂજવાને એ ગોપાળ બન્યા. એમાં એમને શરમ ન

લાગ્યું એમણે ગૌસેવાનો ને ગોપૂજાનો મહા મોંઘેરો મન્ત્ર માનવીઓને આપ્યો. શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્‌નો પાઠ પોતે શરીરસંપત્તિ મેળવીને સહુ કોઈને સમજાવ્યો. ધર્મનો જય અને પાપનો ક્ષય કર્યો. સકલ શાસ્ત્રોના નવનીતરૂપ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો ઉત્તમોત્તમ ઉપદેશ આપ્યો, ને કેટલાય માનવીઓને ઉન્નત પથે દોર્યા. એક પ્રભાવશાળી રાજવી હોવા છતાં સુદામાની સાથેનો સખાધર્મ સાચવ્યો અને સારાય વિશ્વને સખાધર્મ શીખવ્યો. જીવનની પળેપળનો અને ક્ષણે ક્ષણનો એમણે સદુપયોગ કરીને જીવનનું સાર્થક્ય કર્યું ને એ અમર થયા. માટે પુરુષ બનો—પુરુષ બનો.

જગદ્‌વીર ભીષ્મપિતામહે 'ભીષ્મપ્રતિજ્ઞા' લીધી બ્રહ્મચર્યનું પુરુષાતન દાખવ્યું. મૃત્યુને પણ છ માસ પાછું હઠાવ્યું. આનું નામ તે પુરુષ અને પુરુષપણું માટે પુરુષ બનો—પુરુષ બનો.

રાજા ભગીરથ પુરુષ હતો પોતાના પુરુષાતનથી સ્વર્ગંગાના આર્યાવર્તમાં અવતરણ કરાવ્યાં. પિતૃઓની સદ્‌ગતિ કરીને પિતૃઋણમાંથી મુક્ત થયા. આર્યાવર્તને નિર્મળી છાંટી પોતાની ધારી ઇચ્છા પૂર્ણ કરીને અનુપમ નામના મેળવી. આનું નામ સાચો પુરુષ. માટે પુરુષ બનો—પુરુષ બનો.

એકલવ્ય એક સામાન્ય ભીલકુમાર હતો, પણ એની નસોમાં સાચા પુરુષનું લોહી વહેતું હતું પોતાના ગુરુને ખાતર, મહા મહેનતે મેળવેલી ધનુર્વિદ્યાના લોપની પણ પરવા નહિ કરતાં પોતાનો અંગુઠો ગુરુદક્ષિણામાં ગુરુને ચરણે ધર્યો ને જગવિખ્યાત બન્યો. આનું નામ તે પુરુષ માટે પુરુષ બનો—પુરુષ બનો.

વચનને ખાતર રાજા હરિશ્ચન્દ્ર, રાજા શિબિ, ભક્ત મયૂરધ્વજ વગેરેએ પોતાના પ્રાણની પણ પરવા ન કરીને અસહ્ય દુઃખો વેઠયાં એ તો દુઃખોથી ન કટાળે તે પુરુષ દુ:ખોની સામે થઈને પોતાની કાર્યદિશા નક્કી કરે ને તેને પાર પાડે તે જ ખરો પુરુષ માટે પુરુષ બનો—પુરુષ બનો.

ગૌતમબુદ્ધ રાજકુમાર હતા, છતાં રાજગાદીનો એમણે ત્યાગ કર્યો પોતે જાગ્યા અને બીજાઓને જગાડ્યા. અહિંસાનો મોંઘેરો મન્ત્ર આપ્યો ને કેટલાયનાં જીવનમાં અમૃત રેડ્યાં. આનું નામ પણ પુરુષાર્થ. માટે પુરુષ બનો—પુરુષ બનો.

વીર પ્રતાપે શું કર્યું? માતૃભૂમિને ખાતર, રાજપુતપણાને ખાતર એણે એનો ટેક ન છોડ્યો જ. વને જંગલે એ ભટકયો, રોટલાના એને સાંસા પડ્યા, પણ એ ખરો પુરુષ હતો. એણે એ દુ:ખોને નમતું ન આપ્યું. દુ:ખોની સાથે એ લડ્યો. એ અડગ રહ્યો ને વિજયી નિવડ્યો. આનું નામ તે પુરુષ. માટે પુરુષ બનો—પુરુષ બનો.

છત્રપતિ શિવાજી એક સરદારનો દીકરો. સામાન્ય માણસ. પણ તેનું અન્તઃકરણ સામાન્ય ન હતું. એના હૃદયમાં જ્વલંત જ્યોત ઝળહળતી હતી. એના વિચારો અને ભાવનાઓ ઉન્નત હતા હિન્દુપતને અર્થે એ ફકીર બન્યો ગુરુને ચરણે આખું રાજપાટ ધર્યું ને ભગવો ઝંડો ઝળહળતો કર્યો વિકટ પ્રસંગોમાંય એ હિંમત ન હાર્યો. મોટી મોગલ સલ્તનતને પણ એણે હલાવી અને અન્તે નામાંકિત બન્યો. માટે પુરુષ બનો—પુરુષ બનો.

ગાંધીજી શરૂઆતમાં એકલા હતા પણ એ અડગ નિશ્ચયી ને ભારે તપસ્વી એ અખૂટ તપ તપ્યા આખી દુનીયાને એ હૃદયમાંથી શસ્ત્ર પાડી ને અહિંસાનો મંત્ર એમણે આપ્યો ઉપરે એ મહાત્માની પદવીને પામ્યા. માટે પુરુષ બનો-પુરુષ બનો.

નરસિંહ મહેતા, નર્મદ, કવિવર ટાગોર, જગદીશચંદ્ર બોઝ, સ્વામી રામતીર્થ, પરમહંસ રામકૃષ્ણ, સ્વામી વિવેકાનન્દ, સમ્રાટ્ નેપોલીયન, વીર ગારિબૉલ્ડિ, પ્રેસીડન્ટ લિંકન ને એવા ઘણાય પુરુષોએ સમયપરત્વે પુરુષાતન દાખવીને જગત્‌ને પુરુષપણું બતાવી આપ્યું ને અત્યારે તેમના નામ સહુને મુખે થઇ ગયાં છે. એનું નામ તે પુરુષ માટે પુરુષ બનો-પુરુષ બનો

પામરને પરમ પદે પહોંચાડે તે પુરુષ શુદ્ધ પ્રેમનો પૂજારી તે પુરુષ મોહમાં ન ફસાય ને ન ફસાવે તે પુરુષ દુઃખીને હરાવે તે પુરુષ અસહાયને સાથ આપે તે પુરુષ પરોપકારમાં પાછો ન પડે તે પુરુષ આવ્યો સમય પારખે તે પુરુષ ઉચ્ચ અભિલાષાઓ ની ઇચ્છા કરે ને એવાં આચરણ આચરે તે પુરુષ ધાર્યું સાર્થક કરે તે પુરુષ. જીવન-જ્યોત ઝગઝગાવે ને જીવનની ફોરમ ફેલાવે તે પુરુષ

ટેકને ખાતર પ્રાણ અર્પે તે પુરુષ સાહસ, ઉત્સાહ, પ્રેમ, ઔદાર્ય, સહનશીલતા, નીતિ, શૌર્ય, ઓજસ્ વગેરે જે જે ધરાવે તે તે પુરુષ માટે પુરુષ બનો-પુરુષ બનો

---

## સન્દેશ.

[ લેખક શ્રી સુલોચનાબહેન ]

હે મનપંખિ ! તું ઉડ, મારા પ્રભુપાસે જા હું તને ધારેતીભાગના મહાનઆગળ મૂકી દઉં છું પ્રભુની શોધ કરી જ્યાં હોય ત્યાં તારી પાંખોના ફડફડાટથી તેમને જાગ્રત્ કર અને તેમના કર્ણમાં ગુંજાવ — આપના દર્શનમાટે તલસે છે તો કૃપા કરી પધારો બાલકનો સંદેશો આપુ નહિ સાંભળે તો સાંભળનાર કોણ રહ્યું સત્વરૂ જા, સત્વર્ જા ગુંજાવ સંદેશો એ મારા પ્રિયતમ પ્રાણ પ્રભુને.

મનપંખી ઉડ્યું ઉડ્યું શોધવાને જાય છે એ જાણે છે કે પ્રભુ તો કોઇ રત્નજડિત સિંહાસને વિરાજતા હશે પણ કાંઇ ત્યાં ભાળ્યા નહિ હિંચોળાખાટે ઝુલતા હશે—ત્યાં તેને જડ્યા નહિ.

શોધતા શોધતાં એક સ્થાને જઇ પહોંચ્યું પ્રભુ ક્યાં હશે, સંદેશો કેને પહોંચાડું એ ચિન્તનમાં પ્રભુને ઓળખવા આતુર થઇ રહ્યું

આ સ્થાને તેમના દર્શનમાટે એક ઘણાઉપર રમ્યને જોતું બેઠું પૃથ્વીપટને સ્વચ્છ કરવા મલિન અણુઓને ઉડાડતા એ પ્રભુને નિરખતાં માનસિક પ્રણામ સમર્પી આ દશ્ય જોવાની કુતૂહલ વૃત્તિથી ત્યાં જ રહ્યું.

પૃથ્વીને અભિમાન ઉપજે છે કે મારાં કેવાં સદ્ભાગ્ય ! અહો ! સાક્ષાત્ પ્રભુ મારા રૂપ ની મલિનતા દૂર કરે છે, અને અણમુંઝે બિચારાં ક્યાં ને ક્યાં ભટકતા અગાધ મેદ્ગી,

સમભાવી પ્રભુ સર્વઉપર સરખી દયા પ્રકટાવી રહ્યા છે. પૃથ્વીનું અભિમાન-સાત્વિક અભિમાન હતું ખોપણ તેને દૂર કરવા પોતાના ચરણતળે એને દબાવી અને મલિન અણુપુંજોને પોતાના અંગઉપર ધરી લીધા.

મનપંખી એ દશ્યને જોતું અણુપુંજોને ધન્યવાદ આપતું સંદેશો પહોંચાડવા ડાળીએથી ઉડી પ્રભુસમીપ જઇ પાંખોના ફફડાટથી, જે તેમના મૂળ સ્વરૂપને જોવામાં પડદારૂપે હતા તેને ઉડાડી મૂકી, શુદ્ધ મૂલ-વાસ્તવ-નિર્મલ સ્વરૂપના દર્શન કરી આનન્દમાં મગ્ન થઇ ગયું. આત્મભાવે પ્રણામ ચરણમાં સમર્પી જે સન્દેશ દેવા ગયું હતું તે આ સન્દેશ લઇ પાછું આવ્યું:—

ક્ષુદ્રસમી પણ સાચી સેવા એ પ્રભુકૃત્ય.

---

# સમાચાર.

ભરૂચ—શ્રાવણ કૃષ્ણ ૭મી-શ્રીઇષ્ટના સપ્તમાસિકના પુણ્ય દિવસે વડોદરેથી સાંજની ગાડીમા વીસેક સાધક બન્ધુ ભગિનિઓએ, શ્રીઇષ્ટના સ્વરૂપાવસ્થાનના સ્થાનના દર્શનાર્થે શ્રી ભૃગુક્ષેત્રપ્રતિ પ્રયાણ કર્યું ભરૂચ સ્ટેશનેથી શ્રીઉપેન્દ્રાય નમઃ ૐ વિજયકર વિશ્વંભર જય જયની ધુન કરતાં સ્થાને પહોંચ્યા. સ્થાન સમીપ પાએક કલાક પૂર્ણ અભિમુખતાપૂર્વક ગદ્‌ગદિત હૃદયે ધૂન કરી, એક ભજન ગાઇ સર્વ મંડલ સ્નાનાર્થે નર્મદાજીતટે ગયું હતું. ત્યાં પૂજ્ય ગુરુદેવનું સ્મરણ કરતા કેટલાક બન્ધુઓએ પુરુષસૂક્તનો પાઠ કર્યો હતો. સ્નાનાદિથી પરવારી સર્વેએ સ્થાનમાં આવી શ્રી ઇષ્ટપ્રતિમાનું પૂજન કરી રાત્રિના સાડા નવના સુમારે ભજનનો આરંભ કર્યો ધૂપદીપથી સ્થાનનું વાતાવરણ અત્યન્ત પવિત્ર ગંભીર લાગતું હતું શ્રી ઇષ્ટપ્રતિ ભાવ ધરાવનાર તત્રસ્થ સજ્જનો તથા બહેનોએ, લગભગ પોણોસોની સંખ્યામા ભાગ લીધો હતો. મધ્યરાત્રિએ આરતી, પુષ્પાઞ્જલિ થઇ પ્રસાદ વહેંચાયા પછી સર્વ સજ્જનસમુદાય વિખરાયો તે પછી સાધકસમુદાયસમક્ષ સાધકબન્ધુ ડૉ. બાલચન્દ્રે ઇષ્ટશ્રીએ શું શું કર્યું, ક્યા ક્યા સ્થલે બેઠા, કેવી રીતે બેઠા, તે સમયે તે સ્થલે શો શો ઉપસ્કર હતો વગેરેનું અથથી ઇતિસુધીનું વર્ણન પોતાની ભાવભરી ગંભીર શૈલીથી કર્યું હતું. ત્યાર બાદ શ્રી ઇષ્ટશ્રીના પ્રસંગોનું સ્મરણ કરી સર્વ બન્ધુઓએ પુન ભજન ધૂનનો આરંભ કર્યો હતો પ્રાતઃકાલ થતાં જન્માષ્ટમી હોવાથી સર્વ નર્મદાસ્નાનમાટે ગયા હતા આ કાર્યક્રમની જાણ થતાં જઘડીઆ, અંકલેશ્વર, કલક વગેરે સ્થલેથી કોઇ કોઇ સાધકબન્ધુઓ આવી પહોંચ્યા હતા. સાધકબન્ધુ ડૉ. બાલચન્દ્રે પોતાને ત્યાં આવેલા *અતિથિઓની વ્યવસ્થા ઘણી સારી રીતે કરી હતી.*

અમદાવાદ: અમદાવાદના સાધકમંડલે આ પુણ્ય તિથિએ ચોવીસ કલાકનું મન્ત્રાનુષ્ઠાન કર્યું પંચમીના સાયંકાલથી આરંભી ષષ્ઠીના સાયંકાલે પૂર્ણાહુતિ કરી કીર્તન, આરતી વગેરેથી કાર્યની સમાપ્તિ કરી

કપડવણજ: કપડવણજના મંડલે અભિષેક, કીર્તન વગેરે ક્રિયા કરી હતી

---

: : સાપ્તાહિક : :

Reg No B 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન ઘડો"

વર્ષ : ૪ અંક : ૧૬
સં० ૧૯૯૩, ભાદ્રપદ સુદ ૧૩
શનિવાર
તા. ૧૮ : ૯ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ.
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશશિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા
વિદ્યાર્થીઓ ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.
સ્થળ : વડોદરા.

આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં૦ પ્રેસ, મોદીખાના—વડોદરામાં મણિભાઈ ડિગાભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-વતી પ્રકાશક, ગોવિન્દલાલ મ० ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વબંધુ-દુકાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૮-૯-૧૯૩૭

॥ ૐ શ્રી ॥

## સદ્વચનો.

xxx અન્તર્ મોહમુગ્ધ થતા-છતાં-સબલ અંકુશથી અન્તરને અયોગ્ય માર્ગે વહેતું અટકાવવું.

xxx વિકલતાના મધ્યમાં પણ અવિકલતા રાખવી.

xxx માનવ પ્રાણી દુઃખને સુખરૂપે પલટે, અલાભમાંથી લાભ ખેંચી લે તો તે સાચો મનુષ્ય.

xxx કોઇ પણ ઉપયોગી કામ કરવાવિના સમય ગાળવો એ મોટામાં મોટું પાપ છે.

xxx આપણામાં ભૂત પ્રવેશ થાય છે. ભૂતકાલ આપણામાં પેસી તેનું આપણને સ્મરણ કરાવી વર્તમાનના અભિમાનથી આપણને ભ્રષ્ટ કરી દે છે તે ન કરાવવું.

xxx ક્લેશ અન્તવાન્ છે, આનન્દ અનન્ત છે.

xxx મનુષ્યની ઉત્કૃષ્ટતા, અન્ય પ્રાણીઓ કરતાં સર્વોત્તમ ઉન્નતિ મેળવી શકે છે તેમાં રહેલી છે.

xxx ચન્દ્ર કરતાં વધારે સુન્દર, નિર્મલ અને અખંડ માનવ-જાતિપ્રતિનો પ્રેમ છે.

શ્રી ગુરુદેવ.

## પરમ પૂજ્ય શ્રીમહામાયા માજીશ્રીનું ઉત્તરાર્ચન.

આપણા જ્ઞેય, ધ્યેય અને ઉપાસ્ય શ્રીસદ્‌ગુરુ ભગવાન્ શ્રી બાપજીશ્રીથી અભિન્ન, પરમ કૃપાળુ, પરમ પૂજ્ય શ્રીમાજીશ્રીના ઉત્તરાર્ચનનો પુણ્યવિધિ તા૦ ૧૫ સપ્ટેંબર ૧૯૩૭, બુધવારે શ્રી નૃસિંહાશ્રમમાં થયો હતો.

શ્રી મન્દિરમાં પૂજનના સ્થાનને આસોપાલવ, કુંડાં વગેરેથી સુશોભિત કરવામાં આવ્યું હતું. મધ્યમાં પરમ પૂજ્ય શ્રીમાજીશ્રીની પ્રતિમા ઉચ્ચ આસને સ્થાપવામાં આવી હતી. પ્રાતઃકાલે સાડાનવ વાગે 'જય સદ્‌ગુરુ સચ્ચિદાનન્દ, જય ગુરુ નૃસિંહ પરમાનન્દ'ની ધુનથી પરમ પૂજ્ય શ્રી સુરેશ્વર ભગવાને કાર્યક્રમનો આરંભ કર્યો હતો. અડધા કલાક પછી પ્રાસ્તાવિક ઉલ્લેખરૂપે પરમ પૂજ્ય શ્રીમાજીશ્રીના પરમ અને વિશ્વાસુ ભક્ત શ્રી જમનાદાસભાઈએ પોતાના હૃદયના ભાવે દર્શાવતો એક વિસ્તૃત લેખદ્વારા, અત્યન્ત ભાવભરી વાણીથી દર્શાવી એ દૈવી શક્તિને શ્રદ્ધાઞ્જલિ અર્પી હતી અને તેઓશ્રીનો અપરિમિત વાત્સલ્યભાવ, ત્યાગ, તિતિક્ષાઆદિ દિવ્ય ગુણોનું સ્વાનુભવપૂર્વક ગાન કરી સર્વને પાવન કર્યા હતા. એટલું જ નહિ પણ શ્રી માજીશ્રીપ્રતિ સાધકભગિની શ્રી ચન્દુબહેન તથા સાધકબન્ધુ શ્રી ભાઈલાલભાઈનો જે અપૂર્વ ભક્તિભાવ હતો તેનું, તેમજ શ્રીમાજીશ્રીનો તેઓ ઉભયમાં જે પૂર્ણ વિશ્વાસ હતો તેનું સ્વરૂપમાં દિગ્દર્શન કરાવી ભક્તિનું આદર્શ કેવું હોય તેનું કંઇક સ્વરૂપ પ્રકટ કર્યું હતું. આ લેખવાચનપશ્ચાત્ શ્રી કોવિંદરામભાઈએ વૃત્તિની એકાગ્રતાપૂર્વક અને ભાવભરી ગંભીર વાણીથી 'પ્રણુશિર ગાજે છે,' 'જય દેવી જય દેવી' વગેરે કીર્તનોદ્વારા શાન્તિનું વાતાવરણ પ્રસાર્યું હતું. તે પછી શ્રી જગન્નાથ પંડિતે પણ પોતાના નૈસર્ગિક મધુર સ્વરથી 'જગજ્જનની રે'—નું ભજન ગાઈ સર્વની વૃત્તિ શ્રીમાજીશ્રીપ્રતિ અભિમુખ કરી હતી. કીર્તનો પૂર્ણ થયા પછી પૂજન, આરતી વગેરેના પુણ્ય વિધિપૂર્વક પ્રાતઃકાલના કાર્યક્રમની સમાપ્તિ કરી હતી.

મધ્યાહ્ને પ્રસાદ લીધા પછી થોડી વિશ્રાન્તિ લઈ, સ્નાનાદિથી પરવારી સાયંકાલે સર્વ પુનઃ એકત્ર થયા હતા. શરૂઆતમાં પરમ પૂજ્ય શ્રી સુરેશ્વર ભગવાને 'સંમેલનનો હેતુ' એ વિષય-ઉપર લેખ વાંચ્યો હતો. ત્યાર પછી શ્રી શૈલકરામભાઈએ, માયા બ્રહ્મથી અને બ્રહ્મ માયાથી કાર્ય કરે છે, એમ ઉપોદ્‌ઘાતમાં જણાવી પોતાના વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનનો આરંભ કર્યો હતો અને શ્રીમાજીશ્રીની સૌભાગ્યમય તથા વિરાગમય જીવનલીલાનું સ્વરૂપ વર્ણવી તેઓશ્રીની દિવ્ય શક્તિઓનું ભાન શ્રોતૃવર્ગને કરાવ્યું હતું, તેમજ શ્રીજગન્નાથ પંડિતે પણ એ જ વિચારઉપર પોતાનો હૃદયભાવ પ્રદર્શિત કર્યો હતો. પશ્ચાત્ શ્રી દલપતરામ પુરાણી, શ્રી ધીરૂભાઈ, અ૦ સૌ૦ શ્રી શાન્તાબહેન ઘોષ, શ્રી હિંમતલાલભાઈ દવે, તથા ભાઈ વિષ્ણુપ્રસાદ મજમુદારે સ્વલ્પમાં પોતપોતાની ભાવાંજલિ શ્રીમાજીશ્રીને અર્પી, સ્વાનુભવના પ્રસંગોનું વર્ણન કરતાં તેઓશ્રીના ગુણાનુવાદ ગાયા હતા. છેવટે પૂજ્ય શ્રી સંઘવીજીએ સનાતન ધર્મનું વિપરિત સ્વરૂપ, થયાના સમયમાં ધર્મનું સંરક્ષણ કરવા અર્થે શ્રીમાજીશ્રીનો પ્રાદુર્ભાવ, એ સાધકોની સિદ્ધિમાં

શ્રીમાજીશ્રીનું અવતરણ તથા તેઓશ્રીએ ભારતવર્ષના સ્ત્રીવર્ગ માટે વિરાગમય તથા તપોમય જીવન ગાળવાની લીલા કરી વગેરે વિચારોઉપર સુંદર વ્યાખ્યાન કર્યું હતું.

વ્યાખ્યાનો સમાપ્ત થતાં સંગાતૃમંડલે કીર્તનનો આરંભ કર્યો હતો. પરમ પૂજ્ય શ્રીમતી જયન્તીદેવી વિરચિત ' જયગાન ' નું સુરમ્ય પદ આરંભમાં ગવાયું હતું. બાકીના તમામ કીર્તનો શાન્તિથી ગવાઇ રહ્યા પછી દશેક મીનીટ સુધી પરમ પૂજ્ય શ્રી સુરેશ્વર ભગવાને ધૂન કરાવી અને છેવટે પરમ કૃપાળુ શ્રી ગુરુદેવે પચીસમી સદુપદેશ શ્રેણીમાં પ્રસિદ્ધ કરેલા ' જય જય જગપતિ, જય મહામાયા ' ના અત્યન્ત હૃદયસ્પર્શી ઉચ્ચ પદદ્વારા પ્રકૃતિપતિ અને પ્રકૃતિની અન્તિમ અભ્યર્થના કરતાં આજના પુણ્યવિધિની પૂર્ણાહુતિ કરી હતી

ઐશ્વરસાધકઅધિકારિવર્ગની આદ્ય શક્તિ શ્રીમહામાયા—માજીશ્રીના અનેકાનેક ઉપકારના પુષ્પની પાંખડીસમું આ ધર્મકૃત્ય કરી છેવટની ભાવભરી પ્રણામાઞ્જલિ અર્પતાં, સ્ત્રીઓશ્રીનો જયઘોષ કરતા, અને પરમ કૃપાળુ શ્રીગુરુદેવ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની ક્ષણે ક્ષણે પડતી ઉણપ જણાતાં અશ્રુપૂર્ણ હૃદયે તેઓશ્રીનું પુણ્ય સ્મરણ કરતાં ઘણો ખરો સાધકવર્ગ પોતપોતાને સ્થાને જવામાટે વિખરાયો હતો.

---

## શાનું સાધન શું ?

વિદ્યાર્થીજીવનને બગાડનાર ... ... ખોટી સ્વતંત્રતા.
આરોગ્યને બગાડનાર ... ... અમિતાહાર.
જીવનના વિકાસનું સ્થાન ... ... સત્સંગતિ.
વિગ્રહ કરનાર ... ... ... વાણીની સ્વચ્છંદતા.
ધારેલી કાર્યસિદ્ધિ કરાવનાર ... ... નિયમિતતા.
સારું ખોટું જણાવનાર ... ... વિવેક.
અભ્યાસમાં સફલતા લાવનાર ... ગ્રહણ-ધારણશક્તિ.
મનને બગાડનાર ... ... ... અસદ્ વિચાર.
કલ્પનાને પ્રત્યક્ષ કરનાર ... ... તીવ્રેચ્છા.
જગત્આસક્તિને છોડાવનાર ... ... પ્રભુપ્રતિનો રાગ.
ક્રિયાથી ઉપજતા દુઃખને અટકાવનાર ... સાવધાનતા.
ચિત્ત શુદ્ધ કરવાનું સાધન ... ... કર્મ.
પ્રયત્નથી પાછા ન હઠાવનાર ... ... આત્મશ્રદ્ધા.
બ્રહ્માનુભવ કરાવનાર ... ... ' બ્રહ્માસ્મિ'નો નિશ્ચય.
જ્ઞાનાભ્યાસની પરીક્ષાની શાળા ... વ્યવહાર.
વિદ્યાર્થીને સારી સલાહ આપનાર ... સન્મિત્ર.
વિદ્યાર્થીને મહાન્ બનાવનાર ... ... શુભ આચાર
ફલને પ્રકટાવનાર ... ... ... નિરન્તરનો અભ્યાસ.

શ્રી જ૦ દેવી.

---

# श्री योगसार.

( અનુસન્ધાન અંક ૧૫ ના પૃષ્ઠ ૧૧૫ થી )

આ પ્રકારના ચૈતન્યસ્વભાવવાળું પુરુષનામનું બીજું તત્ત્વ આ શાસ્ત્ર સ્વીકારે છે. અહિં એ પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય છે કે જ્યારે પુરુષ દષ્ટિસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે ત્યારે તે જ્ઞાતા, દ્રષ્ટા કેવી રીતે થાય ? તેમ જ સુખ, દુઃખાદિ ધર્મો પુરુષમાં નથી ત્યારે હું સુખી છું, દુઃખી છું ઇત્યાદિ જ્ઞાન કેવી રીતે થાય છે ? આ પ્રશ્નોના ઉત્તર યોગશાસ્ત્ર આ પ્રમાણે આપે છેઃ-પ્રકૃતિના સ્વરૂપના પ્રતિપાદનમાં મહત્ તત્ત્વ અથવા બુદ્ધિનું પ્રતિપાદન કરવામાં પૂર્વે આવી ગયું છે. એ બુદ્ધિતત્ત્વના પર્યાય આપતાં તત્ત્વસમાસમાં જણાવ્યું છે કે मनोमतिर्महान् ब्रह्मा ख्यातिः प्रज्ञा श्रुतिर्धृतिः । प्रज्ञानसन्ततिःस्मृतिर्धीर्बुद्धिःपरिकथ्यते ॥ મન, મતિ, મહત્, બ્રહ્મા, ખ્યાતિ, પ્રજ્ઞા, શ્રુતિ, ધૃતિ, પ્રજ્ઞાનસંતતિ, સ્મૃતિ અને ધી, એ સર્વ બુદ્ધિના પર્યાયરૂપે વપરાય છે. એ બુદ્ધિને સમષ્ટિ મહત્ તત્ત્વના અભિમાનીસાથે અભેદરૂપે ગણી એને બ્રહ્મા નામ આપ્યું છે અને એને લીધે મનની પ્રવૃત્તિ થતી હોવાથી અથવા મનન કરવાનું કામ બુદ્ધિ કરતી હોવાથી એને મન નામ આપ્યું છે એકાદશ ઇન્દ્રિયમાં જે મનનામનું તત્ત્વ છે તે આ બુદ્ધિથી ભિન્ન છે. આ બુદ્ધિ એટલે મહત્ તત્ત્વનું અણુ તે પ્રકૃતિ અથવા પ્રધાનનું કાર્ય છે, પ્રકૃતિના પરિણામરૂપ છે. આમ હોવાથી સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ જે પ્રકૃતિના છે તેનો અન્વય આ બુદ્ધિમાં છે તેથી એ બુદ્ધિ પણ ત્રિગુણાત્મક છે. એમ છતાં પ્રધાનપણે એ બુદ્ધિનું અણુ છે, એટલે કે એ અણુમાં ઉપરના ભાગમાં સત્ત્વ આવીને રહેલું છે, અને રજસ્ અને તમસ્ એમાં હોવા છતાં તે બે અંદરના ભાગમાં છે. આ લક્ષણ જ બુદ્ધિના અણુઓને બીજા અણુઓથી પૃથક્ કરે છે. પૃથ્વીઆદિ ભૌતિક અણુઓમાં સત્ત્વ ઉપરના ભાગમાં રહેલું નથી પણ અંદરના ભાગમાં જઈ રહે છે, અને રજસ્ અને તમસ્ સપાટીપર આવે છે આ સ્થિતિ થવાથી આ બે પ્રકારના અણુના સ્વભાવમાં, મોટો ભેદ પડે છે અને તે એ છે કે સત્ત્વ સ્વચ્છ અને નિર્મલ છે તેથી એ પ્રતિબિંબને ગ્રહણ કરી શકે છે અને તમસ્ અસ્વચ્છ હોવાથી એ પ્રતિબિંબને ગ્રહણ કરી શકતુ નથી. તેથી બુદ્ધિનું અણુ ઉપરના ભાગમાં સત્ત્વવાળું હોવાથી એને યોગશાસ્ત્ર તથા સાંખ્યશાસ્ત્રમાં બુદ્ધિસત્ત્વ તથા ચિત્તસત્ત્વ નામ આપવામાં આવે છે અને પુરુષ તો સર્વવ્યાપક છે તેથી એ અણુનો પુરુષસાથે સંયોગ થાય છે, અને એ સંયોગ થવાથી એ સ્વચ્છ બુદ્ધિસત્ત્વનું અણુ પુરુષના પ્રતિબિંબને ગ્રહણ કરે છે. જેમ સ્ફટિકમણિ સ્વચ્છ છે તેથી એની પાસે જપાકુસુમ જે લાલ રંગનું હોય છે તે મૂકવામાં આવે છે તો એ સ્ફટિક જાને પોતે જપાકુસુમના પ્રતિબિંબને ગ્રહણ કરે છે તેથી લાલ હોય તેવી પ્રતીતિ થાય છે, તે જ પ્રમાણે આ બુદ્ધિસત્ત્વનુ અણુ સ્વચ્છ છે તેથી પુરુષના સંનિધિમાં આવતાં એમાં પુરુષનું પ્રતિબિંબ પડે છે તેથી એ બુદ્ધિસત્ત્વનું અણુ જાણે જડ છે છતાં ચેતન હોય તેવું થઈ રહે છે. આને ચિચ્છાયાપત્તિ અથવા ચિચ્છાયાસંક્રાન્તિ કહેવાય છે. ચિત્ એટલે ચેતનરૂપ પુરુષ, તેની

છાયા એટલે પ્રતિબિંબ અને તે પ્રતિબિંબની આપત્તિ એટલે પ્રાપ્તિ. તેથી ચિચ્છાયાપત્તિ એટલે ચૈતન્યરૂપ પુરુષના પ્રતિબિંબની પ્રાપ્તિ. અહિં પ્રસંગવશાત્ જણાવવું જોઇએ કે ચિત્ અને ચિત્ત એ બે શબ્દોના ભેદને સારી રીતે લક્ષમાં રાખવો ઘટે છે. ચિત્ એ ચેતન પુરુષનું નામ છે, અને ચિત્ત એ બુદ્ધિસત્ત્વના અણુનું નામ છે. બુદ્ધિસત્ત્વ ચેતનવત્ થઇ રહેલું હોય તેવું આ રીતે પ્રતીત થાય છે. શાસ્ત્રમાં આ રીતે ચિત્શક્તિ બે પ્રકારની માનવામાં આવે છે: ( ૧ ) નિત્યોદિતા ચિત્શક્તિ, અને ( ૨ ) અભિવ્યંગ્યા ચિત્શક્તિ. પુરુષ એ નિત્યોદિતા ચિત્શક્તિરૂપ છે કેમકે એની ચેતનશક્તિ સદા સર્વદા ઉદિત જ છે, જાગ્રત્ જ છે, અને આ ચિત્તસત્ત્વની જે ચિત્શક્તિ તે અભિવ્યંગ્યા ચિત્શક્તિ છે. કેમકે એ ચિત્શક્તિ સદા સર્વદા જાગ્રત્ નથી પણ પુરુષના સંનિધાનથી જ જાગ્રત્ થાય છે અને તે નહિ હોય ત્યારે અભિવ્યક્તિ દશામાં એ હોતી નથી. અહિં જે ચિત્શક્તિ પુરુષનું પ્રતિબિંબ ચિત્ત-સત્ત્વમાં પડે છે એમ કહ્યું તેનો અર્થ પણ એ જ છે કે પુરુષના સંનિધાનથી આ બુદ્ધિસત્ત્વની ચિત્શક્તિ જાગ્રત્ થાય છે, અભિવ્યક્ત થાય છે. આથી કોઇ પુરુષ એમ શંકા કરે કે જે મલિન પદાર્થ હોય તેનું પ્રતિબિંબ શુદ્ધ પદાર્થમાં પડે છે એવું લોકમાં દર્પણાદિમાં દૃષ્ટ છે; દર્પણ એ શુદ્ધ પદાર્થ છે અને તેમાં તેજના પ્રતિઘાતના સામર્થ્યવિનાના મુખનું પ્રતિબિંબ પડે છે, પણ શુદ્ધ જે દર્પણ તેનું મુખમાં પ્રતિબિંબ પડતું નથી આં જ પ્રમાણે જે મર્યાદાવાળો પદાર્થ છે તેનું જ પ્રતિબિંબ પડી શકે છે, અને વળી પ્રતિબિંબ એ તૈજસ પદાર્થના સંબંધમાં જ હોઈ શકે છે, જેમાં તૈજસ ગુણ નથી તે પ્રતિબિંબ ગ્રહણ કરી શકતો નથી તેથી પુરુષ શુદ્ધ છે અને અમર્યાદ છે તેથી એનું પ્રતિબિંબ કેવી રીતે પડે ? આ શંકા યોગ્ય નથી એ સ્પષ્ટ થાય છે. કેમકે લોકમાં પણ સ્વચ્છ પદાર્થરૂપ જે નથી એવા જલમાં તારામંડલનું પ્રતિબિંબ પડી શકે છે તથા આકાશ અમર્યાદજેવું છતાં તેનું પ્રતિબિંબ તેનાથી નાના એવા જલાદિ પદાર્થમાં પડી શકે છે, એટલું જ નહિ પણ અત્ર જે પુરુષ-પ્રતિબિંબ કહ્યું છે તેનો અર્થ મુખનાજેવું પ્રતિબિંબ પડે છે એવો નથી, પણ માત્ર પુરુષના સંનિધાનથી ચિત્તસત્ત્વમાં રહેલી અભિવ્યંગ્યા ચિત્શક્તિ જાગ્રત્ થાય છે; ચિત્તસત્ત્વ અચેતન છતાં ચેતનવત્ જાણે થઇ રહેતું હોય તેવું થાય છે એટલો જ અર્થ છે. તેથી આમાં લેશ પણ શંકાને અવકાશ રહેતો નથી. ( અપૂર્ણ. )

---

**લવાજમ સંબંધી :** ચાલુ વર્ષનું તેમજ ગયા ( ત્રીજા ) વર્ષનું બાકી હોય તો તે ગાહકો પણ લવાજમ હવે સત્વર મોકલી આપશે, અથવા ક્યારે મોકલી આપશો તે કાર્ડદ્વારા લખી જણાવવા કૃપા કરશો.

ઘણા બંધુઓ તથા સજ્જનો તરફથી લવાજમ આવ્યું છે ને ક્યારે મોકલશે તેના પત્રો પણ આવ્યા છે તેથી હાલ આ અંક વી. પી. કરવાનું બંધ રાખ્યું છે. આશા છે કે સુજ્ઞ ગ્રાહકો લવાજમ સત્વર મોકલી આપશે જેથી વી. પી. કરવું ન પડે.

---

# બળવાન્ બનો.

શરીરથી બળવાન્ બનો.
વ્યાધિની અસહ્ય વેદના પ્રસન્નતાથી સહેતાં બળવાન્ બનો.
વ્યાધિ કોઇ પણ પ્રકારની ઉન્નતિ અર્થે છે–આ નિશ્ચય જાળવી રાખવામાં બળવાન્ બનો.
શરીર અને આત્મા જુદા છે.–આ નિશ્ચય સતત ટકાવવામાં બળવાન્ બનો.
શરીરથી દુઃખ ગ્રહી લેતાં પણ અન્યને મદદ કરવામાં બળવાન્ બનો.
શરીરથી સ્વાર્થ ન સાધતા પરાર્થ સાધવામાં બળવાન્ બનો.
શરીરને યોગ્ય ઉપાયે સુદૃઢ બનાવવામાં બળવાન્ બનો.
મનથી બળવાન્ બનો.
શાન્તિથી અન્યના મર્મવાક્યો આનન્દથી સહેવામાં બળવાન્ બનો.
પ્રતિકૂળ પ્રસંગે અન્તરનું સ્વાસ્થ્ય જાળવી રાખવામાં બળવાન્ બનો.
ઇન્દ્રિયના સઘળા વ્યાપારસમયે તેનો યોગ્ય ઉપયોગ કરવામાં બળવાન્ બનો.
તિરસ્કારને ખમી લેવામાં બળવાન્ બનો.
માન મળે ત્યારે અહં જાગ્રત્ ન થાય તે માટે બળવાન્ બનો.
કોઇનું અપમાન મળતાં સમસ્થિતિથી રહેતાં બળવાન્ બનો.
કોઇનું પણ અશુભ ન થાય એવું ચિન્તન કરવામાં બળવાન્ બનો.
શુભદૃષ્ટિ રાખવામાં બળવાન્ બનો.
દ્રવ્ય જતું રહેતાં નિશ્ચિન્તતા રાખવામાં બળવાન્ બનો.
દ્રવ્ય ખર્ચતાં સંકોચરહિત રહેતા આનન્દસહ બળવાન્ બનો.
પારકામાટે વ્યય કરવામાં ઉત્સાહથી બળવાન્ બનો.
આત્માથી બળવાન્ બનો.
સર્વમાંયે આત્મબુદ્ધિથી જોવામાં બળવાન્ બનો.
વાણી નિરંકુશ ન થાય તે માટે બળવાન્ બનો.
સ્વાદેન્દ્રિયને વશ કરવામાં બળવાન્ બનો.

શરીર, મન, બુદ્ધિ, ચિત્ત–સર્વથી 'હું' આત્મા પૃથક્ છું, એ ભાન યત્નપૂર્વક રાખવામાં બળવાન્ બનો.

આત્મા જ સર્વત્ર છે, હું જ સર્વમાં વ્યાપી રહ્યો છું–એ ભાન જાગ્રત્ રાખવામાં બળવાન્ બનો.

હું સચ્ચિદાનન્દ પોતે જ છું, એ ચિન્તનમાં બળવાન્ બનો.

શરીરથી, મનથી, આત્માથી બળવાન્ બનવાના નિશ્ચયમાં બળવાન્ બનો.

શ્રી પ્ર૦ વહેન.

શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )
( ઉત્તીર્ણ લેખો. )

## સ્ત્રી વિભાગ—(૧) 'રાત્રિના બાર વાગે આવેલા મહેમાનોનું પોણા કલાકમાં આતિથ્ય.

( લેખક : શ્રી હીરાબહેન મહેતા ——— શ્રી પ્રમિલા બહેન. )

| શ્રી હીરાબહેન મહેતા | શ્રી પ્રમિલા બહેન |
|---|---|
| ગોળપાપડી. | ગોળપાપડી. |
| વેંગણનાં સંભારીયાં. | મુઠીયાં. |
| દુધીનાં મુઠીયાં. | કેળાંની પૂરી. |
| ગલકાના શાકથી લોટ બાંધીને તુરીયાના શાકમાં ઢોકળી. | કેળાં, દુધી, કોથમીર, લીંબુ વગેરેના લોટના ગોટા. |
| | ચણાનો લોટ, રવો, કોપરું, માવો નાખેલા શાધવલાડુ. |
| | ચટણી—અથાણાં (કાકડી વગેરેનું તરત બનાવેલું). |

## (૨) 'શ્રેયસ્સાધકવર્ગની સ્ત્રીઓનું સાહિત્ય'.

૧ ( લેખક : શ્રી હીરાબહેન મહેતા. )

( ૧ ) સ્વ૦ પરમ પૂજ્યતમા મંગલામાતુશ્રી...'મંગલવિચાર' નામનો સદ્ગ્રન્થ પ્રકટ કર્યો છે.
( ૨ ) પરમ પૂજ્ય વન્દનીયા શ્રીમતી દેવીશ્રીનું:—

| પ્રકટ થયેલું...............અને... | ...............થતું. |
|---|---|
| પદ્યપીયૂષ ( પદ્યમાં ) ......પુસ્તકરૂપે. | |
| શ્રી સદુપદેશશ્રેણીમાં......ગદ્ય—પદ્યરૂપે. | શ્રી સદુપદેશશ્રેણીમાં. |
| સહચરીસંમેલન ( ભાગ ૩ માં ) પદ્ય. | કીર્તનમઞ્જરીમાં. |
| કીર્તનમઞ્જરીમાં ... ... ...પદ્યરૂપે. | શ્રી રસદર્શનમાં. |
| રસદર્શનમાં... ... ... ... " " | પંચમીના ઉત્સવઉપર. |
| પંચમીઉપર પ્રકટનામાં ... ... " " | આ શિવાય પણ તેઓશ્રીનાં ગદ્ય—પદ્યો હશે એમ લાગે છે. |
| વિદ્યાધરસંમેલનમાં ... ... " " | |
| શ્રી શ્રેયસ્સાધક સાપ્તાહિકમાં ... " " | |

( ૩ ) પૂ૦ શ્રીમતી પ્રમીલા બહેનના— ભક્તિપદ્યતરંગિણી, કીર્તનમઞ્જરી, રસદર્શન તેમજ શ્રી સદુપદેશશ્રેણીમાં ગદ્ય—પદ્યો પ્રકટ થયાં છે અને થાય છે. શ્રી સહચરીસંમેલનમાં પણ પદ્યો પ્રકટ થયાં છે.

( ૪ ) સ્વ૦ શ્રીમતી પૂ૦ ભારતી દેવીનું—' ભારતિ-પ્રતિભા ' નામનું પુસ્તક પ્રકટ થયું છે.
( ૫ ) સ્વ૦ શ્રી બાળગૌરી બહેનના—શ્રી ભક્તિપદ્યતરંગિણીમાં તથા શ્રી સદુપદેશશ્રેણીમાં ગદ્ય અને પદ્યો પ્રકટ થયાં છે
( ૬ ) સ્વ૦ વિમળા બહેનનાં—શ્રી ભક્તિપદ્યતરંગિણી અને શ્રી સદુપદેશશ્રેણીમાં ગદ્ય-પદ્યો પ્રકટ થયાં છે.
( ૭ ) શ્રી નાનીબહેન ઝવેરીનાં—શ્રી ભક્તિપદ્યતરંગિણી નામના પુસ્તકમાં તેમજ શ્રી સદુપદેશશ્રેણીમાં ગદ્ય-પદ્યો પ્રકટ થયાં છે.
( ૮ ) સ્વ૦ શ્રી ધનુમાસીનાં—શ્રી ભક્તિપદ્યતરંગિણી અને શ્રી સદુપદેશશ્રેણીમાં ગદ્ય-પદ્યો પ્રકટ થયાં છે
( ૯ ) શ્રી ચન્દુબહેનના શ્રી સદુપદેશશ્રેણીમાં પદ્યો પ્રકટ થયાં છે.
(૧૦) શ્રી જડીબહેનનાં—શ્રી સદુપદેશશ્રેણીમાં પદ્યો પ્રકટ થયાં છે.
(૧૧) શ્રી સુલોચના બહેનનાં—શ્રી સહચરીસંમેલન અને કીર્તનમઞ્જરીમાં કોઈ કોઈ પદ્યો પ્રકટ થયા છે.

---

૨ ( લેખક : શ્રી પ્રમીલા બહેન. )

| | | | |
|---|---|---|---|
| પૂ૦ મંગલા માતુશ્રી | ... | ... | મંગલવિચાર |
| શ્રી જયન્તીદેવી | ... | ... | પદ્યપીયૂષ, શ્રેણી વગેરેમાં લેખ-ભજન. |
| શ્રી ભારતી દેવી | ... | ... | ભારતિ-પ્રતિભા. |
| શ્રી બાળગૌરી બહેન | ... | .. | ભક્તિપદ્યતરંગિણીમાં પદ્ય અને શ્રેણીમાં લેખ. |
| શ્રી ધનુમાસી ... | ... | ... | બે નાટક, લેખ, ભજન. |
| શ્રી વિમલા બહેન<br>શ્રી નાની બહેન | ... | ... | ભક્તપદ્યતરંગિણીમાં પદ્ય અને શ્રેણીમાં લેખો. |
| શ્રી સુલોચના બહેન<br>શ્રી ચન્દુ બહેન<br>શ્રી જડી બહેન | | ... | થોડાં ભજનો. |

---

xxx જ્ઞાન વગર શોકનું પ્રશમન કરવા બીજો ઉપાય જ નથી.

xxx તમે સંસારભાવનાઓને ત્યજો, અને સાવધ રહીને તમારાં ચિત્ત ધર્મઉપર નિમગ્ન કરો. કારણ કે પરલોકમાં જતાં માત્ર એક ધર્મ જ બન્ધુ ( સહાય ) છે.

xxx સર્વ પ્રકારના શાપોનો ઉપાય છે, પરન્તુ માતાએ દીધેલા શાપનો છુટકો કરનારો કંઈ પણ ઉપાય નથી.

xxx ક્રોધ, યોગીઓના મહાદુઃખે કરીને સંચિત કરેલા ધર્મનો નાશ કરે છે અને ધર્મભ્રષ્ટોને પ્રશસ્ત ગતિ પ્રાપ્ત થતી નથી. શમ જ ક્ષમાશીલ મતિઓને સિદ્ધિદાયક છે. અર્થાત્ પરલોકમાં શુભ ફળના ભોક્તા તો ક્ષમા રાખનારા એ જ ધર્મ ઉત્તમ છે. ( શ્રી મહાભારત )

: સાપ્તાહિક :

Reg. No. B 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન વહો"

વર્ષ : ૪ અંક : ૧૭
સં૦ ૧૯૯૩, ભાદ્રપદ કૃષ્ણ ૬
—શનિવાર
તા. ૨૫ : ૯ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
શ્રેયસ્સાધક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ.
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા—
યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર
સંસ્થા.
વિદ્યાર્થીમાં — ચારિત્ર્યબળ
ભરતી સંસ્થા.
સ્થળ : વડોદરા.

આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં૦
પ્રેસ, મોદીખાના—વડોદરામાં
રમણીકલાલ શિવાભાઈ
પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ—
તરફથી પ્રકાશક,
ગોવિન્દલાલ ત્ર્યં૦ ત્રિવેદી—
માટે છાપ્યું અને પ્રકાશક
શ્રી વિશ્વબંધુ-ઉદ્યાન,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ
કર્યું. તા. ૨૫-૯-૧૯૩૭

॥ ॐ શ્રીં ॥

## श्राद्धनी आवश्यकता.

[ આજથી સત્તર વર્ષ પૂર્વે લખાયેલો આ લેખ છે. કો પ્રમીલા-બહેનના પૂજ્ય પિતૃશ્રીના શ્રાદ્ધનિમિત્ત તેમની પ્રાર્થનાથી પરમ કૃપાળુ શ્રી ગુરુદેવે આ લેખને કથારૂપે સર્વને શ્રવણ કરાવ્યો હતો. શ્રાદ્ધની આવશ્યકતા, પરસ્પરનો સંબંધ કેવી રીતે રહે છે, ક્યાં કર્યાં થયેલા સંકલ્પો પિતૃને સત્વર પહોંચે છે, કોણ પહોંચાડે છે એ વગેરે સૂક્ષ્મ વિચારો શાસ્ત્રીય પદ્ધતિથી નહિ પરન્તુ આપણે માની શકીએ, સમજી શકીએ તેવી સુન્દર, સરલ શૈલીથી કથામાં વર્ણવેલા શ્રાદ્ધના રહસ્યને જણાવવા કૃપા કરી છે. શ્રી ઈશ્વરાનુગ્રહથી આ લેખ મળી આવ્યો છે. હાલ શ્રાદ્ધના દિવસો ચાલે છે, તેમાં આ પુણ્યપ્રદ લેખ શ્રાદ્ધ કરવામાં સવિશેષ ઉત્સાહને તથા અનુભવને પ્રેરશે એ હેતુથી આ સમયે પ્રકટ કર્યો છે. આ વાંચીને શ્રાદ્ધની સક્રિયાદ્વારા પણ સાધકબન્ધુઓ પોતાનું શ્રેય સત્વર સાધે એ જ શ્રી પરમાત્માપ્રતિ પ્રાર્થના. ]

પદ.

એક જ જીવન જગમાં, વહેતું, એક જ જીવન જગમાં.
પૃથ્વી અપ્ વાયુ તેજસ્ કે, પશુ પક્ષી ને નગમાં; વહેતું૦
ધાતુ, વૃક્ષ, પાષાણ, કીટ ને, માનવીની રગરગમાં; વહેતું૦
પિતૃ—દેવાદિ લોકલોકાન્તર, ચન્દ્ર અને વળી ખગમાં; વહેતું૦
જન્મજન્માન્તરમાંહિ, ત્રિકાલે, વાણી, પાણિ કે દગમાં; વહેતું૦
ઉપર નીચે, અંતર્ બાહિર્, અણુ અણુમાં કે દગમાં; વહેતું૦
નમીએ, એક સતત જીવનના, રચયિતા પગમાં; વહેતું૦

શ્રુતિ કહે છે एकमेवाद्वितीयम् બ્રહ્મ એક અને અદ્વિતીય—જેમાં બીજાપણું—દ્વિતીયપણું નથી એવું—એક છે એમ કહે છે. અને सर्वं खलु इदं ब्रह्म नेह नानास्ति किंचन. અને ××× સર્વરૂપે દેખાય છે, તે પણ બ્રહ્મ અર્થાત્ એક જ છે અને તે एकं सद्विप्रा બહુધા वदन्ति અર્થાત્ તે એકને જ જ્ઞાનીઓ—સુજ્ઞજનો અનેક રૂપે વર્ણવે છે—જુએ છે.

વળી શ્રુતિ વદે છે एको देव सर्व भूतेषु गूढ । सर्वव्यापी सर्वभूतान्तरात्मा । પરમતત્ત્વ એક જ છે, અને તે એક જ તત્ત્વ સર્વ પ્રાણિમાં રહ્યું છે તે એક જ તત્ત્વ સર્વત્ર અર્થાત્ ચાર દિશા, ચાર કોણ અને આકાશ પાતાલ તથા મધ્ય એ સર્વ સ્થાનમાં વ્યાપ્યું છે, અને એ એક જ તત્ત્વ પદાર્થ અથવા પૃથ્વી, અપ્ આદિ પંચ મહાભૂતોમાં—અનેકમાં—સર્વમાં—વ્યાપેલું છે

આ રીતે જે કાંઇ અનેક છે, અનન્ત છે, અપાર છે, બહુ છે, સર્વ છે તે સઘળું વસ્તુત એક છે એકની જ આ સર્વ ચેષ્ટાએ છે દૃષ્ટિએ આવતાં અનન્ત સ્વરૂપો नेह नानास्ति नाना નથી—અને નથી પણ તે સર્વ એકના જ ઘાટ છે એક જલમાં પ્રકટતા અનેક બુદ્બુદો માત્ર છે એકના જ અનેક સ્વરૂપો છે—એક જ ખાંડનાં અનેક રમકડાં છે, એક જ રૂનાં અનન્ત વસ્ત્રો છે

આ રીતે આ જે અનેક દેખાય છે તે સર્વની **સ્થિતિના** કારણરૂપ વસ્તુ વા હેતુ એક જ છે, તેમ આ જે અનેક દેખાય છે તે સર્વની **ગતિના** કારણરૂપ વસ્તુ પણ એક જ છે, અને તે જીવન છે દૃશ્ય અદૃશ્ય, જડ ચેતન, સર્વ કાંઇ એક જ કારણમાં—એક જ વસ્તુમાં સ્થિતિ કરી રહ્યું છે તેમ એ સર્વ દૃશ્ય અદૃશ્ય, જડ ચેતન, એક જ વસ્તુને લીધે—એક જ કારણને લીધે ગતિઆગતિ કરી રહ્યું છે, અને તે કારણ—તે વસ્તુ—તે **જીવન છે.**

જેમ વૃક્ષનું મૂલ બીજ છે, જેમ સુખનું મૂલ સત્ત્વ છે,
મદમૂલ જેમ ઐશ્વર્ય છે, અજ્ઞાનમૂલ જીવત્વ છે,
તેમ વિવિધ ભાતિ ગતિ કરે, આ વિશ્વોરૂ અપ્ અણુ
છે મૂલ કારણ જીવનનું, એ સર્વમાં વ્યાપકપણું
અને તેનુ—એક જ જીવન જગમાં૦

બ્રહ્મ કે જેમાં અહં—બ્રહ્મ સ્થિતિ કરી રહ્યું છે, તે એક છે, તેમ જીવન કે જેમાં એ અહં બ્રહ્મ્ અર્થાત્ જગત ગતિ કરી રહ્યું છે તે પણ એક જ છે અહં બ્રહ્મની સ્થિતિનો હેતુ જેમ બ્રહ્મ છે તેમ અહં બ્રહ્મની ગતિનો હેતુ જીવન છે આ બ્રહ્મ અને જીવન પણ ખરું જોતાં એક જ છે

આજે એક વસ્તુની ગતિ થાય છે, પૂર્વે એ જ વસ્તુની ગતિ થઇ હશે અને હવે પછી એ જ વસ્તુની ગતિ થશે એ ત્રણે કાલમાં થનારી ગતિનો હેતુ એક જીવન જ છે

એક જ નદીની માફક એક જ જીવન છે કાશીમાં કલકત્તામાં પ્રયાગમાં કે હરદ્વારમાં બધે જુદે જુદે સ્થાને—વહેતી ગંગા એક જ છે તેમ આ અનન્ત પદાર્થોમાં વહેતું જીવન એક છે અને તેથી જ

એક જ જીવન જગમાં, વહેતું એક જ જીવન જગમાં
ગતિઆગતિમાટે જીવોની દૂર અને લગોલગમાં વહેતુ૦

દેશ અથવા સ્થાન માત્ર જૂદાં છે પણ ગંગા જેમ એક છે તેમ દેહ અથવા પાત્રરૂપ માત્ર જૂદાં છે પરન્તુ તેનાનું જીવન એક છે આજે આપણે અહિં છીએ કાલે બીજે ગામ જઇએ પરમ દિવસ ત્રીજે ગામ જઇએ પણ તેથી આપણે આપણા એક જ છીએ, તેમ સત્ય

દ્વાપર, ત્રેતા અને કલિમાંથી કોઈ યુગમાં, કોઈ દેશમાં કે પશુ, વૃક્ષ, પાષાણ, કીટ કે મનુષ્યના દેહમાં આપણે આવીએ કે જઈએ, પણ આપણે એકના એક જ છીએ. લાલ, પીળા, કાળા, ધોળા કે ગમે તેવો ડગલો પહેરવા છતાં આપણે એના એ રહીએ છીએ, તેમ ગમે તે શરીરમાં આવવા છતાં જીવન એકનું એક જ રહે છે. મનુષ્ય આસોદ બને, ભરૂચ બને, ઓંકારેશ્વર બને કે શુકલતીર્થ બને, પણ તેની જીવનનર્મદા એક જ હોય છે. દેહો જૂદા જૂદા દેશ છે, તેમાં વહેતું, વહેલું અને વહેનાર જીવન એક જ છે. જેમ ગંગા બધે એક હોવા છતાં, કાશીની ગંગા, હરદ્વારની ગંગા, પ્રયાગની ગંગા, ભાગીરથી ગંગા, જાહ્નવી ગંગા, વગેરે દેશ તથા પ્રયોજનપરત્વે જૂદાં જૂદાં નામો ધરે છે, તેમ જીવનનાં પણ બે નામો છે સર્વત્ર વ્યાપી રહેલું-સર્વની ગતિના હેતુરૂપ જે જીવન તે સમષ્ટિ જીવન છે, અને જૂદી જૂદી વ્યક્તિમાં પ્રતીત થતું અને તેની ગતિઆગતિના કારણરૂપ જે જીવન તે વ્યષ્ટિ જીવન છે. વડોદરાનો, કલકત્તાનો, લંડનનો, પૅરીસનો, જર્મનીનો કે આફ્રીકાનો વાયુ એક જ છે, તેમ સર્વનું જીવન એક જ છે. છતાં ઉપાધિભેદે કરીને દરેક શહેરની હવા જૂદી જૂદી જાતની હોય છે, તેમ ઉપાધિભેદને અંગે એ જ સમષ્ટિ જીવન, વ્યષ્ટિ જીવનરૂપે જૂદા જૂદા પ્રકારે જ્યાં ત્યાં જણાય છે. પણ તેથી વ્યષ્ટિ જીવન અને સમષ્ટિ જીવન-મારા જીવન, તમારા જીવન અને આ જગતના જીવનમાં ખરૂં જોતાં કશો ભેદ નથી, એટલું જ નહિ, પરન્તુ તે એક બીજાથી સંધાયલું છે, આપણે સર્વ જૂદા જૂદા ઘર અને સ્થાનમાં રહેલા ટેલીફોનયંત્રો છીએ; આપણા બધામાં ગતિના કારણરૂપ જીવન એક છે.

શ્રી ગુરુદેવ.

( અપૂર્ણ. )

---

## श्री योगसार.

( અનુસન્ધાન ગતાંક ૧૬ ના પૃષ્ઠ ૧૨૫ થી )

જે બુદ્ધિસત્ત્વ અથવા ચિત્તસત્ત્વ છે તે જાતે એક સૂક્ષ્મ અણુરૂપ છે, છતાં એ પરિણામિ દ્રવ્ય છે. એટલે એનો પરિણામ થાય છે. ત્યાં એ અણુ સ્થૂલ થઈ એમાં અહં એ અભિમાનરૂપ ધર્મ પ્રકટ થઈ જે તત્ત્વાન્તર પરિણામ થાય છે તે તો પૂર્વે કહેવાઈ ગયો છે. પણ એ ઉપરાંત બીજો એનો પરિણામ થાય છે. જેમ રૂ લઈ તેમાંથી સૂક્ષ્મ તાંતણા ખેંચી કઢાય છે, જેમ અગ્નિના કોલસા સળગાવવામાં આવે તો તેમાંથી ભૂરી જ્વાલા નીકળે છે અથવા જેમ સૂર્યબિંબમાંથી હજારો સૂક્ષ્મ તાર નીકળે છે જેને આપણે એ સૂર્યનાં કિરણ, રશ્મિઆદિ નામથી ઓળખીએ છીએ તે જ પ્રમાણે આ ચિત્તસત્ત્વ વિશેષ સ્થૂલ થતું નથી, છતાં એમાંથી આવા સૂક્ષ્મ તન્તુઓ નીકળે છે. જેમ રૂના તન્તુ એ રૂના પરિણામરૂપ છે અને જેમ સૂર્યરશ્મિ એ સૂર્યબિંબના પરિણામરૂપ છે તે જ પ્રમાણે આ ચિત્તસત્ત્વના આ સૂક્ષ્મ તન્તુઓ એ પરિણામ છે. એ પરિણામને આપણે વૃત્તિ એ નામ આપીએ છીએ અને યોગશાસ્ત્ર પણ એને એ જ નામથી ઓળખાવે છે: એ વૃત્તિ તે આમ સૂક્ષ્મ તાંતણાજેવો પદાર્થ છે, દ્રવ્ય અને ચિત્તના ગુણરૂપ, ધર્મરૂપ નથી. જો ગુણ હોત તો જેમ લાલાશ, ધોળાશ આદિ ગુણો ક્રિયા કરતા નથી, ક્રિયાવાળા થતા નથી તે જ

પ્રમાણે આ વૃત્તિમાં પણ ક્રિયા નહિ સંભવે. પણ તેમ નથી. એ વૃત્તિમાં ગતિઆગતિ થાય છે એ સમજ્યા જ કહેવાશે તેથી એ ક્રિયાના આશ્રયરૂપ આ વૃત્તિ હોવાથી એ દ્રવ્યરૂપ છે અને ગુણરૂપ નથી. શ્રી સાંખ્યસૂત્રમાં ૨૫૯ કહ્યું છે કે भागगुणाभ्यां तत्त्वान्तरं वृत्तिः संबन्धार्थं सर्पतीति । વૃત્તિ એ ચિત્તનો ભાગ નથી, તેમ જ ગુણ પણ નથી પણ ચિત્તના પરિણામરૂપ દ્રવ્ય છે અને તેથી જ વિષયોસાથે સંબંધ થવા એ ગતિ કરે છે. જેમ સૂર્યમાંથી અનેક રશ્મિ નીકળે છે તે જ પ્રકારે ચિત્તમાંથી પણ અનેક વૃત્તિઓ નીકળે છે, એ વૃત્તિઓ એકે વખતે નીકળે છે એમ કહેવાનો આશય નથી પણ અનેક વૃત્તિઓ નીકળે છે એટલું જ માત્ર વિવક્ષિત છે. આ અનેક વૃત્તિઓ ભિન્ન ભિન્ન પ્રકારની હોવાથી તેને ભિન્ન ભિન્ન નામો આપવામાં આવે છે. એક વૃત્તિને આપણે જ્ઞાન કહીએ છીએ તો તેથી બીજા પ્રકારની વૃત્તિ કે જેને આપણે સદા જાગ્રત રાખવા ઇચ્છીએ છીએ તેને સુખ નામ આપીએ છીએ; ત્રીજા પ્રકારની વૃત્તિ કે જેને આપણે સદા શમેલી જ રાખવા ઇચ્છીએ છીએ તેને દુઃખ નામ આપીએ છીએ; જે વૃત્તિનો ઉદય થવાથી જે આપણા મુખઆદિને કરમાવે છે, નીચું નખાવે છે તેને લજ્જા નામ આપીએ છીએ; જે શરીરમાં આવેશ પ્રકટાવે છે, રુધિરાભિસરણને વેગ આપે છે વગેરે કાર્ય કરે છે તેને ક્રોધ નામ આપીએ છીએ; જે આખા શરીરયંત્રને અને આપણને સંકુચિત કરે છે વગેરે કાર્યો પ્રકટાવે છે તેને ભય નામ આપીએ છીએ વગેરે તાત્પર્ય કે જ્ઞાન, સુખ, દુઃખ, લજ્જા, ક્રોધ, ભય, માન, અપમાન, પ્રીતિ, દ્વેષ, ગર્વ, ચિન્તા, વિચારો, આવેશો વગેરે, આ ચિત્તસત્વની ભિન્ન ભિન્ન વૃત્તિ માત્ર છે. આ જ કારણથી શ્રુતિ કહે છે કે कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भी-रित्येतत्सर्वं मन एव—કામ, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, જ્ઞાન, ભય, ઇત્યાદિ સર્વ ચિત્તની વૃત્તિરૂપ હોવાથી-કારણથી કાર્ય ભિન્ન નથી એ સિદ્ધાન્ત પ્રમાણે-ચિત્તથી અભિન્ન છે, ચિત્તરૂપ જ છે. આ સર્વ ચિત્તની વૃત્તિઓ એકદા ઉદય થતી નથી પણ એક ઉઠે છે અને બીજી શમે છે. જેમ કાચબો પોતાના શરીરમાંથી પોતાના અંગોને બહાર કાઢે છે અને પુનઃ અંદર આકર્ષી લે છે તે જ રીતે ચિત્તમાંથી આ તાંતણારૂપ પરિણામ નીકળે છે અને તરત પાછો શમે છે, વળી અન્ય નીકળે છે અને તે શમે છે, વળી તૃતીય નીકળે છે અને તે શમે છે. આ પ્રકારે નદીના પ્રવાહની માફક ચાલ્યા કરે છે. જેમ નદીનું જલ નિરન્તર ગતિ કરતું રહે છે તેથી એક સ્થાને એક જલના અણુનો પુંજ આવે છે અને તરત ત્યાંથી જતો રહે છે, વળી ત્યાં બીજો આવે છે અને તે જતો રહે છે, તે જ પ્રમાણે ચિત્તસત્વમાં કેટલાક ક્ષણ એક પ્રવૃત્તિનો ઉદય દેખાય છે, વળી તે અળપાઇ જાય છે અને ત્યાં અન્ય આવીને ઉભેલો હોય છે, તે અળપાય છે અને વળી અન્ય આવે છે. જેમ નાટકની રંગભૂમિઉપર વિવિધ પાત્રો તે તે પ્રસંગને અનુસરી આવે છે અને જાય છે તે જ પ્રમાણે આ ચિત્તરૂપ રંગભૂમિઉપર વિવિધ વૃત્તિરૂપ વેષો વારાફરતી આવ જા કર્યા જ કરે છે. જ્યારે પુરુષો નિઃસ્વપ્ન નિદ્રામાં પ્રવેશે છે ત્યારે જ આ વૃત્તિઓનો ખેલ તેટલો સમય અટકે છે. જેમ કોઇ યંત્ર કાર્ય કરવાથી શ્રમિત થઇ જાય છે તેમ આ ચિત્તયંત્ર પણ વારંવાર આ વૃત્તિને કહાડવા તથા ઉપસંહારવાના ખેલના શ્રમથી થાકી જાય છે ત્યારે તે ઉંઘી જાય છે એટલે તે ઢગલો થઇને પડે છે અને તેથી એને ક્ષોભ કરનાર ( ઉશ્કેરનાર ) સાધારણ કારણો બાધા પ્રાપ્ત થાય છે છતાં તેને લીધે સતેજ થઇ પોતાનો ખેલ કરવામાં જોડાતું નથી. આ સ્થિતિ તે સુષુપ્તિ છે.

( અપૂર્ણ. )

# શ્રી વિશ્વવંદ્યના નિત્યકર્મનું નિદર્શન.

## શ્રી વિશ્વવંદ્યની શ્રી સદ્ગુરુભગવાન્‌પ્રતિ આર્દ્ર હૃદયની પ્રાર્થના*.

ષડૈશ્વર્યસંપન્ન, ગુણનિધિ, પરમ દયાળ, સૌન્દર્યવાન્, સમદર્શી, શુદ્ધ, મુક્ત, પતિતોદ્ધારક, શરણને આશ્રય આપવે સમર્થ, પરમ પૂજ્ય, શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ શ્રીનૃસિંહાચાર્યના પવિત્રકર ચરણે સાષ્ટાંગ વન્દન કરી, દીન અશક્ત રંક, ત્રિવિધિ તાપથી દગ્ધ થયેલો અને ભવસાગરમાં ગોથા ખાતો છોરો અર્થાત્ અલ્પ પ્રાણી વિનયપૂર્વક શુદ્ધ પ્રીતિભાવે દીન વાણીએ અને આર્દ્ર હૃદયે અર્જ કરે છે કે :—

ગીતિવૃત.

નિજ જન ગણીને સ્વામી, ભવભયભ્રાન્તિ હરો બધી મારી,
કરેણા સર્વ નિવારી, દો દીનબન્ધુ દયાયશ તારી.

પ્રિયતમ ગુરુ, મારી અર્જ આ બે જ લીટીમાં છે; પરન્તુ એને લગતું કિંચિત્ વિવેચન કરવા સેવક આજ્ઞા માગે છે. આપનાં મંગલમય દર્શન થયા પછી, જે અનેક તરંગો મારા મનમાં ઉઠ્યા છે, તેનું યથાસ્થિત બયાન આ જબાએ કરવા હું અસમર્થ છું. અન્તર્યામિ ! આપથી તે અજાણ્યા નથી. મારી વૃત્તિ આપની તરફ કેટલી આકર્ષિત છે તે અત્રે જણાવવાની જો કે બીલકુલ જરૂર નથી તો પણ પ્રસંગોપાત્ત કવિતારૂપે જે ઉભરા મારા મનમાં ઉઠ્યા હતા, તે લખ્યા વિના મારું મન સંતોષ પામતું નથી.

દોહરો.

મંગલમય ગુરુરમણુંવિણુ, એક વિપળ નવ જાય,
હૃદય વિરાજ્યું રૂપ તે, કેમ કરી ભૂલાય

ઝુલણા છંદ.

જાગતાં, ઉંઘતાં, બેસતાં, ચાલતાં, આપવિણુ અન્ય વિચાર ના'વે,
કામ કરું તોય પણુ ચિત્ત ગુરુચર્ણુમાં, નિત્ય રમતું રહે પ્રીતભાવે.
"ક્યાર પામું ગુરુમુખદર્શન ફરું ", ઝંખના એહ મનથી ન જાવે,
શું વદું હે ગુરુ ! આપ જાણ્યું બધું, ચિત્ત નવ અન્યપતિ ક્યાર ધાવે.
આપના ચર્ણુમાં, શીશ મૂકયું પ્રભુ, મર્ણુભય કેમ ના નાથ ટાળો !
શર્ણુમાં આવીયું, પ્રાણી તે પાળીને, પ્રપરો મોહની દુષ્ટ જાળો.

---

* શ્રીમાન્ વિશ્વવંદ્ય શ્રીબાપજીશ્રીના શરણે આવ્યા ત્યારે-એટલે આરંભ કાળમાં લખાયેલી આ ભાવભરી પ્રાર્થના છે. ગુરુદર્શનથી ગુરુઅભિમુખ બનેલી વૃત્તિના ઉદ્‌ગારો કેવા હોય તે આ પત્રથી સ્પષ્ટ જણાય છે. વ્યવહારચિન્તનનું વિસ્મરણ, અખંડ ગુરુનું સ્મરણ વગેરે ઈશ્વરસાધકને ઉપયોગી કર્તવ્યને દર્શાવતું નિત્યકર્મનું આ એક દર્શન.

ઉપર બતાવ્યા પ્રમાણે હું ચાર વાગે ઉઠયો હતો પ્રભાતીયા ગાયા પછી સ્નાનસંધ્યાથી પરવાર્યો. ત્યાર પછી સાધકબન્ધુ-ભગિનિઓ અને મિત્રમંડલ ધીમે ધીમે પધારવા લાગ્યા લગભગ આઠના સુમારે મેં શ્રી સદ્‌ગુરુદેવકી જય બોલાવી ઉત્સવની શરૂઆત કરી.

ધૂપની મધમધતી સુવાસ ચારે બાજુ છવાઇ રહી હતી. દીપકની જ્યોત સુન્દર રીતે પ્રકાશતી હતી. એક સાધકબન્ધુએ પ્રતિમાઆગળ કરેલી ગોઠવણી ( કુંડા વગેરેથી ) મને ઘણી જ આકર્ષક લાગી. ખરેખર વૈકુંઠજેવું જ લાગ્યું

ત્યાર બાદ પધારેલી મંડલિએ ભજન, કીર્તન શરૂ કર્યા અહિં ગવાયેલા આકર્ષક ભજનોએ, રસ્તે જનારા સજ્જનોના હૃદયના ઉંડાણમાં સ્થાન લીધું પહેલાં તો તેઓ થોડી વાર સ્તબ્ધ થઇ ગયાં, પરન્તુ થોડીવાર પછી તેઓ ઉપર આવ્યા. મેં તેમને આદરપૂર્વક બેસાડ્યા અગીયાર વાગ્યાસુધી મંડલિ ભજનના તાનમાં મસ્ત બનેલી દેખાઇ

હું મારા સ્થાનેથી ઉઠયો હાથમાં પૂજનની સામગ્રીવાળો થાળ લઇ પ્રતિમાપાસે ગયો. વિધિસર પૂજન કરી, ઇષ્ટદેવને નમસ્કાર કરવા લાગ્યો તે વખતે મારી આંખમાં હર્ષાશ્રુ આવી ગયા ત્યારે જ મેં ઇશ્વરનું ખરું સ્વરૂપ જોયું, જાણ્યું ને વિચાર્યું"

ત્યાર પછી સજ્જનોએ પ્રતિમાનું પૂજન કર્યું. લગભગ બાર વાગ્યા. હવે આરતીની તૈયારી થઇ. આશરે પોણોસો સજ્જનો એકઠા થયા હતા. મેં મારા હાથમાં આરતી લીધી. મધુર શંખનાદ અને ઘંટનાદ થવા લાગ્યા. દુંદુભિ પણ ગગડવા લાગ્યા. આ અવાજ કાને પડતાં ઘણા સજ્જનો દોડી આવ્યા અર્ધા કલાકે આરતી પૂરી થઇ પ્રસાદ વહેંચાઇ ગયો. મંડલિ સિવાયના સર્વ સજ્જનો ઘેર ગયા

ત્યારપછી નૈવેદ્યમાટે કરેલો મહાપ્રસાદ લીધો. મહાપ્રસાદ લેવાની જગ્યા પણ સુન્દર રંગોળીથી શોભાઇ રહી હતી તે શોભામાં ધૂપ દીપ પણ વૃદ્ધિ કરતા હતા. ત્રણના સુમારે સર્વે મહાપ્રસાદ લઇ ઉઠ્યા અર્ધો કલાક આરામ લીધો.

ચાર વાગ્યા. ઇષ્ટદેવની ગાદીપાસે ઇ.ન, ભક્તિમબધિ ચર્ચા થવા લાગી છ સાડાછએ સર્વે બન્ધુઓ સ્નાનસંધ્યા કરવા ઉઠ્યા. સાધકમંડલના એક અગ્રગણ્ય બન્ધુએ 'સાધકના લક્ષણો ' ઉપર અતિસુન્દર વ્યાખ્યાન કર્યું. આઠ વાગે બહેનોએ તૈયાર કરેલા ગરબા પણ ગવાયા. આ વખતે પણ ઘણા સજ્જનો હાજર હતા રાત્રે અગીયાર વાગે આખી મંડલિ ઘેર ગઇ હું ઇષ્ટદેવનું સ્મરણ કરતો સુઇ ગયો

ચોથે દિવસે ઇનામી સમારંભ કરવામાં આવ્યો હતો, તેમાં ઇનામની વહેંચણી પણ ઘણી સારી રીતે કરવામાં આવી હતી

---

લવાજમ સંબંધી - ચાલુ વર્ષનું તેમજ ગયા વર્ષનું બાકી હોય તો તે વર્ષનું પણ લવાજમ હવે સત્વરૂ મોકલી આપવા અથવા ક્યારે મોકલશો તે કાર્ડદ્વારા જણાવવા કૃપા કરી, કે જેથી વી. પી કરવું પડે નહિ અનેક તરફથી લવાજમ આવી જવાથી તેમજ ક્યારે મોકલાશે તેના પત્રો પણ આવ્યાથી હાલ અંક વી. પી કરવાનું મુલતવી રાખ્યું છે.

---

: શ્રા ભ્ના ફિ ક : :

Reg. No. B 3171

# શ્રેયસ્સાધક

એટલે
માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
"જીવન ધડો"

વર્ષ : ૪ અંક : ૧૮
સં૦ ૧૯૯૩, ભાદ્રપદ કૃષ્ણ ૧૩
શનિવાર
તા. ૨ : ૧૦ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ.
હિન્દમાં : રૂ. ૫–૦–૦
હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં૦ પ્રેસ, મોદીખાના—વડોદરામાં રણછોડભાઈ હિંમતભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-તરફથી પ્રકાશક, અરવિન્દલાલ ત્ર્યં૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વબંધુ-કંપાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા ૨-૧૦-૧૯૩૭

॥ ॐ श्री ॥

## श्राद्धनी आवश्यकता.

( અનુસન્ધાન અંક ૧૭ના પૃષ્ઠ ૧૩૧ થી. )

એક જ ઓરડાનું હું એક બારણું છું, તમે બીજું બારણું છો, તે ત્રીજું બારણું છે. આપણે બધા એક જ ઓરડાનાં બારણાં છીએ. અને તેથી તે ઓરડામાં વહેનારો વાયુ, ગમે તે બારણામાંથી આવે અથવા જાય–ગતિ આગતિ કરે–પણ તે વાયુ એક જ છે; આપણા સર્વનો જીવનવાયુ એક જ છે. આ વિશ્વ એક ઓરડો છે, પ્રાણીપદાર્થ તે ઓરડાનાં દ્વારો છે, તે દ્વારોમાં અને મધ્યના અવકાશમાં સંચલિત થતો જીવનવાયુ એક છે, જેમ

જે સૂર્યમાંહિ પ્રકાશ છે, આ ચન્દ્રમાં પણ તે જ છે,
આ અગ્નિમાં ને દીપમાં–હીં પ્રકાશ એનો એ જ છે;
છે એક તેજ, પ્રકાશકો, છો સ્વરૂપ અનેક છે,
તેમ સર્વ પ્રાણિપદાર્થમાંહિ, જીવનતત્ત્વ જ એક છે.

આ રીતે પ્રાણીપદાર્થમાત્ર સંધાયલાં છે. ઉપરથી જણાતી સારી અથવા ખોટી, જડ અથવા જીવન્ત સ્થિતિમાં–સર્વમાં એક જીવન છે, સર્વ એક બીજાથી સંધાયલાં છે. માટે જ સર્વ એક બીજાથી સંધાયલું હોવાથી આપણને જણાય છે કે

એક જ જીવન જગમાં, વહેતું, એક જ જીવન જગમાં,
શ્વાન અને તેના સ્વામીમાં, સાધુ અને વળી ઠગમાં; વહેતું•

જેમ સમષ્ટિનું એક જીવન છે, તેમ વ્યષ્ટિનું પણ એક જ જીવન છે. આપણા અનેક જન્મો થવા છતાં, આપણું જીવન એક જ હોય છે. આપણે ગમે તે યુગમાં અને ગમે તે યોનિમાં જન્મીએ,–આપણે ઝાડ થઇએ, પશુ થઇએ, પથરો થઇએ, ભીખારી થઇએ કે શ્રીમન્ત થઇએ, પણ આપણામાં એક જ જીવન વહેતું હોય છે.

આ રીતે આપણો આપણી સાથે અને પ્રાણીપદાર્થમાત્ર સાથે સંબંધ રહે છે. આપણે આ લોકમાં હોઇએ કે અન્ય લોકમાં જ

જન્મીએ, આપણે પૂર્વે જન્મ્યા હોઈશું, આજે જન્મ્યા છીએ, અને હવે પછી જન્મીશું, તે સર્વનો એક બીજા સાથે સંબંધ છે. ગઈ કાલના જે આપણે, તેની સાથે આજના આપણેનો સંબંધ છે, અને આજના આપણેનો આવતી કાલના આપણે સાથે સંબંધ રહેશે. અગાસીમાં બેઠેલા આપણે ઘરમા જવાથી બદલાઈ જતા નથી, વચલે માળે રહેતા આપણે નીચે આવવાથી કે ત્રીજે માળે જવાથી બદલાતા નથી, તેમ આપણે આપણી સાથેનો સંબંધ તુટતો નથી, તેવી રીતે જન્મ-જન્માન્તર પામવા છતાં અને લોકલોકાન્તરમાં જવા છતાં, નથી આપણે બદલાતા, કે નથી આપણો આપણાથી સંબંધ છૂટતો માટે આપણે કાં તો જઈએ

પિતૃ-દેવાદિ લોકલોકાન્તર, ચન્દ્રલોક કે ખગમાં; વહેતું •

મનુષ્યનું આ રીતે સર્વ કાલ, સર્વ દેશ અને સર્વ સ્થિતિમાં એક જ જીવન હોવાથી, અને તે જીવનનો સર્વ દેશ, સર્વ કાલ અને સર્વ સ્થિતિમાં સંબંધ હોવાથી આજના આપણા સંકલ્પનો, આજની ક્રિયાનો અને આજના વિચારનો આપણા જન્મજન્માન્તરસાથે સંબંધ રહેતો આવ્યો છે, અને હવે પછી રહેશે. કુવાની ડાબી અને જમણી બંને બાજુના ખેતરમાં નીકો કરી હોય, અને તેનો સંબંધ કુવાસાથે હોય તો કુવામાંથી કાઢેલું પાણી બંને બાજુ વહી જઈ, એ બંને ખેતરો તેનાથી તૃપ્તિઆદિ અનુભવે છે, તેમ આપણાં આ વર્તમાન જીવનમાં કરેલા સંકલ્પો, આપણા પૂર્વાપર જીવનમાં કાંઈને કાંઈ અસર કરે છે. આપણામાં નવો જીવનના અંશો અથવા સ્થાનો છે. આપણા પૂર્વના જીવનના કર્મસંસ્કારોનો કોષ આપણી પાસે જ છે, અને આપણા ભાવિ જન્મને માટે રચાતા અથવા જમા થતા સંસ્કારકોષનું સ્થાન પણ આપણામાં જ છે. આથી આજના આપણે પૂર્વના આપણે સાથે અને ભવિષ્યના આપણે સાથે જેવા પ્રકારનો સંબંધ બાંધવા ધારીએ તેવો બાંધી શકીએ છીએ, અને તેમ કરી પૂર્વના સંસ્કારકોષમાંથી કોઈ સંસ્કારને દગ્ધ કરીએ છીએ, તો કોઈને પોષણ આપી વૃદ્ધિ કરીએ છીએ, કોઈનું રૂપાન્તર કરીએ છીએ, તો કોઈનો જલદી ફળ આપવા માટે વહેલો વિકાસ કરીએ છીએ. તેમ જ વર્તમાન જન્મમાં કેટલાક એવાં કર્મો આપણે કરીએ છીએ કે જેનું ફળ આપણે ભાવિ જન્મમા જ ભોગવવાનું રહે છે. આથી આપણો આપણા સર્વ કાલના જીવનસાથે સંબંધ રહે જ છે અને પ્રત્યેક સમયના સંકલ્પો પ્રત્યેક કાલના જીવનમાં અસર ઉપજાવી લાભહાનિ પ્રકટાવે છે.

આપણો પોતાનો આપણા પોતાના જન્મજન્માન્તરસાથે જેમ સમ્બન્ધ છે, કારણ કે આપણું મૂલ જીવન-વ્યષ્ટિજીવન-એક જ છે, તેમ સમષ્ટિજીવન અથવા આપણું સર્વનું જીવન પણ એક જ હોવાથી આપણો સર્વનો પરસ્પર સમ્બન્ધ છે, અને સર્વ એક બીજાથી સુખદુ:ખાદિના અનુભવમાં સહભાગી રહીએ છીએ.

આપણો આજનો સંકલ્પ અથવા આજની થતી ક્રિયાનું પુણ્યપાપરૂપ ફલનો અંશ આપણા ઇતર જન્મસાથે સંબંધ પામી ત્યા તે તેની સિદ્ધિ અથવા ફલિભૂતતા અથવા કંઈ નહિ તો ક્ષોભ માત્ર પણ કરે જ છે, કાશીથી નીકળેલી સ્ટીમર જેમ હરદ્વારની, પ્રયાગની કે કલકત્તાની

સંગામાં જઈ-ઠરી ફરી-શકે છે, તેમ આપણા સંકલ્પો આપણા જન્મજન્માન્તરમાં ફરી-પહોંચી શકે છે. તેમ જ આપણને શોધવા નીકળેલી બીજા સ્ટીમર એ જ સંગામાં આપણને ગમે ત્યાં મળી જાય છે, તેમ આપણો મારેના અન્યના સંકલ્પો આપણને ગમે તે કાલે અને ગમે તે જન્મમાં આપણને આવી મળે છે. સંગાનો માર્ગ જેમ એક છે અને સંબદ્ધ છે, તેમ આપણે સર્વ એક જ જીવનવાળા હોવાથી વ્યષ્ટિ જીવનનો સંકલ્પ સમષ્ટિ જીવનને અને સમષ્ટિ જીવનનો સંકલ્પ વ્યષ્ટિ-જીવનને અસર કરે છે (અપૂર્ણ.)

શ્રી ગુરુદેવ.

## પરમ પૂજ્ય શ્રીમાજીશ્રીના ઉત્તરાયનપ્રસંગે અપાયેલી પ્રણામાઞ્જલી. *

શ્રી-ઋષ્ટકૃપાપાત્ર સાધકબન્ધુઓ તથા ભગિનિઓ !

अघटितघटना पटीयसी — અનિર્વચનીય માયાની ઘટના વિલક્ષણ અને અગમ્ય છે. શ્રીસદ્‌ગુરુ પરમાત્મના ન કળી શકાય એવા સંકેતાનુસાર આજથી સાત માસપૂર્વે આવા જ પરન્તુ આપણા વર્ગને પરમ આઘાતરૂપ વ્યતિકરનિમિત્ત શ્રીવિશ્વબંધ-ઉદ્યાનમાં આપણું સંમેલન થયું હતું, અને આજ પુનઃ તેવા પ્રકારના નિમિત્તથી અત્ર શ્રી નૃસિંહાશ્રમમાં થયું છે, જગતને ઈશ્વરથી છૂટા પડવા નહિ દેતા તેનાપ્રતિ અખંડ આકર્ષણ રાખનાર જેમ મહામાયા શક્તિ એક સાક્ષાત્‌રૂપ છે તેમ આપણા વર્ગને શ્રી સદ્‌ગુરુતત્ત્વથી લેશ માત્ર પણ અલગ નહિ થવા દેતા તેનાપ્રતિ સતત આકર્ષણ રાખનાર આપણા પરમ પૂજ્ય મહામાયા શક્તિસ્વરૂપ માજીશ્રી છે. જો કે માજીશ્રીનું સ્થૂલ લીલાવિગ્રહ અદૃશ્ય થયું છે, તોપણ તેઓશ્રીની સત્તા-વાસ્તવ શક્તિતત્ત્વ-તો સૂક્ષ્મ છતાં અખંડ અને સર્વવ્યાપી છે, અને જે પોતાના મૂલ સ્વરૂપે અદ્‌ભુત કાર્ય કરવા સમર્થ છે તે સત્તાની મર્યાદાની બહાર આપણે ગયા નથી તેમ જઈ શકીએ તેવું પણ નથી. તેથી આપણા આજના સંમેલનનું ધાર્મિક કર્તવ્ય એ જ છે કે એ શક્તિમતી સત્તાના ગુણાનુવાદ યથામતિ ગાવા અને આપણા વર્ગના ભવિષ્યના કલ્યાણ માટે આપણને સન્માર્ગે દોરતા રહેવા અને ઉત્તરોત્તર અધિકારની વૃદ્ધિ થતી રહેવાના ક્રમમાં સ્થાપવા સવિનય પ્રાર્થના કરવી.

માજીશ્રીના ગુણાનુવાદ ગાવાનું કાર્ય એટલું બધું કઠિન છે કે તેઓશ્રીના સંબંધમાં-સમાગમમાં-પરિચયમાં સતત અને દીર્ઘ કાલ આવવા ઉપરાંત તેઓશ્રીની દિનચર્યાનું સૂક્ષ્મ બુદ્ધિપૂર્વક અવલોકન કર્યા સિવાય એ કાર્ય કરવાની હિંમત ધરવી એ એક સાહસ છે. આમ છતાં મને પોતાને થોડો ઘણો જે લાભ મળ્યો છે તથા તેઓશ્રીના મહા દૈવી ગુણસાગરમાંથી

* ગઈ તા. ૧૫-૮-૩૩ ના રોજ પરમ પૂજ્ય શ્રીમાજીશ્રી નિમિત્ત થયેલા ઉત્તરાયનસંમેલનના પ્રસંગે શ્રી રમનાલાલભાઈએ પોતાના પ્રાસ્તાવિક ઉલ્લેખરૂપે આ લેખ વાંચ્યો હતો.

મારી ક્ષુદ્ર અવલોકનચક્ષુએ જેટલું પાન કરાવ્યું છે તેનો સ્વા૦ આપણા સર્વ બન્ધુઓને યથામતિ ચખાડવાનો પ્રયત્ન કરવાનું ધાષ્ટર્ય ધર્યું છું

ઉપોદ્‌ઘાતમાં એક રીતે અભિમાનપૂર્વક નિવેદન કરવાની રજા લઉં છું કે મારું ઘર મારું આખું કુટુંબ આજથી લગભગ ૫૭ વર્ષ પૂર્વે આપણા સદ્‌ગુરુ શ્રી બાપજીશ્રીના ચરણમાં આવવા ભાગ્યશાળી બન્યું છે, અને તેના નિમિત્ત કારણરૂપે મારા નાના કાકા શ્રી નગીનદાસ ગોકળદાસ મહેતા—જેઓ બાપજીશ્રીના એક આદર્શ ભક્તિમાન્ શિષ્ય ગણાય છે, તેઓ છે માટે પ્રથમ તો હું તેમને મારા અંતઃકરણપૂર્વકના પ્રણામ સમર્પું છું તેમના જ પ્રતાપે મારા વડિલ કાકી, જેઓનું શરીર હજી પણ વિદ્યમાન્ છે અને જેઓ ઉંમર ૪૩ વર્ષથી ( મારા વડિલ કાકાના અવસાનને લીધે ) સુરતમાં જ રહે છે તેઓ પ્રથમ શ્રી ઇષ્ટચરણમાં અને શ્રીમાજીશ્રીના સમાગમમાં આવવા ભાગ્યશાળી થયા ત્યાર પછી જ મારા વડિલ કાકા અને મારું આખું કુટુંબ શ્રી પુરુષોત્તમ પરમાત્માના ચરણમાં દર્યું મારા વડિલ કાકા અને વડિલ કાકીનો ભક્તિભાવ એટલો વૃદ્ધિગત થયો કે તેના પરિણામે બાપજીશ્રી અને મારા વડિલ કાકા વચ્ચેનો પરસ્પરવહાર એક કુટુંબીના જેવો લૌકિક દષ્ટિથી લાગે એટલું જ નહિ પણ જ્યાં પર્યન્ત તેઓ વડોદરે રહ્યા ત્યાં પર્યન્ત તેઓ ઉભય લીલાતનુઓના ઘણા ગાઢ સમાગમ અને પરિચયમાં આવી શકયા પરિણામ એ આવ્યો કે મારા કાકા નાદુરસ્ત પ્રકૃતિના કારણે રજા લઈ અગર કે હુકમ હવાઈર એક બે માસ જાય ત્યારે બાપજીશ્રીને પોતાની સાથે પધારવા આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરે, અને આવી વિજ્ઞપ્તિનો સ્વીકાર બાપજીશ્રીએ એક બે પ્રસંગે કરવા કૃપા પણ કરી હતી એવો મારો જાત અનુભવ છે

હું ભૂલતો નહિ હોઉં તો લગભગ સને ૧૮૮૪ ની સાલમાં ઉપર પ્રમાણે આઝેરે હવાઈર જવાનો પ્રસંગ આવ્યો ત્યારે શ્રીબાપજીશ્રી આપણા માજીશ્રીસહ મારે ત્યાં સુરત પધાર્યા હતા એટલે તે સમયે અર્થાત્ લગભગ ૫૩ વર્ષ પૂર્વે મને આપણાં માજીશ્રીના લીલાતનુના પુનિત દર્શન પ્રથમ જ થયા શ્રી બાપજીશ્રીસાથે સંબંધ બંધાયા પછી અલ્પ સમયમાં જ આ પ્રવાસ હોવાથી હું જોઈ શકયો હતો કે જેમ પુરુષ અને પ્રકૃતિ વસ્તુત એકરૂપ છતા બહિર્દષ્ટિથી તદ્દન ભિન્નપ્રકારે પ્રતીત થાય છે તેમ આપણા બાપજીશ્રીએ પોતાના પ્રાદુર્ભાવ માટે દક્ષિણ દિશાનું કઠોદ નામનું ગામડું પસંદ કર્યું ત્યારે આપણા માજીશ્રીએ પોતાના આવિર્ભાવ માટે ઉત્તર દિશાનું વિસનગર ગામ પસંદ કર્યું પોતેશ્રીએ જ્યારે ભવ્ય અને પ્રતાપમય આકારમાં લીલાવિગ્રહને પ્રતીત કરાવ્યું ત્યારે માજીશ્રીએ એક ગ્રામ્ય વ્યક્તિ તરીકેની લીલા પાથરી પરંતુ શક્તિશક્તિમતોરભેદ એ ન્યાયે જેમ અગ્નિને યથાર્થ રીતે સ્પર્શ કરતાં સર્વ વસ્તુ અગ્નિરૂપ જ થઈ રહે છે તેમ આપણા માજીશ્રીએ શ્રી બાપજીશ્રીના સંબંધમાં આવી પોતાની દિવ્ય શક્તિઓ ક્રમે ક્રમે પ્રકટ કરવાની લીલા કરી અને તન્મય બન્યા

તે સમયે માજીશ્રીના પ્રત્યક્ષ દર્શન અમુક માનનીય સાધકભાઈઓ સિવાય અન્ય સર્વને દુર્લભ જ હતાં છતાં તેઓશ્રીની બહારની પ્રવૃત્તિમય લીલા દરેક સાધક અવલોકી તેમ જ

સમજવા ધારે તો સમજી શકે તેવી હતી. બાપજીશ્રીની અદ્‌ભુત કૃપાના પ્રભાવે હું તેઓશ્રીના કેટલાક અંગત કાર્યોમાં સાક્ષાત્ નિમિત્તરૂપ બનવા ભાગ્યશાળી થયો અને તે જ પ્રભાવે હું બાઇજીશ્રીની કેટલીક લીલાનું મારી બુદ્ધિઅનુસાર નિરીક્ષણ પણ કરી શક્યો.

મને મારી બુદ્ધિના પ્રમાણમાં સમજાયું કે મહારાજાના પણ મહારાજા કરતાં વિશેષ સન્માન અને પૂજ્ય ભાવ જે અમાનુષ વ્યક્તિ–આપણા બાપજીશ્રી–પ્રતિ અનેક શ્રીમાન્ તથા સત્તાધારી અમલદારો ધરી રહ્યા હતા, અને જેઓશ્રીના દર્શન અને સમાગમ કરવા તથા વચનામૃતનાં પાન કરવા અનેક વર્ણના સજ્જનો તથા સાધુસંતો વિવિધ સ્થલેથી શ્રી નૃસિંહાશ્રમમાં આવી ચઢતા હતા, અને જેઓશ્રીના તે સમયના વૈભવ-પ્રતાપ તથા ઐશ્વર્યનો સૂર્ય મધ્યાહ્ન કાલસમો પ્રખર રીતે પ્રકાશી રહ્યો હતો તેવા અતિસ્પૃહણીય સમયે પણ આપણા બાઇજીશ્રી પોતાના પ્રાગ્ જીવનની રંક સ્થિતિને અનુરૂપ શ્રી આશ્રમના નાનાં મોટાં સર્વ કામ સ્વહસ્તે કરવાને કોઇ દિવસ અને કોઇ કાલે-પણ પાછા પડયા નથી. મેં મારી આંખોથી નિહાળ્યું છે કે શ્રી આશ્રમનું તમામ અનાજ પોતે જાતે વીણતા, ઝાટકતા, છડતા, સ્વચ્છ કરતા. બાંધના ( સાંભેલા વતી ) અને તેમ છતાં તે કામમાં પોતાને લેશ માત્ર પણ મદદ કરવા, પોતાની પાસે આવનાર કોઇ પણ બ્હેનને (સાધકભગિનિને) કદી પણ આજ્ઞા કરતા નહિ. એથી ઉલટું આવા કોઇ બહેન કામમાં મદદ કરવા પ્રવૃત્ત થાય તો તેને તેમ કરતાં અટકાવતા અને મિષ્ટ વચનથી તેમ નહિ કરવા વિનવતા; છતાં જે જે સ્વેચ્છાપૂર્વક અને આગ્રહ તથા ઉલ્લાસથી મદદ કરતા તેમના માટે પોતે ઉપકારવૃત્તિ હમેશાં દર્શાવતા. તેઓશ્રીની વાણી એટલી મૃદુ-શાન્ત તથા વાત્સલ્યપૂર્ણ હતી કે જે જે તેઓશ્રીના સમાગમમાં આવતા તેનાથી કંઇને કંઇ પણ રીતની મદદ કર્યા વિના રહેવાતું જ નહિ.

( અપૂર્ણ. )

---

**શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )**

( ઉત્તીર્ણ લેખો. )

## સામુદાયિક વિભાગ:—' મેં આજે શ્રી ઇષ્ટજયન્તીનો ઉત્સવ કેવી રીતે ઉજવ્યો. '

( અનુસન્ધાન અંક ૧૭ ના પૃષ્ઠ ૧૩૬ થી. )

૨ ( લેખક : શ્રી મણિલાલ પ્ર૦ રોહિત. )

( ૧ ) દશ દિવસપૂર્વે આ ઉત્સવ ઉજવવાનો લાભ પ્રાપ્ત કરવા પરમ કૃપાલુ ગુરુદેવ સમીપ જઇ શ્રીફળ તથા દ્રવ્ય ભેટ મૂકી પ્રાર્થના કરી પ્રાર્થનાનો સ્વીકાર થવા પછી સ્વગૃહે જઇ ઉત્સવની તૈયારીનો આરંભ કર્યો. સરદાર તથા મચાન માટે વડોદરેથી બન્ધુ જડીયા તેમ જ બે ત્રણ બન્ધુને ઉત્સવપૂર્વે આવી જવા ગોઠવણ કરી.

( ૨ ) ઉત્સવ ઉજવવા તથા બન્ધુઓને મુકામ આપવા ચોગાન વગેરે વ્યવસ્થાવાળી, ગામથી સહેજ દૂર મકાનવાળી વાડી રાખી.

( ૩ ) વાડીમાં પૂ૦ ગુરુદેવ તથા પૂ૦ દેવીઓના મુકામ માટે મકાન પસંદ કર્યું અને સમીપમા ઓમંડલ માટે સુન્દર માડવાની યોજના કરી તે સમીપમાં સ્નાનનાં સ્થાન તેમ જ સહજ દૂર હિંચકા–આરામ ખુરસીઓસહિત મર્યાદા મચવાય,તેવા સ્થાનની યોજના કરી

( ૪ ) ગુરુસ્થાનથી વિશેષ દૂર સાધકોને ઉતરવાનો મોટો મંડપ તથા મચગણ્ય બન્ધુઓમાટે ત્રણ ગવટીની યોજના કરી સમીપમા પતરાંથી સ્નાનગૃહ તથા બે જાજરૂની યોજના કરી

( ૫ ) પૂજનવિધિમ ટે વિશાળ સુન્દર મંડપ બધાવી તેમા કરવા યોગ્ય ઉંચુ સ્ટેજ, ઉત્તમ લેખના કાર્ડબોર્ડ–રંગોળી, તોરણો, શેતરંજી વગેરેની યોજના કરી તેની સમીપમા ચર્ચા–સહવાર્તા માટે મંડપની યોજના કરી

( ૬ ) શુભ દિન જોઇ બન્ધુઓપર મોકલવાની તેમ જ મગસ્નેહી તેમ જ મિત્રો અને ગામના સંભાવિત સજ્જનોને આપવાની–બે જાતની આમ ત્રણપત્રિકાઓ છપાવી વડિલ બન્ધુઓને પત્રિકાસાથે પધારવા કૃપા કરવા પ્રાર્થનાપત્ર લખવાનો પ્રબંધ કર્યો

( ૭ ) મારૂં નિવાસસ્થાન તથા જયન્તીના વિધિમાટે રાખેલી વાડીનાં નાની મોટં મકાન ધોળવામાટે,કડીયા વગેરેને કાર્ય સોંપી દીધુ

( ૮ ) નિવાસસ્થાન તથા શેરી તેમ જ ઉત્સવના સ્થાનમા ધ્વજા પતાકા તૈયાર કરી તે ઘટે તેમ બાંધવાની યોજના કરી

( ૯ ) શૃંગાર માટે કેટલીક વસ્તુ શ્રી ગુરુસ્થાનમાથી મંગાવી લીધી.

(૧૦) દીવાબત્તીમાટે ગામના બત્તીવાળાને બોલાવી બંદોબસ્ત કર્યો રસોડાનાં તેમ જ દશ પંદર હાયડ્રાનસ સંબ ધીવર્ગમાથી મેળવ્યા અને ચારપાંચેક ખરીધી. વાડીમા ઘટે તે જગાએ લાઇટમાટે સ્થભો ઠટાવ્યા

(૧૧) ઉત્સવમંડપની મધ્યમાં વિવિધાકાર ક્યારા બનાવી તેમાં સત્વર ઉગે તેવી લીલોતરી–જવારા વવરાવવાની યોજના કરી

(૧૨) પીવા તથા રસોઇવગેરેના જલમાટે વાડીના કુવાસમીપ નાની ચણેલી ટાકી ( મોટી કુંડી ) તથા તાંબા પિત્તળના મોટા નળાવગેરેનો પ્રબધ કર્યો. માટીનાં માટલાં, ઘડા, કુલ્લ તથા ચકલાની પણ વ્યવસ્થા કરી

(૧૩) માળીને બોલાવી તોરણ–ફુલ–હાર અને ફુલની અછત હોય તો તેના માણસને મોકલી અન્ય સ્થળેથી લાવી આપવા ઘટિત સૂચના કરી

(૧૪) સ્વગૃહે તેમ જ ઉત્સવના સ્થાનમા ચોઘડીયાંની વ્યવસ્થા કરી.

(૧૫) કીર્તનો પસંદ કરી ઉત્સવમાટે નાનુ પુસ્તક ( વેણીથી ચાલે એમ હોય તો પુસ્તકવાર )

(૧૬) મુકામના સ્થાનમા ધર્મોનાં તેમ જ અન્ય સારા પુસ્તકો અને દૈનિક પત્રનો નાનો મંડપ.

(૧૭) મુખ્ય સ્થાનમાં પૂ૦ બાપજીશ્રી, શ્રી માસ્તર સાહેબ તથા મહાપુરુષોની છબીઓ સ્થાપવાની યોજના.

નોબત (૪) પંચામૃત (૫) અબીલ, ગુલાલ, સિન્દુર, કુંકુમ. (૬) ગુરુદેવ તથા ગુરુપત્નીને ભેટ મૂકવાનાં વસ્ત્રો પાત્રો વગેરે

ગુરુદેવમાટે. રેશમી પહેરવાનું ઝીણું કોરનું શ્વેત વસ્ત્ર રેશમી તથા મખમલના ઝભ્ભા ઓઢવાનું-રેશમી ખેસ કે સુન્દર શાલ.

દેવીશ્રીમાટે: સુન્દર કોરવાળી રેશમી સાડી ચોળી તથા ચણીયાનું કપડું અને કંઇક અલંકાર

પાત્રો: ચાંદીના પૂજનપાત્રો, બે ટાટ, ચાર વાટકા તથા ચમચા-ચાંદીની પાદુકા ચાંદીના ફુલદાર વાડકો

અલંકાર. સુવર્ણની પી ટી-અછોડો

(૭) આરતી (૮) પ્રસાદ. (૯) છડીદાર-કોઠારીને દક્ષિણા તથા વસ્ત્ર. (૧૦) પાન, સોપારી, ફળાદિ મેવો (૧૧) ઘીના દીપકો-નાના દીપકોથી સ્વસ્તિક

કીર્તનવગેરે પરચુરણ (૧) પુસ્તકો, ઢોલ મંજીરા વગેરે વાદ્ય ગોવિન્દલાલ, પદ્મા વગેરેને આગ્રહપૂર્વક બોલાવ્યા હતા (૨) જયન્તીના પુણ્ય દિને વિદ્વાન્ બ્રાહ્મણો તથા સરકારી કોઇ કોઇ સજ્જનો-મિત્રોને પણ રૂડા પ્રસાદમાટે આમંત્રણ આપવામાં આવ્યા હતા.

(૩) શાળામાં પતાસા વહેંચવાની યોજના પણ હતી.

જયન્તીનો કાર્યક્રમ (કાર્તિક કૃષ્ણ ૧૪)

(૧) પાંચ વાગે ઉત્થાન અને પ્રાર્થના-પ્રભાત

(૨૫) શ્રી ઇષ્ટનું મંગલ સ્નાન-પંચામૃત તથા સુગંધિત દ્રવ્યથી,

(૩) ૮ થી ૯ —— જપ-કીર્તન

(૪) ૯ થી ૧૧ — પૂજન, આરતી, પુષ્પાઞ્જલિ, પ્રસાદ (શીરો)

(૫) ૧૧ થી ૧૨॥ — પરમ કૃપાલુ ગુરુદેવનું વ્યાખ્યાન તથા મારી પ્રાર્થના

(૬) ૧॥ થી ૩ — મહાપ્રસાદ.

(૭) ૩ થી ૪ — વિશ્રાન્તિ

(૮) ૪ થી ૫॥ — ચર્ચા-જ્ઞાનગોષ્ઠિ

(૯) ૫॥ થી ૭॥ — સ્નાન—ગંધાદિ

(૧૦) રાત્રિના ૮ થી ૯ — વ્યાખ્યાન.

(૧૧) " ૯ થી ૧૧ — ગરબા, કીર્તન.

કાર્તિક કૃષ્ણ ૩૦ પ્રાત:કાલે ૯ વાગે પ૦ કુ૦ ભગવાનશ્રીની સ્વસ્થાને પધરામણી. વાજતે ગાજતે વીકટોરીયામાં ગુરુદેવ અને શીઆમમાં પૂ૦ દેવીશ્રી અને બીજી બે ગાડીમાં વૃદ્ધ શ્રીપુરુષોને પધરાવ્યા કીર્તન પછી પૂજન, અર્ચન તથા ભેટ પશ્ચાત્ શ્રીગુરુદેવની ચોખા અને ઘઉંથી તુલા અને તે અન્નનું ભિક્ષુકવર્ગમાં દાન અન્તે સાકરનો પ્રસાદ સ્ત્રીમંડલે પ્રસંગાનુસાર મંગલ ગીત ગાયા ૧૨ વાગે નાસ્તો બે વાગે મોહનથાર ને પૂરીનો મહાપ્રસાદ સાંજના પ્રયાણ

આવું ગ્રહણ અને પ્રસારણ જડ ગણાતા પ્રત્યેક પદાર્થમાંથી થાય છે, અને તે દ્વારા એ પદાર્થનું જીવન પોતાના નવા સંસ્કારને રચે છે. આપણે કોઇ સારા સંકલ્પો પ્રેરીએ તો એ જડ પદાર્થ પોતાની ગ્રહણશીલ બાજુએથી આપણા સંસ્કારને લે છે, અને તે દ્વારા પોતાના મૂલ કારણમાં ફેરફારને કરે છે. આપણો સંકલ્પ બલવાન્ હોય છે અને તે એક લાકડાના કકડાપ્રતિ પ્રેરાય છે તો તે લાકડાની ગ્રહણશીલ બાજુ એ સંકલ્પને પોતાનામાં લય લે છે. પછી એ બલવાન્ સંકલ્પ જો અભિમાની અણુ કારણરૂપને પામ્યુ હોય, ત્યાં જઇ તે અણુની શુદ્ધિ સાધે છે. જો સંકલ્પ અત્યંત બલવાન્ હોય તો તે લાકડું તત્કાળ અન્ય દેહ ધરવાપર્યન્ત ફેરફાર પામે છે. પથ્થરનો કકડો રામચન્દ્રનો પગ અડકતાં અહલ્યારૂપ આ જ રીતે થયો. પણ પ્રેરક મનુષ્યનો જો તેવો બલવાન્ સંકલ્પ નથી હોતો તો એ લાકડાના અભિમાની અણુમાં થોડી પરિશુદ્ધિ કરે છે, તેની થોડા પ્રમાણમાં ઉન્નતિ કરે છે. એટલે તે લાકડાને એક પાદુકારૂપે થવા જેટલી સ્થિતિમાં પેલા પુરુષનો સંકલ્પ મૂકી દે છે. પછી એ પાદુકા સત્પુરુષ ધારણ કરે છે, અને તે મહાપુરુષનો સંકલ્પ જો તે કાષ્ઠમાટે થાય છે, તો તે કાષ્ઠનો અભિમાની પુન અધિક ઉચ્ચ દેહાદિને ધારણ કરે છે. આ રીતે જડ પદાર્થની ગ્રહણશીલ બાજુ બીજાના સંકલ્પ વગેરેને ગ્રહણ કરે છે અને તે દ્વારા આન્તર શુદ્ધિ અથવા ઉચ્ચતાને સાધે છે. આથી જ મહાત્માના સંબંધમાં આવતા જડ પદાર્થો પણ કલ્યાણ પામનારા અને ધન્યરૂપ—અહોભાગ્યરૂપ—મનાયા છે. તે પદાર્થો અન્તરથી ઉચ્ચ કે શુદ્ધ થતાં પોતાની પ્રસારણ બાજુમાંથી અધિક ઉત્તમ વસ્તુને જ પ્રસારે છે. સામા લાકડા કરતાં સુખડના લાકડામાં પ્રસારણ કર્મ ઉંચી જાતનું હોય છે. એ પ્રસારણ કર્મની ઉત્તમતાને લીધે એ બીજાને પ્રસન્ન કરે છે, અને પોતાના તરફ અન્યના ઉત્તમ સંકલ્પને જ—પ્રસન્નતાના સંકલ્પને જ—ખેંચે છે, અને એ રીતે પોતાનું ઉત્તરોત્તર વધારે હિત સાધે છે. માટે જ ગોપીઓએ ગાયું છે કે

ધન્ય ધન્ય એ ગોકુલ ગામ ધન્ય એ ધરતીને
મારે વહાલે કીધો વિશ્રામ " "

આપણા દેશથી પણ સંતમાહાત્મ્યને ગાતાં કવે છે તે ઝીલો કે

સંતચરણ જે ભોમે ફરીયાં તે ધરણી ધન્ય ધન્ય જેને,
સફળ ધરા તે કહીએ ભાઈ આસુરી ભૂમિ અન્ય હોને

એક દારૂ ગ્રહણશીલ બાજુથી ખરાબને જ ગ્રહણ કરે છે, અને ખરાબ જ તૃષ્ણાદિને પોષક તથા ઉત્પાદક સૂક્ષ્મ દ્રવ્યને જ પોતાની પ્રસારણ બાજુએથી કાઢે છે. જેથી તેના તરફ કોઇના ઉત્તમ સંકલ્પ જવા પ્રથમ સંભવ નથી આવતો. પણ દારૂ હાલની વિરુદ્ધતાના કાઠામાં રોગનિવારક દ્રવ્ય હોવાથી—તેનું તે પ્રકારથી પ્રસારણ કરતું હોવાથી અને બહારથી સૌ જનને લીધે તે સર્વની પ્રશંસાના સંકલ્પો ગ્રહણ કરતું હોવાથી તે પોતાના મૂલ અભિમાની અણુની જલદી ઉત્કૃષ્ટતા સાધે છે.

હવે જે દારૂ હાલની પરિસ્થિતિમાં ખરાબ જ ગ્રહણ અને પ્રસારણ કરે છે તેનો શું ત્યારે કદી ઉદ્ધાર નહિ થતો હોય એમ નથી થશે. પરંતુ તેનો ઉદ્ધાર આ રીતે થાય છે. પ્રત્યેક

વસ્તુમાં તેને ઉચ્ચતા આપવાનું કોઇ દ્રવ્ય તો સૂક્ષ્મપણે હોય છે. કેટલાકમાં તે જાગ્રત્ હોય છે, કેટલાકમાં તે સુપ્ત દશામાં છે, કેટલાકમાં તે ગાઢ દશામાં છે, કેટલાકમાં તે ઘન દશામાં છે. જાગ્રત્ કરતાં સુપ્ત દશાવાળામાં ઉચ્ચતા પ્રકટાવનાર દ્રવ્ય વધારે ઊંડું જઇ તેના ઉપર ખરાબ દ્રવ્યના થર વધારે જામેલા હોય છે, તેના કરતાં ગાઢ અને ઘનમાં અત્યન્ત વધારે પ્રમાણમાં ખરાબ દ્રવ્યના થર ઉપર બાઝેલા હોય છે. આવા સુપ્ત, ગાઢ અને ઘન દશાવાળા પદાર્થો ઉત્તરોત્તર અધિક અધિક પ્રમાણમાં ખરાબ અંશને જ બહાર પ્રસારે છે, અને ખરાબ અંશને જ ગ્રહણ કરે છે.

( અપૂર્ણ. )

શ્રી ગુરુદેવ.

---

# શ્રી યોગસાર.

( અનુસન્ધાન ગતાંક ૧૭ ના પૃષ્ઠ ૧૩૨ થી )

આ જ પ્રમાણે સમર્થ ધીરવીર પુરુષો એ ચિત્તઉપર પોતાની સત્તા જમાવી એને પોતાના બેલથી અટકાવે છે, તાત્પર્ય કે એમાંથી વૃત્તિનો ઉદય થવા દેતા નથી આમ પ્રયત્નપૂર્વક કરેલો વૃત્તિનો નિરોધ તેને યોગ, સમાધિઆદિ નામોથી આપણામાં સાધારણ રીતે ઓળખાવાય છે. આ બે દશાઓ મૂકી દઇએ તો બાકીની સર્વ દશામાં આ ચિત્તની રમત ચાલતી જ હોય છે, એ ચિત્તરૂપ રંગભૂમિઉપર વિવિધ વેશરૂપ વૃત્તિઓ ઉઠે છે અને શમે છે. જેમ રબરનો એક કકડો લઇએ અને તેને છેડાપરથી પકડી ખેંચીએ તો તેમાંથી સૂક્ષ્મ એક રબરનો તાર નીકળે છે, અને હાથ મૂકી દઇએ એટલે તરત એ તાર પાછો રબરમાં મળી જાય છે તે પ્રમાણે ચિત્તમાંથી વિવિધ કારણોને લીધે આ રબરના તારજેવી સૂક્ષ્મ વૃત્તિઓ નીકળે છે અને તે કારણનું બલ ન્યૂન થતાં એ વૃત્તિ શમે છે એટલે કે પાછી ચિત્તરૂપ થઇ રહે છે. જેમ વાયુનો વેગ હોય છે ત્યારે સમુદ્રમાં મોજાં ઉભાં થાય છે અને તરત એ મોજાં પાછાં શમે છે એટલે જલરૂપ થઇ રહે છે તે જ પ્રમાણે ચિત્તમાં પણ સતરંગ અને નિસ્તરંગ એવી બે દશા થાય છે. નિસ્તરંગ દશા એ જેમ સમુદ્રની સ્વાભાવિક સ્થિતિ છે અને વૃત્તિવાળી સ્થિતિ જે એ ચિત્તની સતરંગ દશા છે તે નિમિત્તને લીધે થતી હોવાથી આગન્તુક દશા છે આ પ્રમાણે ચિત્તસમુદ્રમાંથી તરંગરૂપ વૃત્તિ ઉઠે છે અને શમે છે-પણ એ કાર્ય એટલી તો ત્વરાથી થાય છે કે એના સમયની તુલના કરવી અત્યન્ત કઠિન છે, અને સામાન્ય મનુષ્યો તો બે વૃત્તિ ઉઠે તેની વચ્ચે સમય રહેતો જ નથી, એમ પણ ભ્રાન્તિમાં પડી જાય છે. પણ ખરું જોતાં બે વૃત્તિની વચ્ચે હમેશાં કંઇક સમયનો અન્તર્ અવશ્ય હોય છે. આ વૃત્તિ પણ ચિત્તસત્ત્વની માફક જ સૂક્ષ્મ અને સ્વચ્છ છે, તેથી જેમ પુરુષનું પ્રતિબિમ્બ ચિત્તસત્ત્વમાં પડે છે તેમ આ વૃત્તિમાં પણ તે જ કારણથી પડે છે, એટલે કે જેમ પુરુષના સન્નિધાનથી ચિત્તસત્ત્વમાં ચિત્શક્તિ અભિવ્યક્ત થાય છે તે જ પ્રમાણે પુરુષના સન્નિધાનથી જ આ વૃત્તિમાં પણ ચિત્શક્તિ અભિવ્યક્ત થાય છે અને તેથી આ વૃત્તિ પણ અચેતન છતાં ચેતનાવાળી થઇ રહે છે. સર્વ વૃત્તિઓ યદ્યપિ વૃત્તિરૂપે સમાન છે છતાં એના આકારમાં ભેદ હોવાથી એમાં ભેદ રહે છે. જેમ પિત્તળનો રસ કરી એક બીબામાં રેડવામાં

આવે છે તો એ રસ તે બીબાના જેવા આકારમાં ગોઠવાઇ જાય છે એટલે તે બીબાના જેવા આકારવાળો થઇ રહે છે, તેમ આ વૃત્તિઓ પણ જે અર્થપ્રતિ જાય છે તેના આકારને પામે છે. વૃત્તિ અને પુસ્તકનો સંબંધ થવાથી વૃત્તિ પુસ્તકાકાર થઇ રહે છે. પુસ્તકાકાર પરિણામને પામે છે; વૃત્તિ અને કાગળનો સબંધ થતાં વૃત્તિ તેના આકારવાળી થઇ રહે છે. આ જ પ્રમાણે સુખાકાર, દુઃખાકાર, સંશયાકાર, ક્રોધાકાર આદિ પરિણામવાળી વૃત્તિઓ થાય છે અને એ જે આકાર તે જ એ વૃત્તિઓને ભેદ પાડનાર હેતુ છે. હવે જ્યારે વૃત્તિ પરિણામિ હોવાથી આમ વિવિધ આકારને ધારણ કરે છે ત્યારે એમાં રહેલો ચિતશક્તિ પુરુષ પણ તેવા આકારવાળો દેખાય છે. આપણે જાણીએ છીએ કે અગ્નિનો આકાર નથી પણ દીવાળીમાં ફોડવાની હાંડીના દારૂમાં જ્યારે એ અગ્નિ પ્રકટે છે ત્યારે એ દારૂના અણુઓ જે વૃક્ષાદિ આકારમાં ગોઠવાઇ રહે છે તેવા આકારવાળો અગ્નિ દેખાય છે. અગ્નિ તે આકારવાળો થતો નથી પણ માત્ર તે આકારવાળો પ્રતીત થાય છે. એક લાંબો, ઉંચા નીચા પ્રદેશવાળો લાકડાનો કકડો સળગાવીએ છીએ તો એ અગ્નિ પણ તેવો જ લાંબો અને ઉંચા નીચા પ્રદેશવાળો પ્રતીત થાય છે. આ જ પ્રમાણે સૂર્યનું તેજ આકાર-વિનાનું છે પણ જ્યારે આપણી હાથેલીઉપર એ પડે છે ત્યારે આપણી હાથેલીના જેવા જ આકારવાળું તે થઇ રહેલું હોય તેમ દેખાય છે, લાકડીઉપર પડે છે ત્યારે લાકડીના જેવું જ લાંબુ થયેલું તે દેખાય છે. આ જ પ્રમાણે જ્યારે વૃત્તિ સુખાકારા થઇ રહે છે ત્યારે ચિતશક્તિરૂપ પુરુષ વસ્તુત આકારવિનાનો છે પણ એ વૃત્તિના જેવા આકારવાળો જાણે થયેલો હોય તેવો દેખાય છે, વૃત્તિ જ્યારે મોહાકારા થયેલી હોય ત્યારે એ વૃત્તિમા પ્રતિબિંબિત પુરુષ પણ મોહાકાર જાણે થયો હોય તેવો દેખાય છે. સંક્ષેપમાં એ જ કે વૃત્તિનો જે આકાર તેવો પ્રતિબિંબિત પુરુષનો આકાર હોય તેમ દેખાય છે. આનું નામ યોગશાસ્ત્ર વૃત્તિસારૂપ્ય આપે છે. જે બેનું રૂપ ( આકાર ) સમાન હોય છે તે બે પદાર્થો સરૂપ કહેવાય છે. એ સરૂપપણું તે સારૂપ્ય છે. આ વાત જ્યા સૂત્રમાં કહ્યું છે કે वृत्तिसारूप्यमितरत्र ॥ ૪ ॥ इतरत्र એટલે ચિત્તની વૃત્તિમાત્રનો નિરોધ જે દશામા હોય છે તેથી બીજી દશામાં; જે દશામાં એક પણ વૃત્તિ ઉદય પામેલી હોય છે તે દશામાં, વૃત્તિમાત્રનો નિરોધ નથી અને તેથી આ इतरत्रમાં તે સમાય છે એ દશા તે વ્યુત્થાન કહેવાય છે. તેથી इतरत्र એટલે વ્યુત્થાન દશામાં. આ સૂત્રથી એ કહ્યું કે વ્યુત્થાન દશામા પુરુષને વૃત્તિનું સારૂપ્ય હોય છે, એટલે કે વૃત્તિનું જે રૂપ, જે આકાર તેને સમાન આકારવાળો પુરુષ દેખાય છે આથી સ્પષ્ટ છે કે ચિત્તસત્ત્વમાં વૃત્તિનો-એક પણ વૃત્તિનો ઉદય થાય છે એટલે પુરુષને આ વૃત્તિસારૂપ્ય થાય છે. આ રીતે પ્રથમ તો ચિત્તસત્ત્વ અને પુરુષ એ બેનો અભેદભ્રમ થાય છે અને આ વૃત્તિસારૂપ્ય થવાથી પરસ્પરના ધર્મોનો પરસ્પરમાં આરોપ કરવારૂપ ભ્રમ થાય છે. તેથી સુખ, દુઃખ, આદિ સર્વ ચિત્તની વૃત્તિઓ છે તેથી ચિત્ત જ્ઞાનવાળું, સુખી, દુઃખી, શ્રદ્ધાવાળું, શ્રદ્ધારહિતઆદિ ખરું જોતાં છે છતાં જેમ સેનાએ કરેલા જય અને પરાજયનો તેના સ્વામીમાં આરોપ કરાય છે, જેમ જે રાજાની સેના હારે તે રાજા હાર્યો ગણાય છે તે પ્રમાણે ચિત્તમાં સુખ નામની વૃત્તિનો ઉદય થવાથી તે ચિતમાં જે પુરુષનું પ્રતિબિંબ પડ્યું હોય તે ચિત્ત જે

પુરુષનું રત્ર છે; તે ચિત્તનો જે પુરુષ સ્વામી છે, તે પુરુષ સુખવાળો છે. સુખી છે એમ ભ્રાન્તિથી જણાય છે અને મનાય છે. ચિત્તમાં જ્ઞાન નામની વૃત્તિનો ઉદય થયો એટલે તે ચિત્ત પરું જોતાં જ્ઞાનવાળું, દષ્ટા થયું છતાં તે ચિત્તસત્ત્વનો સ્વામી જ્ઞાનવાળો અને દષ્ટા થયેલો જણાય મનાય છે. તેથી ઉપર કરેલી શંકાનું ઉત્તર આ શાસ્ત્ર એ જ આપે છે કે પુરુષતત્ત્વ વસ્તુતઃ દષ્ટિસ્વરૂપ જ છે, જ્ઞાનસ્વરૂપ જ છે અને દષ્ટા નથી પણ માત્ર ઉદાસીન સાક્ષીરૂપ છે છતાં ચિત્તસત્ત્વની સ્વચ્છતાને લીધે અને આ વૃત્તિઆરૂઢ થવાથી પુરુષ ઉપદષ્ટા થાય છે અને તેથી માત્ર ભ્રાન્તિથી દષ્ટા, સુખી, દુઃખી જણાય મનાય છે. (અપૂર્ણ.)

---

શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૩ )

( ઉત્તીર્ણ લેખો. )

## સામુદાયિક વિભાગ:— ' આંગળી અને અંગુઠા ' વચ્ચેનો સંવાદ.

[ લેખક : મણિલાલ પરશોત્તમ શેલત. ]

એક પ્રસંગે સામાન્ય વાતચીતઉપરથી આંગળી અને અંગુઠા વચ્ચે પોતાની મહત્તાના સંબંધમાં ગરમાગરમ ચર્ચા ચાલી:—

અંગુઠો :—તું તો એક અબળા, અશક્ત. તારું નામ તો આં—ગળી. તારું નામ જ નિર્માલ્ય. મારું નામ અંગુ—ઠો. કેવું વીરતાભરેલું નામ! તું મહાન કાર્ય કરવા તદ્દન અશક્ત.

આંગળી :—અભિમાન ન કર. મારો તો અનેક ઉપયોગ. તારો શો?

અંગુઠો :—પતરાજ ન કર. તું તો ભીંડાની સિંગ જેવી સુક્કલકડી. મારો નંબર પણ પહેલો. મારા પછી તું. સમજી! ઈશ્વરે પણ મને તારા કરતાં વિશેષ મહત્વ આપ્યું છે.

આંગળી :—બેસ બેસ, છૂપી રીતે કંઈ વાત સમજાવવી હોય અગર પાંચ માણસમાં મખના ખાતર કોઈને બદલે ઈશારતથી સમજાવવાનું કામ મારું. પૂજન જેવા પવિત્ર કાર્યમાં પણ ચન્દન કરવામાં હું.

અંગુઠો :—બકવાદ મા કર. તારો હિસાબ શો? માંગલિક પ્રસંગે કુંકુમથી ચાંદલો મારાથી થાય. રાજા રાજ્યપદારૂઢ થાય ત્યારે તિલક કરવામાં પણ હું. કન્યાઓ ચાંદ્રાવ્રત લે તેમાં પણ બંદાનું કામ.

આંગળી :—ડંફાસ મેલ. વાંકાની હિમત શીરૂ ઓસડ મારાથી થાય. લેહ પદાર્થો મારાથી ચખાય. સારા નઠારા સ્વાદની પરીક્ષામાં મારો ઉપયોગ થાય. ' જયેષ્ઠી ' જેવું ચિહ્ન છૂપી રીતે દર્શાવવામાં નિશાન પણ મારાથી થાય. સમજ્યો કે?

અંગુઠો :—ટિચકી, ફુલીને ફાળકો મા થા. બાળક જન્મે ત્યારથી અંગુઠો ધાવે. શ્રી કૃષ્ણ જેવાએ પણ મને મુખમાં રાખેલો. ઈશ્વરનું સ્થાન હૃદય, તે પણ અંગુષ્ઠમાત્ર—મારા કદનું. મારું મહત્વ તું શું સમજે? ક્યાં તું ને ક્યાં હું! ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી?

આંગળી '-ભણ્યું ના થા ભણ્યું'. લીલાગર લીધી હોય એમ લાગે છે. કંઇ આપ્યા વિના હું પુષ્પ રજાવું. કહેવત સાંભળી છે કે નહિ ? ' આંગળી કપીનું પુષ્પ '. ઇશારતથી કંઇ કંઇ દર્શાવું મૂગાને પણ વાત કરાવું છું કોણ ? કપાળમાં ડામ જેવો તિરસ્કારભર્યો ભાવ દર્શાવવામાં તું આગળ. ' તારા કર્મમાં ટીકો '—એવા અશુભ ભાવમાં પણ હું પહેલો. દુશ્મન શાહરને હું બરાબર ભીષાવું ગરજ બંધ કરવાની નિશાની કરી કોલાહલ શમાવું. ' સહુને માથે એક ઇશ્વર છે, ' એ ભાવ પણ હું જ દર્શાવું, બુઠ્ઠા ! તું તે કોણ માત્ર ! દવાખાના, દુકાનો તેમ જ જુદા જુદા સ્થાનના રસ્તા, પાટીઓ ઉપર રંગ બેરંગથી, મારી છબીદ્વારા, દર્શાવું

અંગુઠો -શું કરૂં ! વીસમી સદી છે બૈરીઓ પણ कार्येषु मंत्री करणेषु दासी–કર્તવ્યભ્રષ્ટ થઇ બૈરીઓને જેમાં તેમાં આગળ પડવાનો પવન વાયો છે ' સ્ત્રીઓ કરશે વડીલાત ત્યારે ભરશે કોણ પાણી ? ' એવો પ્રશ્ન પણ ઉઠાવ્યો છે. એટલે તું પણ તનમનાટ કરે એમાં શું નવાઇ ?

આંગળી -અત્યા, અક્કલના ઓથમીર ! સુભમની જ કિમત. મારી જાતિની–મારી બહેનો– સાઇકલ, મોટોર, સ્ટીમર, આગગાડી, બંદુકનો કેવો પ્રતાપ છે ! ક્યાં ત્યાં કેવી ગર્જે છે ! માટે ' હું તે હું ને તું તે તું '

વાદવિવાદઉપરથી તેઓ મારામારીપર આવવાની તૈયારમાં હતાં એટલામાં ત્યાંથી પસાર થતા કોઇ સાધુ–સંત તેમને જુએ છે અને બન્નેના બરાડાનથી હસે છે વિવાદનું કારણ પૂછે છે. કારણ નિવેદન કરી બંને, તેમના વિવાદનો નિર્ણય કરી ન્યાય આપવા, તેમને પ્રાર્થના કરે છે,

સન્ત :–તમારી તકરારનું કારણ અજ્ઞાન છે ઉભય પોત પોતાના સ્થાનમાં ઉપયોગી છો પરન્તુ બન્નેનો સંયોગ થાય તો તમારા ઉભયમાંથી, એકથી જે ન થય તેવાં મોટા કાર્ય કરી શકાય પુરૂષ અને પ્રકૃતિના સંયોગથી આખા જગતનું મંડાણ પ્રકૃતિ વિના પુરૂષ પોતાનો પ્રકાશ દર્શાવી શકે નહિ પ્રકૃતિ પુરૂષનું ઐશ્વર્ય દર્શાવવાનું દ્વાર છે જડસૃષ્ટિ તેમ જ વનિસ્પતિસૃષ્ટિને પણ આ નિયમ લાગુ પડે છે સૌન્દર્ય, કલા, અલૌકિકતા, સામર્થ્ય તે પુરૂષ + પ્રકૃતિ અર્થાત્ ઈશ્વર ને માયાનો સંયોગ અંગુઠ એકડો અને તું મીંડું બન્નેના સંયોગથી કિંમત વધે મનુષ્યો આ નિયમનો ભંગ કરવાથી ઉંચા સુખ ભોગવી શકતા નથી–પોત નો સંપૂર્ણ વિકાસ કરી શકતા નથી તમારા સંયોગથી મુખમાં મિષ્ટાન્ન મુકાય, પ્રાણાયામ થાય, વસ્તુ ગ્રહણ થાય વગેરે અનેક કાર્ય થય

સન્તની વાર્તા શ્રવણ કરી બન્ને પ્રસન્ન થયા પ્રણામ કરી બેલી ઉઠયા, ધન્ય ! પ્રભુ ધન્ય ! મહદ્ ઉપકાર થયો મિથ્યા અજ્ઞાને અમને ભમાવ્યા આ ક્ષણથી અમે પ્રેમથી જોડાયા અમને શુભાશિષ્ આપવા કૃપા કરો.

સન્ત આશિષ દઇ પોતાને માર્ગે જાય છે અને અંગુઠો તથા આંગળી હર્ષથી ભવિષ્યમાં અનેક કાર્યો કરી જીવન સફલ કરે છે

---

# પરમ પૂજ્ય શ્રીમાજીશ્રીના ઉત્તરાર્યનપ્રસંગે અપાયેલી પ્રણામાંજલી.

( અનુસન્ધાન ગતાંક ૧૮ ના પૃષ્ઠ ૧૩૯ થી. )

પોતે સ્વહસ્તે રસોઇ બનાવી તમામ અતિથિઓને–પછી તે સાધક હોય કિંવા ગમે તે હોય તો પણ સ્વહસ્તે જ આગ્રહપૂર્વક તેમ જ ભાવપૂર્વક જમાડતા. તે સમયે શ્રી બાપજીશ્રીના સમાગમમાં અનેક સાધકો તથા સજ્જનો કવખતે પણ આવી ચડતા, એટલે કોઇ કોઇ પ્રસંગે તો માજીશ્રીને આખો દિવસ રસોડાનું કામ સંભાળવાની ફરજ પણ પડતી હતી. છતાં એવો એક પણ પ્રસંગ મારા જોવા જાણવામાં નથી કે જ્યારે પોતેશ્રી આ કાર્યથી લેશ પણ કંટાળ્યા હોય, કિંવા અતિથિસત્કારમાં કોઇપણ રીતે ન્યૂનતા આવવા દીધી હોય. સદ્ભાગ્યે મારી આ રાજ્યની ૩૫ વર્ષની એકંદર નોકરી પૈકી લગભગ ૩૩ વર્ષની નોકરી તો વડોદરામાં જ થઇ છે, અને સને ૧૮૮૮ થી મને આ લીલા જોવાનો લાભ મળ્યો છે. રસોઇ ઉપરાંત વાસણ માંજવા, એંઠવાડ કાઢવો વગેરે પ્રકારનું હલકું ગણાતું કામ પણ પોતેશ્રી મોટે ભાગે સ્વહસ્તે જ કરતા. બાપજીશ્રીએ કામ કરનાર બાઇ તથા કેટલોક સમય એક ભક્તિમાન્ માધવદાસને પણ માજીશ્રીની સેવામાં રોક્યા હતા છતાં માજીશ્રીને તમામ કામ તદ્દન સ્વચ્છ તથા નિયમિત થવું જોઇએ એવા આગ્રહના કારણે કોઇ નોકર લાંબો કાળ ટકી શકતો નહોતો. આખા દિવસભરના આવા ગૃહસંસારના કામકાજથી વિના કારણ ત્રાસ વેઠવાની જરૂર નથી, માટે થાય તેટલું કામ કરવું, બાકીનું રહેવા દેવું વગેરે ભાવના આશ્વાસન વચનો બાપજીશ્રી વખતો વખત ઉચ્ચારતા તેમજ ગમે તે નોકરને નિભાવી લેવા પણ સૂચના આપતા છતાં સ્વચ્છતા, સુઘડતા અને પવિત્રપણું સાચવવાના આગ્રહી સ્વભાવવાળા માજીશ્રી કોઇ પણ રીતે દીન અને પરાધીન બનતા નહોતા.

જેવી રીતે ગૃહકાર્ય વ્યવસ્થિત રીતે કરવાની કાળજી રાખતા તેવી જ રીતે બાપજીશ્રીની સેવા કરવા, તેઓશ્રીની પ્રસન્નતા અખંડ સાચવવા અને શ્રી આશ્રમના યથાર્થ રીતના શક્તિદેવી–સ્વરૂપે સ્થિત થવા પણ સતત કાળજી ધરતા. શ્રી નૃસિંહાશ્રમના અતિથિસત્કારમાટેનું સાચું આદર્શ આપણા માજીશ્રી જ છે. મારી નોકરીની શરૂઆતમાં—એટલે મને ૧૮૯૪ના એપ્રીલ માસમાં મારે શ્રી આશ્રમમાં જ નિવાસ કરવાનું સુભાગ્ય હતું. લગભગ ૧૫ દિવસ સુધી બાપજીમાની સન્નિધિમાં શ્રી આશ્રમનો પ્રસાદ શ્રીમાજીશ્રીના હસ્તથી પીરસાયેલો જમવા હું ભાગ્યશાળી બન્યો હતો. તેઓશ્રીની પીરસવાની અન્તરના ઉંડાણના ભાવવાળી આગ્રહપૂર્વકની લીલામય પ્રવૃત્તિ ઔદાર્યની પરાકાષ્ઠાએ પહોંચેલી હતી. મારા પોતાના જ સંબંધમાં નહિ પરન્તુ મારા જેવો લાભ અન્ય જે જે સાધકબન્ધુ તથા ઇતર સજ્જનને, માજીશ્રીના વરદ હસ્તેથી પીરસાયલી રસોઇ જમવાનો મળ્યો છે તે તે આ વાતની સાક્ષી પૂરે તેમ છે. આશ્ચર્ય તો એ હતું કે ભૂખ ઉપરાંત હદ બહારનું સ્વહસ્તેથી પીરસાય અને બાપજીશ્રીની સન્નિધિમાં પ્રસાદ છંડાય નહિ તેથી તે ગમે તે રીતે ખાઇ જવાની એક રીતે ફરજ પણ પડે છતાં કોઇ દિવસ તેનું અજીર્ણ થવાનું ભાગ્યે જ અનુભવમાં આવ્યું નથી. અર્થાત્ માજીશ્રીનો આ આગ્રહનો પ્રેમ તથા વત્સલભાવ અદ્ભુત હતો એવો મારો જાત અનુભવ છે.

શ્રી આશ્રમના અંગે ગમે તેટલા પ્રમાણમાં કામ કરવાનું પ્રાપ્ત થાય તોપણ તેઓથી લેશ માત્ર પણ કંટાળતા નહિ, પરન્તુ હલકું સેવાકૃત્ય કરવાનો પોતાનો સ્વધર્મ સમજી પરમ ઉલ્લા-

મથી તથા સર્વ પ્રકારના શારીરિક કષ્ટ વેઠીને પણ તેઓથી કર્યા જતા. જ્યાં પર્યન્ત બાપજીશ્રીએ પોતાના લીલા વિગ્રહને પ્રતીત કરાવ્યું ત્યાં પર્યન્ત સેવા ધર્મનો આદર્શ પાઠ તેઓશ્રી—એટલે માજીશ્રીએ સર્વને શીખવ્યો અને તે મૂક રીતે અને જાતે આચરી બતાવીને, તેની સાથે નાના મોટા સર્વ સંબંધમા આવનારપ્રતિ કોઇ પણ પ્રકારના પક્ષપાતવિના સમાન પ્રેમભાવ, સર્વને ઘટે તેવું માન આપવું, નિરુત્સાહીને ઉત્સાહ આપવો, અન્યના દુઃખે દુઃખી થવું અને તેની સાથે તેને બને તેટલી સાહાય્ય આપવી, કોઇનું મન કદી પણ અને કોઇ પણ નિમિત્તે દુઃખાય નહિ તે માટેની અખંડ સાવધાનતા રાખવી, મૃદુ પ્રિય અને હિતકર વાણીથી સર્વના હૃદયમા શાન્તિનું ભાન કરાવવું. આપણા પરમ પૂજ્ય શ્રીઅષ્ટપદવિલીન શ્રીયુત ત્રિકમલાલભાઇ જેવા ઉગ્ર સ્વભાવવાળાના અન્ય કોઇ પણ સહન નહિ કરી શકે એવા કડવા શબ્દોને અનેકવાર સાંભળવા છતાં તેને ગળી જવા ઉપરાત તેમના પ્રતિનો પ્રેમભાવ લેશ માત્ર પણ ન્યૂન થવા નહિ દેવો વગેરે વગેરે ઉચ્ચ દૈવી ગુણો એવા તો તરતા રહેતા હતા કે જેના પરિણામે તેઓથી આ આશ્રમના પરમ શોભારૂપ હતા અને હજી પણ છે.

શ્રી બાપજીશ્રીના સ્વરૂપાવસ્થાન પછી માજીશ્રીએ પોતાની જીવનલીલા પલટી નાંખી અને યથાર્થ તપસ્વિની બની રહ્યા. નિત્ય પ્રાતઃકાલે મોટે ભાગે તારાસ્નાન અને છેવટે બને તેટલું વહેલું સ્નાન કરી લગભગ એક પહર કે તેથી પણ અધિક કાલ સંયમાદિ ક્રિયામાં ગાળવો, ભોજન પણ અમુક વસ્તુનું જ કરવું, દિવસનો ઘણો ખરો સમય સચ્ચિન્તન, સદ્વાચન, જપ, ભજન વગેરેમાં ગાળવો, અનેક પ્રકારના કઠિન તપપ્રયોગો કરવા અને આવી આવી સત્ક્રિયામાં જ તનુને ગાળવું—એવો એમનો આગ્રહયુક્ત નિશ્ચય જણાતો હતો. શરીરની ગમે તેવી સ્થિતિ હોય છતાં શુદ્ધિ નિમિત્ત સ્નાન કરવાને તેઓશ્રી કદી ચૂક્યાં નથી. શ્રી અષ્ટપદવિલીન શ્રીમતી ભારતીદેવીના મંદવાડ સમયથી હું માજીશ્રીના પ્રત્યક્ષ સમાગમમાં અધિક અને અધિક આવવા ભાગ્યશાળી બન્યો એટલે મને તેઓશ્રીની દિનચર્યાનું નિરીક્ષણ કરવાનું મહભાગ્ય પ્રાપ્ત થયું. આજસુધીના અનુભવથી મને સમજાયું છે કે તેઓશ્રીએ પોતાની જીવનલીલામાં જે પલટો કર્યો તે બહુ અદ્ભુત પ્રકારનો હતો અને તેમા પણ આપણા ભગવાન્‌શ્રીના સ્વરૂપસ્થ થવા સમયથી તો એ પલટાએ અતિ અદ્ભુત સ્વરૂપ ધારણ કર્યું હતું.

( અપૂર્ણ. )

---

××× ક્ષમા એ જ ધર્મ છે, ક્ષમા એ જ યજ્ઞ છે, ક્ષમા એ જ વેદ છે, અને ક્ષમા એજ શાસ્ત્ર છે ક્ષમા એ જ પરબ્રહ્મ છે, ક્ષમા એ સત્ય છે, ક્ષમા એ સંચિત અને સંચાતા પુણ્યની રક્ષક છે ક્ષમા એ તપ છે ક્ષમા એ શૌચ છે, અને હું કહું તો સર્વ જગત્ ક્ષમાના આધારે ટકી રહેલું છે તેજસ્વીઓનું તેજ ક્ષમા છે, તપસ્વીઓનુ તપ ક્ષમા છે, સત્યવાદીનું સત્ય ક્ષમા છે, યજ્ઞ કરનારાઓનો યજ્ઞ ક્ષમા છે, અને મનને સંયમમાં રાખનારાઓની શાન્તિ પણ ક્ષમા છે.

××× જેઓ વૈરને સંભારતા નથી, અવગુણોને જોતા નથી પરન્તુ ગુણોના તરફ દૃષ્ટિ કરે છે તથા કોઇની સાથે વિરોધ કરતા નથી તેઓને ઉત્તમ પુરુષ જાણવા.

××× દાન, યજ્ઞ, સત્પુરુષની સેવા, વેદાધ્યયન અને સરળતા—આટલાને મુખ્ય ધર્મ કહેલા છે અને તે ભગવાન્ ધર્મ, આ લોકમાં તથા પરલોકમા સંપૂર્ણ સુખ આપે છે.

××× મંત્ર એ વિજયનું મૂળ છે. ( શ્રી મહાભારત. )

---

: આ પ્તા હિ ક : :

-Reg No. B 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :

"જીવન ધરો"

વર્ષ : ૪ અંક : ૨૦

સં. ૧૯૯૧, આશ્વિન શુદ ૧૧

શનિવાર

તા. ૨૬ : ૧૦ : ૧૯૩૫

પત્રવ્યવહાર :

વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર

વડોદરા.

વાર્ષિક લવાજમ.

હિન્દમાં : રૂ. ૫-૦-૦

હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં. પ્રેસ, મીઠીઆના—વડોદરામાં રણછોડભાઈ હિંમતભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-વતી પ્રકાશક, એન્જિનિયર વ્ર. ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિમલચંદ્ર-વધાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૬-૧૦-૧૯૩૫

॥ ॐ શ્રી ॥

## શ્રાદ્ધની આવશ્યકતા.

( અનુસન્ધાન અંક ૧૯ ના પૃષ્ઠ ૧૪૭ થી. )

આવી ખરાબ દ્રવ્યના અનન્ત થર જામેલી વસ્તુ એ જ રૂપે લોકના તરફથી સારા સંકલ્પને ગ્રહણ કરવા અથવા પોતાનામાંથી કોઈ સદ્અંશને પ્રસારવા અસમર્થ હોવાથી તેનું રૂપાન્તર કરવામાં આવે છે. એના મૂળ સ્વભાવમાં જે ઉચ્ચ દ્રવ્ય છે કે જે જગતના કોઈ પણ હિતમાં ઉપયોગી થાય એમ છે, એ દ્રવ્યના જ્ઞાના પુરુષની દૃષ્ટિએ તે વસ્તુ આવે છે, ત્યારે તે તેને શોધી કાઢે છે, અને પછી તે પુરુષ એ દાહકારી હલકી વસ્તુને બાળી નાંખે છે, તેની રાખોડી બનાવે છે. આ રીતે તેના ખરાબ દ્રવ્યના થર અથવાં ધન ભસ્મ બળી જાય છે, અને જે શુદ્ધ દ્રવ્ય છે તે બાકી રહે છે. પછી એ રાખ અમુક પ્રકારના બલવાન્ ગુણધર્મવાળી થાય છે. એ રાખ પછી ઔષધમાં કે તેના જેવા થયેલા ગુણધર્મને અનુરૂપ કાર્યમાં વપરાય છે, અને એ રીતે તે જલદી વિકાસ પામવાના ક્રમમાં આવી જાય છે. મનુષ્યોની દૃષ્ટિમાં તેનું મહત્ત્વ સ્થપાય છે, અને તેમ થતાં તેનાપ્રતિ યોગ્ય સંકલ્પો અધિકાધિક આવતા જાય છે. આ રીતે તે લાકડું અથવા એવી વસ્તુ રૂપાન્તર પામતી બીજા એવા રૂપને ધારણ કરે છે કે જેમાં તેની ગ્રહણશીલ બાજુ અને પ્રસારણ બાજુ—બન્ને વધારે ઉચ્ચ પ્રકારની બની હોય છે, જેથી તે ઉત્તમનું ઉત્તરોત્તર પ્રસારણ અને ગ્રહણ કરવા સમર્થ થાય છે. અને આમ તે ક્રમે ક્રમે ઉચ્ચતાને ધારણ કરે છે.

બન્ધુઓ ! હવે વિચારો કે સંકલ્પ કેટલું અદ્ભુત કાર્ય કરે છે. મહાપુરુષનો એક સંકલ્પ ક્યાં ક્યાં સુધી પહોંચે છે, અને કેવા અમાપ અને અદ્ભુત ફેરફારો કરે છે !

મહાજનનો સંકલ્પ, એક જ, મહાજનનો સંકલ્પ,
દુઃખમાં ડૂબેલાને પળમાં, સુખ ઉપજાવે અકલ્પ્ય, એક જ૦
ક્ષણમાં પ્રાપ્ત કરાવે જે કંઇ, પમાય જતા કલ્પ, એક જ૦
અનવધિ ઉન્નતિકારક થાતો, યદ્યપિ હોયે સ્વલ્પ, એક જ૦
ઉપેન્દ્ર પ્રભુઅનુગ્રહ સ્વરૂપ જ, તદપિ દ્વન્દ્વ અનલ્પ; એક જ૦

જડ પદાર્થના વિભાગક્રમનો વિચાર કરતાં સહજ વિષયાન્તર થઇ ગયું. પુન મૂલ વિષયનું અનુસન્ધાન કરીએ

ઝંઝામાં વહેતા વહાણોના દૃષ્ટાન્તથી આપણે વિચારી ગયા કે આપણા જીવનને કેવળ આપણા જ સંકલ્પો અસર કરે છે, એમ નથી, પણ અન્ય કોઇના પણ સંકલ્પો આપણને સારી માઠી અસર કરે છે અને તે આપણા આજના-હાલના-જીવનમાં જ અસર કરે છે, એમ નથી, પણ જન્મજન્માન્તરમાં તે અસર કરે છે આથી વ્યષ્ટિજીવન અને સમષ્ટિજીવનનો સંબંધ સહજ સ્પષ્ટ થાય છે, અને તેથી આપણે જાણી શકીએ છીએ કે

એક જ જીવન જગમાં, વહેતું, એક જ જીવન જગમાં,
અમમાં, તમમાં, પેલામાં તેમ, હંસ અને વળી બગમાં,—વહેતું૦

અને આ ઉપરથી સમજાય છે કે પ્રાણીપદાર્થને ઉન્નતિ પામવા માટે ઇશ્વરે કેટલું બધું સરજ્યું છે. અહો, પ્રાણીપદાર્થમાત્રઉપર પરમાત્મન્! આપનો કેટલો મહદ્ ઉપકાર! ભગવન્! આપના આ મહૌદાર્યને જોતાં સહસા વદી જવાય છે કે

સંતત રે, કરતા, સર્વ જીવતણું પ્રભુ! હિત
સર્વ આપને મન છે ઉચિત,
આપને કંઇ ન વિદિતાવિહિત રે,— સંતત૦
એકતણા હિતઅર્થે અનેકને, આપ કરો છો નિમિત્ત,
સર્વને સર્વના હિતમાંહિ પ્રેરી, કરાવતા ઐક્ય પ્રતીત રે, સંતત૦
સર્વનો સહુસાથે સંબંધ રાખી દાખ્યું આપે ઉદાર ચિત્ત,
એવા સંબંધને અમો અજ્ઞાનથી માની રહ્યા અનુચિત રે, સંતત૦
સર્વનું હિત કરવા માટે સાધન, કઇ સૌને પ્રેરતા નિત્ય,
એ જ મહત્તાયું આપનું લહી મતિ, આપમાં થતી લીન રે, સંતત૦

આખું વિશ્વ એક આત્માનું હોવાથી તે એક બીજાથી સંધાયલું છે મનુષ્યમાત્ર વિશ્વબન્ધુ છે. વૃક્ષ, પશુ, પક્ષી, પાષાણ વગેરે સર્વ એક જીવનમય હોવાથી તે એકબીજાથી સંબદ્ધ છે, અને એકબીજાના સંકલ્પ અને સંસ્કારને ધારણ કરે છે વૃક્ષ, પશુ, ધાતુ, લાકડું, કાંકરું, એ એક અનન્ત જીવનની અવસ્થાઓ છે બાલ્ય, યુવા, વૃદ્ધ, અતિવૃદ્ધઆદિ અવસ્થા એક જ મનુષ્યની જેમ થાય છે તેમ એક જીવન જુદા જુદા દેહનાં રૂપો ધરે છે એક વખતના પશુ પક્ષી, પાષાણ કે લીંડું, તે જ આજના આપણે અને તેથી એ બધી અવસ્થાના કોઇ કોઇ સૂક્ષ્મ સંસ્કાર આપણામાં આજ પણ હોય છે (અપૂર્ણ.)

શ્રી ગુરુદેવ.

# જીવનહોકાયંત્ર.

'હોકાયંત્રની સોય જેમ મુખ ઉત્તરમાં રાખે છે,
અભિમુખતા પણ ન ત્યજે, હો યંત્ર ફેરવી નાખે છે;
તદ્‌વત્ જાગ્રત્ સુષુપ્તિ સ્વપ્ને, મુમુક્ષુ આત્મા ઝાંખે છે,
વિવિધ દુઃખની પ્રતીતિઓને, સ્વરૂપલીલા લહી સાંખે છે.'

ઉપરની દિવ્ય, રહસ્યમય, જીવનનો પંથ સરળ કરનારી, અમૂલ્ય પંક્તિઓ આપણને કર્તવ્યની દિશા સૂચવે છે. હોકાયંત્રની સોયરૂપ આપણી વૃત્તિની સ્થિતિ કયી દિશાપ્રતિ વળેલી છે તે જોતાં જ સમજાય છે કે આપણે આપણા ગન્તવ્ય માર્ગે રહીએ છીએ કે અન્ય દિશાએ. મહાસમુદ્રમાં પ્રવાસ ખેડતા જનને હોકાયંત્રથી જેમ દિશાનું જ્ઞાન સ્પષ્ટ થાય છે તેમ આપણે પણ ભવોદધિમાં કયી દિશાએ વહી રહ્યા છીએ તેનું જ્ઞાન આપણી વૃત્તિના વળાણઉપરથી જ સ્પષ્ટ થાય છે.

જગતમાં જન્મી, જીવીને સ્વસ્વરૂપની પ્રાપ્તિ કરવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. સ્વરૂપપ્રાપ્તિ એ જ મનુષ્યને સાધ્ય કરવાનું હોવાથી આપણી વૃત્તિ, હોકાયંત્રની માફક, પ્રતિક્ષણે સ્વરૂપપ્રતિ વળે તો જ જાણવાનું કે આપણે યોગ્ય માર્ગે વહી રહ્યા છીએ. ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય, સ્વજનનો નાશ થાય, ધનક્ષય થાય, અપકીર્તિ થાય, અપમાન પમાય, કેવલ નિર્ધનતા અનુભવાય, સ્વલ્પમાં જગત્‌માં મનાતાં દુઃખો એકસામટાં આવી પડે ત્યારે પણ આપણે આપણી સ્વરૂપપ્રતિની અભિમુખતા ન ત્યજી દઈએ તો જાણવું કે આપણે યોગ્ય માર્ગે જઈએ છીએ.

સર્વકાલે, સર્વાવસ્થામાં આપણી વૃત્તિ, આપણા સર્વ વિચારો, આપણાં સર્વ મન્તવ્યો આત્માના ગુણધર્મોથી ભિન્ન નથી થતાં તો જ આપણે નિર્ધારિત સ્થળે પહોંચી શકીએ.

અન્તરથી બલવાન્ અને નિશ્ચયી બનતાં આ થઈ શકે. યંત્રને ગમે તેમ ફેરવવામાં આવે છે છતાં તે તો તેની માધ્ય દિશાપ્રતિ જ વળેલું રહે છે, તેમ અનેક પ્રકારના વિક્ષેપો આવતાં છતાં જો વૃત્તિની સ્થિતિ સ્વરૂપવિમુખ નથી થતી તો આ ભવસમુદ્રનો પ્રવાસ સુગમ છે.

પ્રતિપળની સાવધાનતા, આપણી પ્રત્યેક યોગ્યાયોગ્ય ક્રિયાનું સૂક્ષ્મ નિરીક્ષણ આપણને સમજાવે છે કે આપણું જીવનનાવ યોગ્ય માર્ગે વહે છે કે ઉંધી દિશાએ.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ આદિ પંચ વિષયોપ્રતિ જ આપણે ખેંચાતા જઈએ તો જાણવું કે આપણે આપણી દિશા ભૂલ્યા છીએ. પશ્ચિમમાં જવું છે અને પૂર્વમાં દોડવા જેવું આ કૃત્ય છે. અનેક પ્રકારનાં દુઃખોનું ભાન આ પંચ વિષયપ્રતિના મમત્વથી જ થાય છે તેથી સ્વરૂપને પ્રાપ્ત કરનાર મુમુક્ષુ એ વિષયોના પ્રલોભનમાં સપડાતો નથી અને સાવધ ને સાવધ રહેવા યત્નશીલ હોય છે.

આ પ્રકારની વિષયાભિમુખ વૃત્તિ સ્વરૂપાભિમુખ બની શકતી નથી અને આ પ્રકારની ભૂલથી એક જીવન તો શું પણ અનન્ત જીવન સુધી પણ યોગ્ય માર્ગે વગર અગ્રગણ્ય બની રહે છે.

દુઃખ આવો કે સુખ આવો, ગમે તે થાઓ પણ પુનઃ પુનઃ સન્નિશ્ચયમાં સ્થિર થતાં લક્ષ્ય સ્થાનથી જે ચલિત નથી થયા તે જ સ્વરૂપસામ્રાજ્યને પામી સત્સુખે વિરાજ્યા છે.

આપણે પણ સાવધાનતાપૂર્વકના નિરન્તરના અભ્યાસથી આપણી વૃત્તિની ગતિ મૂળ સ્વરૂપપ્રતિ જ વાળેલી રાખતાં વિજયને પામવા આગ્રહી બનશું.

સ્વરૂપસાથેનો અખંડ સંબંધ બંધાતાં દુઃખમાત્ર દેખાવા પૂરતું જણાવાનું. તેનો સ્પર્શ વૃત્તિ કરી નહિ શકે કેમકે દુઃખનો સ્પર્શ કરવો એ સ્વરૂપધર્મ નથી. અને આ પ્રમાણે જો બને તો જ જાણવું કે આપણા જીવનહોકાયંત્રની સોય એના લક્ષ્યપ્રતિ જ વળી છે. એક જ કર્તવ્ય કે આપણે શું કરીએ છીએ અને શું વિચારીએ છીએ એ વારંવાર જોયા કરવાથી વૃત્તિની ગતિ સમજી શકાય છે. અને આ પ્રકારે કરવા યત્ન કરવો એ એક સાચા સાધકવીરને અશક્ય ન હોય

---

શ્રી મ૦ બહેન.

# જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ.

[ લેખક : મણિલાલ વ૦ શેઠ ]

ઘણાં વર્ષ પૂર્વે તનુપુર નામે એક નગર હતું અને તેમાં મતસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. રાજા ધર્મિષ્ઠ અને પવિત્ર હતો. તેના રાજ્યમાં પ્રજા પણ શુભસંસ્કારી અને સુખી હતી અને રાજાને અંતઃકરણથી ચહાતી હતી. રાજા પણ પ્રજાને સુખી કરવા પોતાનાથી બને તેટલો શ્રમ લેતો હતો. રાજા સર્વ પ્રકારે સુખી હતો પરંતુ તેને નેત્રનો વ્યાધિ હતો. અનેક પ્રકારના ઉપાયો કર્યા છતાં આ વ્યાધિ નિવૃત્ત થયો નહિ. વિવિધ દેશના વૈદ્ય હકીમોએ બતાવેલી અનેક ઔષધિઓનો ઉપયોગ કર્યા છતાં પણ વ્યાધિ દૂર થયો નહિ. કોઇ કોઇ ઔષધિથી અલ્પ સમય આરામ થતો પણ પુનઃ વ્યાધિ મૂળ સ્વરૂપ ધારણ કરતો

તે નગરમાં અન્ય દેશના એક સુપ્રખ્યાત વૈદ્યનું આગમન થયું. આ વૈદ્ય યાત્રા કરવા નીકળેલો ત્યાંથી રસ્તે આ નગરમાં આવી ચડેલો હતો. રાજાએ આ વૈદ્યને પોતાનાં નેત્ર બતાવ્યાં. વૈદ્યે કહ્યું કે કોઇ પણ ઔષધિ આ વ્યાધિમાં કામ કરે એમ નથી, માટે હું બતાવું તે ઉપાય કરો. તેણે રાજાને કહ્યું કે છ માસપર્યંત તમારે નેત્રથી માત્ર લીલા રંગની જ વસ્તુઓ જોવી. લીલા રંગ સિવાય અન્ય કોઇ પણ રંગ દૃષ્ટિએ ચડવો નહિ જોઇએ. આ ઉપાય બતાવ્યા પછી વૈદ્યરાજ એ નગરમાંથી ચાલ્યા ગયા. આને માટે શું કરવું તે વિષે રાજા તથા તેના પ્રધાને ખૂબ વિચાર કર્યો અને છેવટ એ નિર્ણય ઉપર આવ્યા કે નગરના બજારોની દુકાનો, માર્ગો ઉપર આવતા રસ્તા ઉપરના મકાનો, કચેરીઓ તેમજ નગરની અન્ય સર્વ વસ્તુઓ લીલા રંગથી રંગાવી નાખવી. આ પ્રમાણે કરવા માટે નગરમાં દાંડી પીટાવી અને આ કાર્યને માટે રંગ તેમ જ રંગનાર કારીગરો અને મજુરોની વ્યવસ્થા કરવાની ધમાલ ચાલી રહી અગ્રેસર પ્રજાને આને માટે રાજ્યમાંથી સહાય આપવાની ગોઠવણ કરવા માટે એક સમિતિ નીમવામાં આવી.

આ પ્રસંગે તે નગરમાં જ્ઞાનાનંદજી નામના કોઇ સત્પુરુષ પધાર્યા. અનેક જિજ્ઞાસુ સ્ત્રીપુરુષો તેમના સત્સંગ અર્થે તેમની પાસે જવા લાગ્યા. આ સત્પુરુષની કીર્તિ રાજાના કર્ણ સુધી પહોંચી. રાજાએ પોતાના પ્રધાનને તે સંતની પાસે મોકલ્યો અને રાજમહેલમાં તેમને પધરાવવાનો શુભ દિવસ નિર્ણીત થયો. નિર્ણય કરેલે દિવસે સંતની રાજમહેલમાં પધરામણી થઇ અને રાજાએ પૂજનાદિ વગેરેનો વિધિ કર્યો. એ વિધિ પૂર્ણ થયા પશ્ચાત્ તે સંતને, સુંદર રીતે શણગારેલા એક ખંડમાં પધારવા વિજ્ઞપ્તિ કરી. એ ખંડમાં સંત, રાજા અને તેના આપ્ત જન સિવાય અન્ય કોઇ હતું નહિ. અન્ય કેટલીક વાર્તા થયા પછી સંતે, નગર અને તેની અંદરની તમામ વસ્તુઓ લીલા રંગથી રંગાવવાની ધમાલ અને તેને અંગે લાખો રૂપિયાનો ખર્ચ કરવા વિષે રાજાને પ્રશ્ન કર્યો. રાજાએ તેમની સમીપ સર્વ હકીકત નિવેદન કરી. સંત આથી ઘણું આશ્ચર્ય પામ્યા. તેમણે રાજાને કહ્યું કે આને માટે આટલો બધો ખર્ચ અને આવી ધમાલનું શું પ્રયોજન! ગરીબ બીચારી રૈયતને તેમ જ આપના નોકરવર્ગને પણ કેટલો ત્રાસ! રાજાએ સંતને નિવેદન કર્યું કે મહારાજ! અનેક ઉપાયો કર્યા છતાં મારા નેત્રનો વ્યાધિ નિવૃત્ત થયો નથી અને છેવટે આ ઉપાય એક સુપ્રસિદ્ધ વૈદ્યરાજે બતાવ્યો છે. તેનાથી અધિક શું છે? મારે મારે નિરુપાયે આ પ્રમાણે કરવું પડે છે. આ વાર્તા શ્રવણ કરી સંતે કહ્યું: હે નરેન્દ્ર! હું આપને એક સરલ ઉપાય બતાવું તે અજમાવી જુઓ. આથી લાખો રૂપીઆનો ખર્ચ થતો બચશે અને કોઇને કોઇ પ્રકારનો શ્રમ પણ લેવો પડશે નહિ. આખું નગર અને તેની અંદરની તમામ વસ્તુઓને લીલા રંગથી રંગાવવાને બદલે આપ પોતે જ લીલા રંગના ચશ્માં ધારણ કરો તો આપને સર્વ લીલું લીલું દેખાશે. નગરની અંદરની જ વસ્તુઓ માત્ર નહિ પરંતુ આપ જ્યાં જ્યાં દૃષ્ટિ કરશો ત્યાં ત્યાં સર્વ લીલું અને લીલું જ દેખાશે અને નગરને લીલા રંગથી રંગાવવાની બીલકુલ જરૂર રહેશે નહિ. રાજા અને સમીપ બેઠેલા સર્વના આનંદનો પાર રહ્યો નહિ અને સર્વ તે સંતની સ્તુતિ કરવા લાગ્યા. આ ઉપાય પ્રમાણે કરવાથી રાજાનો વ્યાધિ દૂર થયો અને નેત્ર નિરોગ તેમજ તેજસ્વી થયાં.

આ વાર્તા મનુષ્યમાત્રને ઉત્તમ સુબોધ આપે છે. જગત્‌ના અનેક મનુષ્યો જ્યાં ત્યાં આ મારો વેરી છે, અમુક મારી નિંદા કરે છે, અમુક મારું જ્યાં ત્યાં કાપતો ફરે છે, મારા કુટુંબમાં અમુક અમુક નહિ હોય તો હું સુખી થાઉં કેમકે એ લોકો મને સુખે બેસવા દેતા નથી, અમુક લોભી છે, ક્રોધી છે, ખુશામતીઓ છે–આવી આવી ફરીયાદ રાત દહાડો કર્યા કરે છે. એમને જગત્‌માં જ્યાં ત્યાં સર્વ પ્રતિકૂલ જણાય છે. આમ જણાવામાં તેઓ પારકાનો—અન્યનો—દોષ કાઢે છે તે વાસ્તવિક રીતે વિચાર કરતાં યોગ્ય નથી. દરેકને પોતાના અન્તઃકરણની સ્થિતિ પ્રમાણે જ જગત્‌નું સર્વ જણાય છે. જગત્‌માં અનુકૂલ કે પ્રતિકૂલ જણાવામાં જેને તેને પોતાનું અન્તઃકરણ જ કારણ છે. જે મનુષ્યની શુભ દૃષ્ટિ હોય છે અર્થાત્ જેમાં ને તેમાં સારું જ જોવાના સ્વભાવવાળા હોય છે, તેમને તો સર્વમાં શુભનું જ દર્શન થાય છે, પરન્તુ જેમની

તેવી દૃષ્ટિ નથી એટલે જેઓ તેમાંથી સારરૂપ શુભ જોવાના અભ્યાસવાળા નથી તેવાને અશુભનું જ દર્શન થાય છે. આમ હોવાથી મનુષ્યે સત્સંગ, સદ્વિચાર કે એવા અન્ય સત્સાધનદ્વારા પોતાનામાં—પોતાની દૃષ્ટિમાં—યોગ્ય ફેરફાર કરવાની ખાસ અગત્ય છે. તેમ થતાં જે જગત્ તેને પ્રતિકૂલ કે દુઃખમય ભાસે છે તે જ જગત્ તેને શુભથી ભરેલું જણાશે. યુધિષ્ઠિરને સભામાં સર્વ મનુષ્યો સારા જણાવામાં અને દુર્યોધનને તે જ સર્વ, દુષ્ટ જણાવામાં પોત પોતાનું અન્તઃકરણ જ કારણરૂપ હતું. આમ હોવાથી સુખી થવા ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે પોતાની દૃષ્ટિને પલટવાની અત્યન્ત જરૂર છે. સંત પુરુષને આ જગત્ જ્યારે બ્રહ્મરૂપ ભાસે છે ત્યારે અજ્ઞાનીને તે દુઃખરૂપ ભાસે છે. દૃષ્ટિ પલટાતાં નરકજેવું જણાતું જગત્ સ્વર્ગમય થઇ રહે છે. 'દૃષ્ટિ પલટાતાં સૃષ્ટિ નવીન જણાય'—એ પંક્તિ યથાર્થ છે. આખા જગતમાં ફેરફાર કરવાને બદલે મનુષ્યે પોતાનામાં જ ફેરફાર કરવો આવશ્યક છે. કંટકથી ભરેલા જગતને ચામડાથી મઢી લેવાનો વિચાર કરવાને બદલે પોતાને ચરણે જ ઉપાનહ ધારણ કરવાથી કોઇ પણ સ્થલે કાંટા વાગવાનો ભય દૂર થાય છે. સમગ્ર વિશ્વનું આદિ કારણ સત્—બ્રહ્મ—હોવાથી અને તેના અન્તર્ગત સર્વ વસ્તુઓ વિવર્તમાત્ર હોવાથી તે વસ્તુતઃ બ્રહ્મરૂપ છે. માત્ર આપણી દૃષ્ટિ તેના ગર્ભ ભાગમાં પહોંચી જાય એવું દિવ્ય અંજન આંજવાની અગત્ય છે આવું દિવ્ય અંજન આંજનાર-અર્થાત્ સત્યજ્ઞાનરૂપી રસ્માનું દાન આપનાર-શ્રીસદ્ગુરુ જ હોવાથી તે પ્રાપ્ત થતાં દૃષ્ટિ આપો આપ પલટાય છે અને સર્વ બ્રહ્મમય ભળાય છે. માટે જ શાસ્ત્ર ડિંડિમ વગાડે છે કે ज्ञानमयीं दृष्टिं कृत्वा पश्येत् ब्रह्ममयं जगत्.

---

## પરમ પૂજ્ય શ્રીમાજીશ્રીના ઉત્તરાર્ચનપ્રસંગે અપાયેલી પ્રણામાઞ્જલી.

( અનુસન્ધાન ગતાંક ૧૯ ના પૃષ્ઠ ૧૫૨ થી. )

તેઓશ્રીનો મારાપ્રતિનો વાત્સલ્યભાવ, મારા મન્તવ્ય પ્રમાણે, પક્ષપાતી હતો. જો કે તેથી હું મને પોતાને ધન્ય સમજું છું છતાં મને તે એવો અદ્વિતીય પ્રકારનો સમજાયો છે કે તેનું કોઇ પણ અંશમાં ચિત્ર આ પ્રસંગે આલેખ્યા શિવાય મારાથી રહેવાતું નથી. મારી પ્રથમની ધર્મપત્ની જ્યારે ગંભીર પ્રકારની માંદગી ભોગવતી હતી ત્યારે-એટલે લગભગ ૨૨ વર્ષ પૂર્વે-હું મારા તે વખતના મોદીખાના પાસેના મકાનમાં એકલો હતો તે છતાં, માજીશ્રી પોતે તબીયત જોવા સ્વતઃ પધાર્યાં હતાં, અને મારા ધર્મપત્નીને અનેક રીતે આશ્વાસન આપ્યું હતું. મારા માતુશ્રી, માજીશ્રીના સંબંધમાં-પ્રમાણમાં-રૂઢી રીતે આવી શક્યા હતા અને એ સહવાસથી મારા માતુશ્રી ઉપર એવી છાપ પડી હતી કે તે પોતે પાકા વૈષ્ણવ હોવા છતાં એક પ્રસંગે બોલી ઉઠ્યા હતા કે મેં જો ( સુરતના ) મોટા મંદિરના મહારાજ પાસેથી ઉપદેશ નહિ લીધો હોત તો હું આપણીશ્રીપાસેથી જરૂર ઉપદેશ લેત માજીશ્રીસાથે મારા માતુશ્રીને એવો અગાઢ સંબંધ બંધાઇ ગયો હતો કે તેના પરિણામે જ્યારે આપણા શ્રીપ્રજ્ઞાભિન્ન શ્રીમહાદેવજીને રોગ થયો હતો ત્યારે માજીશ્રીની સાથે, તેમની સારવાર તથા સેવા કરવામાં મારા માતુશ્રી ઉત્સાહપૂર્વક શ્રીમંદિરમાં અખંડ રહ્યા હતા

ભગવાનશ્રીએ જ્યારે બે વર્ષ પૂર્વે સ્પેશીયલ ટ્રેનની પ્રવૃત્તિ આદરી તે સમયે મેં સાથમાં આવવા સ્પષ્ટ રીતે અને અનેક વખત ના પાડી. જ્યારે માજીશ્રીને પણ સ્પેશીયલમાં સાથે લેવા પોતે સફલ થયા ત્યારે તેઓશ્રીએ માજીશ્રીને કહ્યું કે ' જમુ મારું કહ્યું નથી માનતો, પણ તું જો કહેશે તો માનશે. ' આ ઉપરથી માજીશ્રીએ મને સ્પેશીયલમાં સાથે થવા આગ્રહ કર્યો. માજીશ્રીની ઇચ્છા વિરુદ્ધ કશી નહિ થવું એવો મારો દૃઢ નિશ્ચય છતાં સ્પેશીયલમાં આવનારી અંગત અડચણો, શ્વાસનો વ્યાધિ, મારી અમુક પ્રકારની હાજતો વગેરે, બહુ વિનયપૂર્વક માજીશ્રીને સમજાવી અને મને ક્ષમા આપવા પ્રાર્થના કરી. પોતે ઉત્તરમાં એવા તો ભાવપૂર્વક અને ગદ્‌ગદિત કરી જણાવ્યું કે ' ભાઇ ! આપણા બધામાં તું એકજો પરિચિત રહી જાય છે, અને તારે લીધે બધા પણ આવી શકતી નથી તે જાણી મારું મન દુઃખાય છે. હું સાથ, હું તને કોઇ પણ રીતની અગવડ નહિ પડવા દઉં, તારાથી ચલાય એવી પોચી વસ્તુ જાતે કરી આપીશ, અને તારી બનતી સઘળી મદદ સાચવીશ. આ વચનો એવાં તો અન્તરની લાગણીપૂર્વકનાં હતાં કે તેનું સ્મરણ આજ કરતાં પણ મારું હૃદય દ્રવી જાય છે. છતાં મેં તેઓશ્રીના વાત્સલ્યપૂર્ણ વચનોનો અનાદર જ કર્યો અને પુનઃ પુનઃ ક્ષમા માગી. પોતે લાચાર બન્યા અને મુખ ઉપર એવો ભાવ બતાવ્યો કે મારી જનક માતાને પણ આટલી લાગણી થાય કે કેમ તે બાબદ મને ક્ષણભર પણ શંકા થઇ અને માજીશ્રીના વચનનો અનાદર કર્યો બદલ મને ગ્લાનિ પણ ઉપજી, પરન્તુ મેં મારા અત્યન્ત જીદ્દી સ્વભાવપ્રમાણે મારી હઠ છોડી નહિ અને વિદ્યાગીરીના પ્રણામ કરી તેઓશ્રી પાસેથી વિદાય થવાની રજા માગી. ત્યાંથી તરત જ ભગવાનશ્રીના ચરણમાં આવ્યો. રાત્રિનાં ૯-૧૦ નો સુમાર. ભગવાનશ્રીને પણ વિદાયગીરીના પ્રણામ કરી લગભગ ૧૧ વાગે રજા માગી. તે પૂર્વે મારી પથા વિદાય લઇ મારે ત્યાં જઇ ઉંઘી પણ ગઇ હતી. ભગવાનશ્રીએ રજા આપવાને બદલે જે ચમત્કારિક વચનો ઉચ્ચાર્યાં અને પોતાશ્રીની મારા પ્રતિની મમતાનો જે ભાવ પ્રદર્શિત કર્યો તેના પરિણામે મેં તરત જ મારી હઠને ત્યજી સ્પેશીયલમાં સાથે થવાનો નિશ્ચય પ્રકટ કર્યો. પોતાશ્રીને બહુ જ સંતોષ થયો. મેં વિદાય માગી નિવેદન કર્યું કે માજીશ્રી મારે માટે બહુ સંતાપ પામ્યાં છે, માટે પ્રથમ વધામણી તેઓશ્રીને આપું છું, એમ કહી માજીશ્રીપાસે આવ્યો. માજીશ્રી પોતે નિવારી કરવાના પુષ્કળ બખેડાંમાં હતાં છતાં મને એકદમ આવેલો જાણી અંદરથી બહાર આવ્યા અને બોલી ઉઠયાઃ કેમ ભાઇ ! આમ, ઓચિંતો પાછો કેમ ? મેં કહ્યુંઃ માજી ! પથ્થર પલળ્યો છે અને હું સાથે આવું છું. માજીશ્રી ઉભા હતા તે એકદમ બેસી ગયા અને ઉદ્‌ગાર કાઢ્યા કે, હેં ! શું કહે છે ? વાહ ! બહુ જ સારું થયું, મને ઘણો જ આનંદ થયો. પ્રિય બન્ધુઓ ! એ પ્રસંગના અમારા વાર્તાલાપનું પ્રત્યક્ષ દર્શન તમે કર્યું હોત તો તમને સહજ ખાતરી થાત કે માજીશ્રીને મારા હા પાડવાથી, હદ પારનો આનંદ થયો હતો. માતઃ શુભાશિષે અને ભગવાનશ્રીના કૃપાપ્રસાદે મને પ્રવાસના કામમાં એક સ્વતંત્ર અને મને સ્નેહવશ તેવી જ સુંદર વ્યવસ્થા મળી અને મારી સાથેના જ ખાનામાં આપણાં માજીશ્રી હતાં. જેઓશ્રી સમગ્ર

અમે આ પ્રમાણે ડબ્બામાં સાથે સાથે રહ્યા, તેટલો બધો સમય માજીશ્રી મારી તબીયત મને વખતો વખત પૂછે, તેમ જ ભાઇ ! તને અમુક ખાવાનું કરી આપું, તું કહે તો અમુક વસ્તુ હમણાં જ સ્ટવ ઉપર કરી આપુ—વગેરે વગેરે વચનો પુનઃ પુનઃ વદી મારા રુવાં ઉભા કરતા હતા અને તે વચનોમાં તેઓશ્રીની એવી તો ભાવભીની વત્સલતા તરતી હતી કે મારી જનક માતા કરતાં આવી દેવી માતુશ્રીની છત્રછાયા નીચે આવવા, રહેવા અને આવાં લાડભર્યાં વચનો સુણવા ભાગ્યશાળી થવાથી હું પોતે મારા જીવનને એક રીતે ધન્ય સમજું છું. સ્પેશીયલ ટ્રેનમાં ભગવાનશ્રીએ મારી અદ્‌ભુત પ્રકારે અને અસામાન્ય રીતે તમામ સગવડો સાચવી છે અને માજીશ્રીએ તેમાં પૂરેપૂરો સાથ આપી મારો આખો પ્રવાસ આનન્દજનક તથા સાર્થક કરી આપ્યો છે.

તેઓશ્રીની ઉંમરની માંદગીના પ્રસંગમાં જ્યારે જ્યારે હું દર્શન કરવા જાઉં ત્યારે ભાઇ ! આવો, તબીયત કેમ છે—આવાં વચનો તરત જ શ્રીમુખમાંથી નીકળે અને મારા તરફથી સંતોષકારક ઉત્તર મળતાં સમાધાન લેવે. મારી તબીયત એક સમય એટલી નરમ હતી કે મારાથી દર્શનાર્થે જઇ શકાતું નહોતું ત્યારે માજીશ્રી પોતે પથારીમાં છતાં દરરોજ રશ્મિ બહેનને કે અન્ય કોઇને મારે ત્યાં મોકલી મારી તબીયત પૂછાવે. એક પ્રસંગે તો માજીશ્રીને એટલો વાત્સલ્યભાવ ઉભરાઇ આવ્યો કે પોતે સ્વસ્થ થઇને અને મને ખબર આપ્યા વિના જ ખાસ ઘીમાં તૈયાર કરેલી પોચી અને મારાથી સહેલથી ચવાય એવી વસ્તુ ઉની ઉની કરી મોકલી આપી. આ વસ્તુ મને મળી ત્યારે મારું હૃદય હર્ષથી ઉભરાયું અને અન્તરથી બોલાઇ આવ્યું કે આવો પ્રેમ અન્ય કોણ ચખાડનાર છે ?

માંદગીના છેવટના સમયમાં મારો નિયમ હતો કે નિત્ય એકવાર તો દર્શન કરવાં જ. રાત્રિએ કોઇ નહિ હોય અને પોતે નિશ્ચિન્ત સૂતા હોય ત્યારે જ જાગતાં સુધી જતો હતો. મને આ પ્રમાણે જુએ અને પોતે વાણીથી અથવા નેત્રદ્વારા આનન્દ પ્રદર્શિત કરે. વળી એક દિવસ પોતાને સખત જ્વર આવ્યો હતો અને અસ્વસ્થ પણ અધિક હતી, તેથી તે દિવસે સાંજે ૭ વાગે ખાસ દર્શન માટે ગયો. દ્વારે સદાના જ અંદર આવવાની રજા માગી તો ચન્દુબહેનદ્વારા 'ઉભા રહો ' ના શબ્દો સંભળાયા. ચન્દુબહેને બહાર આવી પ્રકૃતિના સમાચાર જણાવ્યા અને શ્રીમકાજ બેઠું છે એવી હકીકત કહી, એટલે દ્વારમાંથી પ્રણામ કરી પાછો ફર્યો. બીજે દિવસે રાતે ગયો ત્યારે પ્રકૃતિ તેવી જ અસ્વસ્થ છતાં નેત્રો પણ મીંચેલાં હતાં. એટલે ચન્દુબહેનમારફતે પ્રકૃતિસમ્બન્ધિ વાત કરી ગઇ કાલે સાંજે સાક્ષાત્ દર્શન કર્યા વિના પાછા જવું પડ્યું તેથી મને સહજ લાગ્યું હતું એવા ભાવના ઉદ્‌ગાર મારાથી કઢાઇ ગયા. તરત જ માજીશ્રીએ અસ્વસ્થ છતાં પ્રશ્ન કર્યો 'કાલે કેમ પાછું જવું પડ્યું ''? મેં કહ્યું, માજી ! મારી પોતાની જ ભૂલ હતી કે કાલે સાંજે કસમયે એટલે ૭ વાગે આવ્યો હતો, અને શ્રીમકાજ આપની સમીપ હોવાથી જ મેં વિક્ષેપ કરવાનું ઉચિત ગણ્યું નહોતું. આવો ઉત્તર સાંભળવાથી પોતેશ્રીએ મૌન ધર્યું અને હું સમજી શક્યો કે પોતે મારા પાછા ફરવાને અંતરથી સહન કરી શક્યા નહોતા.

———

( અપૂર્ણ )

કરવા આપણે સમર્થ છીએ, દિનપ્રતિદિન થતું થાય છે, અને તેમનું હિત કરવાની આપણામાં શક્તિ છે, તો આપણે તે કરવાને બંધાયેલા છીએ. આપણા પૂર્વજોમાટે હિતના સંકલ્પ શાસ્ત્રીય પદ્ધતિથી કરવાની ક્રિયાને શ્રાદ્ધક્રિયા કહે છે

હવે એક પ્રશ્ન થશે કે સંકલ્પરૂપ પત્ર લોકલોકાન્તરમાં જાય છે, તો તે કેવા પ્રકારનો સંકલ્પ હોવો જોઈએ, અને કયા વિધિથી તે જ્યાં મોકલવો હોય ત્યાં મોકલી શકાય ?

સંકલ્પમાટે હૃદયભૂમિ એ કાગળ છે. એકાગ્રતાની કલમથી તે લખવાનો છે. અન્યના હિતનો શુદ્ધ અને સબળ ભાવ, એ તેનું પરબીડીયું–Cover–છે. આટલું તો પત્રની તૈયારીમાટે જોઈએ., છતાં હજી તે પત્ર કોઈ જગાએ જવા સમર્થ નથી લૌકિક પત્રઉપર જેમ સરકારી ટીકીટની જરૂર, છે, તેમ આ પત્રઉપર પણ સરકારી ટીકીટની જરૂર છે, અને તે શ્રદ્ધા છે આપણા ઘરની બનાવેલી ટીકીટ ચાલતી નથી, પણ સરકારી છાપની ટીકીટ જોઈએ છે, તેમ આ શ્રદ્ધા, તે ગમે તેમા ધારણ કરેલી શ્રદ્ધા નહિ, પણ ઈશ્વરમાં ધારણ કરેલી શ્રદ્ધાની જ ટીકીટ લગાવવાની જરૂર છે. શ્રદ્ધા વિના કોઈ સંકલ્પમાં ક્યાંહિ જવાનું બળ આવતું નથી. આથી શ્રાદ્ધમાં શ્રદ્ધાયુક્ત સંકલ્પની જરૂર છે. શ્રાદ્ધનો અર્થ જ છે કે श्रद्धया देयम् श्राद्धम्–શ્રદ્ધાવડે અપાયું તે શ્રાદ્ધ.

શ્રાદ્ધ સર્વને માટે થાય છે. મરેલાને માટે, જીવતાને માટે, હલકાને માટે અને મોટાને માટે, શ્રાદ્ધનો રૂઢ અર્થ મરેલામાટે થતી ક્રિયા એવો થાય છે. જીવન્ત મનુષ્યોને શ્રદ્ધાવડે જે અપાય છે તે દાન છે, પોતાનાથી ગૌણ કોટિના મનુષ્યોને શ્રદ્ધાવડે જે અપાય છે તે આશીર્વાદ છે, અને ઋષિ, દેવાદિને શ્રદ્ધાવડે જે અપાય છે,–એમને જે તૃપ્તિના હેતુરૂપ થાય છે–તે તર્પણ કહેવાય છે.

ઈશ્વરની કર્મફલપ્રવર્તક સત્તા એ પોસ્ટમાસ્તર જનરલ છે. તેણે સ્થાપેલી સત્તા, નિયમ અને ક્રમવડે સર્વત્ર સર્વની સંકલ્પટપાલ વહે જાય છે. લૌકિક પત્ર અથવા પદાર્થ મોકલવા મંગાવવાની વિવિધ પ્રણાલિકા છે, તેમ આ સંકલ્પપત્ર પ્રેરવાની તથા કોઈ ફલરૂપ પદાર્થ મંગાવવાની, પણ વિવિધ પ્રણાલિકા છે, સંકલ્પ કાર્ડ–કવરના પત્રરૂપ હોય, Not-paid પત્રરૂપ પણ હોય, Reg. letter પણ હોય, V. P. પણ હોય, Money-order રૂપ પણ હોય, Insured Registered letter રૂપ પણ હોય અને Unclaimed letter પણ હોઈ શકે:

૧ વારંવાર સહજ સ્વભાવે સામાન્યરૂપે થતા સંકલ્પો તે કાર્ડ–કવરની ટપાલ છે તે અવારનવાર મળ્યા કરે. મોડું વહેલું થાય.–કારણ જેને પ્રેર્યો હોય તે મનુષ્ય ઉતર કોટિમાં હોય તો તેને તે ન પણ મળે–મળે તો ઘણે મોડે મળે–બહુ મંદરૂપે મળે. વખતોમાં થતો સંકલ્પ તે કાર્ડ–કવરની ટપાલ છે.

૨ સકામ સંકલ્પ એ Reply Post-Card છે. Reply Post-Cardમાટે જેમ બમણા પૈસા ખરચવા પડે છે, તેમ કોઈ કામનાની સિદ્ધિમાટે કરેલો સકામ સંકલ્પ પ્રથમથી જ આપણીપાસે બેવડો પુરુષાર્થ માગે છે Reply Post-Cardનો જો કે સાધારણ રીતે જવાબ મળે છે, પણ જવાબ દેનારની ઇચ્છા ન હોય તો તે ન પણ મળી શકે.

૪ Reg. Letter એ મધ્યમા વાણીનો સંકલ્પ છે. એ એના માલીકને જ મળે છે. પણ એમાં કવર આપવા સિવાય બીજી જવાબદારી પોસ્ટને રહેતી નથી. આપણો મધ્યમા વાણીનો સંકલ્પ જેવો હોય તેવો સંકલ્પ તેને જ્યાં હોય ત્યાં મળે. પશ્યન્તીમાં કરેલો સંકલ્પ Ordinary તારરૂપ છે. તેની જવાબદારી પોસ્ટ ખાતાને માથે પણી હોય છે. તે માલીકને જલદી પહોંચાડે છે. પણ પરા વાણીમાં થયેલો સંકલ્પ Urgent તાર છે. તે તત્કાળ જ માલિકને મળે છે. ( અપૂર્ણ )

શ્રી ગુરુદેવ.

---

## શ્રી વિશ્વવંધના નિત્યકર્મનું નિદર્શન.

### શ્રી વિશ્વવંધની શ્રી સદ્ગુરુભગવાન્પ્રતિ આર્દ્ર હૃદયની પ્રાર્થના.

( અનુસન્ધાન ગતાંક ૧૭ ના પૃષ્ઠ ૧૩૫ થી. )

હરિગીત છંદ.

હે દીનબન્ધુ, ચર્ણ વન્દુ, ચિત્ત સંધુ માદર,
તમ ચરણપ્રત્યે, લાગ્યું નિત્યે, શુદ્ધ પ્રીતે, હે ગુરુ!
આસક્ત ગુણમાં સક્ત, ખુણમાં પ્રાર્થના નિજ ઉચ્ચરે,
નરસિંહ ગુરવિણ મુક્ત ઉદ્યમ, હા! કદિ કો નહિ કરે.
છો આપ ગુરુ ભગવાન્, કરવા હાણ, સૌ અજ્ઞાનની,
મતિમાન્ ને ગુણવાન્, છે નહીં લેશ ઇચ્છા માનની.
જગઝળિત ઉદ્દ્વેગ ભાણ, જગો જ્ઞાનનો નિજ અન્તરે, નરસિંહ.
નિઃસંગ છો ગુરુ નિત્ય, ઉદ્વેગ ચિત્ત, અનુપમ આપ છો,
અમ હિતમાં અતિ પ્રીત ધર્યો, સત્ય સદ્ગુણવ્યાપ છો.
નવ બીન, રતિ નિજ ચિત્ત, ગુણી ગુણગીન કવિઓ શું ભણે; નરસિંહ.
નિશદિન આનન્દરૂપ, સુખ ભૂપોરુ એ પ્રતિ બુધ્ધ છે,
છે અનુપ પ્રીતિ સહુપરે, નહીં કોઇ મન નીચ ઉચ છે;
મૃદુ વાણ, મધુની ખાણ, મન સહુ જનનાં નિજ ગમ હરે; નરસિંહ.
છો પૂર્ણ ષટ્ ઐશ્વર્યથી, ભગવાન સંજ્ઞા, યોગ્ય છો,
અતિ પૂજ્ય માન, પ્રતાપવંતા, સુખોરા આપ છો.
અમ ભવપોરા દાર, પ્રાણાધાર, ચિત્ત તમમાં ઠરે; નરસિંહ.
છો આપ, ગુરુ માબાપ, હરવા તાપ, વારિ[1] જેહરો,
જાણુ અમાપ દયા પ્રભુ સહુ પાપ બીને કેહરો.
ધર્યો ધ્યાનેરી ગાપ, બેરો કદપ બોધરૂપી ઘરે; નરસિંહ.

---

1 જ્ઞાનરૂપી

નિજ દાસકેરી, આશ પૂરી, નાશ કરશો ભ્રાન્તિને,
દુઃખપાશથકી કરી મુક્ત, રાખો પાસ દઈ શુભ શાન્તિને
અજ્ઞાન માયાનો નિવારો, જ્ઞાનપ્રકાશ કરી હૃદે   નરસિંહ૦
આવી ઉભો ગુરુદ્વાર, પાડો પાર, સ્વામી માહરા,
હું ક્યાં જઉં, અન્ય ઠામ, ગુરુ તમવિણુ, આ ચિત્ત ઠારવા,
કો આપવિણુ ગુરુરાય, આ મુજ વિનતિ અન્તરૂ ધરે,   નરસિંહ૦
ચિત્ત ચોગીયુ તમ ચર્ણું, રાખો શર્ણું. બાળક, હે પ્રભુ,
કરી મર્ણનો ભય હર્યું, દંભને તર્જું, એ વિનતિ ઠર
નવ જાય માયા વણુ, કર્હી જો ધર્ણું કો આખી ફરે,   નરસિંહ૦
વિશ્વાસ ગુરુપદમાં ધરી, આ પ્રાર્થના પ્રીતે ભણી,
જો યોગ્ય લાગે તો મને, નિજ દાસમા લેશો ગણી
શિર નામીને ગુરુચર્ણને, સાષ્ટાંગ વન્દુ પ્રેમથી,
હે નાથ, મુજ પિતુ માત, તમવિણુ સ્હાય કો અહીયાં નથી

દોહરા

પ્રેરો શુભ પથે પ્રભુ આપી જ્ઞાનતુરંગ,
મુક્તપુરીએ લઇ જશો, ધારી મન ઉમંગ
જ્ઞાનવિના મુક્તિ નહી, વદે શાસ્ત્ર શુભ વાણુ,
તેમ ગુરુવિણુ જ્ઞાન પણુ થાએ નહી નિદાન
પ્રગટો જ્યોતિ જ્ઞાનનો, માટે ગુરુ ગુણધામ,
ટાળો અન્તરૂ ભ્રાન્તિને, શિષ્ય ગણીને મામ

આરતી

જય દેવ જય દેવ, જય જય ગુરુ ત્રાતા (૨),
સકળ ઋષિ જન ગાતા (૨), પણ તમ પિતુ માતા,   જય૦
કૃપાનાથ કર્હી મેહેર, કરુણા નિજ દાખો (૨)
ષડ્રિપુથકી બચવા પ્રભુ (૨), નિજ શરણે રાખો   જય૦
નર્યાં નર્યાં રેતી નાથ સ્થિર વૃત્તિ મારી (૨),
ચિત્તનિરોધ ઉપાયો (૨), કહો દયા ધારી   જય૦
મુક્ત કરો મહારાજ, માયાથી અમને (૨),
અખંડ આનન્દમાંહી (૨), સદાનશો રમશે,   જય૦
મનમાં ધામા આપ મોક્ષજયો માગે (૨),
જીવપણું ટાળીને (૨), ભય સહુ નિવારો,   જય૦

દોષમળોથી મુક્ત, અલ્પ અમે પ્રાણી ( ૨ ),
શુદ્ધ થવા ગુરુદ્વારે ( ૨ ), વાધા ખુશી આણી; જય૦
આશ પૂરો મહારાજ, ગર્યા નિજ જન મુંજને ( ૨ ),
આપવિના દુઃખ સઘળું ( ૨ ), કહું હું કોણુ કને; જય૦
સમર્થ છો ગુરુદેવ, હરવા સહુ તાપો ( ૨ ),
પાપી જાણી મુજને ( ૨ ), નાથ ન ઉથાપો; જય૦
શર્ણું ગ્રહ્યું મહારાજ, તર્ણું હવે દેશો ( ૨ ),
કોટમ નિજ જન ગણીને ( ૨ ), ભ્રાન્તિ હરી લેશો; જય૦

---

## પરમ પૂજ્ય શ્રીમાજીશ્રીના ઉત્તરાર્ચનપ્રસંગે અપાયેલી પ્રણામાંજલી.

( અનુસન્ધાન ગતાંક ૨૦ ના પૃષ્ઠ ૧૬૦ થી. )

જ્યારે જ્યારે જોઉં કે પોતે આંખ મીંચેલી છે અને હું આવ્યો છતાં ઉઘાડતા નથી ત્યારે કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના માત્ર પ્રણામ કરી અને ચન્દુબ્હેનથી પ્રકૃતિની હકીકત જાણી છાનોમાનો પાછો ફરતો. પરન્તુ જ્યારે સ્વસ્થ થાય ત્યારે તરત ચંદુબ્હેનને પૂછે કે જમુ નથી આવ્યો ? અને ચંદુબ્હેન ઉત્તર આપે કે આવી ગયા પણ આપ નિદ્રાવશ હતા તેથી મૌનપૂર્વક જતા રહ્યા હતા. આવો ઉત્તર મળે ત્યારે જ પોતે સમાધાન માનતા હતા—એટલી બધી મમતા મારે માટે પોતે ધરાવતા અને પ્રત્યક્ષ બતાવતા પણ હતા. મને એક રીતે સાત્વિક અભિમાન ધરવા સબળ કારણ મળે છે કે તેઓશ્રીએ મારામાં હદઉપરાંતનો વિશ્વાસ ધર્યો હતો, અને તે વાત શ્રીમુખે મને સ્પષ્ટ શબ્દોમાં કહી સંભળાવી પણ હતી. આપણા ભગવાનશ્રી પોતે આ વાત જાણતા હતા કે માજીશ્રીનો મારા ઉપર બહુ વિશ્વાસ છે. એટલે એક પ્રસંગે—લગભગ આજથી બાર વર્ષ ઉપર ( સને ૧૯૭૫ માં ) જ્યારે હું વડોદરા બહાર નોકરીના અંગે કાઠીઆવાડના પ્રવાસમાં ગયો હતો ત્યારે એક બાબત ભગવાનશ્રી પોતે માજીશ્રીને હા પડાવી શક્યા નહોતા તેથી તે બાબત ભગવાનશ્રીએ મને પત્રદ્વારા મારા પ્રવાસમાં લખી જણાવી અને સૂચન કર્યું કે માજીશ્રી મારું નહિ માને પણ તારું માનશે માટે તું આ કામ કર. ભગવાનશ્રીની આ વિચિત્ર લીલામય પ્રવૃત્તિને શિરસાવંદ્ય ગણી મેં માજીશ્રીને સવિનય પ્રાર્થના કરી. આશ્ચર્ય તેમ જ એક રીતના અભિમાન તથા પરમ આનન્દસહ જણાવું છું કે માજીશ્રીએ મારી પ્રાર્થનાનો સ્વીકાર કરી મારા ઉપર અનહદ કૃપા દર્શાવી અને જે બાબત ભગવાનશ્રી માજીશ્રીપાસે કરાવવા ઇચ્છતા હતા તે બાબત માજીશ્રીએ કરી પણ દીધી.

પરમ પૂજ્ય માજીશ્રીએ મારામાં અસાધારણ વિશ્વાસ મૂકવાની જે આશ્ચર્યકારક લીલા આદરી છે તેનો જ આધાર લઇ તેઓશ્રીની પ્રેરણાથી જ છતાં મારી અલ્પજ્ઞ જીવમતિ અનુસાર હું ઉદ્ગાર કાઢવાને અતિહર્ષ પામું છું કે આપણા માજીશ્રીની તન-મન-ધન અને સ્વાત્માર્પણ

શુદ્ધિથી વર્ષોના વર્ષપર્યન્ત અખંડ સેવા કરનાર જો કોઇ પણ વ્યક્તિ હોય તો તે મારા સાધક-ભગિની શ્રી ચન્દુબહેન છે. એમણે માજીશ્રીની સેવામાટે એટલો બધો ઉંચો ભાવ ધર્યો છે, અક્ષરશઃ આચારમાં ઉતારી પણ બતાવ્યો છે અને તે એટલી કક્ષાએ પહોંચ્યો છે કે જેમ શ્રી વિષ્ણુ ભગવાનના સંબંધમાં શ્રી નારદજી તેઓશ્રીના મનરૂપ ગણાય છે તેમ શ્રી માજીશ્રીના સંબંધમાં શ્રી ચન્દુબહેન તેઓશ્રીના મનરૂપ જ થઇ રહ્યા છે. એવી કોઇ પણ બાબત-પછી તે ગુપ્તમાં ગુપ્ત હોય તો પણ—નહિ હોય કે જે શ્રી માજીશ્રીએ શ્રી ચન્દુબહેનને નહિ જણાવી હોય. શ્રી માજીશ્રી અને શ્રી ચન્દુબહેનનાં ભૌતિક શરીરો ભિન્ન ભિન્ન પ્રતીત થવા છતાં તેઓ ઉભય-શ્રીનાં મન અને આત્મા તદ્દન અભિન્ન-એકાકારને પામેલાં હતાં અને છે એમ હું નિષ્પક્ષપાત-પણે તથા પ્રમાણિકપણે કહી શકું છું માનવજીવન દોષને પાત્ર છે એટલે શ્રી ચન્દુબહેનમાં લૌકિક દૃષ્ટિએ ગમે તેવા દોષ હોવાનો ભલે અન્યતરાથી આક્ષેપ કરાય તો પણ જેમ અગ્નિના યથાર્થ અને સર્વાંગ સ્પર્શથી ગમે તેવી નિકૃષ્ટ વસ્તુ પણ પરિણામે અગ્નિરૂપ બની રહે છે તેમ શ્રી ચન્દુબહેને પોતાના મન અને આત્માથી શ્રી માજીશ્રીના દૈવી આત્માસાથે, ઉચ્ચતમ પ્રકારની સેવાવૃત્તિથી, સંપૂર્ણ પ્રકારનું તન્મયપણું સિદ્ધ કરેલું હોવાથી શ્રી ચન્દુબહેનનો આત્મા પરમાર્થદૃષ્ટિથી તો અલૌકિક બની ચૂક્યો છે, તેમના ઉપર શ્રી માજીશ્રીના અન્તરના આશીર્વાદ મૂળથી જ વર્ષતા આવ્યા છે અને સતત વર્ષા પણ કરે છે તેમ જ સત્ય કહું તો આપણા સમગ્ર વર્ગમાટે એ પોતે સાચી સેવાવૃત્તિના આદર્શ બની રહ્યા છે.

બે વર્ષ પૂર્વના સ્પેશીયલ ટ્રેનના પ્રવાસમાં માજીશ્રીની પ્રકૃતિ અનેક પ્રસંગે અસ્વસ્થ થયેલી અને પોતે બીલકુલ ટ્રેનની બ્હાર જઇ શકતા નહોતા તેવે સમયે યાત્રાના અતિ મહત્વના જોવા જેવાં તીર્થસ્થાનો તથા દૃશ્યો વગેરેને તિલાંજલિ આપી શ્રીમાજીશ્રીની સેવામાં જ અને તેઓશ્રીના ચરણમાં જ સર્વ તીર્થો, સર્વ દર્શનો, પવિત્ર સ્નાનો સમાયેલાં છે, એમ સ્પષ્ટ ઉદ્ગાર કાઢી શ્રી ચન્દુબહેન શ્રી માજીશ્રીની સેવામાંથી એક ક્ષણ પણ છૂટા પડયા નથી અને તૈલધારાવત્ સતત અને સાચા ભાવપૂર્વકની સેવા પરમ ઉલ્લાસથી કર્યા કરી છે. આવી રીતની ઉચ્ચ કોટિની સેવા તેઓ અખંડ જ કરતા રહ્યા હતા એવો મારો જાત અનુભવ છે. તાત્પર્ય કે જ્યારથી એમણે શ્રી માજીશ્રીના ચરણમાં સ્વાત્માર્પણપૂર્વકનો સેવાભાવ સ્વીકાર્યો ત્યારથી એટલે આજ અનેક વર્ષોથી-તેમની આવી સેવાવૃત્તિ અસ્ખલિત છતાં રૂવાં ઉભાં કરે તેવી છે મારા આ વચનો કેટલાં યથાર્થ છે તે તો જે બહેનોએ શ્રીમાજીશ્રીનાં ચરણ સેવ્યાં છે તથા ગાઢ પરિચયમાં આવ્યાં છે તેઓ જ સમજી શકે તેમ છે પ્રિય બન્ધુઓ । આમાં લેશમાત્ર પણ અતિશયોક્તિ નથી એમ સત્ય માનજો, કારણ કે આ વચનો હું શ્રી નૃસિંહાશ્રમમાં આપણા પરમ પૂજ્ય, જ્ઞેય, ધ્યેય શ્રી સદ્ગુરુ પરમાત્માસમક્ષ ઉચ્ચારું છું એટલે મારી અલ્પબુદ્ધિ પહોંચે છે ત્યાં પર્યન્ત એક અક્ષર પણ હું જાણી જોઇને અસત્ય બોલતો, તથી એ નક્કી માનજો.

આવા શ્રી ચન્દુબહેનના મન્ત્ર આત્મા પરમાર્થ દૃષ્ટિથી અપરિચ્છિન્ન છે અને તેમણે પોતાનું જીવન આ પ્રકારે સાર્થક કર્યું છે એમ હું સમજું છું. (અપૂર્ણ)

( ઉત્તીર્ણ લેખો. )

## પુરુષવર્ગ:— ૧ 'પ્રગતિકારક ત્રણ બાબતો : દાન, ધ્યાન ને જ્ઞાન.'

[ લેખક : જમનાદાસ ગંગારામ મહેતા. ]

(૧) દાન :— દાન એટલે ત્યાગ. ત્યાગ બે પ્રકારે થઇ શકે. ઇચ્છાપૂર્વક અને ઇચ્છાવિરુદ્ધ. ઇચ્છાપૂર્વક ત્યાગ કરવાથી આનન્દ, ઉત્સાહનું ભાન થાય છે અને ઇચ્છાવિરુદ્ધ ત્યાગ કરવાના પ્રસંગે ક્લેશ, સંતાપ ઉપજે છે. આપણા મમત્વનો કોઇ પણ પદાર્થ—નાનો કિંવા મોટો—ચોરાઇ જવાથી અથવા તેનો નાશ થવાથી આપણને જ્યારે દુઃખનો અનુભવ થાય છે ત્યારે તેને તે જ પદાર્થ જો આપણે સ્વેચ્છાથી કોઇને દાનમાં આપી દઇએ તો ઉલટો આનન્દ થાય છે. સંયોગ અને વિયોગનો ક્રમ જગતમાં અખંડ ચાલ્યા જ કરે છે. અને આપણા મમત્વના પદાર્થ સાથેનો આપણો સંબંધ સદા કાલ ટકનાર નથી એવું આપણને અનુભવથી સમજાય પણ છે, તો તેવા પદાર્થનો બલાત્કારે ત્યાગ કરવાનો પ્રસંગ આવે તેના કરતાં આપણે સ્વેચ્છાથી જ તેનો શક્ય તેટલો ત્યાગ શા માટે નહિ કરવો એ વિચારવાજોગી બાબત છે. વ્યવહારના નિર્વાહમાટે દ્રવ્યની અત્યન્ત અગત્ય હોવાથી દ્રવ્યપ્રતિ આપણું મમત્વ વિશેષ હોય છે. તેથી એ મમત્વ શિથિલ કરવા માટે દ્રવ્યનો ઇચ્છા અને ઉલ્લાસપૂર્વક ત્યાગ—અર્થાત્ તેનું દાન—કરવાનો જો આગ્રહ સેવાય તો પરિણામે વિરાગની કક્ષા સિદ્ધ થવાનો સંભવ છે. સુપાત્રને તેમ જ જેને જે સમયે ખરી જરૂર હોય તેને તે સમયે જરૂરીયાત વસ્તુનું દાન કરવાથી તેમના અન્તરમાં જે આનન્દની ઊર્મિ ઉઠે છે તે દાતાનું પરમ કલ્યાણ સાધે છે, એવો સત્પુરુષોનો ઉપદેશ છે. તેમાં કોઇ પણ પ્રકારનો બદલો મળવાની આશા રાખ્યાવિના કેવળ નિષ્કામભાવે અને સાચી પ્રીતિથી કરવામાં આવતું દાન અવિશેષ કલ્યાણને સાધી શકે છે. માટે કલ્યાણની ઇચ્છાવાળા પ્રત્યેક મનુષ્યે આ પ્રકારનું નિષ્કામ વૃત્તિથી અને અન્તરના સાચા ભાવથી દાન કરતા રહેવાનો આગ્રહ રાખી પોતાનું કલ્યાણ સાધવું આવશ્યક છે.

(૨) ધ્યાન :— ડહોળાયલા પાણીમાં જેમ સૂર્યનું કે ચન્દ્રનું કે એવી કોઇ પણ વસ્તુનું જોઇએ તેવું સ્વચ્છ પ્રતિબિમ્બ પડતું નથી તેમ મનુષ્યના ડહોળાયેલા અર્થાત્ અનેકવિધ વિચારોના વમળમાં ગોથાં ખાતા મનમાં આત્માનું પ્રતિબિમ્બ—પ્રકાશ—યથેચ્છ રીતે પડી શકતો નથી. સ્વચ્છ પ્રતિબિમ્બ પડવા માટે જેમ પાણી તદ્દન સ્થિર થવાની આવશ્યકતા છે તેમ આત્માનો પ્રકાશ મન ઉપર યથાર્થ રીતે પડવા સારૂ મન નિર્વિક્ષિપ્ત—સ્થિર—સંકલ્પરહિત—થવાની ખાસ અગત્ય છે. અહર્નિશ અનેકવિધ સંકલ્પ કરતા રહેતા મનને સ્થિર કરવા માટે તેને કોઇ એક આલંબન—વિચાર કરવાનો વિષય—આપવામાં આવે તો ઢંગધડા વિનાના અનેક તરંગોને વશ નહિ રહેતાં આલંબનવાળા વિષયપ્રતિ વળતું અને વળતું રહી શકશે. આવું આલંબન પણ રસવૃત્તિ જાગ્રત રાખે એવું હોવું જોઇએ. માટે કોઇ પણ પરમ પ્રીતિના વિષયનું—જેમકે સદ્ગુરુશ્રી કિંવા

કોઇ પણ ઇશ અથવા દેવીની કે મહાત્માની હૃદયંગમ મૂર્તિનું-આલંબન આપી તે મૂર્તિને વિચારદ્વારા અન્તરમાં ખડી કરવાનો અર્થાત્ ધારણા સિદ્ધ કરવાનો અભ્યાસ પાડવો જરૂરનો છે આવી ધારણાની પરિપાક સ્થિતિ થતા મન જેમ જેમ સ્થિર થતુ જશે તેમ તેમ ધ્યાનની કલા સિદ્ધ થતી જશે. દૃશ્ય પદાર્થમાત્ર વિનાશી હોવાથી સ્થાયી સુખને આપી શકે તેમ નથી, અને સ્થાયી સુખ પામ્યાવિના યથાર્થ શાન્તિતૃપ્તિનો અનુભવ થવો સંભવનો નથી માટે સુખેચ્છકે પરમ શાન્તિમાટે મનને નિ સંકલ્પ કરવાનો પ્રયત્ન સતત અને આગ્રહપૂર્વક કરી ધ્યાનની કલા સિદ્ધ કરવી જોઇએ

( ૩ ) જ્ઞાન —દૃશ્ય પદાર્થમાત્ર અસત્-મિથ્યા છે અને બ્રહ્મ-ચૈતન્ય જ સર્વત્ર વિલસી રહ્યું હોવાથી સત્ છે એવો અનુભવ તે જ્ઞાન છે द्वितीयाद्वै भयं भवति-જ્યાં સુધી એક કરતાં વિશેષ પદાર્થની પ્રતીતિ છે ત્યાં સુધી ભય અને દુઃખ ઉભા જ રહે છે. આવી દ્વૈતભાવની પ્રતીતિનો અત્યન્તાભાવ થવા માટે સમ સર્વત્ર બ્રહ્મતત્ત્વનુ ભાન અખંડ જાગ્રત્ રહેવુ જોઇએ. હાલ જે જગતરૂપે આપણને દેખાય છે તે વસ્તુત ચૈતન્યનો વિલાસમાત્ર છે, અને જગતરૂપ પ્રતીતિ એ કેવલ ભ્રાન્તિ છે એવું શબ્દજ્ઞાન આપણને શાસ્ત્ર તથા શ્રી સદ્ગુરુદ્વારા પ્રાપ્ત છે આ શબ્દજ્ઞાનને મનનદ્વારા ચિત્તમાં દૃઢપણે ઠસાવી અને નિદિધ્યાસનદ્વારા એટલી કક્ષાએ પહોંચાડવું જોઇએ કે એ જ્ઞાન ચરિતાર્થ અને અનુભવસિદ્ધ થઇ રહે ज्ञानादेव हि मुक्ति स्यात्-આવુ અનુભવસિદ્ધ યથાર્થ જ્ઞાન જ મોક્ષને આપનાર સમર્થ સાધન હોવાથી તે પ્રાપ્ત કરવુ અત્યન્ત જરૂરનુ છે

---

## ૨ 'માનવી ! તું પામરતા છોડ.'

[ લેખક ઋષીકેશ દુર્ગેશ્વર ત્રિવેદી ]

માનવી ! તુ કાલની અનન્તતાનો વિચાર કર તારા નાના મગજમાં કાલની શરૂઆત અને કાલના અન્તની કલ્પના કરવા જેટલી પણ શક્તિ નથી ! એ અપરિમિત, અનાદિ અને અનન્ત કાલમાં તારુ જીવન કેટલુ અલ્પજીવી છે તેનો તુ વિચાર કર એ ટુંક તને આપવામા આવેલા સમયમાં તુ શુ શુ કરવા ધારે છે, શુ શુ કરવા માગે છે, તેનો પ્લાન ઘડી કહાડ તારી જીવનસરણીઉપર વારવાર એ દૃષ્ટીથી જોતા શીખ અને તારી પામરતાનો ત્યાગ કર

માનવી ! તું સ્થલની અનન્તતાનો વિચાર કર ભૂગોળની મદદથી તું વખતે આ જગતનો વિચાર કરી શકશે વખતે સૂર્યમંડળસુધી તારી કલ્પના દોડાવશે, પણ તેથી તારી દોડ બહુ આગળ જઇ શકતી નથી આ પૃથ્વીપર થોડી ભૂમિના સ્વામિત્વ માટે તું કેટલાં વલખાં મારે છે, કેટલા આત્માઓને દુઃખી કરે છે, કેટલાં અકર્તવ્યો કરે છે, તેનો વિચાર કર અને તારી પામરતા છોડ,

માનવી ! તું શક્તિની અનન્તતાનો વિચાર કર સમુદ્રના ઘુઘવાટને, વાદળાની ગર્જનાને, વીજળીની તીક્ષ્ણતાને, ભગવાન સવિતાના પ્રતાપને યાદ કર અને તેની સાથે તારી અલ્પ શક્તિઓને સરખાવ અને તારી પામરતાને છોડ

પરંતુ કાલ સ્થલ અને શક્તિની અનન્તતાનો વિચાર કરી, તારી અલ્પતાને તેની સાથે સરખાવી, તારે નાસીપાસ થવાનું કારણ નથી કારણ માનવી ! તારામાં અલ્પમાંથી મહાન્ થવાની જીવમાંથી શિવ થવાની અમોઘ ગૂઢ શક્તિ જરૂર રહેલી છે એ ભાનથી ઉત્સાહિત બનીએ જીવો શિવત્વને પામ્યાના દાખલા માનવ-ઇતિહાસમાં મોજુદ છે, તો તારી પામરતાને છોડી તે શિવત્વને પ્રાપ્ત થવા કટિબદ્ધ થા

---

:: સાપ્તાહિક ::

Reg. No B 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:

"જીવન ધ્યેય"

વર્ષ: ૧૪ અંક: ૨૨

સં. ૧૯૯૩, આશ્વિન શુદ ૧૧

શનિવાર

તા. ૩૦ : ૧૦ : ૧૯૩૭

પત્રવ્યવહાર:

વ્યવસ્થાપક, ચારિત્ર્યમંદિર

વડોદરા.

વાર્ષિક લવાજમ.

હિ. દમાં: રૂ. ૫-૦-૦

હિ. દબહાર: દશ શિલિંગ.



આ પત્ર શ્રી પ્રતાપવિજય પ્રિં. પ્રેસ, મોદીખાના—વડોદરામાં રમણીકભાઈ ગિરીશભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ-તરફથી પ્રકાશક, શ્રીનિ. હોરા ત્ર્ય. ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશક શ્રી ચિમનલાલ-હરીલાલ, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૦-૧૦-૧૯૩૭

॥ ૐ શ્રી ॥

## श्राद्धनी आवश्यकता.

( અનુસન્ધાન અંક ૨૦ના પૃષ્ઠ ૧૬૩ થી. )

સામાન્ય જીવો નિમિત્ત શ્રાદ્ધરૂપે કરાતા સંકલ્પ તે Money-order છે. આપણે આપણા બળને તેની સાથે પ્રેરવું પડે છે–નાણું પહેલેથી સાથે મોકલવું પડે છે–ભરવું પડે છે. તે તેમને મળે છે. અને તેનાથી તેઓ પોષણ પામે છે. જેટલા દ્રવ્યનો તમે Money-order કરો છો, તેટલું જ દ્રવ્ય પિતરૂને મળે છે; તેટલા પ્રમાણમાં તે સુખી થાય છે.

ઈશ્વરતરફ સંકલ્પ પ્રેરવા એ Value Payable પત્ર છે. તે પત્રમાં જેટલો આંકડો ભર્યો હોય છે, તેટલી રકમ ઈશ્વરતરફથી આપણને મળે છે. એ કાગળ બીજા કોઈથી લેવાતો જ નથી. કારણ તેમાં તો લેનારે તરત દ્રવ્ય આપવાનું રહે છે. સદ્ગુરુ અથવા મહાપુરુષો-માટે કરાતા સંકલ્પો અથવા થતી શ્રાદ્ધાદિ ક્રિયા આ V. P. પત્રરૂપ છે. તે દ્વારા આપણે જેટલી રકમ માગી હોય છે, તે મળે છે. એ આપણા જ હિતને માટે છે. એવી ક્રિયાથી મહાપુરુષો કે સદ્ગુરુને આપણે આપતા નથી, પણ ઉલટું તેમની પાસેથી ધારેલું લઈએ છીએ.

આ પ્રમાણે શ્રાદ્ધ નિમિત્ત થતી ક્રિયા અને સંકલ્પ આપણે પિતરોના શ્રેય નિમિત્ત મોકલાતો Money-order છે. અને તે એ અભિમાની જ્યાં હોય છે, ત્યાં તેને જઈને મળે છે. અભિમાની જાગ્રદ દશામાં હોય છે તો તેને તે સંકલ્પદ્વારા અધિક અથવા ન્યૂન સુખાદિનું ભાન થાય છે. જો તે સુષુપ્ત દશામાં હોય છે તો તે Money-order ત્યાં એમનો એમ રહે છે; તેના કર્મકોષમાં પડે છે, અને જાગ્રત્ થતા તેને તેનો લાભ મળે છે.

આ સંકલ્પરૂપ ટપાલને વહેવાની ટ્રેન તે વાત વરણ છે. જેમ દૂર દેશમાં ટપાલ મોકલવી હોય તો વધારે ટીકીટ ચોડવી પડે છે, તેમ દિવ્ય પ્રકારના સૂક્ષ્મ વાતાવરણમાં જે સંકલ્પ મોકલવો હોય છે,

તેને મહાની વધારે ટીકીટો લગાવી પડે છે. મનોમય અને ધ્યાનવડે થતો સંકલ્પ જ હૃદય પ્રદેશ-પર્યન્ત જાય છે છે.

જેનું પૂરૂં સરનામું ન જાણતા હોઈએ તો પછી તેના ઉપર લખેલો પત્ર તેને ન મળે, તેમ જે પિતરોની ક્યા સ્થિતિ છે તે ખબર નથી, તેના માટે કરેલો સંકલ્પ શી રીતે પહોચે એ શંકા થવા જેવી છે પણ ગાયકવાડ સરકાર ઉપર વિશ્વાસ ટપાલ મોકલવી હોય અને તેમનું સરનામું ખબર ન હોય તો થોમસ કુકની C/O મોકલીએ તો તે તેમને મળે છે, કેમકે તે કંપનીને ગાયકવાડ સરકારની સ્થિતિનું જ્ઞાન છે, તેમ આપણામાં પણ શ્રાદ્ધવિધિ કરતી વખતે વિષ્ણુની સ્થાપના કરવામાં આવે છે; અને તેમની સાક્ષીએ ક્રિયા કરી તેમના દ્વારા આપણે આપણા પિતરોને સંકલ્પો પહોંચાડીએ છીએ, જેથી જ્યાં તેમની સ્થિતિ હોય ત્યાં તેમને તે સંકલ્પનું ફળ એ સર્વજ્ઞ સત્તા આપે છે. આથી શ્રાદ્ધક્રિયામાં આપણો સર્વોત્તમ સંબંધ વિષ્ણુસાથે-આપણા ઇષ્ટસાથે હોવાની જરૂર છે. આપણા ઇષ્ટસાથે-પરમાત્માસાથે-સંબંધ બાંધ્યા વિના થતી શ્રાદ્ધક્રિયા વ્યર્થ છે પિતરોની તો લક્ષણા માત્ર કરવાની છે, પણ શુદ્ધ સ્વરૂપ ઇષ્ટનું જ આપણી વૃત્તિમાં સ્થવાનું છેઃ એમનાદ્વારા મોકલાતા સંકલ્પો જ પિતરોને મળનાર છે, એમ આપણે સમજવાનું છે, માટે ભીલો બન્ધુઓ !

ઇષ્ટનામ વહાલા નિત્ય મુખે ભાખતો જા,

જ્યારે આમ સંકલ્પથી જ પિતરો તૃપ્તિ પામે છે તો પછી શ્રાદ્ધક્રિયા કરવાની શી જરૂર ? સંકલ્પમાત્ર કરી લઇએ તો શો વાંધો ? એમાં પિંડ આપવાની, ઝટ કે પ્રત્યક્ષ બ્રાહ્મણોને પિતરોરૂપે કલ્પવાની જરૂર શી ? બ્રાહ્મણને જમાડવાની જરૂર શી ? બ્રાહ્મણોને ન જમાડતાં બીજી રીતે દાન દઇએ તો ચાલે કે કેમ ?

જેઓ સંકલ્પમાં સંપૂર્ણ શ્રદ્ધાવાળા છે, જેઓ સંકલ્પવડે પોતાના પ્રામણ્યનો સૂક્ષ્મ વૃત્તિવડે અનુભવ કરવા સમર્થ છે, એટલે જેઓ સંકલ્પમાત્રથી પોતે ભોજન જમ્યાનો આનન્દ કે તૃપ્તિ અનુભવી શકે છે, 'હું લક્ષાધિપતિ છું' એવો સંકલ્પમાત્ર કરવાથી પોતાને લક્ષાધિપતિનું ભાન રહે છે, તેમને શ્રાદ્ધક્રિયા કરવાની કશી જરૂર નથી જેઓ વૈખરીમાંથી નીચે ઉતરી મધ્યમામાં જઇ આવા સંકલ્પ કરે છે, તેમને તેવા સંકલ્પથી પોતાને અમુક અંશમાં તૃપ્તિ થવાનું ભાન થાય જ છે, પરંતુ તીવ્ર ઉતરીને સંકલ્પ કરે છે, ત્યારે તેમને અધિક તૃપ્તિ અથવા તદ્દવસ્તુવિષયક સિદ્ધિનું ભાન થાય છે આમ જેનાથી ઉંડે ઉતરી પોતાના સંકલ્પનું પોતાને જ ફળ મળતું અનુભવાય છે, તેણે તો બાહ્ય કશી જ ક્રિયા કરવાની નથી બહારની ક્રિયા કરતાં અનન્ત ગુણું અધિક ફળ તે પ્રકટાવે છે

પણ જેમનામાં તેવી શક્તિ નથી, જેમને પોતાના સંકલ્પથી પોતાને જ કંઇ પણ સૂક્ષ્મ સુખ, તૃપ્તિ, આનંદ, શાન્તિનું ભાન થતું નથી તેવાએ પોતાના સંકલ્પને મન્દ બળવાળા સમજી તેમણે બીજાનો આશ્રય કરવો જ રહે છે જેમનાથી એમને એમ ન રહાય તેમણે લાકડીનો કે પારકાનો ટેકો લેવાની અગત્ય રહે છે, અને એ લાકડી રાખવા રૂપ તે શ્રાદ્ધક્રિયા છે દાંત વિનાને

કાંતના ચોકઠાની અને દુર્બળ નેત્રવાળાને ચશ્માની જરૂર છે, તેમ જેઓ પોતાના સંકલ્પો મધ્યમાપાર જાય કરી શકતા નથી, તેમને અન્યના સાહાય્યની અપેક્ષા છે

જન્મે ભક્તિભાવે, ગુરુજનતણી સહાય ચહેતા,
વિના સાહાય્યે તો, કદી ફલ ન ઇચ્છેલા લહેતા,
ગુરુ શક્તિ આપી પછી ક્રમથી સ્વાતંત્ર્ય દઇ દે,
પછી વિશ્વે તે તો, બહુ જનતણું શ્રેય કરી લે.

પૂર્વે બ્રાહ્મણો સંકલ્પ વહન કરવામાં સમર્થ હતા આપણી ઇચ્છા તેમને નિવેદન કરવાથી, તાર માસ્તરને આપણા શબ્દો કહેતા, તે પોતે જ્ઞાતા હોવાથી એ શબ્દોને તાત્પર્યથી ગમે ત્યાં મોકલી આપે છે, તેમ મોકલી આપતા તેમને-બ્રાહ્મણોને-મધ્યમા, પશ્યન્તી અને પરાથી બોલતા આવડતું હતું, અને તેથી તે તત્કાળ આપણો સંકલ્પ પિતરોને અથવા તે અભિમાની જ્યાં હોય ત્યાં તેને પહોંચાડી શકતા અને માટે જ પૂર્વે પણ શ્રાદ્ધમાં ઉત્તમ બ્રાહ્મણોને બોલાવવાનો આગ્રહ શાસ્ત્રે કર્યો છે

જેમની વૃત્તિ સૂક્ષ્મ વસ્તુસાથે સ્વત. સંબંધવાળી થઇ શકતી નથી, તેમને બાહ્ય પદાર્થના આલંબનની જરૂર રહે છે બાળકને કોઇ પદાર્થનું જ્ઞાન કરાવવું હોય છે, તો તેને ચિત્રથી કરાવતાં મૂલ વસ્તુનું જ્ઞાન ગ્રહણ કરવામાં સુગમતા પડે છે. તેમ પિંડ, ઘટઆદિ બાહ્ય વિધિ તે મૂલ વસ્તુનું ઉપલક્ષક ચિત્ર છે એથી તેમાં શિશુમતિ મનુષ્યોને અન્તઃકરણ સ્થિર કરવાનું અધિક સુગમપણું બની શકે છે. (અપૂર્ણ)

श्री गुरुदेव.

## श्रीउपेन्द्रजयन्तीमहोत्सव —૧૮ मो महोत्सव.

આ પરમ પુણ્યપ્રદ પ્રસંગ નિકટ આવતો જાય છે અનુકૂલ જમીનમાંથી ઉપયોગી વનસ્પતિ ઉગે જ છે, તેમ અનેક સત્સંસ્કારી હૃદયમાંથી, હાલની વિષમ સ્થિતિમાં, આગામી મહોત્સવ પાલન કરવાનો નિર્ણય તથા તે સંબંધી કંઇક દર્શાવવાનો યોગ આવે છે

આ મહોત્સવ સંવત્ ૧૯૯૪ના કાર્તિક કૃષ્ણ પ્રતિપદા, શુક્રવાર તા૦ ૧૯:૧૧:૩૭ ના પુણ્ય દિને શ્રીવિશ્વવંદ્ય—ઉદ્યાનમાં પાલન કરવામાં આવશે

પ્રતિવર્ષ આ સંબંધી અનેક રસભરી આકર્ષક રચનાનો આરંભ આજથી થઇ જતો. શ્રી ગુરુદેવ સર્વની કર્તવ્યશક્તિને જાગૃત્ કરે, ચમત્કારને જગાડનાર નૂતન કાર્યમાં યોજવા આજ્ઞા કરે, સર્વ કોઇ આનંદથી, ઉલ્લાસથી તેમાં ભળે—એ સર્વ આ સમયે સ્વપ્નવત્ થઇ ગયું.

સૂર્ય હોય ત્યાં પ્રકાશ ચન્દ્ર હોય ત્યાં ચાંદની તેમ જ્યાં ગુરુદેવ પ્રકટ હોય ત્યાં અપૂર્વ આનન્દ, ઉલ્લાસ, નૂતનતા કર્તવ્યજાગૃતિ જણાતા, કારણ સર્વના કેન્દ્રરૂપ, પ્રાણરૂપ શ્રી સદ્ગુરુદેવ હતા. તેઓશ્રીના અદર્શનની સાથે જ આનન્દ વગેરે ઝાંખાં પડ્યાં હોય એમ ઘણા ભાઇઓને અનુભવ થાય છે એક પ્રકારની મૂઢ અવસ્થા રહેતી હોય એવું ભાસે છે. પરન્તુ આ

મહોત્સવ નિકટ આવતા શું કરવું તેનો વિચાર પ્રકટયો. એમાં જે કાંઇ કરવાનું સ્ફુર્યું તેનું સ્વરૂપ નીચે આપ્યું છે. તેમાં પોતાનો સ્વધર્મ સમજી સહુ કોઇ આગ્રહથી ભજે અને એ રીતે શ્રી ગુરુદેવનું અખંડ સ્મરણ કરે.

આ સમયે પારિતોષિક યોજના પ્રકટ થતી હતી તેમાં લેખો, કાવ્યો વગેરે સાહિત્ય લખાતું અને શ્રી વિશ્વવંદ્ય—ઉદ્યાનમાં પણ આસન, વ્યાખ્યાનઆદિ કરાવવામાં આવતું હતું. આ વર્ષે આ ઉત્સવમાં એ યોજના બંધ રાખી છે, પરન્તુ આપણા કલ્યાણમાટે કંઇ પણ કર્તવ્ય કરવું એવો નિશ્ચય થવાથી કેટલીક યોજના પ્રકટ કરવામાં આવે છે. તેમાં સર્વ કોઇ ભાગ લે છે.

## ઉત્સવપૂર્વનું ધર્મકૃત્ય.

કાર્તિક શુકલ તૃતીયાથી પંચમીસુધી ત્રણ દિવસમાં શ્રી સ્વામિનીસૂત્રના ચતુર્થ અલંકારમાં ધર્મમૂર્તિના આવેલા આખ્યાનની કથા કરવી.

ઘરમાં અનુકૂલ પડે ત્યાં એક સ્થાન નક્કી કરી તેને સ્વચ્છ, સુન્દર તથા પવિત્ર બનાવી તેમાં એક આસન રચી શ્રી ઇષ્ટપ્રતિમા સ્થાપવી. વિધિપૂર્વક ધૂપ, દીપ, નૈવેદ્ય આદિ પંચોપચારથી પૂજન કરવું. અન્યપૂજન કરી તે ઉપર પુષ્પ ચઢાવવાં. શ્રી ઇષ્ટને નમસ્કાર કરી કથાના આરંભમાં શ્રી ગુરુદેવનું સમગ્ર ઐશ્વર્ય અને સમગ્ર વિભૂતિસહ માનસ આવાહન કરવું. માનસ પૂજન કરી નીચેનું પદ ભાવપૂર્વક શાન્તિથી ગાવું. એક મનુષ્યે જ તે ગાવું. સર્વેએ એ પદના ભાવને હૃદયમાં જાગ્રત રાખી શાન્તિથી શ્રવણ કરતાં વૃત્તિ ઇષ્ટમાં સ્થાપી પ્રાર્થનામય રહેવું. —

પદ (કયા કયાં અનુભવીશું પ્રે૦—એ લય.)

પ્રભુ હું આવાહન કરું આજ
વિવિધ વિભૂતિસંગે રાખી, વળી નિજ શક્તિસાથે
વિનતિ સ્વીકારી, નાથ ! પધારી, મૂકો કર મુજ માથે,—
શરીર ને આ ગૃહ જેને હું કહું છું મારું મારું,
મા ચરણો ધરાવવાને, આજે મેં નિર્ધાર્યું,—
વિશ્વાધિપ આપ પ્રભુને, યોગ્ય ન એમાં કાંઇ
તો પણ મુજ ઇચ્છા વશવર્તી, નાથ ! પધારો આહીં,—
પ્રેમવડે નિજ ચરણકમલને, ફેરવતા પ્રભુ ! જ્યાં જ્યાં
પૂર્ણ અલૌકિકતાનો પરિમલ, પ્રસરી રહેનો ત્યાં ત્યાં —
જે સ્થળ દીપક ઝળકે તે સ્થળ, પ્રકાશથકી છવાયે
આપ પધારો તે સ્થળ દિવ્યતા, અનાયાસ થઇ જાયે —
સ્મરણવડે કદી, કીર્તનથી કદી પદસેવન કરી પ્રીતે
આપ પ્રભુને પ્રસન્ન કરવા, યત્ન કરીશ હું નિત્યે —

પૂજનથી કદી, બોધશ્રવણથી, કદી અનુચરભાવે
આપ પ્રભુને મેળવીશ હું કદી, સખ્યપણાને દાવે,—
અર્ચન કરી, કદી વન્દન કરી, કદી, કરી સમર્પણભક્તિ,
અનન્ય ભાવ ધરી કદી મુજને, લહીશ ન ન્યારી વ્યક્તિ,—
જે વિધિથી પ્રભુ પ્રસન્ન થાશો, મેળવીશ તે વિધિને હું,
અથવા આ વિધિથી જો રીઝશો, ગ્રહીશ તો તેને હું.—
જે રીતે કહેશો તે રીતે, સેવા કરીશ તમારી,
સ્વીકારી લેજો તે નરહરિ પ્રભુ, મુજ ગૃહ આ પધારી.—
( શ્રી સદુપદેશશ્રેણી—૨૬ )

પદ પૂર્ણ થતાં શ્રી સદ્ગુરુદેવની જય બોલાવી નમસ્કાર કરી કથાનો આરંભ કરવો. આપ્તસુહૃદમિત્રાદિને આમંત્રણ કરવું અમુક સમય નક્કી કરી તે જ સમયે ત્રણ દિવસ કથા કરવી. કથા વંચાઇ રહ્યા પછી સર્વને વન્દન કરવું તથા પ્રસાદ આપવો. નિત્ય આ વિધિ થવો જોઇએ કથાની સમાપ્તિએ પાંચ મીનીટ હરિ ૐ ની ધુન કરવી.

ધનત્રયોદશીથી પંચમી સુધી નિત્ય પ્રાતઃકાળે શ્રી ઠક્કુરત્વ નામ ની બાર માળા ફેરવવી, અને સાયંકાળે અથવા જે સમય અનુકૂળ હોય તે સમયે અર્ધો કલાક સાગ ભાવવાળી સ્તુતિનો કીર્તનો ઘરમાં સર્વએ સાથે મળીને ગાવા.

પ્રત્યેક, બને તો ઘઉંના લોટના દીવડાં કરી તેમાં ઘી પૂરી પૂજા સાથે પાંચ દીપક, ઇષ્ટ પૂજનસ્થાનમાં પ્રકટાવવાને, પોતાની સાથે અત્ર લેતા આવવા, તેમજ આરતી પછી પ્રસાદ ધરાવવાનિમિત્ત ચણાના લોટનું કોઇ પણ જાતનું મિષ્ટ નૈવેદ્ય યથાશક્તિ લાવવું

## સામુદાયિક વિભાગ.

( ૧ ) શ્રી ગુરુદેવના સંબંધમાં પોતે અનુભવેલો કોઇ પ્રસંગ સવિસ્તર લખી મોકલવો, અથવા કોઇ વિષય સંબંધમાં ઉપયોગી ચર્ચા થઇ હોય તો પોતે શા શા પ્રશ્ન પૂછ્યા, તે સમયે કોણ કોણ હાજર હતા વગેરે ઉપયોગી સર્વ બાબતો વિગતથી જણાવવી
( ૨ ) શ્રી ગુરુવચને શું ગમતું, અને શું ગમતું નહોતું તે જણાવવું
( ૩ ) પંદર લીટીમાં પ્રભુપ્રાર્થના લખવી
( ૪ ) નીચેની શાર્દૂલવિક્રીડિત વૃત્તની છેલ્લી લીટી છે તેના ઉપરથી પ્રથમની ત્રણ કડીઓ લખો બે અથવા ત્રણ છંદમાં
'સેવા શ્રીમદુપેન્દ્રનાથચરણે આપું પ્રણામાંજલિ '
( ૫ ) બાળકોએ નિત્ય પ્રાતઃકાળે 'તમે આનંદના ભગવાન છો' એ કીર્તન ગાવું, તથા મુખપાઠ કરવું ધનત્રયોદશીથી પંચમી સુધીમાં જો આ કીર્તન ગાશો પ્રમુખપાઠ કરી શકે એવાં વડિલોએ ઇનામ આપવા આમંત્રણ મેળવો

( ૬ ) 'સેવના સિદ્ધિ' સંવાદમાંથી સુન્દર અર્થને જણાવનાર ૫૦ સદ્વાક્યો લખી મોકલવા
( ૭ ) નૂતન વર્ષ પરસ્પર ૫દર સુન્દર વાક્યો લખવાનું શ્રી ગુરુદેવે જણાવ્યુ હતુ તે જ પ્રમાણે

આ નૂતન વર્ષે પરસ્પર ૫દર વાક્યો લખવા અને તેની એક નકલ અત્ર મોકલી આપવી આ લેખો કાર્તિક સુદ્ર એમ.સથી સુધીમાં અત્ર મોકલી આપવા

પ્રિય બન્ધુઓ ! બહેનો ! આવા સ્વધર્મસાધક કાર્યો કરવા તત્પર થાઓ આવશ્યક કર્તવ્ય સ્વીકારીને આગ્રહ પ્રકટાવો.

પરમ પૂજ્ય શ્રી ગુરુદેવે આપણા કલ્યાણમાટે અને પ્રકારના માર્ગો દર્શાવ્યા છે આપણી-સાથે સાધનપ્રયોગોમાં જોઇએને આપણા ઉત્સાહને ટકાવ્યો છે, સત્સંસ્કારને ખીલાવ્યા છે આ સર્વ તેઓશ્રીની અવિદ્યમાનતામાં વિસરવાનું નથી, પરન્તુ તેઓશ્રીની અધિક પ્રસન્નતા મેળવવા એ જ સાધનક્રમને પુન પુન સાધવા તત્પર જવુ જોઇએ

સત્પુરુષો તો માત્ર દિશા બતાવે તે લક્ષ્ય સ્થાને પહોંચવુ એ સાધકનું કર્તવ્ય છે આવાં સત્કાર્યો આપણે પૂર્વવત્ યથાશક્તિ કરીશું ત્યારે જ સમજાશે કે ઇષ્ટશ્રીએ સ્થાપેલા સંસ્કારની છાપ આપણે આપણા અન્તરમાં કેટલી ઉંડી પાડી છે જો એમા શિથિલતા પ્રકટે તો જાણવું કે આપણે એ વિચારોને માત્ર ઉપર ઉપરથી જ ઝીલ્યા છે માટે આપણે તો શ્રી ઇષ્ટેશ્વરમાત્મા આપણા અન્તરમાં સમીપ જ છે અને મન કર્મ ગ્રહણ કરે છે, એવી શ્રદ્ધાથી આ કર્તવ્યમાં બને તેટલા વેગપૂર્વક લાગવા નિશ્ચય સેવવો ઘટે છે

આ ઠવી માસમા વિવિધ સ્થળનિવાસી સાધકબન્ધુઓ શ્રી ઇષ્ટનિમિત્ત વિવિધ સત્ક્રિયાઓ કરી રહ્યા છે, અને તે તેમના સર્વના કલ્યાણમા અત્યન્ત ઉપકારક થશે એ નિ સંશય છે કલ્યાણની અભિવૃદ્ધિ કરનાર શ્રી ઉપેન્દ્રજય તીમહોત્સવમાં ભાગ લેવા સર્વ આગ્રહ ધરી આવજો, સત્કાર્યને સાધજો અને જીવનમા પુણ્યરાશને રળજો

સર્વને પુન પુન પ્રાર્થના કે ધર્મકૃત્ય વગેરે કરવા અવશ્ય આગ્રહ અને ઉત્સાહ ઘટે

## પરમ પૂજ્ય શ્રીમાજીશ્રીના ઉત્તરાર્ચનપ્રસંગે અપાયેલી પ્રણામાઞ્જલી.

( અનુસન્ધાન અંક ૨૧ ના પૃષ્ઠ ૧૬૬ થી )

જેવી રીતે શ્રીચન્દુબહેને માજીશ્રીની અસાધારણ સેવા કરી છે તેવી જ રીતે બીજે નંબરે આપણા સાધકબન્ધુ શ્રીભાઇલાલભાઇની સેવા છે, એવી મારી ખાતરી થઇ ચૂકી છે અનેક વર્ષોથી હું જોતો આવ્યો છુ કે ભાઇલાલભાઇનું નિત્યનું વ્રત છે કે ગમે તેટલું મોડુ થયું હોય તોપણ આપણા માજીશ્રીનું તથા ભગવાનશ્રીનું પૂજન કર્યા વિના ભોજન કરવું નહિ આશ્ચર્ય તો એ છે કે આ વ્રત તેમણે કિશય નરવોના લીલા વિમલના અદર્શનમને પણ જેવુંને તેવુ ચાલુ રાખ્યુ છે એ ભાઇએ ધન તન મન અને ધનથી તેમજ અનેક પ્રકારના ભોગે માજીશ્રીની સાચી સેવા કરી છે અને માજીશ્રીના પરમ કૃપાના તથા પૂર્ણ વિશ્વાસના પાત્ર બની આ યશાસ્વી થયા છે એટલું જ નહિ પણ માજીશ્રીએ તેમને પોતાના પુત્રવત્ જ માની લીધા છે

( ઉત્તીર્ણ લેખો. )

## સામુદાયિક વિભાગ—' આજ. '

[ લેખક : હરિલાલ ચુ૦ કાગળવાળા—વડોદરા ]

વિશ્વની એક એવી અવિનાશી વસ્તુ છે કે જેને જગત્ રોજ વધાવે છે. અતિ મહત્ત્વની ચીજ માત્ર એક જ છે કે જેમાં સર્વ કર્તવ્ય સમે જાય છે. કોઇનું પતન થાય છે, તો કોઇનું ઉત્થાન થાય છે. તે પણ એક એવા પદાર્થથી થાય છે કે તે સંસારની સિદ્ધિવાળી વસ્તુ છે.

આ વસ્તુ રોજ જોવાય છે-અનુભવાય છે. સહુ કોઇ તેમાં લીન થાય છે. અને તે વસ્તુ " આજ " છે વિશ્વના સર્જનથી તે પ્રલય સુધી " આજ " અખંડ રહેશે.

કર્તવ્યનો કાલ, સાધનનો સમય-પ્રગતિની પળ આજ છે. આજનો ઉપયોગ તમામ પ્રાણી-માત્ર કરે છે. કોઇ તેના ઉપયોગથી સુખ પ્રાપ્ત કરે છે તો કોઇ દુ:ખને નસીબમાં મેળવી રુદન કરે છે.

વિશ્વમાં ચેતન પ્રસારનાર સૂર્ય, રાત્રિના પ્રશાન્ત સમયમાં સુધા રેડનાર ચન્દ્ર પણ આજનો ઉપયોગ કરી જગતના પ્રાણ પોષે છે. વાયુ, તેજ, અગ્નિ ઇત્યાદિ પણ આજના ઉપયોગથી વિશ્વનું સંરક્ષણ કરે છે.

મનહર ઉદ્યાનની રમ્ય પુષ્પકલિઓ પણ આજના ઉપયોગથી પ્રફુલ્લ થઇ જીવન મ્હેંક મ્હેંક કરી મૂકે છે, જ્યારે કંઇક કલિઓ કચડાઇ ધરણીઉપર રોળાય છે.

સમગ્ર વિશ્વનું અસ્તિત્વ, આનન્દ, ઉત્ક્રાન્તિ, શાન્તિ, અને સિદ્ધિ આજમા છે. આજને સાધી લેનાર સર્વ સિદ્ધિને હસ્તામલકવત કરી લે છે

યોગી ભર્તૃહરિએ યોગ સાધ્યો, ભગવાન બુદ્ધે ત્યાગ સાધ્યો, ભગીરથે ગંગાનું અવતરણ કરાવ્યું, સાવિત્રીએ સત્યવાનનું જીવન પ્રાપ્ત કર્યું. તે આજના સમયમાં જ.

માનવ, પ્રાણી આદિની જોડ છે વિશ્વની પ્રત્યેક વસ્તુની જોડ છે. પરન્તુ આજ એ તો એક અજોડ વસ્તુ છે

જેને જીવન કૃતાર્થ કરવું હોય, જેને જીવનમાં સત્સુખની પ્રાપ્તિ કરવી હોય, જેને મનુષ્યમાંથી દેવ થવું હોય, જેને જીવ મટી શિવ બનવું હોય તેને આજને સિદ્ધ કરવાની આવશ્યકતા છે.

આજની અસિદ્ધિ એ તમામ જીવનની અસિદ્ધિ છે.

આજ નો પૂર્ણ લાભ લેવા મનુષ્ય જન્મસિદ્ધ હક ધરાવે છે, મનુષ્ય સર્વ શક્તિ ધરાવે છે, મનુષ્ય સર્વ બળ ધરાવે છે આજ પોતાનું સર્વસ્વ લુંટાવવા તૈયાર છે, પરન્તુ એવો કોઇ વિરલ આજને મળતો નથી

આજની પાસે અખુટ વૈભવ, અચળ શક્તિ, અપરિમિત જ્ઞાન, સમગ્ર વિશ્વને આપવા જેટલું છે. આજને સિદ્ધ કરે છે તે આજપાસેથી સર્વ કાંઇ પામે છે.

ઈશ્વરનો ખોળો આજ છે. કલ્પતરુ તેમજ ચિન્તામણિ એ આજ છે.

પરમાત્માને ઓળખવા, ઇષ્ટને પામવા, ભગવાનને વશ કરવાનો આજ એ એક જ સ્ટેન્ડર્ડ લાઇમ છે.

ધ્રુવ, પ્રહ્લાદ, નરસિંહ મહેતા, મીરાંબાઇએ આજને સાધી લઈ પરમાત્માઉપર વિજય મેળવ્યો છે.

' આજની ઘડી તે રળીયામણી '–આ વાક્ય અનુભવસિદ્ધ છે. જીવનની તમામ આજ આપણે ગુમાવી દીધી છે, છતાં હજી આપણા હાથમાં આજ છે. જ્યારે ધારીએ ત્યારે આજને યથાર્થ સાધી શકીએ

' આજ કરી લો, આજ કરી લો, કર્તવ્યને કરી લો આજ "–એ ઉપદેશને હૃદયમાં સદા સ્થાને સ્થાપી આજને અમૂલ્ય સમજી, જીવનની બાકી રહેલી આજમાં આ સદ્‌ગુરુકૃપાથી આપણે પરમાત્માને સાધી લઇએ, એ અક્ષય ધ્યેય આપણો સિદ્ધ થાય એવી શ્રી પ્રભુને પ્રાર્થનામય વિરમું છું.

---

: : સાપ્તાહિક : .

Reg No. B. 3171

# શ્રેયસ્સાધક

અથવા

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
"જીવન ઘડો"

વર્ષ ૧૪ અંક : ૨૩
સં. ૧૯૯૩, કાર્તિક શુદ ૩
શનિવાર
તા. ૭ : ૧૧ : ૧૯૩૬

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ —
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને આશ્રય આપવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
મદદ કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્ય ઘડતી સંસ્થા.
સ્થળ : વડોદરા.

આ પત્ર ધી લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ, રાવપુરા; આર. કાલેની સ્ટ્રીટમાં-વડોદરામાં ભાઈલાલ હ. પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : મોતીલાલ મ. ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશ્યું શ્રી ... વડોદરા, ... પ્રસિદ્ધ
તા. ૭ ૧૧ - ૧૯૩૬

॥ ૐ શ્રી ॥

## नूतन वर्षनुं कर्तव्य.

નવીન વર્ષમાં શુદ્ધ સદ્વિચારબલે આ સંસારના મોહના વેગને શિથિલ કરતા, ઇષ્ટ-ચિન્તનદ્વારા અધિક સુખ-શાન્તિ અનુભવતા સુખરૂપ રહેશો. આખરે જગત્ તે જગત્-જનારી વસ્તુ જ છે, તેથી એનાથી આપણે કે આપણાથી એ કોઈ કાળે અળગી થનાર છે. આથી અખંડ સુખ આપનાર પરમાત્મ-સ્મરણ સેવતા અધિક અધિક આનન્દ, શાન્તિ તથા તૃપ્તિને અનુભવો.

શ્રી ગુરુદેવ.

# પ્રાર્થના.

ભગવન્ ! આજના નૂતન વર્ષના આરંભક દિવસે આપશ્રીના પુનિત ચરણોમાં માનસિક પૂજન–અર્ચન વિધિથી સાષ્ટાંગ પ્રણામ અર્પું છું.

પ્રભો ! મારાં સ્થૂલ નેત્રો આપશ્રીના પ્રત્યક્ષ દર્શન કરવા આજ ભાગ્યશાળી થતાં નથી; છતાં મારી સૂક્ષ્મ દૃષ્ટિ આપને જ નિહાળી રહી છે–એટલું પણ પ્રભુ ! સ્મરણ પ્રકટ રહે છે તે મારું સદ્ભાગ્ય, આપશ્રીની અમી દૃષ્ટિ.

પરમાત્મન્ ! હું જડમતિ, અનેક દોષોથી ભરેલી, ડગલે ને પગલે ભૂલો કરતી, આપશ્રીની આજ્ઞાઓને ન અનુસરતી, ક્ષણમાં પશ્ચાત્તાપ કરતી, કાલક્ષેપ કર્યાના ચિન્તન કરતી, છતાં વહાલા ગુરુદેવ ! હૃદયથી આપને અળગા કર્યા નથી. મારા ગુરુદેવ ! કોઇ પણ પ્રકારની આપશ્રીની સેવા થઇ શકી નથી, મનની–પ્રાણની ચંચળતાએ મને આમથી તેમ ખૂબ ભટકાવી છે, પરન્તુ વળી વળી વૃત્તિ પાછી આપ ચરણોમાં જ ઠરતી. મને આવી જાણવા છતાં પણ, જ્યારે ત્યારે મેં આપની મારાપરની મીઠી દૃષ્ટિ જ નિહાળી છે. પ્રભો ! આપની કેવી કૃપા !

આપશ્રીના અમૂલ્ય વચનો કીર્તનદ્વારા, સદ્બોધશ્રવણદ્વારા ( મારા હૃદયમાં એટલાં સચોટ ઉતરી ગયાં છે કે તે વચનોએ ) મને અનેક પ્રતિકૂલ સંજોગોમાં મારા નબળા પડી જતા મનને પ્રોત્સાહન આપ્યું છે, વિવિધ ખાડામાં પડતાં રક્ષી છે. મારામાં ઘણું એ પરાગ્ન હોવા છતાં, ઉચ્ચ ભાવના પ્રકટાવી છે. શું શું સંભારૂં !

પરમાત્મન્ ! કંઇ પણ સાધન ન કરતી હોવા છતાં, જેવી કૃપા રાખતા તેવી જ કૃપા અખંડ રાખજો.

પ્રભો ! મારામાં સાધન કરવાનું બલ પ્રકટાવો–મારામાં ચૈતન્ય, ઉત્સાહ, આનન્દ જગાવો–મારી સર્વ પ્રકારની અશાન્તિ દૂર કરી, અનેક થયેલા થતા દોષોની ક્ષમા આપો.

ભગવન્ ! મને ન ભૂલશો. આપમાં મારી શ્રદ્ધા, પ્રેમ, ભક્તિ ઉત્તરોત્તર વધુ ને વધુ પ્રકટો. આપનું દિવ્ય સ્વરૂપ મારા હૃદયમાં હંમેશ જાગ્રત્ રહો. મારામાં જેટલું જેટલું અહમ્ છે, તે સર્વને વિલાવી દો. એ જ આજની પુનઃ પુન અભ્યર્થના.

મંજુબહેન.

× × × × × ×

ગયા અંકમાં દર્શાવેલી સત્ક્રિયા સર્વેએ સાધી હશે જ. છતાં કોઇને અંક મોડો મળ્યો હોય તો હજી પણ તે કાર્યક્રમ આરંભીને પ્રતિપદાસુધીમાં પૂર્ણ કરે. ઓગમને કોઇ પ્રતિબંધ આવ્યો હોય તો તે હવે પછી ગમે તે અનુકૂલ દિવસોમાં કથા વગેરે કરે. મહોત્સવ નિકટ નિકટ આવે છે બન્ધુઓ–બહેનો ! પૂરે આવતા હતા તેમ હાલપણ આવજો. કુટુંબીવર્ગને સાથે લાવજો, અને પુણ્ય કર્તવ્યને ચૂકશો નહિ.

---

### શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવસંબંધી.

ગયા ૨૨મા અંકના પૃષ્ઠ ૧૭૩ ઉપર સામુદાયિક વિભાગના ક્રમાંક (૫) માં બાળકોએ નિત્ય પ્રાતઃકાળે ગાવાનું કીર્તન સૂચવ્યું છે, તે કીર્તન ત્યાં છપાયું છે તે જણાવવાનું રહી ગયું હતું. તે હાલ અત્ર પ્રકટ કરવામાં આવે છે. તેથી કદાચ બાળકોથી એ કીર્તન મુખપાઠ ન થયું હોય તો હવે પંચમીથી આરંભી પ્રતિપદાસુધીમાં કીર્તન કરે.

પદ. ( પ્રિયતમ પ્રભુ કરીએ૦ એ ઢાળ. )

તમે બાળકના ભગવાન્ છો,
બાળકસહ બાળકમાન છો; તમે૦
ત્રિભુવનપર આશિષ દેવામાં,
આપ ઉદાર મહાન્ છો; તમે૦
વિશ્વને ભયભીત કરનારા તમે,
પ્રહ્‌લાદનું અભય સ્થાન છો; તમે૦
દાખો ધ્રુવને અવિચલ ધ્રુવપદ,
એવા કરુણાવાન્ છો; તમે૦
માર્કંડને ચિરાયુષ્ દેનારા,
એક તમે ભગવાન્ છો; તમે૦
જનકસિંહાસને અષ્ટાવક્રને,
ચઢાવનાર સોપાન છો; તમે૦
બાળકને મહા પદ દેવામાં,
આપ તો બસ ગુમતાન છો; તમે૦
ઉપેન્દ્રપ્રભુ બાળકના ચાહક,
પાલક દયાનિધાન છો; તમે૦

# સમાચાર.

---

નૂતન વર્ષના આરંભના શુભ દિને શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાનમાં કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. દક્ષિણ દિશાના ઝુલાવાળા સ્થાનમાં સુન્દર-મંડપ રચી એ મધ્યે પરમ કૃપાળુ ગુરુદેવની પ્રતિમા પધરાવવામાં આવી હતી. તેની સમીપમાં સુન્દર રંગોળી પૂરી તેમાં પ્રણવાદિ બીજાક્ષરો રચવામાં આવ્યાં હતાં. નવ વાગતા સુધીમાં આશરે ૭૫ બાળુઓ તથા બહેનો એકત્ર થયાં હતાં. આશરે કલાક ભક્તિરસથી પૂર્ણ કીર્તનો વાજિંત્રસહ ભાવપૂર્વક ગવાયાં હતાં અને તેથી વાતાવરણ ભક્તિના સંસ્કારોથી છવાયું હતું. કીર્તનો પૂર્ણ થયા પછી પૂજન તથા આરતી વગેરેનો વિધિ થયો હતો. તે પૂર્ણ થયા પછી શ્રી મણીભાઈ શેઠે ઉપોદ્‌ઘાતરૂપે આરંભક વિવેચન કર્યાં પછી પૂજ્ય મહામાયાસ્વરૂપ દેવીશ્રીએ નૂતન વર્ષારંભના સન્દેશરૂપે લખેલો લેખ સર્વને વાંચી શ્રવણ કરાવ્યો હતો. ત્યાર પછી પરમ કૃપાળુ ગુરુદેવનો "નૂતન વર્ષ" નો લેખ પૂર્વના 'ઇશ્વરસાધક' અંકમાંથી ભાઈ શ્રી વિઠ્ઠલભાઈએ સ્પષ્ટ અને સુન્દર રીતે વાંચી સંભળાવ્યો હતો. આ લેખ શ્રવણ કરી સર્વ અત્યન્ત પ્રસન્ન થયા હતા અને પૂજ્ય ગુરુદેવની અપૂર્વ અને રસભરી લેખિનીના મુક્ત કંઠે સ્તુતિ વચનો ઉચ્ચારતા કાર્યક્રમની પૂર્ણાહુતિ કરી હતી.

---

હ્રીઁ વિષ્ણવે નમઃ, મંત્ર લખવાનું જણાવ્યું હતું અને તે, પ્રમાણમાં કેટલાક બન્ધુ-બહેનો-તરફથી લખાઇ આવ્યા છે. પરન્તુ હજી જેમણે પુરા ન લખ્યા હોય તે પણ પુનઃ લખવાનો આગ્રહ ધરે અને પ્રતિપદાસુધીમાં જેટલા લખાયા હોય તેટલા સાથે લાવવા કૃપા કરે. શ્રી ઇષ્ટ પરમાત્માનું મન્દિર રચાય ત્યારે એ મંત્ર શ્રી ઇષ્ટને સમર્પણ કરવાના છે, માટે સહુ કોઇ આ પુણ્ય કાર્ય કરવાને ઉત્સાહ તથા વેગ ધરે.

---

લવાજમ સંબંધીઃ ધીમે ધીમે લવાજમ આવતું જાય છે, તેથી અંક વી. પી. કરવાનું હાલ બંધ રાખ્યું છે. જેમને મોકલવાનું બાકી હોય તે ઉત્સવ ઉપર જરૂર લેતા આવે અથવા ત્યાં સુધીમાં મોકલી આપવા કૃપા કરે.

---

શ્રી ગુરુદેવના લખેલા પત્રો મોકલવા બે ત્રણ વાર જણાવવામાં આવ્યું છે. ઘણાં પત્રો આવી ગયા છે, અને તેથી શ્રી ઇષ્ટાનુગ્રહથી પત્રના ગ્રન્થના મુદ્રણકાર્યનો આરંભ પણ થઇ ચૂક્યો છે. એટલે જેમણે પત્રો ન મોકલાવ્યા હોય તે હવે સત્વર મોકલી આપવા કૃપા કરે કે જેથી તેનો સમાવેશ ગ્રન્થમાં થતો રહી જવા પામે નહિ. કદાચ પત્રો નહિ જડતાં હોય તો શોધી કાઢવાનો પરિશ્રમ લેવા કૃપા થવી.

અત્રસ્થ મંડળે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાનમાં ધનત્રયોદશીએ શ્રી વિશ્વવંદ્ય-જયન્તીનું પાલન કર્યું. લગભગ સાઠેક મનુષ્યનો સમુદાય એકત્ર થયો હતો. શાન્તિથી કલાક કીર્તન કરી, પરમ પૂજ્ય શ્રી ગુરુદેવનો 'દિવ્ય દર્શન' નો અતિ સુન્દર લેખ વાંચી, શ્રી વિશ્વવંદ્યના સ્મરણચિન્તનમાં સર્વ લીન થતાં પ્રાપ્ત કર્તવ્યની સમાપ્તિ કરી હતી.

\+ \+ \+

પૂર્વવત્ દર રવિવારે સાંજના કીર્તન, આરતી વગેરે કાર્યક્રમ નિયમિત રીતે ચાલે છે. પ્રતિમાસની છઠની પુણ્યતિથિએ પ્રાતઃકાલે કીર્તન, આરતી વગેરે કરવામાં આવે છે. અને સાયંકાલે બે કલાક કીર્તન કરી સાધકસમુદાય પોતાનું શ્રેય સાધતા રહે છે.

\+ \+ \+

ઉમરેઠમંડળે પણ આ સતિથિ ઉત્તમ રીતે સાધી છે અને સાધે છે. હ્રીઁ વિષ્ણવે નમઃ મંત્રનું ચોવીસ કલાકનું જપાનુષ્ઠાન, બે ત્રણ વખત આ પુણ્ય દિવસે કર્યું છે. અખંડ દીપ પણ રાખવામાં આવે છે. શ્રી ધીરુભાઇએ એ નિમિત્ત પોતાને ત્યાં બ્રહ્મભોજન કરાવ્યું હતું. નવરાત્રિના દિવસોમાં પણ આ મંડળે સવિશેષ ક્રિયા સાધી હતી. ઇષ્ટમા નવરાત્રિમાં કંઇ કંઇ વિધિ જણાવતા હતા તે પ્રમાણે નિત્ય નૂતન ક્રમ રાખી કીર્તન, પ્રાર્થના, ધૂન કરતા. દાન પણ યથાશક્તિ કરતા, સ્વતંત્ર ઉત્સાહ પ્રકટાવી નવ દિવસનો વિધિ સુન્દર રીતે કર્યો હતો.

---

આ પત્રનું મુદ્રણકામ વધારે સારું થાય એ હેતુથી છાપખાનાનો ફેરફાર કરવો પડયાથી તેમ જ દીપોત્સવીના તહેવારોમાં લાગલાગટ ત્રણ દિવસ પ્રેસ બંધ રહેવાથી માત્ર એક દિવસ જેટલા અલ્પ સમયમાં આટલો લઘુ અંક મુશ્કેલીથી બહાર પાડી શકાયો છે. વળી આગામી ઉત્સવના કાર્યક્રમના અંગે હાલ વિશેષ રોકાણ થતું હોવાથી હવે પછીના બે અંકો પ્રતિપદાઉપર સામટા આપવામાં આવશે.

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
"જીવન ઘડો"

વર્ષ : ૪ અંક : ૨૪-૨૫
સં૦ ૧૯૯૪, કાર્તિક કૃષ્ણ ૨
શનિવાર
તા૦ ૨૦ : ૧૧ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમઃ—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ સિલિંગ.



સ્થળ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાક કાજેની ગલીમાં-વડોદરામાં હીરાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ અં૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-સ્થાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૦ : ૧૧ : ૧૯૩૭

॥ ૐ શ્રી ॥

## श्राद्धनी आवश्यकता.

( અનુસન્ધાન અંક ૨૨ ના પૃષ્ઠ ૨૦૨ થી. )

આન્તર એકાગ્રતાવિનાના મનુષ્યને બહાર સ્થૂલ પદાર્થોની અમુક પ્રકારની રચના કરી હોય છે તો તેમાંથી કલ્પનાવડે, લક્ષણાવડે, તે પોતાનામાં તદ્ વસ્તુવિષયક મૂલ લક્ષ્યને વિશેષ ઉપસ્થિત કરી શકે છે. તેની કલ્પનાશક્તિને આલંબન મળે છે, તેની લક્ષણાને ઉત્તરોત્તર ક્રમથી નવીન પંથમાં ચડવાની સહાય મળે છે. તેમ જ તે સમયે બોલેલા પવિત્ર ઉચ્ચારો પોતાની શક્તિવડે યજમાનના હૃદયની શુદ્ધિ અને એકાગ્રતા સાધી શકે છે. આ બધાનો પરિણામ એક જ આવે છે કે યજમાન પોતાના સંકલ્પને બહુ શુદ્ધ અને પૂર્ણ રીતે રચી શકે છે-પોતાના સંકલ્પને તે અધિક શ્રદ્ધામય કરી શકે છે.

ચોપાઇ.

દૃઢ સંકલ્પનું બળ જો ચહાઓ, પ્રથમ મહજ્જનઆશ્રય સહાઓ,
હાથ ઝાલીથી બાલક જેમ,—ચાલે, ગુરુઆશ્રયથી તેમ,—
ચાલો પ્રથમ, નિજ સાધનપરી, સાથે સાથે બળ પામો નકી,
સબળ થતાં આશ્રયને ત્યજો, સંકલ્પમાં જય સ્થિરતા સજો,
આવી રીતે ક્રમથી પગે વડો, દૃઢ સંકલ્પનું બળ જો ચહો.

શ્રાદ્ધમાં બ્રાહ્મણોને જમાડવાનો હેતુ એ પ્રકારનો છે કે, જઠરમાં પડેલું અન્ન પચવામાં અને તેનો શુદ્ધ રસ થવામાં વાણીના ઉપયોગ-ઉપર બહુ આધાર રહે છે. જેની વાણી બહુ સત્ય અને સત્સ્વરૂપ તથા જે વાણીમાં સર્વોત્તમ શબ્દોનો જ બલવાનપણે ઉચ્ચાર થયા કરે છે, તેની વાણીવાળા મનુષ્યના જઠરમાં અન્ન પચન થઇ જે રસ પ્રકટે છે, તે બહુ જ ઉત્તમ હોય છે. તેનાથી તે મનુષ્યના શરીર-ભાગો પોષાય છે, જેથી તે એથી પણ ઉત્કૃષ્ટ બલવાળા બને છે. આ શરીરભાગો તે તેનાં ષટ્ચક્રો છે. એ ષટ્ચક્રોરૂપ યંત્રો જેમનાં બહુ

સ્વચ્છ છે, તેઓ તે યંત્રોવડે ગમે ત્યાં તાર ગોઠવી શકે છે. આપણને તે યંત્રો પ્રાપ્ત છે, છતાં તેના ઉપર મેલના થરના થર આપણે જામવા દીધા છે. પૂર્વના બ્રાહ્મણો નિરન્તર વેદગાન કરતા હોવાથી તે ઉચ્ચારો અન્નને પણ ઉત્તમ રીતે પચવતા, તે અન્નનો રસ તેમનાં પટ્ચક્રોને પોષતા, અને તે યંત્રો ઘણાં દિવ્ય રહેતાં.

પટ્ચક્રની અતિ પ્રબલ—સુન્દર, ધારણાઓ સાધજો,
આધારથી આરંભી ઊર્ધ્વે, ક્રમવડે કંઇ વાધજો;
સઉ ચક્રમાં થઇ સ્થિત પ્રથમ, સંકલ્પમાત્ર ત્યજી દીધો,
સિદ્ધિ થતાં ત્યાં ધ્યાનની, સંકલ્પસુખ પછી બહુ લીધો.

કેટલાક વેદમંત્રો જ એવા હોય છે કે જેનું વિધિપૂર્વક થએલું ગાન શરીરમાં અગ્નિ ઉપજાવે છે. એ અગ્નિ અન્નાદિ ખાદ્ય પદાર્થથી જ શાન્ત થાય છે. એવા પવિત્ર આન્તર અગ્નિમાં અન્નની અપાએલી આહુતિ તત્કાળ તેમાંથી સર્વોત્તમ અંશને ઉપજાવી શકે છે. અને યજ્ઞના અગ્નિમાંથી યજ્ઞનારાયણ જે ખાદ્ય પદાર્થ આપે છે, તે જેમ અતીવ સામર્થ્યવાળો હોય છે, તેમ વેદમંત્રવડે પ્રદીપ્ત થએલો દૈવી જઠરાગ્નિ બહુ સામર્થ્યવાળો હોઇ તેમાં પડતા પદાર્થનું એકદમ અદ્દભુત રૂપાન્તર કરે છે. અને એ જઠર કુંડમાંથી કોઇ દૈવી તત્ત્વને તે બહાર કહાડે છે, જે તેના તંનુમન્દિરમાં હજારો સૂર્યસરખો પ્રકાશ કરે છે.

આથી તેવા સમર્થ બ્રાહ્મણોને અર્પાયેલું ભોજન પિતૃઓની પરિતૃપ્તિ સાધે છે. હાલ આવો પરિણામ ન પ્રકટવામાં વિધિનો દોષ નથી, પરન્તુ બ્રાહ્મણોનો દોષ છે.

હાલની પરિસ્થિતિ સર્વ રીતે બદલાએલી હોવાથી પૂર્વના શ્રાદ્ધવિધિમાં રૂપાન્તર થાય એ સ્વાભાવિક છે. આંધળો આંધળાને દોરી શકતો નથી, તેમ હાલના દુર્બલ વિષયાસક્ત બ્રાહ્મણ દુર્બલ યજમાનના સંકલ્પમાં બળ ન પ્રેરી શકે એ સંભવિત છે પરન્તુ ખેતરમાં વાંસના ઠઠડામાં પહેરણ ભરાવી, ઉપર કાળું હાંલ્લું મૂકી બનાવવામાં આવેલી મનુષ્યાકૃતિ પક્ષીઓને તો ભયના કારણરૂપ થઇ રહે છે, અને તેટલા પૂરતો ખેડુતનો અર્થ સરે છે, તેમ હાલ પણ બ્રાહ્મણભોજનાદિ પવિત્ર બુદ્ધિથી કરવામાં આવે તો યજમાનમાં ત્યાગવૃત્તિ, જનસેવાવૃત્તિ, અન્યમાં માહાત્મ્ય કલ્પવાની વૃત્તિ વગેરે શક્તિઓ પોષાય છે, અને તેથી તેને કંઇક અંશમાં પણ લાભ જ થાય છે. છતાં બ્રાહ્મણભોજનપ્રતિ જેની આમદવૃત્તિ ઉઠી ગઇ છે, તે અન્ય વિહિત નિમિત્તમાં દાનાદિ કરે તો તેમાં બાધ નથી. અને કોઇ સુપાત્ર મળે તો તેને ભોજનઆદિ અર્પવાં એ લાભ જ છે; છતાં તેવા સત્પુરુષની વૃત્તિ અન્ય પ્રકારના દાનથી સંતુષ્ટ થતી હોય તો તે વિધિ સેવતાં કશો જ બાધ નથી.

બન્ધુઓ ! આ પ્રમાણે અત્યન્ત સ્વલ્પમાં તેમ જ અનેક રીતે અપૂર્ણ, છતાં યોગ્ય વિચારથી શ્રાદ્ધસંબંધી કંઇક વિચાર કર્યા શ્રાદ્ધવિધિ જરા પણ ખોટો નથી. શ્રાદ્ધથી પિતરો કશું પામતા નથી, એવું જો કોઇ કહે તો તે કોઇ રીતે સાચું નથી

માત્ર એટલું લક્ષમાં રાખવું કે શ્રાદ્ધ એ શ્રદ્ધામય આચાર છે, શુદ્ધ હિતસંકલ્પ એ તેનું મૂલ અને મુખ્ય તત્ત્વ છે, અને સંકલ્પસિદ્ધિમાં ધનિશ્ચયાત્મક શ્રદ્ધાની અત્યન્ત જરૂર છે. જે પુરુષ

શ્રદ્ધામય બની સત્કર્મ કરવા જ્યારે જ્યાં જાય તે સ્થિતિમાં કરે છે તો તે આત્મારૂપ બને છે, અને પિતરોને પરિતૃપ્ત કરે છે; તેને સુખ ઉપજાવે છે, કેમકે 'શ્રદ્ધા સકલ સુખમય છે.' પરમેશ્વર સાક્ષાત્ તેના સંકલ્પને સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે.

આવી રીતે પૂર્ણ શ્રદ્ધામય બની સંકલ્પ કરવો એ સર્વનું કર્તવ્ય છે. એવા સંકલ્પથી સાક્ષાત્ પરમાત્મા તૃપ્તિ પામે છે, તો પિતરો પામે એમાં તે શી મોટી વાત છે! શ્રદ્ધના દિવસે આપણું કર્તવ્ય એ છે કે બહુ શ્રદ્ધાપૂર્વક સત્ય સંકલ્પો પિતરોનિમિત્ત કરવા. અવશ્ય જાણવું કે લોકલોકાન્તરમાં આપણો સંકલ્પ જાય છે, અને જેના નિમિત્તે તે કર્યો હોય છે, તેને સુખરૂપ નિ-ર્વાહ પ્રકટાવે છે, તેને ઉર્ધ્વ ગતિમાં સહાયરૂપ થાય છે. આપણે દુર્બલ સંકલ્પવાન્ હોઇએ, પણ આપણા ઇષ્ટ સમર્થ છે; તેથી તેમના દ્વારા એ સંકલ્પ જ્યાં ત્યાં જવા સમર્થ છે; આ રીતે આપણું જીવન અને જીવનને ઉત્તમ કરવા શક્તિમાન્ થાય છે, અને સત્ય સંકલ્પવડે આપણે સર્વને સુખા-નુભવ કરાવી શકીએ છીએ. ત્યારે ગાઓ કે

એક જ જીવન જગમાં, વહેલું, એક જ જીવન જગમાં.

શ્રી ગુરુદેવ.

---

# સદ્‌બોધસુધાસ્રવણ.

(મ૦ બ૦ શેલતની નોંધપોથીમાંથી.)

[આ દર્શનીય, શ્રી સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની આજ્ઞાથી, નિર્મલ સાત્વિક આનન્દને રેલાવતી, ગૂઢ રહસ્યને જણાવતી, અર્થતાત્પર્યને સરલ રીતે સમજાવતી, અન્તરની શંકાને ક્ષણમાં નિવારતી, સાક્ષાત્ નહિ પણ પરોક્ષ રીતે આપણને તેનું કર્તવ્ય દર્શાવતી, દિવ્ય ગિરાથી અનેક પ્રસંગે ભિન્ન ભિન્ન રીતે જે સદ્‌બોધ આપ્યો છે તે કોઇ કોઇના સ્મૃતિપટલપર અંકિત થયો છે, અને કોઇની નોંધપોથીમાં લખાયો છે. આજે એ ગિરામૃતનો સ્રોત સર્વના સ્મૃતિપટલપરથી તથા પોથીમાંથી બહાર રેલાવી, તેમાં નિમજ્જન કરનારને અપૂર્વ આનન્દ તથા શાન્તિનું ભાન થાય, એ હેતુથી આ વિષયનો પ્રારંભ કરવામાં આવ્યો છે. માટે જે જે સાધકબન્ધુપાસે આવા સદ્‌બોધની નોંધ હોય, વા સ્મૃતિમાં જાગૃત્ હોય તો અવકાશે તે લખી મોકલે. યોગ્ય હશે તેને પ્રસિદ્ધ કરવામાં આવશે. આ કર્તવ્યમાં તેમનું તથા સર્વનું પરમ કલ્યાણ છે.]

પ્રત્યેક મનુષ્ય પોતાના જીવનને ઘડવાને અર્થાત્ વિકાસ કરવાને ક્યારે અનેક પ્રકારનો પ્રયત્ન કરે છે ત્યારે જ જીવન ઘડાય છે. અને એવા જીવનમાં જ સુખનો અનુભવ થાય છે. સત્ય સંપૂર્ણ સુખનો અનુભવ, એ શ્રેયસ્.

આ પ્રકારના શ્રેયસ્‌ને પ્રાર્થનાર, સાધનાર શ્રેયસાધક છે. શ્રેયસાધકને શ્રેયસિદ્ધિ કરવાને વિવિધ રીતે સાધનમાં જોડાવું પડે છે. સાધ્ય સાધક સાધન સાધી, સદ્‌ગુરુને શરણે જાય છે, અને

તેને શ્રી સદ્‌ગુરુ ભગવાન્ પણ જેનો જેવો અધિકાર તેવાં સાધનો, અથવા પ્રસંગે વ્યાખ્યાન, ચર્ચા તથા વાર્તાદ્વારા સાધનની ક્રિયા સૂચવે છે પોતાની સામર્થ્યમયી વાણીથી શ્રોતાના ઉંધા નિશ્ચયો, વિચારો પલટે છે અને શ્રવણ કરનારને તેમાં સહજ પણ શ્રમ જણાતો નથી–વિવિધ પ્રકારનું જ્ઞાન પ્રકટે છે.

પરમપૂજ્ય શ્રી ગુરુદેવના સાક્ષાત્ પરિચયમાં જે વારંવાર આવેલા છે, તેમને અનુભવ છે કે ચાર પાંચ કલાક સુધી અનેક પ્રસંગે વાર્તાદ્વારા સદુપદેશ મળ્યો છે. પાંચ સાત મનુષ્યો બેઠા હોય તો તેમને પ્રત્યેકને ઉપયોગી થઇ પડે તેવી, તેમના અધિકારાનુસાર વાત સ્પષ્ટથી કરતા. કોઇ પ્રશ્ન પૂછે તો તેનું સમાધાન કરતા. તેઓશ્રીની હૃદયંગમ વાણી શ્રવણ કરતાં ખાવાપીવાનું ભાન ભૂલાઇ જતું. કોઇ કોઇ સમયે સરિતાતટે કે એવા કોઇ શાન્ત સ્થલમાં પ્રાત:કાલથી મધ્યાહ્ન કે કદી સાયંકાળસુધી ચર્ચા વાર્તા ચાલતી પણ ત્યાંથી ઉઠવાની કોઇને વૃત્તિ થતી નહોતી.

આજપર્યન્ત એવી જે જે વાતો, ચર્ચા થઇ છે તે સર્વની જો નોંધ થઇ હોત તો કેટલાએ ગ્રન્થો રચાત. આ તો માત્ર એ ગિરામૃતના છૂટા છવાયા બિન્દુ આપીએ છીએ. આ અમૃતનું એક બિન્દુ પણ અમરત્વને અર્પશે એ નિશ્ચયથી તથા શુભાશાથી, કોઇ કોઇ પ્રસંગે થયેલો વાર્તા–વિનોદ અને તે દ્વારા અર્પાયલો સદ્‌બોધ પ્રસિદ્ધ કરવા નેમ ધરીએ છીએ.

તા૦ ૪:૧૦:'૨૦. વડોદરા.

મધ્યાહ્નકાલે પ્રસાદ લીધા પછી શ્રી મન્દિરમાં કૃપાલુ ગુરુદેવ હિંડોળાપર વિરાજ્યા છે, પોતે આનન્દવાર્તા કરતા સોપારી કાતરે છે. સમીપમાં પૂજ્ય...બ્હેન... તથા બ્હેન...બેઠાં છે. ઉપયોગી વાર્તા ચાલી રહી છે. આ પ્રસંગે ...ને વ્યાધિ હોવા છતાં ગૃહકાર્ય કરી શકે છે, અલ્પ *સમયપૂર્વે અસહ્ય દુઃખ હોય અને આ ક્ષણે આવે તેમ કેવી રીતે કરી શકતાં હશે એ સંબંધી* વાત નીકળી

પૂજ્ય... જપાદિ સત્ક્રિયાનું વિશેષ—આગ્રહપૂર્વક પાલન કરનાર હોવા છતાં, સહજ વ્યાધિમાં વિકળતા પ્રકટે ત્યારે શું તે સત્ક્રિયાની અસર નહિ થતી હોય ?

શ્રી ગુરુદેવ —મનને તો જેમાં કેળવે તેમાં કેળવાય. જપમાં કેળવ્યું હોય તો નિરતિ વિશેષ સમય તેમાં બેસી શકાય. શ્રી ..ભાઇએ મન કેળવેલું તો ...ભાઇ જપમાં પાંચ કલાક કે તેથી વિશેષ સમય બેસે. પરન્તુ ભોજનમાં જમે તેમ હોય તો ન ચાલે. તેમાં વ્યવસ્થાસર જરા સારું જોઇએ, નહિ તો ચ્હેન ન પડે. કેમકે તે બાબતમાં મનપ્રતિ વિશેષ લક્ષ આપેલું નહિ તે જ પ્રમાણે શરીરને પણ સારી રીતે કેળવ્યું હોય તો તે વ્યાધિગ્રસ્ત હોવા છતાં શારીરિક શ્રમ કરી શકે. એ તો કેળવણીઉપર આધાર છે. મનને ઉત્તમ પ્રકારે કેળવે તો વ્યાધિ ભલે હોય છતાં નકામો ગભરાટ કરે નહિ. ચાતુર્માસમાં જપ, ઉપવાસાદિ સત્ક્રિયા કરે અને આવેશને વશ થઇ અમુક સમયસુધી ખાવાની ઇચ્છાનો નિરોધ કરી શકે; પરન્તુ તે પૂર્ણ થતાં અસાવધાનતાને લીધે નિરોધતરફ લક્ષ આપે નહિ તો યથાર્થ ફલ પ્રકટે નહિ. અમુક સમય મૌન કે એક વખત ભોજનનો નિયમ હોય

પરન્તુ તે પૂર્ણ થતાં મનનો નિરોધ ન કરી શકે, માત્ર આવેશથી કરેલી ક્રિયાનું ફળ ન્યૂન. માસ્તર સાહેબને ઓપરેશન કરવામાં આવ્યું ત્યારે ક્લોરોફોર્મની તેમણે પોતે ના પાડી. વગર ક્લોરોફોર્મે ઓપરેશન પૂર્ણ થતાં સુધી કાષ્ટવત્ હાલ્યા ચાલ્યા વિના રહ્યા. એ તે મનોજય. ડૉક્ટર પણ ચકિત થયા. તેમણે કહ્યું: 'મેં મારી ઉમરમાં આવો માણસ જોયો નથી.'

...ભાઈ:—મનોજય અને મનની કેળવણીમાં ફેર ખરો કે ?

શ્રી ગુરુદેવ:—મનોજય એટલે સંકલ્પ વિકલ્પ રહિત—આવેશવશ નહિ—પૂર્ણ સ્થિર. મનને કેળવવું એટલે તેને જપમાં બેસવાની, મૌન સેવવાની, ઉપવાસની, વિકારને વશ નહિ થવાની—એવી એવી ક્રિયા કરવાની અભ્યાસથી ટેવ પાડવી તે.

ત્યાર પછી સૌ૦...બહેને, થોડા દિવસ પૂર્વે પરમ કૃપાળુ ગુરુદેવને સ્વસ્થાને પધરાવી પૂજનવગેરે વિધિ કર્યો ત્યારે પ્રાતઃકાલે શ્રી ગુરુદેવ ઉઠે અને રાત્રિએ પોતે શયન કરે તેટલા સમયમાં પોતાશ્રીના ઉપયોગમાં આવતી સર્વ વસ્તુઓ—દંતધાવનની, સ્નાનની, પહેરવાની વગેરે—અર્પણ કરેલી તેમાં સૌ૦...બહેને કેવી સૂક્ષ્મ બુદ્ધિ વાપરેલી તે વિષે ...બહેને વાતો કરી.

શ્રી ગુરુદેવ:—ક્રિયાની સાથે વિચાર ભળે ત્યારે જ તે ઉત્તમ થાય છે અને તેથી ફળમાં પણ ફેર પડે. તેમાં એમની તો વાત જ શી કરવી ! એક પણ વસ્તુ ભૂલે ભાગે રહી ગઈ નથી.

---

## બે.

૧. લક્ષણાના પ્રકાર—કેવલલક્ષણા, લક્ષિતલક્ષણા.
૨. અજ્ઞાનનો ભેદ—સમષ્ટિઅજ્ઞાન, વ્યષ્ટિઅજ્ઞાન.
૩. શક્તિના પ્રકાર—વિક્ષેપ, આવરણ.
૪. આવરણના ભેદ—અસત્ત્વાવરણ, અભાનાવરણ.
૫. અજ્ઞાનનાં નામ—મૂલા વિદ્યા, તૂલા વિદ્યા.
૬. અધ્યાસના પ્રકાર—સ્વરૂપાધ્યાસ, સંસર્ગાધ્યાસ.
૭. સાધનના પ્રકાર—અન્તરંગ સાધન, બહિરંગ સાધન.
૮. જ્ઞાન—પરોક્ષ, અપરોક્ષ.
૯ અપ્રમાના ભેદ—સંશય, નિશ્ચય.
૧૦. ઇન્દ્રિય—કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય.
૧૧. અવિધિનિષેધ—પ્રારબ્ધભોગ, અનપેક્ષા.
૧૨. સ્મૃતિના પ્રકાર—આત્મસ્મૃતિ, અનાત્મસ્મૃતિ.
૧૩. સંશયના ભેદ—પ્રમાણસંશય, પ્રમેયસંશય.
૧૪. અયથાર્થ નિશ્ચયરૂપ પ્રમાના ભેદ—તર્ક, વિપર્યય.

૧૫. ભ્રમના ભેદ—સોપાધિક, નિરુપાધિક
૧૬. અહંકારના પ્રકાર—સામાન્ય, વિશેષ.
૧૭. સંન્યાસના પ્રકાર—વિવિદિષા સંન્યાસ, વિદ્વત્ સંન્યાસ.
૧૮. વાદના પ્રકાર—સત્કાર્યવાદ, અસત્કાર્યવાદ.
૧૯. સૃષ્ટિના પ્રકાર—યુગપતસૃષ્ટિ, ક્રમસૃષ્ટિ.
૨૦. શરીરના ભેદ—સમષ્ટિ, વ્યષ્ટિ.
૨૧. અસંભાવનાના ભેદ—પ્રમાણગતા, પ્રમેયગતા.
૨૨. તાત્પર્યના ભેદ—વક્તૃતાત્પર્ય, શબ્દતાત્પર્ય.
૨૩. નિગ્રહના પ્રકાર—ક્રમનિગ્રહ, હઠનિગ્રહ.
૨૪. પરિણામના પ્રકાર—વૈકૃત પરિણામ, અવૈકૃત પરિણામ.
૨૫. વર્ષના વિભાગ—ઉત્તરાયન, દક્ષિણાયન.
૨૬. માસના વિભાગ—શુક્લપક્ષ, કૃષ્ણપક્ષ.
૨૭. મોક્ષના પ્રકાર—ક્રમમોક્ષ, સાક્ષાત્મોક્ષ.
૨૮. તનુના પ્રકાર—કર્મજ, અકર્મજ.
૨૯. અકર્મજ તનુના પ્રકાર—લીલા વિગ્રહ, અદૃષ્ટવિશેષજન્ય.
૩૦. ભક્તિના પ્રકાર—ફલભક્તિ, સાધનભક્તિ.
૩૧. યોગના પ્રકાર—અસંપ્રજ્ઞાત, સંપ્રજ્ઞાત.
૩૨. શરીર રચનાર દ્રવ્ય—શુક્ર, શોણિત.
૩૩. પ્રેમાના ભેદ—જીવપ્રેમા, ઈશ્વરપ્રેમા.
૩૪. જ્ઞાનના ભેદ—જન્ય, અજન્ય.
૩૫. પ્રપંચ—ચર, અચર.
૩૬. મુક્તિ—જીવન્મુક્તિ, વિદેહમુક્તિ.
૩૭. માયાનાં નામ—વસ્તુરૂપા, અવસ્તુરૂપા.
૩૮. પ્રજ્ઞા—સ્થિર પ્રજ્ઞા, અસ્થિર પ્રજ્ઞા.
૩૯. સમાધિના પ્રકાર—સવિકલ્પ, નિર્વિકલ્પ.
૪૦. વૈરાગ્ય—પર, અપર.
૪૧. શબ્દ—વર્ણાત્મક, નાદાત્મક.
૪૨. કૈવલ્ય—સર્વદુઃખનિવૃત્તિ, આત્મસુખપ્રાપ્તિ.
૪૩. પદાર્થ—દૃક્ પદાર્થ, દૃશ્ય પદાર્થ.
૪૪. વિભૂતિ—નિત્ય વિભૂતિ, અનિત્ય વિભૂતિ.
૪૫. સાક્ષી—જીવ, ઈશ્વર.
૪૬. રામના પુત્રો—લવ, કુશ

૪૭. પ્રારબ્ધના ભેદ—સકામ કર્મજન્ય, નિષ્કામ કર્મજન્ય.
૪૮. વેદાન્તશાસ્ત્રમાં વાદના પ્રકાર—દૃષ્ટિસૃષ્ટિવાદ, સૃષ્ટિદૃષ્ટિવાદ.
૪૯. સંપદ્—આસુરી, દૈવી.
૫૦. શૌચના પ્રકાર—બાહ્ય, આન્તર.
૫૧. બ્રહ્મના સ્વરૂપ—નિર્ગુણ, સગુણ.
૫૨. વાસનાના પ્રકાર—શુદ્ધ વાસના, મલિન વાસના.
૫૩. ગુણાધાન—લૌકિક, શાસ્ત્રીય.
૫૪. મન—આન્તર મન, બહિર્ મન.
૫૫. મનુષ્યે જીતવાનું—જન્મ, મૃત્યુ.
૫૬. વિકાસ પામવાનાં સાધન—અભ્યાસ, વિરાગ.
૫૭. મનુષ્યમાં રહેલી સત્તા—સ્વભાવ સત્તા, કર્મ સત્તા.
૫૮. મનમાં રહેલી વસ્તુ—સંકલ્પ, વિકલ્પ.
૫૯. મનુષ્યને આવી મળતી સ્થિતિ—અનુકૂલ, પ્રતિકૂલ.
૬૦. મનથી મળતી સ્થિતિ—બંધ, મોક્ષ.
૬૧. સહકાર ન કરનારી વસ્તુ—તિમિર, પ્રકાશ.
૬૨. મનુષ્યમાં ભરાયેલો દ્વેષ—અભિનિવેશ, આગળ વધવાની ઇચ્છા.
૬૩. ક્રિયાના અવધિએ પ્રકટતા પરિણામ—જય, પરાજય.
૬૪. વિશ્વમાં પ્રવર્તતી સત્તા—માયાની, ઈશ્વરની.
૬૫. બુદ્ધિથી થતી ક્રિયા—તર્ક, વિતર્ક.
૬૬. પ્રકૃતિના ભેદ—વિદ્યા, અવિદ્યા.
૬૭. ક્રિયાપદના ભેદ—સકર્મક, અકર્મક.
૬૮. નદીનાં વધારે પવિત્ર ગણાતાં સ્થાન—મૂળ, મુખ.
૬૯. [illegible]—[illegible].
૭૦. પાસા—દ્યૂતમાં રમવાના.
૭૧. મનુષ્યથી થતી ક્રિયા—શુભ, અશુભ.
૭૨. શંકરના પુત્ર—કાર્તિકસ્વામી, ગણપતિ.
૭૩. કર્મના પ્રકાર—નિષ્કામ, સકામ.
૭૪. કાર્યસિદ્ધ કરાવનાર—ઈશ્વરકૃપા, પ્રયત્ન.
૭૫. વિષ્ણુના પાર્ષદ—જય, વિજય.
૭૬. પહેલા અવતાર સમયે જયવિજયના થયેલા જન્મના નામ—હિરણ્યકશિપુ, હિરણ્યાક્ષ.
૭૭. રામાવતાર સમયે થયેલા તેમના જન્મનામ—રાવણ, કુંભકર્ણ.

૭૮. કૃષ્ણાવતાર સમયે થયેલા તેમના જન્મનામ—શિશુપાળ, દંતવક્ત્ર.
૭૯. મનુષ્યોના ભેદ—અનિર્વેદવાદી, નિર્વેદવાદી.
૮૦. ગણપતિની પત્નીઓ—સિદ્ધિ, બુદ્ધિ.
૮૧. પાંખડીઓ—આગ્નાચક્રની.
૮૨. દ્યુતથી દુઃખ અનુભવનાર—પાંડવો, નળરાજા.
૮૩. ભૂલવાયોગ્ય ચિન્તન—ભૂતનું, ભાવિનું.
૮૪. ગ્રહણ—સૂર્યગ્રહણ, ચન્દ્રગ્રહણ.
૮૫. પાટા—રેલવેના.
૮૬. ધ્રુવના તારા—ઉત્તરધ્રુવ, દક્ષિણધ્રુવ.
૮૭. વીજળીનો પ્રવાહ—Positive, Negative.
૮૮. પલ્લાં—ત્રાજવાનાં.
૮૯. કડી—હીંચકા માટે.
૯૦. કરા—ઘરનાં.
૯૧. યાજ્ઞવલ્કયની પત્ની—મૈત્રેયી, કાત્યાયની.
૯૨. પ્રત્યેક પદાર્થની જણાતી સ્થિતિ—આદિ, અન્ત.
૯૩. પડ—ઘંટીના.
૯૪. પ્રકાશ આપનારા ગ્રહો—સૂર્ય, ચન્દ્ર.
૯૫. શરીરના ગણાતા ભાગ—વામ, દક્ષિણ.
૯૬. અડધા—રૂપીયાના.
૯૭. હિન્દુસ્થાનમાં સ્વતંત્ર રાજ્યો—નેપાળ, ભૂતાન.
૯૮. દન્તુશળ—હાથીના.
૯૯. દેવવૈદ્ય—અશ્વિનીકુમાર.
૧૦૦. પ્રત્યુત્તરમાં બોલાતા શબ્દો—હા, ના.
૧૦૧. જીભ્હા—સર્પની.
૧૦૨. ફાડચાં—અનાજનાં
૧૦૩. વિશ્વમાં પ્રસરી રહેલાં તત્ત્વો—પુરૂષ, પ્રકૃતિ.
૧૦૪. શ્રાદ્ધનાં મુખ્ય સ્થળ—ગયા, સિદ્ધપુર.
૧૦૫. ગુજરાતમાં વધારે પવિત્ર ગણાતી નદીઓ—તાપી, નર્મદા.
૧૦૬. ભાગ—નરઘાંના.
૧૦૭ શ્રીકૃષ્ણને નિમંત્રણ કરવા ગયેલા મુખ્ય પુરૂષો—અર્જુન, દુર્યોધન.
૧૦૮. પૃથ્વીના વિભાગ—ઉત્તર ગોળાર્ધ, દક્ષિણ ગોળાર્ધ.
૧૦૯. હાથીના દાંત—ચાવવાના, દેખડવાના.

૧૧૦. મુખ્ય આસન—પદ્માસન, સિદ્ધાસન.
૧૧૧. યજુર્વેદના વિભાગ—શુક્લ યજુર્વેદ, કૃષ્ણ યજુર્વેદ.
૧૧૨. સીતાને છળવા ગયેલા અસુરો—મરીચી, સુબાહુ.
૧૧૩. પાણીના તત્વો—Hydrogen, Oxygen.
૧૧૪. મનુષ્યને અનુભવાતી સ્થિતિ—સુખની, દુઃખની.
૧૧૫. રામને મળેલા પક્ષીઓ—જટાયુ, સંપાતિ.
૧૧૬. શ્રી સુધાસ્રોતસ્વિનીના—ભાગ.
૧૧૭. સમુદ્રમાં થાય છે તે—ભરતી, ઓટ.
૧૧૮. શ્રી ગુરુદેવે પ્રસિદ્ધ કરેલા મંત્રો—ॐ श्रीं ह्रीं श्री इष्टगुरवे नमः ।

ह्रीं विष्णवे नमः ।

શ્રી મ० દેવી.

---

# श्री योगसार.

( અનુસન્ધાન મનોર ૧૯ ના પૃષ્ઠ ૧૫૧ થી. )

શ્રી પાતંજલ સૂત્ર પણ કહે છે કે द्रष्टा दृशिमात्रः शुद्धोऽपि प्रत्ययानुपश्यः ॥२। २०॥ એ સૂત્રનો અર્થ આ પ્રમાણે છે:—

द्रष्टा—એટલે વાસ્તવે દ્રષ્ટા નહિ, પણ બુદ્ધિવૃત્તિ જ્યારે અર્થાકાર પરિણામને પામે ત્યારે તેનો પ્રતિબિંબદ્વારા દ્રષ્ટા મનાતો પુરુષ.

दृशिमात्रः—એટલે કેવલ જ્ઞાનસ્વરૂપ છે. માત્ર પદથી દૃશ્યતત્ત્વના સત્વાદિ ગુણોની વ્યાવૃત્તિ કરાય છે, અર્થાત્ दृशिमात्रः એટલે પ્રકૃતિના ગુણોથી રહિત કેવલ જ્ઞાનસ્વરૂપ.

शुद्धः अपि—એટલે પ્રકૃતિની જે અશુદ્ધિ, જે જડત્વ, પરાર્થત્વ, પરિણામિત્વ એ ધર્મો તેનાથી રહિત અર્થાત્ અપરિણામી, ચેતન અને સ્વાર્થ.

प्रत्ययानुपश्यः—પ્રત્યય એટલે અર્થાકાર પરિણામને પામેલી બુદ્ધિવૃત્તિ, તેનો अनुपश्यः એટલે સાક્ષાત્ જોનાર નહિ પણ પ્રતિબિંબદ્વારા દ્રષ્ટા મનાર અર્થાત્ ઉપદ્રષ્ટા.

આ સૂત્રથી એ કહ્યું કે પુરુષ જાતે જ્ઞાનસ્વરૂપ જ છે અને પ્રકૃતિના જડત્વાદિ ધર્મોરૂપ અશુદ્ધિથી રહિત હોવાથી શુદ્ધ છે, છતાં તે વ્યુત્થાન દશામાં ઉપર વર્ણન કર્યું તેમ ઉપદ્રષ્ટા થઇ રહે છે. બુદ્ધિની વૃત્તિને પ્રકાશ કરવી એ પુરુષનો વ્યાપાર છે જ નહિ તેથી પુરુષ દ્રષ્ટા થતો નથી, ઉદાસીન અને કૂટસ્થરૂપે સ્થિત રહી રહેતા છતાં તેના પ્રતિબિંબદ્વારા બુદ્ધિ ચેતનવતી થઇ રહેવાથી પુરુષમાં દ્રષ્ટૃત્વનો એ દશામાં આરોપ થાય છે. આથી સિદ્ધ થાય છે કે જેમ હું મનુષ્ય છું, ઇત્યાદિ પ્રતીતિઓ કેવલ ભ્રાન્તિરૂપ છે, તે જ પ્રમાણે હું જાણનારો છું, હું સુખી છું ઇત્યાદિ પ્રતીતિઓ

પણ ભ્રાન્તિરૂપ જ છે. અને તેથી પુરુષનું જે વાસ્તવ સ્વરૂપ કહ્યું તે બાધિત થતું નથી અને તે સાથે વ્યવહારકાલનો અનુભવ પણ ઉપપન્ન થઇ શકે છે.

આથી એ પણ સ્પષ્ટ થાય છે કે પુરુષનો બાહ્ય વિષયોસાથે સાક્ષાત્ સંબંધ નથી. પુરુષનો સાક્ષાત્ સંબંધ માત્ર બુદ્ધિસત્ત્વ અથવા ચિત્તસત્ત્વસાથે જ થાય છે. ચિત્તસાથે સંબંધ થવાથી ચિત્તવૃત્તિઓની સાથે પણ સાક્ષાત્ સંબંધ છે, તે એટલે સુધી કે ચિત્તની વૃત્તિનો ઉદય થાય એટલે તે વૃત્તિ તરત જ પુરુષથી ભાસ્ય થાય છે. પુરુષ વિભુ તત્ત્વ છે તેથી ચિત્તવૃત્તિનો ઉદય થતાં જ તેમાં પ્રતિબિંબ પાડે છે અને એ થતાં જ એ વૃત્તિનું સ્વરૂપ પ્રકાશ પામે છે કે એ તે શાન્ત વૃત્તિ છે, ઘોર વૃત્તિ છે કે મૂઢ વૃત્તિ છે અર્થાત્ એ તે જ્ઞાનરૂપ વૃત્તિ છે, અજ્ઞાનરૂપ વૃત્તિ છે, શોકરૂપ વૃત્તિ છે, હર્ષરૂપ વૃત્તિ છે, ક્રોધરૂપ વૃત્તિ છે કે રાગરૂપ વૃત્તિ છે—વગેરે. વૃત્તિનો ઉદય થાય અને તેનો પુરુષતત્ત્વથી પ્રકાશ નહિ થાય એમ કદાપિ થઇ શકે તેમ નથી. આમ હોવાથી જ વૃત્તિના સંબંધમાં કોઇને સંશય થતો નથી. અમુક સ્થાણુ છે કે પુરુષ છે, અમુક સ્થલે તારો છે કે નહિ એ પ્રમાણે બાહ્ય વિષયના સંબંધમાં સંશય થાય છે કેમકે બાહ્ય વિષય પુરુષના સાક્ષાત્ જ્ઞેય નથી. બાહ્ય વિષયો લોહચુંબક જેવા છે અને ચિત્ત એ લોહના જેવું નથી. લોહચુંબકમાં સાક્ષાત્ ગતિ નથી પણ આકર્ષણ કરવાનું બલ એમાં છે અને લોહમાં આકર્ષાવાની યોગ્યતા છે. આ પ્રમાણે બાહ્ય વિષયો પોતાના આન્દોલનો ચારે તરફ પ્રકટાવે છે. જેમ સૂર્યનાં કિરણ દશે દિશામાં પ્રસરેલાં રહે છે, જેમ એક ધ્વનિ કરવામાં આવે છે કે તેના આન્દોલનો હવામાં બધી દિશાએ પ્રસરવા માંડે છે તે જ પ્રમાણે સર્વ બાહ્ય વિષયોના આન્દોલનો બધી દિશાએ પ્રસરતાં રહે છે. સ્થૂલ સૂક્ષ્મ સર્વ વસ્તુ પોતાનાં આન્દોલન આ રીતે પ્રસરાવી રહી છે. સ્થૂલ વસ્તુના આન્દોલનનો વેગ ન્યૂન હોય છે પણ આન્દોલન સ્થૂલ હોય છે અને સૂક્ષ્મ વસ્તુના આન્દોલન સૂક્ષ્મ હોય છે પણ તેનો વેગ વધારે હોય છે. કપૂર એ સ્થૂલ વસ્તુ છે, એનાં આન્દોલન સ્થૂલ છે અને તેથી કોઇ પણ મનુષ્ય કપૂરના સમીપમાં આવે છે એટલે તેને એ કપૂરનો ગન્ધ આવે છે; પણ એ આન્દોલનનો વેગ વિસ્તૃત હોતો નથી તેથી અમુક અન્તર સુધી જ એનો વાસ જણાય છે અને તેથી દૂર રહેલા મનુષ્યને એ કપૂરનું ભાન થતું નથી. એના કરતાં ધ્વનિનાં આન્દોલન સૂક્ષ્મ છે અને વધારે વેગવાળાં છે. જેટલે દૂરથી કપૂરનું ભાન થઇ શકે છે તે કરતાં અધિક દૂર દેશથી ધ્વનિનું શ્રવણ કરી શકાય છે આના કરતાં પણ તેજનાં આન્દોલનો વધારે વેગવાળાં તથા સૂક્ષ્મ છે તેથી હજારો માઇલને અન્તરે રહેલા સૂર્ય, ચન્દ્ર, તારાઆદિ તેજસ્વી પદાર્થોના આન્દોલનો આપણને મળતાં તેની ચાક્ષુષ પ્રતીતિ આપણને થઇ શકે છે. આ જ પ્રમાણે વિવિધ પદાર્થો પોતાની સ્થૂલતા અને સૂક્ષ્મતાના પ્રમાણમાં આન્દોલનો પ્રકટાવે તથા પ્રસરાવે છે. એક વિદ્વાન ગ્રન્થકાર[1] નીચે પ્રમાણે આન્દોલનો જણાવે છે. ધ્વનિનાં આન્દોલનથી શરૂ કરીએ અને પ્રથમ પડ્જનું એક સેકન્ડમાં એક આન્દોલન લઇએ તો આ પ્રમાણે આન્દોલનો થાય છે.—

| | એક સેકન્ડમાં થતાં આન્દોલન. |
|---|---|
| ૧ સપ્તક ... ... ... ... ... | ૨ |

1 એચ૦ ડી૦ રોકસ ( M De Rochas )

| | | | |
|---|---|---|---|
| ૨ | ,, | ૪ | |
| ૩ | ,, | ૮ | |
| ૪ | ,, | ૧૬ | |
| ૫ | ,, | ૩૨ | |
| ૬ | ,, | ૬૪ | |
| ૭ | ,, | ૧૨૮ | ધ્વનિ. |
| ૮ | ,, | ૨૫૬ | |
| ૯ | ,, | ૫૧૨ | |
| ૧૦ | ,, | ૧,૦૨૪ | |
| ૧૫ | ,, | ૩૨,૭૬૮ | |
| ૨૦ | ,, | ૧૦,૪૭,૫૭૬ | અજ્ઞાત તત્ત્વ. |
| ૨૫ | ,, | ૩,૩૫,૫૪,૪૩૨ | |
| ૩૦ | ,, | ૧,૦૭,૩૭,૪૧,૮૨૪ | વિદ્યુત્. |
| ૩૫ | ,, | ૩૪,૩૫,૯૭,૩૮,૩૬૮ | |
| ૪૦ | ,, | ૧૦,૯૯,૫૧,૧૬,૨૭,૭૭૬ | અજ્ઞાત તત્ત્વ. |
| ૪૫ | ,, | ...૩,૫૧,૮૪,૩૭,૨૦,૮૮,૮૩૨ | |
| ૪૬ | ,, | ...૭,૦૩,૬૮,૭૪,૪૧,૭૭,૬૬૪ | |
| ૪૭ | ,, | ૧૪,૦૭,૩૭,૪૮,૮૩,૫૫,૩૨૮ | ઉષ્ણતા. |
| ૪૮ | ,, | ૨૮,૧૪,૭૪,૯૭,૬૭,૧૦,૬૫૬ | |
| ૪૯ | ,, | ૫૬,૨૯,૪૯,૯૫,૩૪,૨૧,૩૧૨ | પ્રકાશ, તેજસ્. |
| ૫૦ | ,, | ૧,૧૨,૫૮,૯૯,૯૦,૬૮,૪૨,૬૨૪ | રાસાયનિક રશ્મિ. |
| ૫૧ | ,, | ૨,૨૫,૧૭,૯૯,૮૧,૩૬,૮૫,૨૪૮ | અજ્ઞાત તત્ત્વ. |
| ૫૭ | ,, | ૧,૪૪,૧૧,૫૧,૮૮,૦૭,૫૮,૫૫,૮૭૨ | |
| ૫૮ | ,, | ૨,૮૮,૨૩,૦૩,૭૬,૧૫,૧૭,૧૧,૭૪૪ | |
| ૫૯ | ,, | ૫,૭૬,૪૬,૦૭,૫૨,૩૦,૩૪,૨૩,૪૮૮ | ઍક્સ રશ્મિ. |
| ૬૦ | ,, | ...૧૧,૫૨,૯૨,૧૫,૦૪,૬૦,૬૮,૪૬,૯૭૬ | |
| ૬૧ | ,, | ...૨૩,૦૫,૮૪,૩૦,૦૯,૨૧,૩૬,૯૩,૯૫૨ | |
| ૬૨ | ,, | ...૪૬,૧૧,૬૮,૬૦,૧૮,૪૨,૭૩,૮૭,૯૦૪ | અજ્ઞાત તત્ત્વ. |

( આ સ્થળે પ્રસંગવશાત્ કહેવું જોઇએ કે જેમ જેમ વસ્તુની સૂક્ષ્મતા થાય છે તેમ તેમ આન્દોલનની સંખ્યા વધતી જાય છે, અને તેથી તે આન્દોલનો ઉત્પન્ન કરનાર સત્ત્વનું બળ અધિક હોવું જોઇએ એ સ્પષ્ટ છે. આથી ચિત્તસત્ત્વનાં આન્દોલનોની એક સેકન્ડમાં કેટલી સંખ્યા હશે અને તેના પ્રમાણમાં તેનું બળ કેટલું હશે તેનો સામાન્ય ખ્યાલ આવ્યા વિના નહિ રહે, અને તે જોતાં મનુષ્યબુદ્ધિ માત્ર સ્તબ્ધ જ થઇ રહે તેમ છે. અન્તઃકરણની, મનની, ચિત્તની જડઉપર કેટલી સત્તા હોય છે તેનું સ્વરૂપ ન સમજનાર અજ્ઞાન મનુષ્યો જ એ સત્તામાં સંશય ધરે છે. ચિત્ત અથવા

બુદ્ધિ ધારે તે કરવા સમર્થ છે, તે આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે, એને માટે અધિક પૂરાવાની અપેક્ષા જ રહેતી નથી, કેમકે આ સર્વ તત્ત્વો કરતાં ચિત્ત તો એક અતિશય સૂક્ષ્મ તત્ત્વ છે.)

(અપૂર્ણ.)

---

# સંસ્કાર.

જીવનની શરૂઆતથી જ મનુષ્ય સંસ્કારિત બને એ અર્થે શાસ્ત્રકારોએ અનેક પ્રકારના સંસ્કારના વિધાનો યોજ્યા છે. ગર્ભાધાન સંસ્કાર, નામકરણ સંસ્કાર, ઉપનયન સંસ્કારઆદિ સંસ્કારોથી જીવનને ઉચ્ચ પ્રકારનું બનાવવાના આ સર્વ ઉચ્ચ માર્ગો છે. આ સર્વ રીતથી સમજી શકાય છે કે જેવા જેવા સંસ્કાર એટલે છાપ પાડવામાં આવે છે તેવું જીવન બને છે. જેવી જેવી છાપ પડે છે તેવું પ્રથમ તો માનસ ચિત્ર રચાય છે અને પછીથી તદ્દવત્ પ્રવૃત્તિ-ક્રિયા-કરાય છે.

આ સંસ્કાર અથવા છાપ કેવી પડે છે એ જે સમજી શકે છે તે જ સર્વ કંઇ સારું કરી શકતા, ઉન્નતિને પામવા સફળ થાય છે. આ છાપ જેટલી ઉંડી અથવા આછી પડી હોય છે તે પ્રમાણે વર્તન થતાં મનુષ્ય ઉંચે જાય છે વા અવનતિને પામે છે.

વિચાર એ છાપ પાડનાર છે. કોઇ પણ પ્રકારના-પછી તે દુઃખના હોય કે સુખના હોય, આરોગ્યના હોય કે રોગના હોય, નિર્ધનતાના હોય કે શ્રીમન્તાઇના હોય, પ્રેમના હોય કે દ્વેષના હોય, રાગના હોય કે વિરાગના હોય, સાધુત્વના હોય કે નૃપતિ થવાના હોય,-ગમે તે પ્રકારના હોય તો પણ જે વિચારો વારંવાર ચિન્તનરૂપ થઇ જાય-ક્ષણ પણ એ વિચાર ખસી ન શકે, તેના સંસ્કાર બંધાય છે. આ જ ક્રિયા મનુષ્યજીવનમાં મહાન્ પરિવર્તન કરનાર થાય છે. ઉચ્ચ પ્રકારના વિચારથી ઉચ્ચ સંસ્કાર બંધાતા મનુષ્ય ઉન્નત બનતો જાય છે, નિકૃષ્ટ પ્રકારના વિચારથી અવનતિને પામતો જાય છે. જેટલી પ્રબલતાથી એ વિચારો ચાલે છે તેટલા જ વેગથી સંસ્કાર બંધાતા જાય છે. ગમે તે પ્રકારના વિચારો પણ જો ઉંડાણથી થાય છે તો તેની ઉંડી છાપ અંકિત થતાં ક્ષણમાં મનુષ્યનો હૃદયપલટો થયો છે અને થાય છે.

આ સંસ્કાર ત્રણ રીતે પડતા જણાય છે: એક તો સ્લેટઉપર પેનથી જેમ અક્ષરો લખાએ અને ભૂંસી શકાય તેવી રીતે; બીજી રીતે એટલે કાગળઉપર પેન્સીલથી લખી રબરથી ભૂંસી શકાય તેવી રીતે, અને ત્રીજી રીત કે ત્રાંબા પિત્તળના વાસણઉપર ટાંકણાથી અક્ષરો કોતરીએ તે રીતે.

આ ત્રણ રીતે આપણામાં સરકાર પડે છે; જેમાંથી પહેલી રીતના સંસ્કાર ક્ષણભરના હોય છે, બીજી રીતના તેથી ઉંડા છતાં ટકી શકે તેવા હોતા નથી, અને ત્રીજી રીતના ચિરસ્થાયી હોય છે. આ ત્રણે રીતો ગ્રાહ્ય પણ છે અને ત્યાજ્ય પણ છે.

પ્રત્યેક મનુષ્ય સમજી શકે છે કે અમુક વિચારો જીવનને બગાડનાર-અવનતિ આણનાર છે. એવા વિચારોના વાતાવરણમાં, સમાગમકાલે પ્રથમની રીત ગ્રહણ કરવા જેવી છે કે જેથી તેની

છાપ મનઉપર રહેતી નથી અને ક્ષણમાં ભૂંસી શકાય છે. તેમ જ એ જ રીતનો ઉપયોગ કરી, શુભ સંસ્કાર જ્યાંથી પડતા હોય તેવા સંયોગમાં-તેવી શુભ સંગતિમાં મન ' આ કાને સાંભળ્યું અને પેલે કાને કાઢી નાંખ્યું ' એ રીતે વર્તે છે જણાય તો તેને બલાત્કારે તે વાત મનાવવા બલવાન્ કરવાની અગત્ય છે. સ્વપ્નમાં સારું જીવન જીવવાની ઇચ્છાવાળાએ કંઇ પણ અશુભ, દુર્બલતા લાવનાર, કંગાલ બનાવનાર, નિરુત્સાહી કરનાર, દીનતાને અર્પનાર, નિરાશામાં ડુબાવનાર; પ્રસંગ પ્રાપ્ત થતાં સાવધ બની તેને ' સાંભળ્યું ન સાંભળ્યું ' કરી આપણી હૃદયસ્લેટઉપરથી તે છાપ ભૂંસી નાંખી સ્વચ્છ રાખતાં ખોટું કહી પણ ટકી શકતું નથી. એ જ રીતે કંઇ પણ શુભ, ઉત્સાહ અર્પનાર, વીરત્વ અર્પનાર, ઐશ્વર્ય અર્પનાર, આળસ પ્રમાદને હઠાવનાર પ્રસંગો પ્રાપ્ત થતાં ' સાંભળ્યું ન સાંભળ્યું ' કરવાથી જીવનમાં જીત ન મળતાં જીવન હારી જવાય છે. માટે એવા સર્વોત્તમ વિચારના તથા ક્રિયાના પ્રસંગે ઉપરની પ્રથમની રીત ગ્રહણ કરવા જેવી નથી. એક જ રીત પણ સમયપરત્વે યોગ્યાયોગ્ય વિચારવાથી ઉપયોગી છે.

બીજી રીત કે જેમાં પ્રથમની રીત કરતાં વિચારોની છાપ કંઇક ઉંડી પડે છે તેનો ઉપયોગ કરવામાં પણ પૂર્વવત્ વિવેકશક્તિને જગાવી સાવધાન બની ખોટા સંસ્કારો પડવા માંડતાં જ તેને ઘસી નાંખવાની તેમ જ જે જીવનોપયોગી છે તેને જાળવીને ટકાવી રાખવાની અગત્ય છે.

ત્રીજી રીત સર્વથી વધારે ઉંડા સંસ્કાર પાડનાર છે. એ સંસ્કાર પડતાં પૂર્વે જ અતિશય સાવધ રહેવાય છે તો જ તેથી થતાં લાભ હાનિ અનુભવી મનુષ્ય સુખી વા દુઃખી થવાનો નિર્ણય કરી શકે છે. આવા સારા વા ખોટા સંસ્કારો જ જન્મમરણ આપનાર છે, એ જ વાસના છે અને વાસના જ જન્મમૃત્યુનું મૂલ કારણ છે.

પાષાણઉપર ટાંકણાથી કોતરેલા અક્ષરો તે ભાંગી ફુટી જાય છતાં નાશ પામતા નથી, તેવી રીતે મનમાં આ પ્રકારના પડેલા ઉંડા સંસ્કારો નાશ ન પામતાં જીવનમાં જડાઇ રહેતાં જીવનનાશકાલે તે અન્ય જન્મના કારણરૂપ થઇ રહે છે. કોઇ પણ પ્રકારના જીવન ઉન્નત કરનાર કે અવનત કરનાર સંસ્કારોએ અનેકના જીવન પલટી નાંખ્યા છે. આવા સંસ્કારો પડવામાં કોઇ પણ વિષયની એકાગ્રતા કારણરૂપ છે. એક જ વિષયનું વારંવાર થતું ઉંડું ચિન્તન ઉંડી છાપ પાડે છે અને ઉંડાણથી થતું ચિન્તન શું કરે છે એ આપણે જોયું છે. બુદ્ધ ભગવાને ક્ષણમાત્રમાં સાધુત્વ શાથી સ્વીકાર્યું ? નિઃસાર જગતનું ચિત્ર તેમનામાં ઉંડાણથી કોતરાઇ ગયું હતું. સમ્રાટ્ ભર્તૃહરિએ એક જ ક્ષણમાં રાજ્ય શાથી ત્યજ્યું ? રાણી પિંગલાના વર્તને તેમનામાં ઉંડામાં ઉંડી લાગણી ઉત્પન્ન કરી, જેથી તેમણે નિમેષમાત્રમાં વિરાગનો પંથ લીધો. આવાં આવાં અનેક દૃષ્ટાન્તો છે. બિલ્વમંગળમાં એક કાલે જે કલુષિત આસક્તિના ઉંડા સંસ્કાર હતા તેવા જ ઉંડા સંસ્કાર ચિન્તામણિના શબ્દથી પડતાં ક્ષણમાં તે ચાલી નીકળ્યા અને પરમ ભક્ત બન્યા.

આ પ્રકારની છાપ-સંસ્કાર ત્રાંબા પિત્તળના વાસણઉપર પડતા અક્ષરો જેવી છે, જે કદી ભૂંસાતી નથી. જેથી ઉન્નતિને ઇચ્છનાર સદા સાવધ રહી રાગ-દ્વેષના, દુર્બલતાના, નિરાશાના

પ્રસંગે જો ઉંડાણથી તે ગ્રહણ નથી કરતા તો પ્રગતિને પામે છે. ' અમુકે અમુક વચન કહ્યું તે તો મારા મનમાંથી ખસવાનું જ નહિ, મારાથી તે ભૂલાય જ નહીં '—આવા વિચારો તે તે વિષયની ઉંડી છાપ પાડે છે અને તે સંસ્કાર પરિણામે વેરભાવ, દ્વેષભાવ, તિરસ્કારને જન્મવે છે, જેને પરિણામે ' પુનરપિ જનનમ્ પુનરપિ મરણમ્ ' સિદ્ધ થાય છે.

આવા સમયે તેનું વિસ્મરણ જેમ બને તેમ સત્વર થાય તેમ કરવા હૃદયમાં વીરત્વ પ્રકટાવવાથી આવા ખોટા સંસ્કાર ઉંડી છાપ પાડી શકતા નથી. જન્મમૃત્યુના ફેરા ઓછા ફરવા પડે છે.

તેવી જ રીતે ભક્તિના, જ્ઞાનના, વૈરાગ્યના આવા ઉંડા સંસ્કાર, જેવા વિચારથી—જે ચિન્તનથી પડે છે તેપ્રતિ વૃત્તિની એકાગ્રતા સાધી આગ્રહપૂર્વક પાડવાની અગત્ય છે કે જે સંસ્કારના બળે ઉંચે ઉંચે ચઢી શકાય છે.

પ્રત્યેક પ્રવૃત્તિના સમયે યોગ્ય નિરીક્ષણ બુદ્ધિ પ્રકટ અને પ્રકટ રાખી શકાય તો કેવા સંસ્કાર પાડવા અને કેવા નહિ પાડવા તે સ્પષ્ટ થઇ શકે. ઉપરની ત્રણે રીત ઉપયોગી છે. સમજી વિચારી તે સ્વીકારવી એ જ ઉન્નતિ પામવાની ઇચ્છા સેવનારનું કર્તવ્ય.

**શ્રી પ્ર૦ બહેન.**

---

## શ્રી ઉપેન્દ્રસ્મરણમાલા.

### શ્રી ભગવાન્ શ્રી ! કે શું ?

૧. *આપશ્રીના સાધક, સ્વજનો,—આત્મસંઘને એકાએક ત્યાગી સ્વસ્વરૂપપ્રયાણ કરવું આપશ્રીને ઉચિત લાગ્યું કે શું ?*
૨. અમારાથી રીસાઇ જવું આપશ્રીને ઠીક લાગ્યું કે શું !
૩. અમારા અનેક દોષોએ આપશ્રીને દુઃખ દીધાં કે શું !
૪. અમારા કરતાં અધિક આકર્ષક કોઇ અન્ય મંડલે આપશ્રીને આમંત્ર્યા કે શું !
૫. અમારા ઉપર અધિક ઉપકારો કરવા આપશ્રીને અપ્રમાણ લાગ્યા કે શું ?
૬. આપશ્રીના સાકાર સ્વરૂપનું અધિક સમય દર્શન કરવાને અમે અધિકારહીન નીવડ્યા કે શું !
૭. અમારા આન્તર મલની નિવૃત્તિ અશક્ય ભાસી કે શું !
૮. અમારી વૃત્તિ વિષમય લાગી કે શું ?
૯. અમારી પ્રવૃત્તિ પાપમય લાગી કે શું !
૧૦. અમારા સંસ્કારોનો સુધારણા અશક્ય સમજાઇ કે શું !
૧૧. અમે સ્થિર સંયમી નહિ થઇ શકીએ એમ માન્યું કે શું !
૧૨. અમારા દોષોપર અપૂર્વ અનુભવ્યા કે શું !

૧૩. અમારી યાચનાઓ નિરર્થક ન્યાળી કે શું ?
૧૪. અમારી પ્રાર્થનાઓ દુર્બલ લાગી કે શું ?
૧૫. અમારા ઉત્સાહમાં ઉણપ સમજાઇ કે શું ?
૧૬. અમારા ભાવોમાં ભેદ ભાસ્યો કે શું ?
૧૭. અમારા મનમાં નિર્વેદ નિહાળ્યો કે શું ?
૧૮. અમારી જ્ઞાનગ્રહણશક્તિ બુઠ્ઠી લાગી કે શું ?
૧૯. અમારી વાસનાઓનો ઉચ્છેદ અશક્ય લાગ્યો કે શું ?
૨૦. અમારા પ્રારબ્ધમાં, ભવરણમાં ભટકવાનું જ સમજાયું કે શું ?
૨૧. આપશ્રીની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવાથી અભાવ ઉપજ્યો કે શું ?
૨૨. અમારા ચંચળ ચિત્તની ચીતળી ચઢી કે શું ?
૨૩. અમારા અસ્થિર સ્વભાવની સૂગ આવી કે શું ?
૨૪. અમારા શિથિલ તનપ્રતિ તિરસ્કાર આવ્યો કે શું ?
૨૫. અમારા મન્દ પ્રાણ પ્રાણહીન લાગ્યા કે શું ?
૨૬. અમારી નિઃસત્ત્વ ઇન્દ્રિયોથી અણગમો ઉપજ્યો કે શું ?
૨૭. અમારું રાંકડું હૃદય વિવેકશૂન્ય લાગ્યું કે કેમ ?
૨૮. અમારી સામગ્રીઓમાં કંઇ પણ સાર નહિ ભાળ્યો કે શું ?
૨૯. અમારો સાથ અરોચક લાગ્યો કે શું ?
૩૦. અમારી જગદાસક્તિઓની જમાત દુર્ભેદ્ય લાગી કે શું ?
૩૧. અમારી કામનાઓ નિંદ્ય લાગી કે શું ?
૩૨. અમારી તૃષ્ણાઓ અછેદ્ય લાગી કે શું ?
૩૩. અમારી આશાઓ અનુત્તેજનીય લાગી કે શું ?
૩૪. અમારી આળસતાઢ આપશ્રીની ફૂંકથી પણ અહાર્ય છે કે શું ?
૩૫. અમારો પ્રમાદવાયુ આપશ્રીની ફૂંકથી પણ ફરે એવો નથી કે શું ?
૩૬. અમારી દુઃખધ્રૂજારી આપશ્રીના સુખદ સ્પર્શથી પણ શમે એવી નથી કે શું ?
૩૭. અમારા ત્રિતાપ આપશ્રીની શીતલ છાયાથી પણ શમે એવા નથી કે શું ?
૩૮. અમારા જીવનગૃહમાં પ્રવેશેલા ભવચોરને પકડી બાંધી મારી હઠાવાય એમ નથી કે શું ?
૩૯. અમારી મૃત્યુઘાતને શમવાણ ઘા કરવા યોગ્ય બાણ નથી કે શું ?
૪૦. અમારી દુર્મતિને દૂર કરવા શ્રીપાદપ્રહાર અપૂર્ણ છે કે શું ?
૪૧. વિષયવાસનાદિ વિષપાનથી અમને ઉગારવા અમૃતપાત્ર નથી કે શું ?
૪૨. આપશ્રીના ભાગવત આગળ અમે ભેંશ જેવા લાગ્યા કે શું ?
૪૩. આપશ્રીની ગીતા આગળ અમે પેટાં જેવા લાગ્યા કે શું ?
૪૪. અમને પ્રબોધેલા પ્રવચનાદિ, પથ્થરઉપર પાણી જેવાં જણાયાં કે શું ?

૪૫. અમારાં કૃત્ય કાળાં કૂડાં લાગ્યાં કે શું ?
૪૬. અમારી ભક્તિમાં ઢોંગ દેખાયો કે શું ?
૪૭. અમારા શાન્તતંતુઓ ગણગણતા લાગ્યા કે શું ?
૪૮. અમારા સાષ્ટાંગ ભાવશૂન્ય લાગ્યા કે શું ?
૪૯. અમારા પ્રણિપાત પ્રેમશૂન્ય લાગ્યા કે શું ?
૫૦. અમારા ષડરિ અજેય્ય લાગ્યા કે શું ?
૫૧. અમારા પંચક્લેશનું નિવારણ અશક્ય ભાસ્યું કે શું ?
૫૨. અમારા રાગદ્વેષ વજ્રલેપસમા લાગ્યા કે શું ?
૫૩. અમારું અહં ન વિલાવી શકાય એવું લાગ્યું કે શું ?
૫૪. અમારી ગર્વગૂંચ ન ઉકલી શકે એવી લાગી કે શું ?
૫૫. અમારું મિથ્યાભિમાન ખંડિત થવું અશક્ય સમજાયું કે શું ?
૫૬. અમારું મોહમાયાવશત્વ અનિવાર્ય લાગ્યું કે શું ?
૫૭. અમારા વાણી અને વર્તનમાં અવિવેક ઘર ઘાલ્યું કે શું ?
૫૮. અમારા મનમાં મલિનતાના મંડાણ મંડાયા કે શું ?
૫૯. અમારા તનમાં ભવરોગના તંતુ તણાયેલા ભાળ્યા કે શું ?
૬૦. અમારા ધનરણકારમાં મદમણકાના શૃંગારની ઝાંખી થઇ કે શું ?
૬૧. અમારા હાસ્યમાં કોઇની હાંસી થતી ભાસી કે શું ?
૬૨. અમારા શોકમાં કોઇનું અશુભ અવલોકાયું કે શું ?
૬૩. અમારા રુદનમાં દુરાગ્રહ દેખાયો કે શું ?
૬૪. અમારા મગજમાં ઉંધો પવન ભરાયેલો લાગ્યો કે શું ?
૬૫. અમાર ભાલ પ્રભાકુ કુમચિહ્નથી રહિત લાગ્યા કે શું ?
૬૬. અમારાં નયન નિસ્તેજ અને નિરાશાથી મલિન થયેલાં લાગ્યાં કે શું ?
૬૭. અમારી નાસિકા પ્રાણાયામથી પરવારી ગયેલી ભાસી કે શું ?
૬૮. અમારા કર્ણમાં સદુપદેશપ્રવેશમાટે જાળાં બાઝી ગયાં છે કે શું ?
૬૯. અમારા મુખમાંથી કુવચનપ્રવાહ વહેતો થયો છે કે શું ?
૭૦. અમારા હાથપગ અવિહિત આચરણયુક્ત ભાસ્યા કે શું ?
૭૧. અમારા ઉરમાંથી આસ્તિકતા ઉડી ગઇ કે શું ?
૭૨. આપશ્રી કરતાં અન્ય કોઇને અમે અધિક માન્યા કે શું ?
૭૩. અયોગ્ય સ્વતંત્રતા અમે ઇચ્છી કે શું ?
૭૪. આપશ્રીના રસમય જીવનમાં અમે નિરસ સમજ્યા કે શું ?
૭૫. આપશ્રીની ચમત્કૃતિઓને અમે સામાન્યવત્ ગણી કે શું ?

૭૬. આપશ્રીની સર્વોચ્ચતાને અમે તુચ્છ ગણી કે શું !

૭૭. આપશ્રીનું સ્વામિત્વ સ્વીકારવામાં અમે શરમ માની કે શું !

૭૮. આપશ્રીનું વિમાન વધુ સમય નહિ રોકી શકાયું કે શું !

૭૯. આપશ્રીનું પ્રયાણ અનિવાર્ય સમજાયું કે શું !

૮૦. આપશ્રીના જ ઘડેલા વિશ્વવ્યવસ્થાના નિયમને માન આપવું પડ્યું કે શું !

૮૧. આપશ્રીના ખેલમાં આપશ્રીને જ ખલેલ કરવી પડી કે શું ?

૮૨. કૃષ્ણાવતારમાં સ્વર્ગ પાતાલાદિ લોકને સહાય કરવા આવી પડેલા જેવો કોઈ આકસ્મિક પ્રસંગ સાંપડ્યો કે શું !

૮૩. નગરચર્યા જોવા માટે જેમ રાજા છૂપી રીતે વિચરે છે, તેવું આપશ્રીએ પણ અદૃશ્ય થઈ આદર્યું કે શું !

૮૪. અમને કસોટિ પર ચઢાવવાની ચતુરાઈનું નિદર્શન કરાવવા ધાર્યું છે કે શું !

૮૫. પિંજરના પંખીને પિંજરમાંથી છટકવાનો પ્રયોગ શિખવવા ધાર્યો છે કે શું ?

૮૬. આપશ્રીના સાન્નિધ્યપૂર્ણ છતાં સાદા જીવનને અમે ઝીલી શકવાને નાલાયક બન્યા કે શું !

૮૭. અહિંના હવાપાણી અનુકૂલ નહિ આવ્યાં કે શું !

૮૮. અમારે માટે કોઈ નવીન સાધનશોધમાં ચાલ્યા કે શું !

૮૯. સાધનસમારંભમાટે આ લોકમાં એકે સ્થાન ન ગમ્યું કે શું !

૯૦. આપશ્રીના પતિતપાવન ચરણકમલોનો અધિક લ્હાવો લેતાં પૃથ્વીમાતાને લજ્જા આવી કે શું !

૯૧. અમારાં વિના આપને ગમશે કે શું !

૯૨. ' એવરસાધક સ્પેશ્યલ ' માં આનન્દ અપૂર્ણ રહેવાથી ' સ્વરૂપસિદ્ધસ્પેશ્યલ ' પકડી કે શું !

૯૩. ઉતારુઓના ડબ્બા અવ્યવસ્થિત લાગ્યાથી ખાસ સલૂન જોડાવ્યું કે શું !

૯૪. અમને અગાઉથી ચેતાવ્યા હોત તો પ્રયાણમાં વિઘ્ન આવત કે શું ?

૯૫. અમારા જેવા પામર જીવવૃંદમાં વસવું વસમું લાગ્યું કે શું !

૯૬. અમારા વિરહોપાલંભ શ્રવણ કરવાનું મન થઈ આવ્યું કે શું ?

૯૭. અમારી પ્રત્યક્ષ પ્રસન્નતા કરતાં અમારો પરોક્ષ શોકોદ્‌ગાર અધિક રુચ્યો કે શું !

૯૮. પાલખીમાં પોઢી ઘૂમવાનો શોખ લાગ્યો કે શું !

૯૯. પત્રવ્યવહાર કરતાં કાગળ-પેન્સીલનો દુષ્કાલ પડ્યો કે શું ?

૧૦૦. ' એવરસાધક ' પ્રતિ અપ્રીતિ ઉપજી કે શું !

૧૦૧. સરસ્વતિઆદિ શક્તિઓનો મહિમા નષ્ટ નહિ થવા દેવાના હેતુથી તેમને અમર આપવા આ માર્ગ અખત્યાર કર્યો કે શું !

૧૦૨. દેવપ્રયાગના મન્દિરોનું માહાત્મ્ય જળવાઈ રહે તે અર્થે આ માર્ગ ગ્રહણ કર્યો કે શું !

૧૦૩. શ્રી આપશ્રીના પરમ પદે પળવા અને એકાકાર થવાની ઉતાવળ આવી કે શું !

૧૦૪. શ્રી બ્રહ્માજીએ, પોતાના સર્જનકાર્યમાં કંઇ શંકા પડવાથી આપશ્રીને પ્રાર્થના કરી તેડાવ્યા કે શું !
૧૦૫. શ્રી વિષ્ણુભગવાનનું સૃષ્ટિપાલનકાર્ય ખાંચમાં પડવાથી સાહાય્ય કરવા આપશ્રીને તેડું આવ્યું કે શું !
૧૦૬. શ્રી શંકરભગવાનની સંહારશક્તિ ક્ષય પામવાથી શક્તિવરદાનમાટે આપશ્રીને તેડાવ્યા કે શું !
૧૦૭. દેવેશોની સભામાં પ્રમુખપદ-સિંહાસને શોભવા અને શોભાવવા સ્વરૂપલીલામાં લીન થયા કે શું !
૧૦૮. હે ભગવાન્ શ્રી ! કૃપા કરી કહો કે શું ? કે શું ? કે શું !

ચીમનલાલ પી. પંડયા.

---

## શ્રી उपेन्द्रजयन्तीमहोत्सवनुं સાહિત્ય–( સં૦ ૧૯૯૨ )

( उत्तीर्ण लेखो. )

સામુદાયિક વિભાગ–સ્વર તથા વ્યંજનના અક્ષરવાક્યો.

૧ [ લેખક : **શ્રીમતી જયન્તીદેવી.** ]

અભ્યાસ અને વૈરાગ્યથી મનનો નિરોધ થાય છે.
આત્મશ્રદ્ધા ધારણ કરવાથી મનુષ્ય નિરન્તર પ્રગતિમાન્ રહે છે.
ઇચ્છાર્થની સિદ્ધિ પ્રયત્નમાં છે.
ઈશ્વરપ્રણિધાન નિરન્તર કરવું.
ઉગ્ર કર્મથી પ્રારબ્ધ ફરે છે.
ઊર્ધ્વમાં સાત લોક છે.
ઋષિપણું, વિશ્વામિત્ર ક્ષત્રી છતાં કર્મથી પામ્યા હતા.
એકલવ્યે માટીના પુતળામાં દ્રોણની ભાવના કરી ધનુર્વિદ્યા મેળવી હતી.
ઐરાવત હાથી ચૌદ રત્નમાંની એક વસ્તુ છે.
ઓસડને શરીરમાં ઘર કરવા દેવું નહિ.
ઔદાર્યવૃત્તિ દધિચીજેવી રાખવી.
અંતર્ જૂદું ને બહાર જૂદું રાખવું નહિ.
કપુર મરી સાથે રાખવાથી કપુર ઉડી જતું નથી.
ખરાબમાંથી સારૂં જોવાની દૃષ્ટિ કેળવવી જોઇએ.
ગમનાગમનના હેતુરૂપ મુખ્ય વસ્તુ તે વાસના છે.
ઘડપણમાં સાધન સાધવાનો વિચાર કરવો એ મૂર્ખનું કામ છે.
ચણાના લોટનું નૈવેદ્ય ગુરુનું મનાય છે.
છોલા વીના ઘઉંનો લોટ પચવામાં ભારી છે, તેથી ગુલાવાળો લોટ વાપરવો.
જનકવિદેહી, ગૃહસ્થાશ્રમીમાટે ઉત્તમ આદર્શ છે.

ઝડપથી ચાલવું, જેથી શરીરને વ્યાયામ મળે છે.
ટટાર બેસતાં શ્વાસ પ્રશ્વાસ બરાબર ચાલે છે.
ઠરેલી મતિ કોઈને માટે સત્વર અભિપ્રાય બાંધતી નથી.
ડરકણ થવું નહિ, વિહિત ક્રિયાઓ નિડરપણે કરવી.
ઢબછબથી મનુષ્યની કેળવણીનું અનુમાન થાય છે.
તપ કેવળ શરીરનું નહિ, પણ મુખ્ય મનનું સધાવું જોઈએ.
થકને અરેલીને રાત્રે બેસવું નહિ.
દમન ઇન્દ્રિયોનું વિચારપૂર્વક કરવું.
ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ગૃહસ્થાશ્રમમાં પ્રાપ્ત થાય છે.
નવધા ભક્તિમાં અર્જુને સખ્યભક્તિ સાધી છે.
પરીક્ષિત શ્રવણભક્તિથી તર્યા છે.
ફરી ફરીને જપનાં અનુષ્ઠાન કરવાથી પ્રતિકૂલ કર્મનો ક્ષય થઇ ધ્યેયનાં દર્શન થાય છે.
બલિરાજાની આત્મનિવેદનશક્તિથી પ્રસન્ન થઇ વિષ્ણુભગવાન પાતાળમાં તેના દ્વારપાળ થયા છે.
ભગીરથ પ્રયત્ન થતાં કાર્યની સિદ્ધિ થાય છે.
મન, શ્રવણ કરેલા બોધનું મનન કરે છે ત્યારે જ અન્તરમાં ઠરે છે.
યમ યોગનું પ્રથમ સાધન છે.
રસવિદ્યા, છંદનો ઉત્તમ અધિકાર પ્રાપ્ત થતાં સિદ્ધ થાય છે.
લક્ષણાવૃત્તિને શબ્દવૃત્તિસાથે જોડવાથી સત્વર અભિમુખતા થાય છે.
વલ્કલ ઝાડનાં રેષાનાં થાય છે.
શરદ્ ઋતુમાં પ્રતિપદાનો ઉત્સવ આવે છે.
ષટ્ચક્રનો વેધ યોગીઓ કરે છે.
સર્વેમાં સમાન વૃત્તિ થાય ત્યારે જાણવું કે કર્તવ્યનો ધ્વનિ આવ્યો છે.
હનુમાનની ભક્તિ દાસભક્તિ કહેવાય છે.
ક્ષણની અસાવધાનતા વિપરીત ફલને અર્પે છે.
જ્ઞપ્તિ અહમ્‌નો લય થતાં પ્રકટે છે.

---

૨ [ લેખક : હિંમતલાલ મ૦ દવે. ]

અભયદાન ઉત્તમ દાન છે.
આસક્તિવાળાને બન્ધન ને દુઃખ છે.
ઇન્દ્રિયનિગ્રહ અવશ્ય કર્તવ્ય છે.
ઈશ્વરની લીલા અકલિત છે.
ઉત્તમ વસ્તુ અધિકારવિના ટકતી નથી.
ઊર્ધ્વગામી થવું, અધોગામી નહિ.
એક આત્મા જ અખંડ છે.
ઐક્ય સર્વોપરિ બલ છે.

ઓસના મોતીજેવો સકલ સંસાર છે.
ઔદાર્ય સર્વ કંઇ ભાન ભૂલાવે છે.

અંતકાળ જ સહુથી ભયંકર કાળ છે.
કર્મની ગતિ ગહન છે.
ખુરચી ખૂટે ત્યારે મારી ઘૂટે.

ગયેલો સમય પાછો મળતો નથી.

ઘર ધરતીનો છેડો છે.
ચમ્યું ચવે તે કવિ શાનો ?
છત છાની ન રહે.
જન્મ્યો તો તે જ કે જેને ફરી જન્મ નથી.

ઝઘડો કરવો સહેલ છે, પણ પતાવવો મુશ્કેલ છે.
ટકો મળે પણ ગયેલી તક મળે નહિ.

ઠરેલપણું ઉમર સિવાય આવતું નથી.
ડગલે ડગલે આગળ વધવું—મનુષ્યનું કર્તવ્ય છે.
ઢંગઢંગઉપરથી માણસની પરીક્ષા થાય છે.

(તત્ત્વજ્ઞાન સર્વોત્તમ જ્ઞાન છે.
(તક મળવી ઈશ્વરઅધીન છે, પણ તેનો લાભ લેવો મનુષ્યને અધીન છે.
થવા આગળ કોઇ ડાહ્યું નથી.
દયા ધર્મનું મૂળ છે.
ધર્મ જ મરણસમયે માણસની સાથે જાય છે.

નરકનાં ત્રણ દ્વાર:-કામ, ક્રોધ, લોભ છે.
પળપળનો સદુપયોગ જીવનને સાર્થક કરે છે.
ફૂલની આશા વગરનું કાર્ય જ આદરણીય છે.
બળહીનને આત્મા મળતો નથી.

ભાતીનું હિત જ ઈચ્છે તે જ ભાયા.

મહા પુરુષનાં ચરિત્ર શુભ ગુણદાન દે છે.
યશસ્વી જીવન એ જ ઉત્તમ જીવન છે.

રસપૂર્વક કરેલી ક્રિયા જ સાચી ક્રિયા છે.
લલાટે લખ્યા લેખ મિથ્યા થતા નથી.

વર્તમાન કાળ જ આપણો કાળ છે.
[illegible]

ષટ્ સંપત્તિ સાધકે અવશ્ય પ્રાપ્ય છે.
સત્પુરુષોનો સંગ સંસારના બન્ધનમાંથી છૂટવાનું અમોઘ ઔષધ છે.
હર કરે સો હોય.
ક્ષમા વીરનું ભૂષણ છે.
જ્ઞાન પ્રયત્નમાં સબળ સાધન છે.

---

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

અટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ :
" જીવન ઘડો "

વર્ષ: ૪ અંક: ૨૬
સં૦ ૧૯૯૪, કાર્તિક કૃષ્ણ ૧૦
શનિવાર
તા૦ ૨૭ : ૧૧ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.
સ્થલ : વડોદરા.

આ પત્ર શ્રીલક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, આર્ટ્સ કોલેજની ગલીમાં–વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
શાન્તિલાલ ત્ર્યં૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશક
શ્રી ત્રિભવનદાસ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૭ : ૧૧ : ૧૯૩૭

## श्री उपेन्द्रजयन्तीमहोत्सवअंक.

॥ ॐ श्री ॥

### काम करो.

શરીર સુધારવું હોય તો—
સ્વભાવ રાજી રાખવો હોય તો—
બુદ્ધિનો વિકાસ કરવો હોય તો—
સહનશીલ થવું હોય તો—
જનપ્રિય થવું હોય તો—
રસભરી નિદ્રા લેવી હોય તો—
શાન્તિનું સુખ ભોગવવું હોય તો—
મનને નિશ્ચિન્ત રાખવું હોય તો—
પ્રભુની વધતી જતી લીલા અનુભવવી હોય તો—
દુઃખને ભૂલવું હોય તો—
વિયોગ વિસરવો હોય તો—
પારકાની નિન્દા કરતાં અટકવું હોય તો—
પ્રભુપ્રિય થવું હોય તો—
જીવનની સાર્થકતા કરવી હોય તો—

શ્રી ગુરુદેવ.

---

# પ્રભાત-પ્રાર્થના.

પરમાત્મન્ ! આપની જાગ્રતિ એ જ અમારા જીવનની જાગ્રતિ, આપનો આનન્દ એ જ અમારો જીવન આનન્દ, આપની શાન્તિ એ જ અમારી શાન્તિ, પરિણામે બને એ જ પુનઃ પુનઃ પ્રાર્થના.

પ્રભો ! આપે લીલાવિગ્રહ ધરીને શું શું દર્શાવ્યું ? અમને સર્વોત્તમ ગુરુપણું, સેવકપણું, સાધુપણું; સર્વોત્તમ ભક્તિ, જ્ઞાન, આનન્દ, કૌશલ્ય, કર્તવ્ય; ઉત્તમ પ્રકારની શાન્તિ, ઉપેક્ષા; સર્વોત્તમ ક્ષમા, ત્યાગ અને વૈરાગ્ય; સર્વોત્તમ સહનશીલતા, વાત્સલ્યપણું, સૌન્દર્ય; સર્વોત્તમ વાણી કેવી, દૃષ્ટિ કેવી, વિચાર અને આચાર કેવા, અને પરિણામે અને સર્વોત્તમ રીતે સ્વરૂપાવસ્થાન; સર્વ કોઇ બતાવ્યું સર્વોત્તમ જોવું, ઉપજાવવું, લેવું, એ વારંવાર અમારા ચિત્તમાં ઠસાવવા, પ્રભો ! આપે અથાગ પરિશ્રમ કર્યો સાદી ભાષામાં કહીએ તો, આપે આપના જીવનની આહુતિ આપી, આપના બલનો અમારા કલ્યાણઅર્થે અખંડ ઉપયોગ કર્યો, પ્રસંગે નિન્દા-ટીકાને સહન કરી અનેક પ્રકારનાં કષ્ટ વેઠયાં, છતાં અમારાથી ન કંટાળ્યા, વિમુખને પણ ન તરછોડયાં; ઉલટા તેને અધિક સન્માનથી વધાવ્યા. ઇશપદે સ્થિત છતાં અમારે માટે આપે ઉજાગરા કાઢયા, અમારે માટે જાગરણ કર્યાં, અમારે માટે આહાર વિહાર સુખને પરિત્યજ્યાં આજના ઉત્સવપ્રસંગે બબ્બે દિવસના ઉપવાસ અને કેટલાય દિવસના ઉજાગરા કર્યા. શાને માટે ? અમારી પ્રગતિ અને કલ્યાણ માટે જ્ઞાન, એકાગ્રતા, દાન વગેરે જીવનમાં ઉત્તમ રીતે સાધી શકાય એવાં સાધનોમાં યોજ્યા.

પરમાત્મન્ ! શું શું આપની અકલ લીલા ગાઇએ ! આપના શરણને પામીને અમે તો ધન્ય થયાં આપે જ આપના સ્વરૂપસાથે વિવિધ રીતે અમારો સ્પર્શ કરાવ્યો, જીવદૃષ્ટિ પલટાવી. આબાલવૃદ્ધ સર્વના હૃદયને આપ સુન્દર રીતે સ્પર્શ્યા, અને આજે પણ સર્વની વૃત્તિમાં અખંડ સ્પર્શી રહ્યા છો. પાણી અને વાદળી જેવો આપનો અને અમારો સંબંધ થયો હોય એમ પ્રતિક્ષણે ભાન થાય છે. પથ્થર જેવાં હૈયાંને વાદળીરૂપ બનાવ્યાં એ જ પ્રભુ ! આપની પ્રભુતા, એ જ ગુરુતા.

પરમ તત્ત્વસાથે સર્વોત્તમ ઉંડા ઉંડા સ્પર્શ કરીએ એને માટે આજના ઉત્સવની રચનારી યોજના, અને તેમાં જણાયેલી અનેક સુન્દર કલા, ભગવન્ ! ઉત્તમ કલાકારને સ્વપ્ને પણ ન સૂઝે. આવી રીતે આનન્દ સાથે જ્ઞાનમાં પ્રવેશ કોઇ પણ જ્ઞાનીએ ન કરાવ્યો. આવાં અનેક અર્થસૂચક રંગ ચિત્રો કોઇ પણ યોગી ધ્યાનીએ ન બતાવ્યાં. સર્વ કાંઇ સર્વોત્તમ બતાવ્યું. આપની પ્રત્યેક પ્રવૃત્તિ સદોદિત અમારા વાસ્તવ હિતને માટે જ હતી, તેનું પૂર્ણ ભાન હવે થાય છે. પણ પ્રભુ ! હવે આપ ક્યાં, અને અમે ક્યાં ! ક્ષણભર વૃત્તિ જડવત્ બને છે. પુનઃ આપના સ્વરૂપને ચિન્તી શાન્ત પડીએ છીએ વસ્તુત વિચારથી તો આપ સમીપ જ છો, છતાં પ્રત્યક્ષ દર્શનથી આનન્દ અનુભવનાર આ ભક્તદૃષ્ટિ આપના અદર્શનથી અકથ્ય પરિતાપને અનુભવે છે.

અમારા નિમિત્ત નિત્ય પ્રવર્તમાન્ થતા ભગવાન્ ! સંકેતની સિદ્ધિએ આપે આપનું કર્તવ્ય સંકેલ્યું, દૃષ્ટિથી અદૃશ્ય થયા, પણ હજી આપનું કર્તવ્ય તો બાકી છે, અને તે એ કે આપની સાથે અમારો અભેદ કરાવવાનું.

અમારા અન્તરમાં તથા આગળ પાછળ રહીને અખંડ સાવધાનતાપૂર્વક સક્રિયા સધાવજો. યત્કિંચિત્ યત્નને ફલદ બનાવજો.

થોડાથી રીઝાવું અને ઘણું આપવું તે તો આપનો સ્વભાવ જ છે, છતાં પુનઃ એ સ્વભાવની જાગ્રતિ રાખવા પ્રાર્થીએ છીએ.

ગુરુતત્ત્વ પોતાની અવિદ્યમાનતામાં પણ સ્વસત્તાબળે અસાધારણ કલ્યાણ સાધે છે, એ સત્યને અનુભવસિદ્ધ કરાવવાને જ આપ બાહ્ય રૂપથી લુપ્ત થયા છો, એમ અમારા અન્તરમાં વારંવાર ઉઠે છે, કારણ તેનો કંઈક અનુભવ અમને આ વ્યતીત થએ માસમાં થયો છે. આ અનુભવ હવે સર્વના જીવનમાં અધિક અધિક સત્વર અનુભવાય એ જ આપના પ્રતિ અમારી યાચના.

પરમાત્મન્ ! ન્યાયાસને ચઢી અમારા દોષો કે પ્રવૃત્તિઓનો ન્યાય આપે કદી નથી આપ્યો, કે કદી અનેક સ્ખલનોનું ગણત્રીપત્રક નથી રાખ્યું. રાખ્યું હશે તો આપે સ્વીકારી લીધેલા અમારા ગુણોનું. અહાહા ! શી આપની ઉદારતા ! હવે તો આવી ઉદારતાનું જીવનભર અદર્શન થયું.

આધ્યાત્મિક વસ્તુમાં કેવલ સામાન્ય અથવા નહિવત્ ઉપયોગી કાર્ય સાધીને જાણે ઘણું મહત્વનું સાધ્યું હોય એમ માની ગૌરવમાં ઘૂમતા અમને જોઈને, "ઘણું સારું કર્યું" એમ અમને વખાણતી, અહા ! આપની મધુર વાણી અમારા જીવનમાં તો હવે ક્યાંહિ પણ નહિ સંભળાય. હવે તો માત્ર આપનું પુણ્ય સ્મરણ અમારે કરવાનું રહ્યું.

અન્તઃકરણની ઉચ્ચતા સાધવા વૃત્તિમાં તનમનાટ, નિષ્ફલતામાં અવિકલતા, અન્યના સુખમાટે અત્યન્ત કાળજી, પોતાના સુખાર્થે નિઃસ્પૃહતા, પોતાના અન્તરનું ઉંડું ઉંડું સંશોધન, અન્યના સદ્‌ગુણનું સંશોધન, રસવૃત્તિ અને નિરસતા, રાગ અને વિરાગ વગેરે અદ્‌ભુત રીતે અમારી પાસે સધાવ્યા; તેમ નિરન્તર સધાવજો.

પરમાત્મન્ ! આપનો જન્મ સાધકને અજન્મારૂપ થજો. આપનો આન્તર મધુર સ્વર જન્મનાં કોલાહલને ભેદીને અખંડ બ્રહ્માનન્દના પડઘા પાડજો. આપનો દિવ્ય રસ જેમ પ્રત્યક્ષ રેલાતો તેમ અદૃશ્ય રીતે આપના રસસિંચનથી સર્વ પ્રફુલ્લ હો, સર્વ જીવન્ત હો.

શ્રી જ૦ દેવી.

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું પાલન.

પુણ્યપ્રદ ઉત્સવનો કાળ આવ્યો, અને ગયો. પરમપૂજ્ય ગુરુદેવના અદર્શનથી સર્વની વૃત્તિ અત્યન્ત વિકલ હોવા છતાં, સર્વએ પ્રાપ્ત પ્રસંગને સર્વોત્તમ રીતે વધાવ્યો, અને શુભ દૃષ્ટિથી તેમાંથી કંઇ કંઇ સત્સંસ્કાર જાગ્રત્ રહે એવું કીધું. ઉપયોગી અન્તઃકરણ ઉચ્ચમાંથી ઉચ્ચ મેળવે છે, સામાન્યમાંથી સારરૂપ તત્ત્વને ગ્રહણ કરે છે, તે જ પ્રમાણે શ્રી ગુરુદેવ વિના થતા આ ઉત્સવમાં

સર્વેએ આવીને ભાવથી ભાગ લીધો, એ તેમના અન્તઃકરણની ઉચ્ચતા તથા શ્રી ઇષ્ટપ્રતિના ઉભરાતા પ્રેમવિના ન બની શકે.

પ્રભાતમાં સાડાચાર વાગે ઘંટનાદે ઉત્સવદિનનું ઉદ્ઘાટન કર્યું. શ્રી ઇષ્ટદર્શનવિહોણા સાધકબન્ધુઓ તથા બ્હેનો ખિન્ન હૃદયે પ્રભાતકીર્તન શ્રવણ કરવા એકત્ર થઇ ગયા. જે સ્થાને ઇષ્ટશ્રી પૂર્વે વિરાજતા હતા ત્યાં તેઓશ્રીની પ્રતિમા સ્થાપી હતી. બ્હેનોએ, નવાં રચાયેલાં પ્રભાતકીર્તનો ગાયાં, ઇષ્ટપ્રતિમાનું મંગલમય પ્રભાતપૂજન કર્યું. તે પછી પરમ પૂજ્ય શ્રીમતી જયન્તીદેવીવિરચિત, અત્યન્ત હૃદયસ્પર્શી પ્રાર્થના સાધ્વી જયન્તીબાએ ગદ્ગદિત હૃદયે આર્દ્ર સ્વરથી વાંચી સંભળાવતાં, શ્રી ગુરુદેવના પુણ્ય સ્મરણમાં સહસા અનેક હૃદયો ભાવભીનાં થયાં, તન્મય બની ગયાં, પછી સર્વે, ઇષ્ટશ્રીના અનન્ત ઉપકારોને ચિન્તવતાં, તેઓશ્રીને પ્રત્યક્ષ ન નિહાળતાં ખિન્ન હૃદયે વેરાયાં.

થોડા સમયમાં નિત્યકર્મથી પરવારી જ્યાં શ્રી ગુરુદેવનો મંગલ સ્નાનવિધિ થતો હતો ત્યાં સર્વ એકત્ર થયા. આ સ્થળે આસોપાલવથી આચ્છાદિત નાના મંડપમાં શ્રી ઇષ્ટપાદુકા તથા પ્રતિમાનું સ્થાપન કરી પુરુષસૂક્તના એકાદશ આવર્તનથી પાદુકાઉપર દુધના અભિષેકનો આરંભ થયો. મંત્રના શુદ્ધ ઉચ્ચારપૂર્વક તથા ભાવભરિત સ્વરથી બ્રાહ્મણ બન્ધુઓએ આ શ્રેયસ્કર વિધિના આરંભ કરતાં સર્વના અન્તરમાં પણ અત્યન્ત ભાવની જાગ્રતિ થઇ. આ ક્રિયા પૂર્ણ થતાં શ્રી ઉપેન્દ્રાય નમઃ ૐ—એ મંત્રની ધૂન કરતાં કરતાં પાદુકાને પૂજનના મુખ્ય સ્થાનમાં પધરાવી અને અન્ય કાર્યક્રમની શરૂઆત થઇ.

આ ઇષ્ટના સમાધિસ્થાનઉપર જે આકારનું (સ્મારક) મન્દિર રચવાનો નિર્ણય થયો છે તે આકારનો વિશાલ સુરમ્ય મંડપ રચવામાં આવ્યો હતો. છેલ્લા બે વર્ષથી આ સ્થળે જ શ્રી ઇષ્ટપૂજન થતું હતું અને હમેશને માટે આ સ્થળ જ રાખવાની ઇષ્ટશ્રીની ઇચ્છા હતી. કોઇ વિલક્ષણ સંકેતથી ત્યાં જ તેઓશ્રી પોઢ્યા તેથી આ સમયે પણ એ જ સ્થળ રાખવાનો નિર્ણય થયો.

પ્રતિવર્ષના નિયમ પ્રમાણે આ સ્થાને તેઓશ્રીની પ્રતિમા, તેની એક બાજુ પૂજ્ય શ્રી સુરેશ્વર ભગવાનનું આસન, તથા બીજી બાજુએ શ્રીમાન્ વિશ્વવંદ્યની પ્રતિમા સ્થાપવામાં આવ્યાં હતાં. ઇષ્ટપ્રતિમાથી થોડે દૂર મધ્યમાં પાદુકાનું સુશોભિત સ્થાન અને તેની આગળ નૂતન સદ્ગ્રન્થનું સ્થાન રચ્યું હતું. કલામય, રમ્ય અને શાન્ત વાતાવરણભરિત આ મંડપમાં પ્રવેશતાં જ અન્તર્ દિવ્યતાને ધારણ કરતું હોય એમ ઘણાખરાને ભાન થતું હતું, અને જાણે ઇષ્ટશ્રી અપ્રત્યક્ષ રહીને પણ આપણી સાથે જ છે, તેઓશ્રીના બળથી તથા અનુગ્રહથી સર્વ કંઇ ચાલી રહ્યું છે, એવું પણ ભાન શ્રદ્ધાન્વિત અન્તઃકરણોમાં પ્રતિક્ષણ થતું હતું. એટલું જ નહિ પણ ઇષ્ટશ્રીએ પોતાની કલા વગેરેનું જ્ઞાન અભિમુખ અન્તરમાં કેટલું ઉંડું ઉતાર્યું છે, તેનું દર્શન પણ આ સમયે થતાં તેઓશ્રીના મહિમામાં સર્વ લીન થયા હતા. ભાઇ ડાહ્યાભાઇએ આ પ્રસંગે ઇષ્ટશ્રીના સમય જેવી જ સુન્દર રચના મૂર્ત રૂપે કરી ઇષ્ટશ્રીએ આજપર્યન્ત લીધેલા શ્રમને ચરિતાર્થ કરી બતાવી તેઓશ્રીના સવિશેષ અનુગ્રહના પાત્ર થઇ રહ્યા.

પાદુકાસ્થાપનપછી થોડાં કીર્તનો ગવાયાં. પછી શ્રી **સદ્બોધ–મન્દારના** ઉદ્ઘાટનના કાર્યક્રમનો આરંભ થયો. શ્રી મણિભાઇ શેલતે સાહિત્યની દૃષ્ટિએ, આધ્યાત્મિક દૃષ્ટિએ, આરોગ્ય પ્રાપ્ત કરવાના વિચારની દૃષ્ટિએ આ ગ્રન્થની ઉપયોગિતા વિષે વિચારો દર્શાવ્યા. તેમાં–આ ગ્રન્થ પ્રકટ કરવામાં ભાઇ રંગાણુલાલે અત્યન્ત પરિશ્રમ લીધો છે, એ ભાઇ ચારિત્ર્યમન્દિરના પૂર્વના એક વિદ્યાર્થી અને ગામડાના એક બાલક છતાં તેનામાં સત્સંસ્કારનો ઉદય વિલક્ષણ રીતે થવા પામ્યો, ઇષ્ટશ્રીસમીપ રહીને કંઇ કંઇ શીખ્યા, તેઓશ્રી લેખ લખતા જાય અને આ ભાઇ પ્રેસમાં છપાવવા લઇ જાય–ઇત્યાદિ પ્રકારની સેવા કરતા, પરન્તુ આ ગ્રન્થ આ ઉત્સવના મંગલ દિને અવશ્ય પ્રકટ થાય એવી આતુર ઇચ્છાથી ભૂખ અને ઉજાગરા વેઠી સ્વપ્ને પણ નહિ ધારેલી એવી સાચી સેવા તેમણે કરી બતાવી છે; ઇષ્ટશ્રીનું જે છાયાચિત્ર ભાઇ માધવલાલે લીધેલું તેના ઉપર સુન્દર રંગો પૂરી અનુપમ દર્શન કરાવવામાં ભાઇ નરેન્દ્રે પણ ઘણો શ્રમ લીધો છે; પરમપૂજ્ય **દેવીશ્રીએ** આપણા ઉપર કૃપા કરી વિવિધ સ્થળેથી પત્રો મંગાવી તેની નકલો કરી વ્યવસ્થાપૂર્વક ગોઠવી આપી આ પુણ્ય ગ્રન્થનું દર્શન કરાવ્યું છે–વગેરે જણાવી વ્યાખ્યાનની સમાપ્તિ કરતાં જયઘોષના નાદથી બન્ધુ શ્રી છોટાલાલ ઓઝાએ ગ્રન્થઉપરનું આચ્છાદન દૂર કરી ગ્રન્થનું દર્શન કરાવ્યું. દર્શન થતાં જ સર્વ ઉભા થયા. પુણ્યાત્મા પૂજ્ય શ્રી કૈલાસિકરામભાઇએ, આ ગ્રન્થનિમિત્ત મંગલરૂપે રચેલા સુન્દર ભાવવાહી સ્તુત્યાત્મક શ્લોકો ભાઇ અંબાલાલ પંડ્યાએ સુન્દર ઉચ્ચ સ્વરે ગાયા અને અંતે ભગવાનશ્રીના અક્ષરદેહઉપર સર્વએ પુષ્પની વૃષ્ટિ કરી અને શ્રી ગુરુદેવના જયનાદથી મંડપને ગજાવી મૂક્યો. વૈદરાજ બન્ધુ અમૃતલાલે આ શ્રેયસ્કર ગ્રન્થ સંબંધમાં ભાવભર્યા હૃદયોદ્ગાર કાઢતાં ઇષ્ટશ્રીના અક્ષરદેહના સ્પર્શથી સત્વર પાવન થવાની સર્વને તાલાવેલી થઇ ગઇ, અને જોત જોતામાં ગ્રન્થોની નકલોથી ભરેલો મોટો થાળ ખાલી થઇ ગયો. મૂલ્યવાન્ સાચી વસ્તુનું કેટલું મૂલ્ય છે તે આ સમયે સ્પષ્ટ જણાયું.

ગ્રન્થદર્શનપછી પૂજનઆરતીનો વિધિ થયો. પછી પૂજ્ય શ્રી સંઘવીજીનું વ્યાખ્યાન થયું. શ્રી દુર્લભરામભાઇ તથા વિષ્ણુભાઇ મજમુદારે પ્રસંગાનુરૂપ વિવેચન કર્યું. ત્યાર પછી ‘ એવા શ્રી **મદુપેન્દ્રચનાથચરણે** અર્પું પ્રણામાઞ્જલિ' ની નિર્વૃત થયેલી પાદપૂર્તિના પોતે રચેલા છંદો અનેક બન્ધુ તથા બહેનોએ ગાઇને કૃપાલુ ગુરુદેવને પોતાની પ્રણામાઞ્જલિ–ભાવાઞ્જલિ અર્પણ કરી. ભાઇ હરિનારાયણે **શ્રીમદુપેન્દ્રાષ્ટકસ્તોત્રથી** પોતાની અઞ્જલિ અર્પી. સમાપ્તિએ પરમ પૂજ્ય **દેવીશ્રીનો** લેખ ભાઇ જયન્તીલાલે વાંચ્યો, જેથી નિરાશ બનેલા સાધકોમાં ઉત્સાહ પ્રકટ્યો, આશ્વાસન મળ્યું. છેવટે જયગાન કરતાં પ્રાતઃકાલના કાર્યની સમાપ્તિ કરી.

ભોજનનો સમય થતાં, સર્વએ પ્રસાદ લીધો અને અલ્પ કાળ વિશ્રાન્તિ લેવા પોતપોતાને સ્થાને ગયા.

બપોરે સાડા ત્રણ વાગે ઉપાસનાસ્થાન સમીપ સર્વ પુનઃ એકત્ર થયા. કેટલાક બન્ધુઓ તથા બહેનોએ શ્રી ગુરુદેવના પોતે અનુભવેલા પ્રસંગો વાંચી સંભળાવ્યા. તેઓશ્રીની દૈવી શક્તિ, વાત્સલ્ય ભાવ, સિદ્ધ વાણી વગેરે સંબંધી પ્રસંગો સાંભળતાં સર્વને અધિક આનન્દ થયો હતો.

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

અથવા

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યાદેશ:
"જીવન ઘડો"

વર્ષ: ૪ અંક: ૨૭
સં૦ ૧૯૯૪, માર્ગશીર્ષ શુદ ૨
શનિવાર
તા૦ ૪ : ૧૨ : ૧૯૩૭

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**
વિદ્યાર્થીને અવશ્ય મૂકવા યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
મદદ કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થળ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બારોટની ગલીમાં-વડોદરામાં ઉપાધ્યાય લાલભાઈ પરષો, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ અ. ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વબંધુ-ઠકાર, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૪ : ૧૨ : ૧૯૩૭

॥ ૐ શ્રી ॥

## એક

એક શબ્દ : ૐ.
એક ભાવના : સર્વ કોઇ સુખી રહો.
એક વિચાર : હું સર્વોત્તમ કેવી રીતે થાઉં ?
એક ક્રિયા : પોતાના તરફ દૃષ્ટિ.
એક અવસ્થા : પૂર્ણ પ્રશાન્તિ.
એક સિદ્ધિ : સર્વ પ્રકારની અનિચ્છા.
એક બ્રહ્મ : કશાથી પાછા ન હઠવું.
એક આશ્વાસન : પરમાત્મા મારા છે.
એક મિત્ર : જેનાથી કંઇ જ છૂપું નથી.
એક નિશ્ચય : પ્રભુ મારું હિત જ કરે છે.
એક હૃદય : જેમાં કદી વિકલતા નથી.
એક વૃત્તિ : પરમ ઉત્સાહમય.
એક પ્રેમ : જે કશા બદલાને ઇચ્છતો નથી.
એક ભક્તિ : જેમાં કશું જ ખોટું જણાતું નથી.
એક વિદ્યાર્થી : પોતાની ભૂલ શોધનાર.
એક શિક્ષક : જે હૃદયમાં વિદ્યાર્થીને પેસાડે.
એક સ્તુતિ : કશું બોલવું ન સુઝાડે.
એક શક્તિ : ક્ષમા.
એક જ્ઞાન : હું કાંઇ જ નથી
એક અનુભવ : હું સર્વ કાંઇ છું.
એક નિત્ય કર્મ : કોઇની પણ સેવા કરવી.
એક મર્યાદા : નિન્દા ન કરવી.
એક વાક્ય : દરી ઈશ્વર નથી.

શ્રી ગુરુદેવ.

# श्री योगसार.

( અનુસન્ધાન અંક ૨૪ ના પૃષ્ઠ ૧૯૨ થી. )

આ આન્દોલનો સર્વત્ર આમ પ્રસરતાં હોવાથી તે ઇન્દ્રિયોને અથડાય છે. ચિત્તસત્ત્વ જાતે સૂક્ષ્મ છે છતાં વ્યુત્થાન દશામાં એનો દ્રવ આખા શરીરમાં વ્યાપી રહેલો હોય છે, એટલે કે એનો સૂક્ષ્મ રસ ઇન્દ્રિયગોલકસુધી વ્યાપી રહેલો હોય છે પદાર્થોના આન્દોલનોદ્વારા ઇન્દ્રિયમાં ક્ષોભ થાય છે, અને એ ક્ષોભ ચિત્તસત્ત્વના દ્રવમાં અનુરૂપ ક્ષોભ ઉપજાવે છે. એ ક્ષોભ થતાં ચિત્તસત્ત્વમાંથી વૃત્તિરૂપ પરિણામ ઉપજે છે એ વૃત્તિ ઇન્દ્રિયગોલકદ્વારા ઉપરામ પામી, ઇન્દ્રિયના ગુણધર્મથી અસર પામી એ ગોલકદ્વારા બહાર નીકળે છે અને તે આન્દોલનો જ્યાંથી ઉપજે છે, તે પદાર્થપ્રતિ એ ક્ષોભના બળે પહોંચે છે અને ત્યાં તે પદાર્થાકાર પરિણામને પામે છે. જેમ બીબામાં રેડેલો લોઢઆદિનો રસ તે તે બીબાના આકાર જેવો થઇ રહે છે, તેમ આ વૃત્તિ પણ તે તે વિષયાકાર થઇ રહે છે આ સઘળી ક્રિયા થતાં સામાન્ય મનુષ્ય ધારશે કે ઘણો સમય જતો હશે પણ તેમ નથી. એ ક્રિયાને શબ્દમાં બોલતાં જેટલા ક્ષણ જાય છે તે કરતાં એ ક્રિયાને થતાં ઘણા જ ઓછા ક્ષણો જાય છે આમ અતિ ત્વરાથી થતી આ ક્રિયાવડે વિષયાકાર વૃત્તિ થઇ રહે છે, વિષય વૃત્તિમાં આરૂઢ થઇ જાય છે એટલે એ વૃત્તિને પુરુષ પોતાના પ્રતિબિંબદ્વારા ભાસ્ય કરે છે અર્થાત્ એ વૃત્તિનું સ્વરૂપ જણાય છે, અને એ સ્વરૂપ જણાતાં એ વૃત્તિનો આકાર જણાય છે અને એ આકાર વૃત્તિમાં વિષયદ્વારા જ આવેલો છે તેથી અને તે વિષયનું સ્વરૂપ સ્ફુટ થાય છે તેથી વિષયો ચિત્તસત્ત્વની વૃત્તિદ્વારા જ પુરુષના દૃશ્ય થાય છે અને ચિત્તવૃત્તિઓ સાક્ષાત્ દૃશ્ય થાય છે. ઉપર વિષયોનાં આન્દોલનો સર્વત્ર પ્રસરતા રહે છે એમ કહ્યું તેમાં કોઇને શંકા થાય કે જ્યારે આમ છે ત્યારે પ્રતિક્ષણે વિવિધ આન્દોલનો ચિત્તસત્ત્વમાં અથડાવા જોઇએ અને તેથી ચિત્તસત્ત્વમાં વિવિધ વૃત્તિઓ થવી જોઇએ, અને વળી સર્વ ચિત્તોને તે તે આન્દોલનનો ક્ષોભ થવાથી તે તે વિષયનું જ્ઞાન થવું જોઇએ. પણ આ શંકા યોગ્ય નથી. કારણ કે આન્દોલનો સર્વ પુરુષના ચિત્તસત્ત્વને અથડાય છે પણ તે સર્વના ઉપર સરખી અસર કરતાં નથી. સાધારણ પવનનો ક્ષોભ થતાં સુકુમાર વનસ્પતિ વળી જાય છે અને કેટલાક છોડવા ભાંગી જાય છે વા ઉખડી જાય છે પણ તે જ પવનનો ક્ષોભ મોટા વૃક્ષને કંઇ અસર કરી શકતો નથી. માત્ર તેનાં તો પત્ર જ હલે છે અને તેનાં થડ તથા મૂલ એમનાં એમ જ રહે છે. અને વળી જે પાષાણમય પર્વત છે તેમાં તો કોઇ પણ ગતિ આ પવનના ક્ષોભથી પ્રતીત થતી નથી તે પ્રમાણે જે સ્થૂલ આન્દોલનો છે તે વ્યુત્થાન દશાને સેવનાર ચિત્તમાં ક્ષોભ કરે છે પણ જે સૂક્ષ્મ આન્દોલનો છે તેનું તો અતિ સૂક્ષ્મતાને પામેલાં ચિત્તો જ ગ્રહણ કરી શકે છે જે સ્થૂલ ચિત્તો હોય છે, જેનામાં સૂક્ષ્માર્થને ગ્રહણ કરવાનું બલ આવ્યું નથી તે એ સૂક્ષ્મ આન્દોલનોને ગ્રહણ કરી શકતાં નથી અર્થાત્ તેમાં એ સૂક્ષ્મ આન્દોલનો અથડાય છે ખરાં પણ તેથી એ ચિત્તમાંથી વૃત્તિ પ્રકટતી નથી તેથી બાહ્ય વિષયોનાં આન્દોલનો સર્વ ચિત્તને સરખી અસર

કરતાં નથી અને તેને લીધે એક વિષયનું જ્ઞાન એ જ આન્દોલનોદ્વારા એક ચિત્તને થાય છે અને ઇતર ચિત્તને થતું નથી. વળી ચિત્તનો એવો સ્વભાવ છે કે જ્યારે તેમાંથી એક વૃત્તિ નીકળે છે ત્યારે તે ચિત્ત સર્વાત્મના તેના પ્રતિ વળેલું રહે છે અને તેથી તે સમયે એનું બીજા વિષયપ્રતિ અનવધાન રહેવાથી બીજા વિષયને તે જાણી શકતું નથી. માર્ગમાં જતાં ઘણાંએ ગૃહો આવે છે, તે સર્વ ગૃહોનાં આન્દોલનો ચિત્તસત્ત્વના દ્વારે અથડાય છે પણ આપણે કોઈ વિચારમાં લીન થયા હોઈએ છીએ તો તે સમયે આપણે આપણા પોતાના યત્નથી ચિત્તને સર્વાત્મના–સર્વ રીતે તે વિચારમાં વ્યાપૃત કરી દીધેલું છે તેથી તે આન્દોલનોના ક્ષોભને એને વશ થવા દેતા નથી. તાત્પર્ય કે ચિત્તની આ કારણથી બે વૃત્તિ એક સાથે નીકળતી નથી અને તેથી એક સમયે બે વૃત્તિ નહિ હોવાથી બે જ્ઞાન આપણને થતાં નથી. જે પુરુષોનાં ચિત્તસત્ત્વ સૂક્ષ્માર્થને ગ્રહણ કરવા સમર્થ થયાં હોય છે તેમનું ગ્રહણસામર્થ્ય વધવાથી તે અધિક વેગથી પદાર્થોને ગ્રહણ કરી શકે છે તેથી શતાવધાનીની માફક તેમને યુગપત્ જ્ઞાન થતું હોય તેવું ભાન ઇતરને થાય છે. પણ ત્યાં પણ ક્રમિક જ્ઞાન જ હોય છે, પણ તે અતિ ત્વરાથી થાય છે તેથી ક્રમનું ભાન ઇતરને જતું રહે છે. તેથી ઉપરની બંને શંકા ઉચિત નથી એ સિદ્ધ થાય છે. માટે બાહ્ય વિષયોને જાણવા ચિત્તને અર્થાકાર થવું પડે છે, ચિત્તની વૃત્તિ અર્થાકારા થઇ રહે ત્યારે જ તે વિષયનું જ્ઞાન થઇ શકે છે અને પુરુષેના સાક્ષાત્ દૃશ્ય તે આ વૃત્તિ છે અને બાહ્ય વિષય નથી એ સિદ્ધાન્તમાં અનુપપત્તિ નથી. જેમ ચિત્તસત્ત્વને વિષયના જ્ઞાનમાટે વિષયાકાર થવું પડે છે તે પ્રમાણે પુરુષને વૃત્ત્યાકાર થવું પડતું નથી, પુરુષનો વૃત્ત્યાકાર પરિણામ થતો નથી પણ વૃત્તિનો ઉદય થતાં પુરુષ તેના સારૂપ્યને વૃત્તિના સ્વભાવથી જ પામેલો રહે છે તેથી એ વૃત્તિનું સદા જ્ઞાન થઇ રહે છે. વૃત્તિ ઉઠી છતાં તેનું જ્ઞાન થયું નહિ એમ બનતું જ નથી. આમ હોવાથી પોતાની વૃત્તિમાટે કોઇને સંશય થતો નથી. અમુક સ્થાણુ છે કે પુરુષ છે એમ બાહ્ય વિષયના સંબંધમાં સંશય થાય છે પણ હું સુખી છું કે દુઃખી છું, મને આ ક્ષણે અમુકનું જ્ઞાન છે કે અજ્ઞાન છે ઇત્યાદિ વિષયમાં સંશય કોઇ દિવસ થતો નથી. આ એ જ બતાવે છે કે વૃત્તિઓ ઉદય થતાં તરત જ જ્ઞાત થઇ જાય છે. જો જ્ઞાત નહિ થતી હોય તો કદાપિ પણ સંશય થવાનો સંભવ આવે. પણ એ સંભવ આવતો જ નથી. તેથી એ એમ સૂચવે છે કે વૃત્તિઓ સદા જ્ઞાત થાય છે, આથી ઉલટું વિષયો કોઇ વાર જ્ઞાત છે અને કોઇ વાર અજ્ઞાત રહે છે. જે વિષયાકાર વૃત્તિ થાય છે તે વિષય જ્ઞાત થાય છે અને જે વિષયાકાર વૃત્તિ થઇ શકતી નથી તે વિષય અજ્ઞાત રહે છે. તેથી જ્યારે ચિત્તના વિષયોરૂપ બાહ્ય પદાર્થ જ્ઞાત અને અજ્ઞાત હોય છે ત્યારે પુરુષના વિષયરૂપ વૃત્તિ સદા જ્ઞાત જ હોય છે. આનું કારણ એ છે કે ચિત્તનો વિષયાકાર પરિણામ થવો જોઇએ અને પુરુષ અપરિણામી હોવાથી એને પરિણામ પામવાનું રહેતું નથી. આમ હોવાથી જ અમુક સ્થળે અમુક પદાર્થ નથી એ આપણે નિશ્ચય કરી શકીએ છીએ. એક ઓરડામાં ગયા અને ત્યાં એક છબીને માટે આપણે તપાસ કરી છતાં તે છબી આપણને ન દેખાય પણ માત્ર ભીંત અને જમીનરમેર જ

જણાય તો આપણે નિશ્ચય કરી કહીએ છીએ કે આ ઓરડામાં અમુક છબી નથી. કેમકે જો છબી હોય તો તે આપણા દૃશ્યરૂપ થઇ શકે એવો વિષય છે, આપણી ચક્ષુરિન્દ્રિય બરાબર છે એટલે એ પ્રતિમાકાર આપણી વૃત્તિ થઇ શકે છે, અને વૃત્તિ પ્રતિમાકાર થઇ એટલે તે તરત પુરુષથી ભાસ્ય થઇ જાય છે. જો પુરુષથી વૃત્તિ કોઇ વાર ભાસ્ય થતી હોય અને કોઇ વાર નહિ થતી હોય તો ઓરડામાં પ્રતિમા છે, આપણી વૃત્તિ તદાકારા થઇ છે છતાં તે પુરુષથી ભાસ્ય નહિ થવાથી આપણને તેનું જ્ઞાન ન થતું હોય એમ પણ બને તો તે સંભવ છે તેથી આપણને સંશય માત્ર થશે જોઇએ કે આ ઓરડામાં પ્રતિમા હોવ કે નહિ હોય પણ આ ઓરડામાં પ્રતિમા નથી જ એવો નિશ્ચય કદાપિ પણ થઇ શકે નહિ. પણ વસ્તુત એ નિશ્ચય થાય છે. તેથી તે પણ એ જ સિદ્ધ કરે છે કે વૃત્તિઓ સદા જ્ઞાત જ હોય છે. (અપૂર્ણ.)

---

# श्री उपेन्द्राय नमः ॐ विजयंकर विश्वंभर जय जय.

## (સાયં-પ્રાર્થના.)

ભગવન્ ! આજ આપનો જન્મમહોત્સવ. આજે આપે શ્રી નૃસિંહભગવાનનો સંકેત પૂર્ણ કરવા ભૂતલે અવતાર ધારણ કર્યો. આજે આપે પ્રકૃતિનો આશ્રય લઇ વિગ્રહને સ્વીકાર્યું. આજે આપે પંચ તત્ત્વોને પાવન કર્યા. આજે આપે શ્રી ઉપેન્દ્રનામ ધારણ કર્યું. અનામી, અરૂપ એવા પરમ તત્ત્વસ્વરૂપ આપ પ્રભુ અમારાં હૃદયાકર્ષક, નયનાકર્ષક સ્વરૂપધારી થઇ જગતમાં પ્રકટ થયા.

આજનો પુણ્યપ્રદ પરમ મંગલકારી દિવસ કે જે કાલે આપ જે વાસ્તવે નિર્વિકારી છો તેમણે ષડ્‌વિકારોને સ્વીકારી તનુધારીરૂપે વિરાજમાન્ થઇ સાધકોના એપની સ્પૃહા ધરી. નિત્ય શાન્ત, નિષ્ક્રિય આપના સ્વરૂપાનન્દમાંથી ઉત્થાન પામી અમારે અર્થે સક્રિય સ્વરૂપે અમારાં ચક્ષુસમીપ શોભ્યા.

આજ એ જ મહોત્સવ કે જ્યારે અમારા આ જીવનના આર સુકાની બન્યા. આજ એ જ સર્વોત્તમ દિવસ કે આપના પાદુર્ભાવે અખંડ સ્વરૂપમસ્ત, જ્ઞાનારૂઢ, નિઃસ્પૃહ, નિષ્કામી શ્રી ભગવાન્ બાપજીશ્રીને પણ આપના અન્તરણે પ્રેમવિવશ બનાવ્યા, આપનાપ્રતિ તેઓશ્રીએ હૃદયનો પક્ષપાત પ્રતીત કરાવ્યો, આપની વૃત્તિ કોઇ પણ રીતથી ન દુભાય એવી કાળજી રાખી અને સર્વ પાસે રખાવી. વાસ્તવ દૃષ્ટિથી આપ અને શ્રી બાપજીશ્રી એક હોવા છતાં આ પ્રકારની લીલા જગતને બતાવવામાં આપ નિમિત્તરૂપ બન્યા. આપનો પ્રાદુર્ભાવ સર્વ જાણનાર પ્રભુએ મહા આનન્દરૂપ જાણ્યો. અહો ! શો આપનો સ્વરૂપમહિમા, અને શી બાપજીશ્રીની અકલિત લીલા !

ભગવન્ ! કેવો આજનો ગૂઢ સંકેત જણાવતો દિવસ ! એ તો અમારા ભાગ્યભાનુનો ઉદયકાલ. અમારી શુષ્ક જીવનવાટિકામાં ચેતનરસ ભરનાર આજનો દિવસ, જે મૃતસમા અમારાં જીવનને સજીવન કરનાર.

અમે મહદાશ્રયી છીએ તે નિહાળવાને આજનો પરમ માંગલ્યરૂપ દિવસ. આપના લીલા-વિગ્રહનું પ્રકટવું તે અમારા જીવનકલહ શમાવવા. આપનું શોભન દર્શન, અમારી દૃષ્ટિથી જગત્-દર્શન ભૂલાવવા. આપની વાણીનો વ્યાપાર, અમારી સર્વ વાણી શમાવવા. આપનું અમારા પ્રતિનું જોવાપણું, અમારા ત્રિવિધ તાપ શમાવી અમને સાક્ષીપદે સ્થાપવા. આપના અનેકવિધ વ્યાપારો, અમને મન, બુદ્ધિઆદિ કરણોથી નિર્વ્યાપાર કરવા અર્થે.

પરમાત્મન્ ! આપનું પ્રકટીકરણ અમને શૂન્ય શિખરે સ્થિર કરવા. આપનાં નેત્રનું ત્રાટક આપમાં અમને અને અમારામાં આપનું સ્વરૂપ સ્થપાવા અર્થે.

હે ભક્તવત્સલ ! આપ કૃપાસિન્ધુનું ઉછળતું અમારા જીવત્વબિન્દુની આપશ્રીથી એકતા થવા અર્થે.

આપનો અમારા પ્રતિનો પ્રબલ પ્રેમ અમારી જગદાસક્તિ ટાળવા અર્થે. આપના સંકલ્પો અમને નિઃસંકલ્પ કરી સ્વસ્વરૂપ કરવા અર્થે, આપની બહિર્મુખતા અમને અન્તર્મુખ કરવા અર્થે.

હે અનન્તાનન્ત ! અનન્તમાં વસેલા આપ આજે અમારે માટે, અમારાં ચક્ષુને પાવન કરવા અમારી નિકટ પ્રકટ થયા.

આપ પૂર્ણાત્પૂર્ણ, અપૂર્ણને પૂર્ણ કરવા સ્વસ્વરૂપમાંથી ઉત્થાન પામ્યા એ જ આજનો મહિમાવન્તો દિવસ. એ જ અમારું સુભાગ્ય.

આપનું સ્વરૂપ અગમ્ય, આપનાં કાર્યો અગમ્ય, આપના મર્મો અગમ્ય, આપનો વિનોદ અગમ્ય, આપનો બોધ અગમ્ય.

આપે અમારા માટે જન્મ સ્વીકાર્યો, પતિતોદ્ધારક બન્યા, પાપીમાં પવિત્રતા આણી, પથ્થરજેવાં હૃદયોમાં પ્રાણ પ્રસાર્યા. આ શું આપની અગમ્ય કૃતિ નથી ?

દેવ ! આજે આપ સ્વરૂપથી જાગ્યા, અમને જગાવવા. દેવ ! આજે આપને વાસના ઉદ્‌ભવી, અમારી જીવત્વવાસના વિદારવાની. દેવ ! આજે આપે પરિત્યજ્યો સ્વરૂપસંયોગ, અમારા કલ્યાણ અર્થે અમારાથી સાધ્યો સહયોગ. શું શું આપની લીલા ગાવી !

આપ પૂર્ણતમ સામર્થ્યાધિપતિ, અમારે કાજે આદરી પુરુષાર્થ કૃતિ. અમને તૃપ્તિ અર્પી ક્ષુધા સ્વીકારી. સાધકોના કલ્યાણની આપને તીવ્ર ક્ષુધા જ હતી. આપે અમારે માટે સર્વ કાંઈ કર્યું. અમારા જેવા મન્દાધિકારીને આપે નિભાવ્યા. નિભાવ્યા એટલું જ નહિ, અમને સ્વજન ગણ્યા. અમારા પ્રતિ પક્ષપાત દર્શાવ્યો. શું આપનું ઉછળતું કુમળકાળજું વાત્સલ્ય ! હે વિશ્વંભર ! શરણાગતોને પાળ્યા, પોષ્યા, રક્ષ્યા. રક્ષો છો તેમ રક્ષજો. હે હૃદયાધાર ! સ્વરૂપસંગ ત્યજી અમારા સંગી બન્યા-સંગી રહ્યા. જીવનના અવધિપર્યન્ત સંગી રહેજો.

અમારે માગવાપણું શું હોય ! આપ અમારા અન્તર્યામી છો, માગતાં પહેલાં જ આપી દો છો, જેથી અમે મન્દમતિ અન્ય કાંઈ ન માગતાં એ જ યાચના કરીએ છીએઃ

" પણ કદીએ નવ સંબંધ છૂટશો, તારો અને એક મારો, હું એક પ્રતિકૂલ ન હો. " એ જ આજના પરમ પુણ્યપ્રદ મહોત્સવના સમયની યાચના છે.

પ્રભો ! પુનઃ પુનઃ આપના ચરણકમલમાં વન્દન કરી આપના જયઘોષો ગજાવીએ છીએ.

પ્ર૦ બહેન.

# सत्संगतिः किं न करोति पुंसाम्.

અધ્યાત્મકવિકાસના અનેક સાધનોમાં સત્સંગ એ પણ એક સાધનરૂપ છે. સત્સંગનો મહિમા પૂર્વ કાલથી શાસ્ત્રમાં ગવાયો છે. સત્સંગતિ ક્રમે ક્રમે મનુષ્યના હૃદયમાં ઉચ્ચ સંસ્કાર સ્થાપે છે; અલ્પ પ્રયત્ને ધારેલું કાર્ય સિદ્ધ કરે છે. સત્સમાગમની ઇચ્છા પુણ્યવાન્ અન્તરમાં જાગે છે માટી ઇચ્છાનો ઉદ્ભવ થતાં તેને કોઇ સત્પુરુષ મળે છે. તેના દ્વારા પોતાનો જીવનવિકાસ કરે છે. કોઇ પુણ્યના યોગે પ્રાચીન સમયમાં ધર્મપુર નગરની પ્રજા શુભ સંસ્કારી–ધર્મભાવનાવાળી હતી; કારણ એ નગરનો નૃપતિ ભક્તિમાન્ અને સત્સસ્કારી હતો. વારંવાર નિરભિમાનપણે સત્પુરુષની સેવા તથા સમાગમ કરતો. પોતાના નગરમાં કોઇ મહાત્મા આવ્યા છે કે કેમ તેની તપાસ કરાવતો હતો. એક સમયે સર્વ શાસ્ત્રમાં નિષ્ણાત, ઉચ્ચ કોટિના મહાત્મા ત્યાં આવી ચઢયા. તેમના આવાગમનની ખબર પડતાં નગરની સંસ્કારી પ્રજાએ એ પુરુષનો સારી રીતે સત્કાર કર્યો, અને તેમના સમાગમનો લાભ લેવા માંડયો. અલ્પ સમયમાં આ સત્પુરુષની કીર્તિ, પુષ્પની સુવાસ જેમ ચારે તરફ પ્રસરે તેમ પ્રસરી ગઇ. ધીમે ધીમે આ વાતની રાજાને જાણ થતા એ સત્પુરુષને પોતાના મહેલમાં પધારવા પ્રાર્થના નિવેદન કરી. સત્પુરુષે રાજાનો ભાવ જોઇ પ્રાર્થના સ્વીકારી. નિર્ણીત કરેલા દિવસે સત્પુરુષને યોગ્ય સન્માનપૂર્વક રાજ્યમહેલમાં પધરાવ્યા, પૂજન અર્ચન કરી મૂલ્યવાન્ વસ્તુઓ તેમને તથા તેમની સાથેની મંડલિને અર્પણ કરી. પછી મહેલના વિવિધ ભાગો બતાવતાં કાચના બનાવેલા એક ખંડમાં આવ્યા.

નૃપતિને પશુ પક્ષી પાળવાનો ઘણો શોખ હતો, તેથી જાત જાતના પોપટ, મયૂર, હરિણ, કુતરા વગેરે પાળતો. આ કાચના ખંડમાં રાજા એક પાળેલા કુતરાને પૂરતો, કુતરો કાચમાં જ્યાં ત્યાં પોતાની પ્રતિમા–પડછાયો–જોઇ તેને કોઇ અન્ય શ્વાન સમજી ભસવા માંડતો. ચારે બાજુએ જ્યાં જુએ ત્યાં કુતરાને જોઇને અન્ય કુતરો હશે એમ ધારી ખૂબ જોરથી ભસવા માંડે, રાજા આ દશ્ય જોઇ આનન્દ પામે, અને જે કોઇ પોતાને મળવા આવે તેને આ દશ્ય બતાવે કુતરો ભસી ભસીને થાકી જાય ત્યારે બહાર કાઢે.

આ મહાત્માની મંડલિસાથે એક સુન્દર પાળેલી કુતરી હતી. તીર્થાટન કરતાં માર્ગમાં એક નાના બચ્ચારૂપે તે મળી આવી હતી. તેનો દેખાવ તથા સ્વભાવ આકર્ષક હોવાથી સાધુઓની તે કૃપાપાત્ર બની. આ કુતરી આ સમયે સાથે હતી, તેને કાચના ખંડમાં પૂરીને આનન્દ લેવાની રાજાને ઇચ્છા થઇ. મહાપુરુષને વિજ્ઞપ્તિ કરી. આજ્ઞા મળતાં આ કુતરીને ખંડમાં પૂરી દ્વાર બંધ કરી સર્વ બહાર બેઠા.

કુતરી તો રાજી થઇ આમ તેમ ફરે. આનન્દથી પુંછડી પટપટાવે થોડો સમય ફરીને નિરાંતે ત્યાં મધ્યમાં બેઠી. આ જોઇને રાજાને ઘણું આશ્ચર્ય થયું, અને એમ લાગ્યું કે આ કોઇ અન્ય જાતનું પ્રાણી હશે. શ્વાન હોય તો ભસ્યા વિના કેમ રહે ! શું જાતિસ્વભાવ કોઇ દિવસ પણ જાય ખરો ? તેણે સત્પુરુષને કહ્યું " મહારાજ ! આ પ્રાણી શ્વાન છે કે કેમ ? મેં અનેક શ્વાનોને આ સ્થલે

પૂર્યા છે, પરન્તુ એક પણ શ્વાન ભસ્યા વિના રહ્યો નથી. અન્ય શ્વાનને જોતાં ઘુરકવું એ તો એનો સ્વભાવ જ છે. અને આ તો આશ્ચર્ય કહેવાય. આ શ્વાન નહિ હોય. મહાત્માએ કહ્યું કે આપ બરાબર તપાસો અને સંદેહ દૂર કરો. સર્વેએ પુનઃ નિરીક્ષણ કર્યું, અને આ શ્વાન જ છે એમ નિશ્ચય થયો. શ્વાન છતાં જાતિસ્વભાવ કેમ જાગ્રત ન થયો તેનું કારણ સમજાવવા રાજાએ મહાત્માને વિજ્ઞપ્તિ કરી.

મહાત્માએ કહ્યું: "હે નરેન્દ્ર! એ તો સત્સંગકા પ્રતાપ હય. બારા વર્ષસે સંતનકે સંગમે એ ફિરતી હય. સંત લોક તિલક લગાતે હય ઉસ સમય ઉસકી સામને દર્પણ રખકે વિનોદમેં ઉસકો ભી તિલક લગાતે હય. બહોત દિનકા અભ્યાસસે એ ભી જાનતી હય કે દર્પણમેં દેખાતા મુખ મેરા મુખકી પ્રતિમા જ હય. ઉસ લીએ એ ભસતી નહિ હય. સત્સંગકા પ્રભાવ ઔર હય. સત્સંગ જૈસા કોઇ સાધન નહિ હય." આ વાર્તા શ્રવણ કરતાં સત્સંગનું માહાત્મ્ય કેવું અદ્ભુત છે તે સર્વના ધ્યાનમાં આવ્યું. એ દિવસથી જ રાજાએ તથા તેમની સાથેના જનોએ કોઇ પણ સત્પુરુષનો સમાગમ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

આ વાર્તા નાની છતાં કેવી સુન્દર તથા બોધપ્રદ છે! સત્સમાગમ માનવ વિકાસમાં અત્યન્ત ઉપયોગી સાધન છે તેની લક્ષણા કરાવે છે. સત્સંગ પૂજ્ય પદે સ્થાપે છે. હનુમાન્, નન્દી, શંખ તેના દૃષ્ટાન્તરૂપ છે. રાજાની છાપ પડતાં કાગળનો કકડો મૂલ્યવાન (નોટ) બને છે. એક પ્રસંગે એક ફકીરે કુરાનઉપર ધૂળ પડેલી જોઇ. તેણે કહ્યું: "હે ધૂલિ! એ પવિત્ર કુરાન શરીફપર તું કહાંસે બેઠ ગઇ?" ધૂળ કહે: 'સંગકા પ્રતાપસેં. ગુલપર મેં થી. એ ગુલકો કોઇ ભક્તને કુરાનપર ચઢાયા તો સાથ મેં ભી આ ગઇ. એ મેરી તાકાત નહિ, એ તો સત્સંગકા પ્રતાપ'.

મનુષ્યો ગમે તેટલા જપ તપ કરે પણ સત્સમાગમ શિવાય તેનો યથાર્થ લાભ સત્વર મળતો નથી. તેથી અધિકારી જનો વારંવાર સત્પુરુષ–સદ્‌ગુરુનો સમાગમ કરે છે. દૂર રહેવાનું હોય તો વૃત્તિદ્વારા તેમનું સ્મરણ ચિન્તન કરી તે પ્રતિ લક્ષણા બાંધીને પણ સમાગમનો લાભ પ્રાપ્ત કરી શકાય છે. (જુઓ શ્રી સદ્‌બોધપારિજાતક, પત્ર ૧૦૦). પરમ પૂજ્ય બાપજીશ્રીએ સત્સમાગમને ઉત્તમ સાધન તરીકે દર્શાવ્યું છે.

ઉન્નતિની ગતિ વધારવાને મનને અખંડ સાવધાન રાખવાની અત્યન્ત આવશ્યકતા છે. જપાદિ સત્ક્રિયાના સમય પછી મનની અસાવધાનતા સાધનના સંપૂર્ણ ફળને પ્રકટાવતી નથી. અખંડ રસપૂર્વક મન જેનું ચિન્તન કરે છે તેના બળવાન્ સંસ્કાર પડે છે, તેથી સદ્વિચારમાં મનને રમાડવાની જરૂર છે. સદ્વિચારો એ પણ એક પ્રકારનો સત્સંગ છે. સત્પુરુષના અભાવે તેમના અક્ષરદેહનો અને સદ્વિચારોનો સંગ થતાં તે પણ શુભ સંસ્કારને જાગ્રત રાખે છે. મનની ઉંચી સ્થિતિ પ્રાપ્ત થતાં ધ્યાનદ્વારા સદ્‌ગુરુનો સંગ કરી સાધક ઇપ્સિતાર્થની સિદ્ધિ કરી શકે છે. જેવો સંગ તે પ્રમાણે જીવન ઘડાય છે. આ વાર્તાનું પણ એ જ તાત્પર્ય છે. માટે પુનઃ પુનઃ રસપૂર્વક અભિમુખતાથી ઉંચો ને ઉંચો સમાગમ કરવો. સત્પુરુષ પણ એ જ કહે છે કે:

'જે જેનું ચિન્તન કરે, તે તેમય થઇ જાય,
પ્રભુ ચિન્તી પ્રભુમય થવું, કીટભ્રમરને ન્યાય.'

મ. ચ. દીક્ષિત.

## શ્રી उपेन्द्रजयन्तीमहोत्सवनुं સાહિત્ય-(સં० ૧૯૯૨)

( उत्तीर्ण लेखो. )

### બાલ બાલિકાઓ માટે—'શું શાથી જીતીશ ?'

[ લેખક : જાની ગોવિન્દલાલ નર્મદાશંકર. ]

ઔષધવડે વ્યાધિને જીતીશ
શસ્ત્રવડે રિપુને જીતીશ
પ્રેમવડે જગતને જીતીશ.
સેવાવડે સત્પુરુષને જીતીશ.
સંયમવડે મનને જીતીશ.
ભક્તિવડે પ્રભુને જીતીશ.
આત્મબલવડે પ્રતિકૂલતાને જીતીશ.
પ્રસન્નતાવડે ઉદ્વેગને જીતીશ.
સત્યવડે તપને જીતીશ.
સંતોષવડે લોભને જીતીશ.
વૈરાગ્યવડે મોહને જીતીશ
મનોનિગ્રહવડે કામને જીતીશ.
વિનયવડે મદને જીતીશ.
જ્ઞાનવડે અવિદ્યાને જીતીશ.
વાણીના સંયમવડે નિન્દાને જીતીશ.
વિવેકવડે સમાજને જીતીશ.
ઇષ્ટાનુગ્રહવડે વૃત્તિવિકલતાને જીતીશ.
શાન્તિથી ક્રોધ જીતીશ.
આનન્દથી ક્લેશ જીતીશ.
ધૈર્યથી કષ્ટ જીતીશ

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
"જીવન ઘડો"

વર્ષ: ૪ અંક: ૩૭
સં૦ ૧૯૯૪, માર્ગશીર્ષ કૃષ્ણ ૮
શનિવાર
તા૦ ૨૫ : ૧૨ : ૧૯૩૭

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.
સ્થળ : વડોદરા.

આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, આર્ટ્સ કોલેજની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ ભ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશક
શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૫ : ૧૨ : ૧૯૩૭

॥ ॐ श्री ॥

## मनुष्य एटले ?

શું હું મનુષ્ય છું? જો હું મનુષ્ય જ હોઉં તો મારે સ્વચ્છ બનવું જ જોઈએ. પદાર્થોનો જો હું સ્વામી હોઉં તો મારે તે વ્યવસ્થિત રાખવા જ જોઈએ. શરીર જો મારું હોય તો મારે તે શુદ્ધ અને પવિત્ર રાખવું જ જોઈએ. માનવબુદ્ધિ ઉત્તમ થઈ શકે? તો મારે તે ઉત્તમ કરવી જ જોઈએ. મારે વિદ્યાર્થીમાંથી વિદ્યાવાન્ બનવું જ જોઈએ. જો હું મનુષ્ય હોઉં તો મન મારું, નહિ કે હું મનનો. મારામાં આત્મા છે? મારે તે જોવો જ જોઈએ.

મનુષ્ય એટલે ખાનાર જ નહિ; ખવડાવનાર પણ. મનુષ્ય એટલે નિર્ભય જ નહિ; નિર્ભય કરનાર પણ. મનુષ્ય એટલે પામનાર જ નહિ; આપનાર પણ. મનુષ્ય એટલે સેવા કરાવનાર જ નહિ; કરનાર પણ. મનુષ્ય એટલે સુખનો ભોગવનાર જ નહિ; હસતાં રુદન કરનાર પણ. મનુષ્ય એટલે જીવનાર જ નહિ; જીવાડનાર પણ. મનુષ્ય એટલે સ્થિર થનાર જ નહિ; સ્થિર કરનાર પણ. મનુષ્ય એટલે ક્રોધ કરી જાણનાર જ નહિ; પણ તેને વશ કરનાર. મનુષ્ય એટલે પ્રતિકૂળતાથી ડરનાર નહિ; પણ પ્રતિકૂળતાને ડરાવનાર. મનુષ્ય એટલે મલિનથી અભડાનાર નહિ; પણ મલિનને સુધારનાર.

અને શું હું મનુષ્ય છું? અસ્તુ. તો શું કરું? ઉત્તમ બનું અને ઉત્તમ બનાવું.

શ્રી ગુરુદેવ.

# મંત્રયોગ.

[ લેખક : સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થ. ]

માલિનીવિજયતંત્રના પાંચમા અધિકારના ચોવીસમા શ્લોકમાં યોગ ષટ્કનાં નામ આપેલાં છે. એ વાંચ્યા પછીથી એ આઠ નામોમાંના યોગનામ લક્ષણ અને વર્ણન જાણવાની મને ઉત્કંઠા થઇ. અનેક ગ્રંથોના પરિશીલન પછી મને એમ સમજાયું કે ભિન્ન ભિન્ન ઉપાસનામાર્ગમાં વર્ણવેલી આત્મપ્રાપ્તિ કરાવનારી જૂદાં જૂદાં નામ તળે એક જ લક્ષને પહોંચાડતી એક જ પદ્ધતિ છે.

પ્રપંચહૃદય નામના ગ્રંથમાં એ પ્રકારની પદ્ધતિનું નામ મંત્રયોગ એમ કહ્યું છે, અને એના જ અભ્યાસનો પરિપાક થતાં ભિન્ન ભિન્ન અવસ્થાના અનુભવને લઇને ભિન્ન ભિન્ન નામ આપેલાં છેઃ મંત્રયોગ, સ્પર્શયોગ, ભાવયોગ, અભાવયોગ અને મહાયોગ.

મંત્રયોગનું લક્ષણ તેમાં નીચે પ્રમાણે જણાવ્યું છે.—

' मन्त्राभ्यासवशेनैव मन्त्रवाच्यार्थगोचरा ।
अव्याक्षेपा मनोवृत्ति र्मन्त्रयोग उदाहृतः ॥

મંત્રજપના અભ્યાસદ્વારા મંત્રવાચ્ય દેવતાપ્રત્યે અખંડિત રીતે મનોવૃત્તિને જોડવી તે મંત્રયોગ.

એ મંત્રયોગના ભિન્ન ભિન્ન દેવતાઓની ઉપાસનાને અંગે જૂદા જૂદા ભેદ પડે છેઃ જેમકે શૈવ, વૈષ્ણવ, સૌર, શાક્ત અને ગાણપત્ય.

એ પાંચે પ્રકારનું વર્ણન થોડા થોડા ભેદભાવથી તે તે સંપ્રદાયના ગ્રંથમાં કરેલું હોય છે. અહિં તો અમે શાક્ત મંત્રયોગને લગતું જ પ્રકરણ વિસ્તારથી લખવા પ્રયત્ન કરીશું.

યોગ એટલે જોડાણ–જોડાવું. શૈવ અને શાક્તો બંનેનું પરમ લક્ષ્ય શિવપદમાં જોડાવું એ છે, અને એની શૈવ અને શાક્ત તન્ત્રોમાં ઘણું જ યોગપ્રક્રિયાના સંબંધમાં મળતાપણું આવે છે.

એ યોગ અથવા યોજના પુર્યષ્ટકની અહંતા શમે ત્યારે થઇ શકે. એ પુર્યષ્ટક પ્રાણને આશ્રયે અને શૂન્ય આશ્રયે રહેલી છે એમ સ્વપ્ન અને સુષુપ્તિનું ઉંડું મનન કરતાં સમજાય છે. પ્રાણ અને શૂન્ય પદનું શમન કરવામાં પ્રાણના વહનનો, દેશનો અને કાળમાં રહેલું પ્રમાણ અવશ્ય જાણવું જોઇએ. પ્રાણનું વહન આરોહ અને અવરોહરૂપે થાય છે અને તે પ્રાણ પોતાની મર્યાદાથી અધ્વજ્ઞાન સિવાય પૂરી સમજી શકાય નહીં. એથી અધ્વજ્ઞાન પણ ઉપયોગનું ઠરે છે. અધ્વોલ્લંઘન પ્રાણોચ્ચારણના નાદરૂપના જ્ઞાન સિવાય થઇ શકતું નથી, એથી પ્રાણોચ્ચારણને પણ અવશ્ય જાણવો જોઇએ. પ્રાણદ્વારા ક્રમે ક્રમે એક સ્થળ અને તે સ્થળે રહેલ કારણરૂપ દેવતાઓનો ત્યાગ જાણવો જોઇએ—અને તે સાથે પ્રાણોચ્ચારના કાળનો પણ ત્યાગ સમજવો જોઇએ. શૂન્ય પણ શમન કરીને આગળ વધવાનો, એથી શૂન્યને સમજી સામરસ્યને અનુભવવામાં ઉપયોગી થઇ પડે તેવું મંત્ર, આત્મા, નાડી વગેરેનું સામ્ય અવશ્ય જાણવાનું અને જાણીને તેથી પણ ઉંચી દશામાં જવાનું.

જ્યાં સુધી ગ્રંથીભેદ થતો નથી ત્યાં સુધી ઉંચે ચઢી શકાતું નથી, અને એ ગ્રંથીભેદ જ્ઞાન અથવા યોગદ્વારા થઇ શકે છે. અને એ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે શબ્દોચ્ચારણસાથે અર્થનું ભાન હોવું અતિ આવશ્યક છે. અને એ અર્થભાનને લઇને શબ્દોચ્ચારણકાળે અનુભવ થવામાં અંતઃકરણમાં જાગી ઉઠતો ભાવ અતિ આવશ્યક છે.

આ પ્રમાણે જ્ઞાનપૂર્વક પ્રાણ અને શબ્દને શમાવી દઇને ગ્રંથીભેદ કરી આગળ વધવાથી **શુદ્ધાત્મદશાનો** અનુભવ થઇ શકે છે.

એ પ્રમાણે વર્ણવેલા પ્રમેય પરિજ્ઞાનદ્વારા જ્ઞાનપૂર્વક કરેલો પ્રબલ યોગસાધનમાં સફલતા આપે છે અને અનુભવશાસ્ત્રમાં કહેલો અનુભવ યથાર્થ છે એમ પ્રતીતિપૂર્વક આત્મજાગૃતિનો આવિર્ભાવ કરે છે.

પ્રાણસંચાર માટે એ સંચાર અને તેનું પ્રમાણ બંને જાણવું જોઇએ. પ્રાણસંચારના મુખ્ય બે ભેદ છે: ૧ દેશસંચાર, અને ૨ કાળસંચાર.

**દેશસંચાર** એ હૃદયકમળથી પ્રાણનું વહન સમના શક્તિપર્યંત એટલે દ્વાદશાંત સ્થાનસુધી ક્રમે ક્રમે એક પછી એક સ્થાન તથા ગ્રંથીઓનો ભેદ કરતે કરતે થઇ શકે છે. સમના સુધીનો સંચાર થવો એ તો ઘણા કાળ સુધી નિરંતર શ્રદ્ધાપૂર્વક કરેલા અભ્યાસનું પરિણામ છે. પરંતુ પ્રાથમિક સાધકને તો પ્રાણસંચારનો અનુભવ હૃદયકમળથી માંડીને અઢાર અંગુલ સુધી તાલુસ્થાનપર્યન્તનું જ થઇ શકે છે, કારણ કે એ સ્થાન પાસે **માયાગ્રંથીનું** સ્થાન જેને **રુદ્રગ્રંથી** કહે છે એ સ્થાનનો ભેદ કરવો એ ગુરુપાસેથી ક્રમ જાણ્યા સિવાય થઇ શકતો નથી. જેણે એ ગ્રન્થીભેદક્રમ ગુરુદ્વારા શીખી લીધો છે તે તો મધ્ય નાડીદ્વારા ભ્રૂમધ્ય સ્થાનને ભેદીને ક્રમે ક્રમે આગળ વધે છે. તાલુસ્થાનથી ભ્રૂમધ્યસ્થાન સુધીનું અંતર ૭ અંગુલ સુધીનું મનાય છે. (અપૂર્ણ.)

---

# સર્જન, ચિંતન, વર્તન.

[ લેખક : શ્રી પ્રમીલા બહેન. ]

માનવ જીવનને પામી જીવનવિકાસ પામવો એ જીવનની મહત્તા જાણવી–અનુભવવી એ પ્રત્યેક માનવીનું કર્તવ્ય રહે છે. ઉત્તમ પ્રકારે વિકાસ સાધવાના મુખ્ય ત્રણ માર્ગ : ( ૧ ) સદ્ગુરુશરણ, ( ૨ ) સત્સમાગમ, ( ૩ ) સત્શાસ્ત્રચિંતન. તેમાંથી સત્શાસ્ત્રચિંતન કરતાં એક પ્રસંગે અત્યંત રસ પડતો જણાવા લાગ્યો. તેમાં દર્શાવેલાં વચનોના અર્થતાત્પર્યમાં વૃત્તિ જોડાવા લાગી અને કાંતાવાસે મનને ફુરેથી કેટલાંક વચનો બોલી જવાયાં. તે પછી તેની જ વિચારધારા ચાલી.

અહોહો ! ધન્ય છે, ધન્ય છે, પુદ્ગલનો પરાવધિ, સુજ્ઞાનનું સુચિહ્ન, કેટલી ઉન્નતિ ! હે મન ! સાવધ થા, દેવોને પણ સ્પૃહણીય, અમર્યાદ સામર્થ્યને ઉત્પન્ન કરનાર, નિકસારનાર, અજ્ઞાનનું ભગ્ન કરનાર, પંચ તત્ત્વોને આંગળીના ટેરવાઉપર નૃત્ય કરાવનાર એવી જે વસ્તુ છે તેને ગણ્યા

તેનો ઉપયોગ કર, જાગૃત થા ! આનંદ સંપત્તિસંપન્ન થા. શા માટે નિર્ધનતાનું મહા દુઃખ ભોગવે છે ? અનંત સામર્થ્યો જે વડે તું મેળવી શકે તેમ છે તેની શોધ સત્વર કર.

તે વસ્તુ ક્યાં શોધવી ? આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કેમ ? પ્રિય ભાઈ ! તે વસ્તુની પ્રાપ્તિ માટે પૃથ્વીના પડો શોધવાના નથી, સમુદ્રમંથન કરવાનું નથી, ખનિજ તત્ત્વોને જાણવાના નથી, ઉંચે આકાશમાં ઉડવાનું નથી, હિમાલયની કંદરાઓમાં પ્રવેશવાનુ નથી, તેમ તે માટે અનેક પ્રકારની વિદ્યા, કળા જાણવાનો પરિશ્રમ કરવો પડે તેમ નથી એટલે તે સહજ પ્રાપ્ત થાય તેટલી સુગમ છે, સુગમ છે તેટલી જ અગમ્ય છે કેમકે જ્યાં સુધી તેની મહત્તા જાણી નથી, કેવી રીતે તેનો ઉપયોગ કરવો તે યથાર્થ સમજાયું નથી ત્યાં સુધી તેનું સામર્થ્ય કલ્પનામાં આવે એવું નથી.

હે મન ! તને ઇચ્છા અધિક, અધિકતર વધતી જાય છે ? હવે તે ક્યારે મળે, ક્યારે મળે એવી વૃત્તિની સ્થિતિ થઈ છે ? તો હવે જેમ તે–તે વસ્તુ કોઈ જડીબુટ્ટી નથી, ગુપ્ત વનસ્પતિ નથી, એવું કોઈ દિવ્યાંજન નથી, એવો કોઈ રસ નથી તેમ ચિન્તામણિ નથી, સુરતરુ નથી છતાં ચિંતામણિથી અમૂલ્ય છે. ચિંતામણિ તને તારો ચિંતવેલો પદાર્થ આપશે પણ તે માયાકૃત હોવાથી અચળ નહીં જ હોવાનો, પણ આ તો એવું સામર્થ્ય અર્પે છે કે બ્રહ્માંડને વશ વર્તાવવાનું બળ આવે છે, બ્રહ્માંડ તો શું પણ સાક્ષાત્ બ્રહ્માંડાધિપતિ તારાપ્રતિ આકર્ષાઈ આવે છે, તારા પોતાનામાં પરમાત્મા સાક્ષાત્ પ્રત્યક્ષ થાય છે. આથી શું વિશેષ હોઈ શકે ? આથી અધિક સર્વોત્તમ પ્રાપ્તવ્ય શું હોય ! ઇચ્છામાત્ર જ્યાં શમી રહે એવી આ સ્થિતિ.

કેટલો ભાગ્યોદય ! સુભાગ્યના દ્વારરૂપ, પરમ પુનિત, વંદનીય અને અત્યંત નિકટ છતાં દુર્લભ એવી આ વસ્તુ તે તારું પોતાનું આ માનવ શરીર છે. એ જ શરીર તે પરમાત્માનું નિત્ય સ્થાન છે, પરમાત્માનું અત્યંત રમણીય અને અત્યંત મનોહારી મંદિર છે. મનુષ્યશરીર એ કેટલું અલૌકિક, સામર્થ્યયુક્ત ઐશ્વર્યયુક્ત અને ભગયુક્ત છે !

શું મનુષ્યને દુર્ભાગ, દીન, અલ્પજ્ઞ અને અલ્પ શક્તિવાળો કહી શકાશે ? અરેરે ! આજે માનવ શરીરની કેટલી દુર્દશા ! તેની મહત્ત, અદ્ભુતતા, અદ્ભુતતા કોઈ પુણ્યવાન્ અને પ્રયત્નશાળી મનુષ્ય જ અનુભવી શક્યો હશે.

ચિંતામણિની પ્રાપ્તિ તો થઈ પણ જેમ કોઈ મૂર્ખે નાશનું ચિંતન કર્યું કે જેથી પરિણામે વિનાશ સિવાય કશું મેળવી શક્યો નહિ, તે જ રીતે પોતાના જ અજ્ઞાને ચિંતામણિરૂપ આ માનવ શરીરની અવગણના કરી મનુષ્ય વેગથી નીચે ને નીચે ઉતરતો જાય છે, પોતે જ પોતાનો ઘાત કરે છે, પરમ પવિત્ર ગંગા નદીને ઉવેખી ખાબોચીયાના પાણીથી ખરડાય છે.

મનુષ્ય પોતે જ દેવત્વ, ઈશ્વરત્વને પામવા સમર્થ છે, ઈશ્વરથી પણ પૂર્ણ પરિણામી પદનો સ્વામી થઈ શકવા સમર્થ છે, બ્રહ્મસ્વરૂપ થાય છે. મનુષ્ય સર્વ કરવા સમર્થ અને શક્તિવાળો છે, આ જ કારણથી માનવ તનુની અદ્ભુતતા શાસ્ત્રે વર્ણન કરી છે.

અનેક સૃષ્ટિમાંથી વિકાસ થતાં થતાં આ મનુષ્યશરીરની પ્રાપ્તિ થવી એ સંપૂર્ણ સુભાગ્યનું ચિહ્ન છે, કેમકે પશુ, વનસ્પતિઆદિમાં તો ક્રમથી જેટલો અને જેવો વિકાસક્રમનો

નિયમ હોય છે તે રીતે તેનો વિકાસ થતો રહે છે, પણ મનુષ્યમાં સ્વતંત્ર મન મૂકાયું હોય છે, જે વડે તે જેવો ધારે તેવો તે વિકાસ કરે છે. તેથી જ મનુષ્યજન્મ સર્વોત્કૃષ્ટ છે, કેઇ પણ પ્રકારની પરાધીનતા હોતી નથી. સ્વર્ગમાંથી પણ પુણ્ય સમાપ્ત થતાં અવતરણ થાય છે, પણ મનુષ્ય તો જન્મમૃત્યુનો જય કરી શકે છે, કેવળ સ્વતંત્રતા અનુભવે છે.

ઉત્તમ ઉત્તમ પ્રકારની એવી શક્તિ મનુષ્યમાં સ્થાપવામાં આવી છે કે તેનો યોગ્ય માર્ગે ઉપયોગ થાય અને ઉત્સાહયુક્ત સતત પ્રયત્ન ચાલુ રહે તો જે જે દિશામાં તેની જે પ્રકારની ઇચ્છા હોય તેમાં તે અવશ્ય વિજયને પ્રાપ્ત કરે છે, અને તે જ રીતે તેનો વિચારરહિત દુરુપયોગ કરે તો સત્વર અવનતિને મેળવે છે.

હવે જે જે શક્તિઓ મનુષ્યમાં સ્થાપવામાં આવી છે તેને કેવી રીતે અને કયા માર્ગમાં વાપરવી તે મનુષ્યના પોતાના જ હાથમાં છે, મુખ્ય વિચાર એ જ કરવા જેવો છે કે તેને જેમાં વાપરવી તે નીચી સ્થિતિએ અર્પનાર ન થાય. વિવિધ પ્રકારની વિધિઓ, કળાઓ, શોધો, કંઇક ગુપ્ત રહસ્યો જાણવાનું જ્ઞાન, સર્વ આ શક્તિઓ ઉપજાવે છે. જેમ જેમ તેનો સર્વોત્તમ ઉપયોગ થાય છે તેમ તેમ આ જ માનવ મંદિરમાં અનેક દિવ્ય વૈભવો, અનેક ઐશ્વર્યો, અનેક સામર્થ્યો, સર્વોત્તમ જ્ઞાન વગેરે અને જે જે કંઇ સર્વોત્તમ આ વિશ્વમાં મનાયું છે તે બધાના પદનું સ્વામિત્વ આ મનુષ્ય પોતે જ પોતાનામાં અનુભવે છે.

એવી રીતે તેનો ઉપયોગ થાય તેવું તેનું પરિણામી ફળ પ્રકટે છે. દુરુપયોગ થતાં મનુષ્યમાંથી પશુરૂપ અને કાદવમાં સ્ખલિત થનાર કીડો પણ થાય છે. એકનો એક જ દીપક ગૃહને સુંદર પ્રકાશિત કરે છે તે જ દીપક ગૃહને બાળી પણ મૂકે છે. એ જ દીપકથી દેવમંદિર પણ જોવાય છે, અને એક મલિનમાં મલિન ઝુંપડી પણ જોઇ શકાય છે. શું જોવું તે જોનારની મતિઉપર આધાર રાખે છે.

એની એ જ શક્તિને વિચારપૂર્વક યોજીને એડીસને આજે વિવિધ શોધો જનસમાજ-સમીપ મૂકી છે. એડીસનમાં જે વિશેષ કંઇ છે અને બીજામાં નથી એમ નથી, પણ તેની કળા તેણે બરાબર જાણી તેનો સુંદર ઉપયોગ કર્યો છે. ( આર્ય )

---

## અલ્પ દાનનું તથા અલ્પ સ્વાર્થનું ફલમાહાત્મ્ય.

એક ગામડામાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે અત્યંત પવિત્ર અને ભક્તિવાળો હતો. પરંતુ તેની પત્ની પાપાચરણ કરનારી તથા નિકૃષ્ટ સ્વભાવની હતી. તેના સ્વભાવ બદલવાને આ બ્રાહ્મણ વિવિધ પ્રકારનો બોધ આપી નિરંતર પ્રયત્ન કરતો છતાં આ સ્ત્રીને કંઇ પણ અસર થઇ નહિ. થોડાં વર્ષ પછી આ પવિત્ર બ્રાહ્મણનું મૃત્યુ થયું. ત્યાર પછી એ સ્ત્રીને કોઇ પણ ભય ન રહેવાથી સ્વતંત્ર અને નિરંકુશ બની, અને દુરાચરણના માર્ગમાં પોતાની ઇચ્છાનુસાર વર્તવા લાગી ધીમે ધીમે પોતાની સર્વ સંપત્તિ ગુમાવી, અને પછી દૂર એક નગરમાં જઇને નિવાસ કર્યો. કોઇ પણ

પ્રકારનું શુભ વર્તન કરવાનું તો તેને ગ્નાન જ નહોતું, અને કરવાની દરકાર પણ નહોતી. તેથી ગમે તેમ અયોગ્ય ક્રિયાથી પોતાનું પોષણ કરવા માંડ્યું. ક્રમે ક્રમે વૃદ્ધાવસ્થા આવી. શરીરની સુંદરતા તથા સર્વ શક્તિઓ ક્ષીણ થઇ. ખાવાપીવાનું પણ ન મળે એવી સ્થિતિ આવી. તે સમયે તેને પોતાના પતિનું તથા તેણે આપેલા બોધનું સ્મરણ થયું પોતાની ભૂલનો પશ્ચાત્તાપ થવા માંડ્યો. પણ હવે શું કરે ! પોતાના નિર્વાહ માટે ઘેર ઘેર ભિક્ષા માગવા માંડી. પરંતુ સર્વ તેને ઓળખતા હોવાથી ભિક્ષા ન આપતાં તેનો તિરસ્કાર કરતા અને ગર્ભવચનો સંભળાવતા. આથી છેવટે કંટાળીને તે સ્થાન ત્યજી ત્યાંથી દૂર બીજા ગામની એક ધર્મશાળામાં મુકામ નાખ્યો. એ ધર્મશાળામાં કોઇ કોઇ પ્રસંગે સંતો આવીને નિવાસ કરતા, તેથી તેમના સદ્વચનો આ સ્ત્રીના સાંભળવામાં આવતા. આમ થવાથી તેને અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો અને પોતાના પાપકર્મનો ક્ષય કરવા માટે ઇશ્વરસ્મરણ કરવા માંડ્યું.

એક સમયે અન્ન ન મળવાથી તેને ત્રણ દિવસના ઉપવાસ થયા. ચોથે દિવસે કોઇએ તેને એક સક્કરરોટી આપી. તે ખાવા માટે તૈયારી કરે છે, તે સમયે એક ભીખારી આવી ચડ્યો. તે અત્યંત વૃદ્ધ અને ક્ષુધાથી લથડીયાં ખાતો હતો. તેના શબ્દો શ્રવણ કરી આ બાઇના મનમાં દયા આવી, અને વિચાર આવ્યો કે મને ત્રણ દિવસના કડાકા છે, પણ જો આ ભીખારીના પ્રાણ બચાવું તો તેનું પુણ્ય મને મળે અને મારાં કરેલાં પાપ પણ ધોવાય; ભલે મારો દેહ કાલે પડતો હોય તો આજે પડે. આમ વિચાર કરે અને સક્કરરોટી તેને આપી દેવા વિચારે કે ભૂખના દુઃખનું તેને ભાન થાય અને હાથ પાછું મુકી દે એમ ત્રણ વખત કર્યું. પણ છેવટે એ ભીખારીને રોટી આપી દીધી અને તેને દૂર જઇને ખાવાનું કહ્યું, કારણ પાસે બેઠો હોય તો તેમાંથી થોડી રોટી ખાવાનું મન થાય આટલું શુભ કાર્ય કર્યા પછી આ સ્ત્રીનું મૃત્યુ થયું. તેણે પાપાચરણમાં જીવન ગાળેલું હોવાથી યમદૂતો નરકતરફ તેને લઇ ચાલ્યા, અને પુણ્યવાનને સ્વર્ગપ્રતિ લઇ જવા લાગ્યા. આ જોઇને આ સ્ત્રીએ પોતાને સ્વર્ગના માર્ગે લઇ જવાની દૂતોને પ્રાર્થના કરી. નરકનાં દુઃખોના વિચારથી તેને ભય થયો. ઘણા કાલાવાલા કર્યા. દૂતોએ કહ્યું કે કોઇને સ્વર્ગમાં કે નરકમાં લઇ જવાની અમને સત્તા નથી. માત્ર તે પ્રાણીનાં શુભ વા અશુભ કર્મ તેને સ્વર્ગ કે નરકની પ્રાપ્તિમાં કારણરૂપ છે. તેં કંઇ પણ શુભ કર્મ કર્યું હોય તો તેનું સ્મરણ કર, તે તને આ સમયે સહાયરૂપ થઇ પડશે આ વચન શ્રવણ કરી તેને અત્યંત દુઃખ તથા પશ્ચાત્તાપ થયો. તેને વિચાર આવ્યો કે મે મારૂં આખું જીવન અવિહિત ક્રિયામાં ગાળ્યું છે, પતિને પણ સંતોષ આપી તેમનો આશીર્વાદ મેળવ્યો નથી છેવટે બહુ વિચાર કરતાં દાનમાં આપેલી સક્કરરોટીનું સ્મરણ થયું. સ્મરણ થતાં જ એક મોટી રોટી તેના જોવામાં આવી. એક દેવદૂત તે રોટી પકડવા તેને ઇશારો કરતો જણાયો આ દેવદૂત તે તેના કરેલા પુણ્યનું મૂર્તિમાન સ્વરૂપ હતું. સ્ત્રીએ તત્કાળ રોટીને બે હાથે મજબૂત પકડી. તેના પકડ્યા પછી તે રોટી સ્વર્ગપ્રતિ જવા લાગી. આ જોઇને તે અત્યંત હર્ષઘેલી થઇ પણ ભાન ભૂલી તેને સ્વર્ગપ્રતિ જતી જોઇ તેની સાથે નરકતરફ જતા કેટલાક પ્રાણીઓએ તેના પગ પકડી લીધા. જેણે એના પગનો આધાર લીધો તેના પગનો બીજાએ, બીજાનો

ત્રિગડે, એ પ્રમાણે એક બીજાના આશરાથી સ્વર્ગપ્રતિ જવા માંડયાં. આ બન્નેને સ્વર્ગપ્રાપ્તિના આનંદમાં પોતાના પગે પાંચ સાત પ્રાણીઓ વળગ્યાં છે તેની ખબર પડી નહિ, પરંતુ સમય વધારે વધતાં તેનું ધ્યાન પોતાના પગઉપર ગયું. દૃષ્ટિ કરતાં જણાયું તો મોટી લાંબી હાર જોઇ. આ પ્રમાણે જોતાં વિચાર આવ્યો કે બાપ રે! ટેટીનો મારો મને મળેલો લાભ આ બધા શાનો લે! કાકા મેં કર્યા તેનો લાભ મારા શિવાય અન્યને કેમ અપાય! આવો સ્વાર્થ વિચાર ઉદ્ભવતાની સાથે જ પેલી ટેટી અદ્રશ્ય થઇ પુનઃ નરકપ્રતિ ગમન થયું. પોતાની ભૂલ સમજાઇ, પણ શું કરે! સ્વાર્થી વિચારે સ્વર્ગનો ત્યાગ કરાવ્યો. જ્યાં સુધી સ્વાર્થબુદ્ધિ–મમત્વ–નો ત્યાગ ન થાય ત્યાં સુધી સાહ્યની પ્રાપ્તિ થતી નથી. સ્વાર્થનો વિચાર કર્યાવિના અગ્નિના સમયે કરેલું અલ્પ સરખું શુભ કર્મ પણ મહત્ ફળને પ્રકટાવે છે. નાનકડી ટેટીના દાને સ્વર્ગના દ્વાર ઉઘાડયાં, જ્યારે નાનકડા સ્વાર્થવિચારે તે બંધ કરી નરકના વા દુઃખના દ્વાર ખુલ્લાં કર્યાં.

મ૦ ૫૦ શેલત.

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૨ )

### ( ઉત્તીર્ણ લેખો. )

### પુરુષવિભાગ—૧ 'માનવજીવનનું હિત કરનારાં ત્રણ સાધનો.'

૧ [ લેખક : શ્રી પ્રમીલા બહેન. ]

દોહરા.

વિવેકના પરિણામરૂપ, ત્યજાવે જે અનુરાગ,
વિત્તૈષણા છતાવીને, દાન દીએ વૈરાગ. ૧
ધ્યાને સંકલ્પો શમે, ત્રિપુટિ લય થઇ જાય,
લોકૈષણા રહે ન ત્યાં, અહંમમત્વ વિલાય. ૨
સૂક્ષ્મ વાસના નષ્ટ થઇ, શાંતિ તૃપ્તિ લહાય,
સ્વર્ગ ખરા અનુભવરૂપે, જ્ઞાન મળે સમજાય. ૩

---

૨ [ લેખક : મ૦ ૫૦ શેલત. ]

મમત્વને મોળું કરી, દે જે વિરામદાન,
હરિ સરખાને વશ કરે, એ સાધન તે 'દાન'. ૧
વિષયથી વૃત્તિ વાળીને, જે દે નિરોધદાન,
હરિ ભજ દિલમાં ભરે, તે સાધન છે 'ધ્યાન'. ૨
જગત હરિ, હરિ જગત એ, પ્રકટાવે ઉર ભાન,
દ્વૈત હરી નિર્ભય કરે, તે સાધન છે 'જ્ઞાન'. ૩

---

૩ [ લેખક : જ૦ ગુ૦ મહેતા. ]

( અ ) સત્યનું પાલન.

જય છે અંતે સત્યનો, નિગૂઢ સમજી મર્મ,
પંડવજીવનથી ધરે, પાળવું સઘી નિજ ધર્મ. ૧

( બ ) સત્સમાગમ

ભાવે, દીનપણે, સતત, સદ્‌ગુરુસંગ કરાય,
અભિમુખતાને સાધતા, જીવપણું ટળી જાય. ૨

( ક ) ગુરુસેવા.

પ્રાણાર્પણ-સમ-પ્રેમથી, નિઃસ્વાર્થ કાર્યે થાય,
યથાર્થ સેવા, જાણજો, વિશ્વેશ્વર જીતાય. ૩

---

## ૨. ' પાદપૂર્તિ. '

૧ [ લેખક: શ્રી પ્રમીલા બહેન. ]

મેઘો બાર મનાય છે પ્રલયના, જે ઇન્દ્રઆધીન છે,
ત્રૈલોક્યાધિપતિ ગણાય જગમાં, જ્યાં સર્વ કો દીન છે;
દેવોના પણ દેવ વાસવતણું, સામર્થ્ય તો શું ભણું,
તોયે માનવીઓતણું જીવન તો, એથીય ઉંચું ઘણું. ૧
આકાશે વિહરે વિભાકર સદા, જેની મહત્તા અતિ,
આરાધી જન જેહને, હૃદયની, સાચી કરે ઉન્નતિ;
સ્થંભાવ્યા અટકે ન જે, જીવન છે, આધાર આ વિશ્વનું,
તોયે માનવીઓતણું જીવન તો, એથીય ઉંચું ઘણું. ૨

---

૨ [ લેખક: જ૦ ચં૦ મહેતા. ]

છોને પુત્ર, કલત્ર, વિત્ત, ભુવનો ધાર્યા પ્રમાણે મળે,
હો પોબાર પડે સદા સકલમાં, પાસા, અકલ્પ્યુ રળે;
હો પામે યશ, ભોગવે જગતમાં સ્વામિત્વ રાજ્યોતણું,
તોયે માનવીઓતણું જીવન તો, એથીય ઉંચું ઘણું. ૧
દુઃખાભાવ, ચિરાયુ, દિવ્ય વિભવો, સંપત્તિ દૈવી તથા,
આધિ વ્યાધિ જરા ન અલ્પ પણ જ્યાં સ્વપ્ને કદી દે વ્યથા;
એવું પ્રાપ્ત કરાય દુર્લભ ભલે ઐશ્વર્ય દેવોતણું,
તોયે માનવીઓતણું જીવન તો, એથીય ઉંચું ઘણું. ૨

---

# શ્રી યોગસાર.

( અનુસંધાન અંક ૨૯ ના પૃષ્ઠ ૨૨૯ થી. )

વળી આ મતમાં અન્ય દોષ સ્મૃતિનો સંકર પ્રાપ્ત થાય છે. જ્યારે પુસ્તકાદિ વિષયના અનુભવસમયે અનન્ત જ્ઞાનો થયાં છે ત્યારે એની સ્મૃતિ થતાં પણ તેના વિષયરૂપે પણ એ સર્વ જ હોવાનાં તેથી સ્મૃતિસમયે આ અનન્ત સ્ફુરણો થશે. આ સત્ય નથી કેમકે સ્મૃતિમાં માત્ર એક જ સ્ફુરણ થાય છે અને અનન્ત થતાં નથી. બીજી રીતે જોઈએ તો એક વસ્તુ-પુસ્તક-ની સ્મૃતિ આ ક્ષણે ઉદ્‌ભવી તો એના અનન્ત વિષયો હોવાથી એનો લાંબો પ્રવાહ ચાલશે. હવે દ્વિતીય ક્ષણે સર્પની સ્મૃતિ ઉપજી તો તેનો પ્રવાહ પણ તે જ રીતે ચાલશે. તો આ બે પ્રવાહ એકી વખતે કેવી રીતે ચાલે ? અને ચાલે તો એક બીજામાં મિશ્રિત એ થઈ જશે. તેથી આ રીતે પણ સ્મૃતિની સંકીર્ણતા જ થવાનો દોષ આવે છે. તેથી આ બે દોષને લીધે ચિત્ત બીજા ચિત્તનું દૃશ્ય થાય છે એમ માની શકાય તેમ નથી. અને ચિત્ત જાતે દૃશ્ય હોવાથી તે સ્વાભાસ નથી માટે ચિત્તના પ્રકાશ-માટે એનાથી અતિરિક્ત પુરુષતત્ત્વ સ્વીકારવું જોઈએ. વળી આપણે જોઈએ છીએ કે શય્યા, આસન, ગૃહઆદિ પદાર્થો અનેક સહકારીની અપેક્ષા રાખી કાર્ય કરનાર છે તેથી, પૂર્વે પ્રતિપાદન કર્યું છે તે પ્રમાણે, એ પરાર્થ છે. ચિત્તની પ્રવૃત્તિ જે થાય છે તે પણ કર્માદિની અપેક્ષાએ તથા બાહ્ય પદાર્થથી આવતા ક્ષોભની અપેક્ષાએ થાય છે તેથી ચિત્ત પણ ઇતર સહકારીની અપેક્ષા રાખી પોતાના કાર્ય-રૂપ વૃત્તિને પ્રકટાવે છે. તેથી ચિત્ત પરાર્થ છે એટલે ઇતરને માટે છે. એ ઇતર તે કોણ ? એ કોઈ પણ પદાર્થ હોવો જોઈએ કે જેના અર્થની સિદ્ધિ માટે એક પરાર્થ પદાર્થમાટે ઇતર પરાર્થ પદા-ર્થની પ્રવૃત્તિ માનતાં અનવસ્થા આવે છે. માટે એ ઇતર પદાર્થ તે સ્વાર્થ-સ્વતંત્ર હોવો જોઈએ. અને તે જ પુરુષ છે. તેથી આ હેતુથી પણ પુરુષ એ ચિત્તથી અતિરિક્તરૂપે સ્વીકારવો જોઈએ. આ જ અર્થથી યોગસૂત્રમાં જણાવતાં કહ્યું છે કે तदसंख्येय वासनाभिश्चित्रमपि परार्थं संहत्यकारि-त्वात् ॥ ४ २८ ॥ અહિં तत्=એ ચિત્ત. असंख्येय-ગણી ન શકાય, કળી ન શકાય તેટલી વાસના એટલે સંસ્કારથી ચિત્ર એટલે રંગિત, નાના રૂપવાળું. संहत्यकारित्वात् એટલે અન્ય સહકારીની અપેક્ષા રાખી કાર્ય કરનાર છે તેથી, આ સૂત્રથી એ અર્થ કહ્યો કે એક જન્મમાં થતા વિવિધ અનુભવોના સંસ્કારો ચિત્તમાં પડે છે એ આપણે જોઈએ છીએ, તે પ્રમાણે અનેક જન્મનાં સંસ્કારો ચિત્તમાં પડેલા હોય છે અને એ સંસ્કારોને અનુરૂપ વિવિધ રાગદ્વેષાદિ વાસના પણ ચિત્તમાં હોય છે. તેથી આ રીતે ચિત્ત અસંખ્ય સંસ્કાર-વાસનાના આશ્રયરૂપ છે. અને તેથી એ સંસ્કારનું સ્ફુરણ થયે ચિત્તની પ્રવૃત્તિ થાય છે. ખરું જોતાં તો યોગશાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે પુરુષતત્ત્વની સંનિધિથી જ ચિત્તની પ્રવૃત્તિ થાય છે છતાં કદાચ પુરુષતત્ત્વ ન માનીએ અને તેથી એ સંસ્કારોમાત્રથી જ ચિત્તની પ્રવૃત્તિ થાય છે એમ લઈએ તો પણ એ ચિત્ત ગૃહાદિની માફક વિવિધ સહકારીની અપેક્ષા રાખી કાર્ય કરનાર છે, વિવિધ સહકારીને લીધે જ્ઞાન, સુખ, દુઃખાદિ વૃત્તિરૂપ કાર્ય કરી શકે છે તેથી પરાર્થ છે, ઇતરના ભોગ અને અપવર્ગને અર્થે છે એ સિદ્ધ થાય છે. અને જે સ્વાર્થતત્ત્વના ભોગ અને અપ-

ધર્મને માટે ચિત્ત છે તે તત્ત્વ તે પુરુષ છે. તેથી આ રીતે પણ પુરુષતત્ત્વની સિદ્ધિ થાય છે. તેથી સર્વ રીતે વિચારતાં ચિત્ત અને પુરુષ બે તત્ત્વો માનવા જોઇએ અને એમ માનીએ છીએ ત્યારે ચિત્તની વૃત્તિ એ પુરુષના વિષયરૂપ છે તે સદા જ્ઞાત જ હોય છે અને ચિત્તના વિષયરૂપ જે બાહ્ય પદાર્થો તે પ્રસંગે જ્ઞાત અને પ્રસંગે અજ્ઞાત હોય છે, એ સ્પષ્ટ થાય છે. આમ હોવાનું કારણ એ છે કે વૃત્તિના પ્રકાશમાટે પુરુષને પરિણામ પામવું પડતું નથી અને વિષયના પ્રકાશમાટે ચિત્તને પરિણામ પામવું પડે છે. શ્રી યોગસૂત્રમાં કહ્યું છે કે चितेरप्रतिसंक्रमायास्तदाकारापत्तौ स्वबुद्धिसंवेदनम् ॥ ४ २२॥ चितेः-એટલે ચિતિ અર્થાત્ ચિતશક્તિ પુરુષનું. अप्रतिसंक्रमायाः એટલે પ્રતિસંક્રમ એટલે વિષયપ્રતિ ગમન તે જેને નથી એવી ચિતિશક્તિનું. तदाकारा० એટલે બુદ્ધિવૃત્તિના સદૃશ આકારને પામવાથી. स्वबुद्धि०; એટલે પોતાની જે બુદ્ધિવૃત્તિ વા ચિત્ત તેનું જ્ઞાન. આ સૂત્રથી એ કહ્યું કે જેમ બુદ્ધિની વૃત્તિને પોતાના વિષયરૂપ પદાર્થોને જાણવા માટે બહાર ગમન કરવું પડે છે, જેમ પુસ્તકના જ્ઞાનમાટે ચિત્તની વૃત્તિ બહાર નીકળી પુસ્તકાકાર પરિણામને પામે છે તે પ્રમાણે ચિતિશક્તિ જે પુરુષ તેને બહાર નીકળવું પડતું નથી તથા વિષયાકાર પરિણામને પામવું પડતું નથી, તેથી એ ચિતિશક્તિરૂપ પુરુષ અપ્રતિસંક્રમ છે. એ વૃત્તિના આકારને પ્રતિબિંબદ્વારા પામે છે એટલે જ તે વૃત્તિ તથા તેમાં આરૂઢ થયેલો વિષય બનેનું જ્ઞાન થાય છે. તાત્પર્ય કે પુરુષના વિષયો આ પ્રમાણે પુરુષ અપ્રતિસંક્રમ હોવાથી સદા જ્ઞાત છે અને વૃત્તિ પ્રતિસંક્રમવાળી હોવાથી એના વિષયો જ્ઞાત અને પ્રસંગે અજ્ઞાત-એમ ઉભય પ્રકારના છે. આ રીતે ચિત્તવૃત્તિમાં આરૂઢ થયેલા આકારો પુરુષથી ભાસ્ય થાય છે, તેથી ચિત્ત જ પુરુષને વિષયદર્શન કરાવી વિષયોના સાક્ષાત્કારદ્વારા સુખદુઃખાદિનો ભોગ આપનાર છે. ત્યાં એ સુખદુઃખાદિ વૃત્તિરૂપ છે તેથી ચિત્તના જ ધર્મો છે, તેથી વાસ્તવ સુખદુઃખનો આધાર ચિત્ત છે માટે ચિત્ત જ વાસ્તવ ભોક્તા છે. ( અપૂર્ણ. )

---

# સર્જન, ચિંતન, વર્તન.

( અનુસન્ધાન ગતાંક ૧૦ ના પૃષ્ઠ ૨૩૭ થી )

મનુષ્યમાત્રમાં આ બળ રહેલું છે પણ તેના અજ્ઞાનથી, કંઇક અલક્ષથી જૂદા જૂદા સ્વરૂપે મનુષ્ય દુઃખને અનુભવે છે. ભીખારીના હાથે ચડી આવેલા હીરાજેવું મનુષ્યને થાય છે. જેથી આ શક્તિઓનું પૂર્ણ જ્ઞાન મેળવ્યાથી આત્મબળ વધવાનું જ્ઞાન આવે છે, તેમ કેવી ભૂલથી અવગતિ થાય છે તે પણ સ્પષ્ટ થઇ શકે છે. આટલું સમજ્યા પછી જે રીતે ફાવતું હોય, જે માર્ગમાં ચાલવું હોય ત્યાં ચાલવા માંડવું. કોઇ રોકનાર નથી કેમકે મિથ્યા અન્યને શિરે મનુષ્ય દોષારોપ મૂકવા હાલ તૈયાર થાય છે. પણ સત્ય સમજાતાં સ્પષ્ટ થઇ શકે તેમ છે કે મનુષ્ય પોતે જ પોતાને તારનાર કે ડુબાડનાર છે, પોતે જ પોતાને રંક બનાવનાર કે કોટ્યધિપતિ કરનાર છે, પોતે જ પોતાને પ્રખર વિદ્વાન્ બનાવનાર કે મૂર્ખ રાખનાર છે. સ્વરૂપમાં જે જે કંઇ ઉત્તમ

અને જે જે કંઇ નિકૃષ્ટ સ્થિતિઓ છે તે સર્વને મનુષ્ય પોતે જ ઉપજાવનાર છે, અને તેનો સંહર્તા પણ છે.

આ પ્રકારનું સર્વોત્તમ સામગ્રીયુક્ત આ શરીર મનુષ્યને પ્રાપ્ત થવું એ જ ઉન્નતિની પરાકાષ્ઠા નહિ તો શું? શા માટે દેવોને દુર્લભ ન મનાય? એ સામગ્રીવડે મનુષ્ય પોતે જ પોતાનું ભવિષ્ય ઘડે છે, પોતે જ પોતાને ઉત્પન્ન કરે છે. તેથી કેવા થવું એ સ્વતંત્ર વિચારવાનું છે.

ચિત્રકારસમીપ વિવિધ જાતના રંગો, પીંછીઓ, કાગળો વગેરે સઘળું સાહિત્ય તૈયાર મૂક્યું છે, હવે તે મનમોહક સુંદર શ્યામ કૃષ્ણ ભગવાનની મૂર્તિ ચિત્રે છે કે એક ભયંકર ઘાતકી રાની બિલાડો કે શું ચિત્રે છે તે ચિત્રકારના વિચારઉપર છે. એનું એ જ સાહિત્ય બે પ્રકારના ચિત્રોમાં ઉપયોગ લાગે તેમ છે; તેમાં કંઇ જ જૂદું નહીં જોઇએ છતાં ચિત્ર તૈયાર થતાં કેટલો ફેર જણાશે? તે જ રીતે મનુષ્યે પોતાના ભાવિમાં શું ઘડવું, પોતાના ભાવિને કેવું ઘડવું તે તેની સ્વતંત્રતા ઉપર છે.

' તુજ હસ્તમાં તારૂં ભાવિ, તુજ વિચાર, તુજ ભાવિની ચાવી,
સુખી કરે, દે દુઃખે ડુબાવી, દુઃખે દે ડુબાવી. '

સાધન સર્વ તૈયાર છે. એવી કયી શક્તિ મનુષ્યનું ભાવિ ઘડી શકવા સમર્થ છે? તેમ બીજી પણ કેટલીક શક્તિઓ જે એક એકને અનુકૂળ થવાથી માનવ શરીરને ઘાટપ્રદ બનાવે તેનું જ્ઞાન મેળવવું આવશ્યક છે. ચિત્રકારે ચિત્ર કાઢતાં પહેલાં ચિત્રસંબંધનું રંગનું સર્વ જ્ઞાન મેળવી તે કલામાં નિપુણ થવું જ પડે છે, તેમ મનુષ્યે પણ પોતાનામાં કેવી શક્તિઓ કેવું કાર્ય કરનાર છે, કયી મુખ્ય છે, કયી ગૌણ છે તે જાણવું તેટલું જ અગત્યનું છે. તત્કાલ તો મનુષ્ય પોતે જ પોતાને રચનાર છે, પોતે જ વિધાતા છે, એ સાંભળતાં આશ્ચર્યમાં ડુબી જાય તેમ છે, કેમકે પોતાનામાં શું છે તેનું તેને કેવળ અજ્ઞાન છે.

પોતાના જ ગૃહમાં ધન દાટેલું હોય છતાં કયે સ્થળે ધન દાટ્યું છે તે મનુષ્યને જાણવામાં ન હોય, તેમ ભૂસ્તરવિદ્યાનું જ્ઞાન ન હોય ત્યાં સુધી છતે દ્રવ્યે ભીખારી રહે છે, પણ ભૂસ્તરવિદ્યાના એક જ્ઞાતાને તો તે સ્થળે દૃષ્ટિ પડતાં જ જણાય છે કે આ સ્થળે અતુલ સંપત્તિ છે, તે જ રીતે કેવી કેવી શક્તિઓ મનુષ્યમાં કામ કરી રહી છે તેનું અજ્ઞાન હોવાથી આ સિદ્ધાંત મનુષ્ય સત્વર્ સ્વીકારતો જ નથી; પણ તેના જ્ઞાતા મહાપુરુષોએ આ સંબંધમાં અનુભવપૂર્વક નિશ્ચય કર્યો છે તેથી આ વાર્તા સત્ય જ છે એમ નિર્ણય પ્રથમ જ કરવો અગત્યનો છે. આ પ્રકારનો નિશ્ચય દૃઢ થયા પછી કેવી રીતે પોતાનું ભાવિ ઘડી શકાય છે, કેવી રીતે મનુષ્ય પોતે જ પોતાનું ભાગ્યદ્વાર ખોલી શકે તેની કુંચી તેને મળે છે. કેમકે જ્યાં સુધી મનુષ્યની ભ્રમિત અને અવિદ્યાગ્રસ્ત થયેલી મતિમાં આટલો નિશ્ચય ન સ્થપાય ત્યાં સુધી પાયાવિના મહાલય કેવી રીતે ટકી શકે, એવી સ્થિતિ થાય. જેથી આ નિશ્ચય કેટલો અગત્યનો છે એ સહજ સ્પષ્ટ થાય છે.

મનુષ્યજીવન એ તેની પોતાની કલ્પનાઉપર રહેલું છે. એ કલ્પનાને સર્જનશક્તિ પણ કહેવાય છે. મનુષ્યમાત્રમાં કલ્પનાશક્તિ હોય છે જ. કલ્પનારહિત મનુષ્ય હોતો નથી. અને એ

શક્તિમાં અગાધ બળ રહ્યું છે. આજે પ્રત્યેક મનુષ્ય તેનો ઉપયોગ કરે છે, અને મનુષ્યે તે જ કલ્પનાથી પોતાનું ભાવિ રચવાનું છે. આજે જે પરિસ્થિતિમાં તે છે તે પરિસ્થિતિ પણ કલ્પનાશક્તિનું જ કાર્ય છે. પણ અજ્ઞાનમાં રહેતો મનુષ્ય તે સમજી શકતો નથી. આ શક્તિ કેવી રીતે કામ કરી રહી છે તે સંપૂર્ણ જાણ્યા પછી કર્તવ્યમાં ભેદ પડશે. આજે કલ્પનાનો દોરવ્યો મનુષ્ય દોરવાય છે તેને સ્થાને મનુષ્યે પોતે જ એ શક્તિને કેળવીને આધીન કર્યા પછી પોતાની ઇચ્છાનુસાર કાર્ય તેની પાસે કરાવવાનું રહે છે. આટલો સમય મનુષ્ય તેનો સહગામી થયો છે, હવે મનુષ્યે તેને સહગામી કરવાની છે. મનુષ્યની પોતાની સ્વતંત્રતા અને સત્તા તેના ઉપર વાપરવાની છે. આજ સુધી તેની સત્તામાં મનુષ્ય દબાયેલો હતો, મનુષ્ય દાસ હતો, તે સત્તાધીશ હતી; તે મુખ્ય હતી, મનુષ્ય ગૌણ હતો. હવે કર્તવ્ય અહિંથી જ શરૂ થાય છે. તેને દાસી બનાવવાની છે, ધારેલું કામ તેની પાસે કરાવવાનું છે, તેની પાસે જ ઉત્તમોત્તમ જે હોય તે સર્જાવી આ માનવમંદિરને શોભાવવાનું છે. તે અદ્દભુત શક્તિ છે અને સર્વોત્તમ થવાને અર્થે શું શું ઉત્તમ છે અને શું કાર્ય કરાવવું, કેવાં ચિત્રો પડાવવાં અને એ જે કાર્ય કરે-મનુષ્યને પોતાને માટે ઉન્નતિ અર્પનાર છે કે નીચે લઇ જનાર છે-એ સર્વની ઉપર અત્યંત સાવધાનતાની અગત્ય છે.

મનુષ્યના પોતાના લક્ષ્યથી લેશ પણ પ્રતિકૂલપણે કલ્પના ન જાય એ જ જોવાનું છે, કેમકે તેને સ્વતંત્ર વર્તવાની ટેવ હોવાથી તત્કાળ તે મનુષ્યના લક્ષ્યથી વિરુદ્ધ દિશામાં જાય છે તો મનુષ્યની વિચિત્ર સ્થિતિ થાય છે. આજે જેટલી જેટલી અવનતિ થઇ છે તે આ પ્રકારે થઇ છે.

( અપૂર્ણ. )

---

## श्री उपेन्द्रजयन्तीमहोत्सवનું સાહિત્ય—( સં૦ ૧૯૯૦ )

### ( ઉત્તીર્ણ લેખો. )

( અનુસન્ધાન ગતાંક ૩૦ ના પૃષ્ઠ ૨૪૦ થી )

૩૦ ' એક વિષયના દશ મુદ્દાઓ.

૧ [ લેખક : શ્રી પ્રમીલા બહેન. ]

૧ જીવન, ૨ જીજ્ઞાસા, ૩ સત્સમાગમ, ૪ તીવ્રેચ્છા, ૫ પુરુષાર્થ, ૬ સાવધતા, ૭ સત્‌ચિંતન, ૮ મનોનિગ્રહ, ૯ વાસનાનો જય, ૧૦ જીવન્મુક્તિ

---

૨ [ લેખક : શ્રીમતી જયન્તી દેવી. ]

૧ જીવન, ૨ આવશ્યક શુદ્ધ વ્યવહારનું પાલન, ૩ સત્સમાગમ, ૪ શ્રી સદ્‌ગુરુનું શરણ, ૫ વિવેક, ૬ વૈરાગ્ય, ૭ દાન, ૮ ધ્યાન, ૯ તત્ત્વચિંતન, ૧૦ જીવન્મુક્તિ.

---

૩ [ લેખક : જગ૦ ચં૦ મહેતા. ]

૧ જીવન, ૨ બ્રહ્મચર્યસેવન, ૩ અધ્યયન-વિદ્યાસંપાદન, ૪ ગૃહસ્થાશ્રમ, ૫ સાર અસારનો

વિવેક, ૬ વિષયમાત્રમાં દોષદર્શન-વિરાગ, ૭ ચિત્તની સામ્યાવસ્થા-સમસ્થિતિ, ૮ જગતનો ઈશ્વરના વિલાસરૂપે અનુભવ, ૯ ભેદભાવનાની નિઃશેષ નિવૃત્તિ, ૧૦ જીવન્મુક્તિ.

૪. 'દિવસના નવ કર્તવ્યો.'

૧ [ લેખક શ્રી પ્રમીલા બહેન. ]

૧ પ્રાર્થના, ૨ વ્યાયામ, ૩ ઇષ્ટાનુસંધાન, ૪ સત્સમાગમ, ૫ સ્વાધ્યાય, ૬ સેવા, ૭ પરોપકાર, ૮ ઇષ્ટસ્મરણ, ૯ આત્મનિરીક્ષણ

૨ [ લેખક શ્રીમતી જયન્તી દેવી. ]

૧ પ્રાતઃકાલે ઇષ્ટચિંતન, ૨ વ્યાયામ, ૩ દાન, ૪ મિતાહાર, ૫ આજીવિકાર્થે કંઇ કામ, ૬ સત્સમાગમ, ૭ સદ્ગુરુશુશ્રૂષા, ૮ ગૃહની સ્વચ્છતાવ્યવસ્થાપર લક્ષ આપવું, ૯ કુટુંબને સદ્વાર્તા સુણાવવી.

## સમાચાર.

### શ્રેયસ્કર કર્તવ્યપાલન.

અમદાવાદમંડળે માર્ગશીર્ષ કૃષ્ણ પક્ષીની અંતિમ માસિક તિથિએ શ્રેયસાધકને આદર્શરૂપ ધર્મકૃત્ય કરી બતાવ્યું છે.

સાચો સહકાર કઠિન જણાતાં કાર્યને પણ સરલ કરી દે છે. દશ બાર વર્ષથી આ મંડળ વિવિધ સત્ક્રિયા કરી રહ્યું છે. તેના પરિણામે આજે પોતાની શક્તિ ઉપરાંત પણ દ્રવ્યનો ભોગ આપી જે સત્કાર્ય કર્યું છે, એ જાણી કોને આનંદ નહિ થાય ? એમના પ્રયત્નથી પ્રસન્ન થઇ અનુગ્રહ કરી પરમ પૂજ્ય ઇષ્ટશ્રીએ ગયા બે વર્ષમાં ઘણા માસ ત્યાં સ્થિતિ કરી હતી અને વિવિધ રીતે તેમના ઉત્સાહને વધાર્યો, ધન્યવાદ આપ્યો અને પોતાના કરકમલથી ત્યાં પુનઃ પાદુકાનું સ્થાપન કર્યું. આ મંડળે એ સર્વ પ્રયત્નને સાર્થક કરી બતાવ્યો.

દાન, ધ્યાન અને જ્ઞાન શ્રેયસાધકને કર્તવ્યરૂપ છે, એ પરમ પૂજ્ય સદ્ગુરુ ભગવાન્ બાપજીશ્રીનો ઉપદેશ પણ ચરિતાર્થ કર્યો.

ઉભય શ્રી ઇષ્ટપરમાત્માના બોધનું પાલન કરીને પોતાનું જીવન પ્રગામી કર્યું, અનેકને પરમાર્થગામી કરવા બનતો પ્રયત્ન કર્યો, અને આવાં સત્કર્તવ્યોથી આ મંડળે પોતાના સાધક-જીવનને શોભાવ્યું છે. શ્રી ઇષ્ટના અનુગ્રહપાત્ર હતા અને વિશેષ થયા.

પ્રાતઃકાલે આઠ વાગે ક્રિયાનો આરંભ કર્યો. શ્રી ધીરુભાઇએ શ્રી ગુરુદેવની પાદુકાનું પંચોપચારથી પૂજન કર્યું. પછી સુવાસિત જલથી લઘુ રુદ્રાભિષેક, એકાદશ ચિહ્ન બ્રહ્મઘોષદ્વારા, કરાવ્યો. સાથે જ શ્રી બાપજીશ્રીની પાદુકાપર શ્રી મહિમ્નસ્તોત્રથી અભિષેક કર્યો. અભિષેક થઇ

રક્ષા પછી કીર્તન, ધુન, આરતી વગેરે પ્રાતઃકાલની સત્ક્રિયાની પૂર્ણાહુતિ સાધી. આ સર્વ સમયનું વાતાવરણ અત્યંત શાંત અને ગંભીર અનુભવાયું.

મધ્યાહ્ને સાડા ત્રણસો બાળકોનું-સાધકમંડળસાથે સાડા ચારસો મનુષ્યોનું-પ્રસાદભોજન કરાવ્યું.

સાયંકાલે પુનઃ એકત્ર થઇ કીર્તન કર્યાં. ભાઇ સાધુરામે ' સ્વરૂપાનંદગો૦ '-એ કીર્તન બહુ જ હૃદયના ભાવપૂર્વક ગાયું, તથા તેમના એક નાના ભગિનીએ 'જય બાલક પાલક પરમેશ્વર' ગાયું, તે સમયે સર્વના હૃદયમાં શ્રી કષ્ટશ્રીનું પુનિત સ્મરણ અધિક જાગ્રત થયું. સર્વના હૃદય તન્મય થયાં.

આ પછી, અમદાવાદમંડળની પ્રાર્થનાથી પૂજ્ય શ્રી દેવીશ્રીએ લખી મોકલેલી પ્રાર્થના વાંચવામાં આવી. તે સમયે કંઇ અદ્ભુત વાતાવરણ રચાઇ ગયું હતું.

છેવટે સર્વ સાધકબંધુઓએ-બહેનોએ ' વત્સલપાલક પકડી ચરણીયાં '-એ કીર્તન ઉભા થઇ ગાતાં સર્વ સમુદાય અશ્રુપૂર્ણ નયને ગદ્‌ગદિત થઇ ગયો. શ્રી કષ્ટશ્રીપ્રતિના ભક્તિભાવવાળું વિલક્ષણ વાતાવરણ છવાઇ ગયું.

શ્રી ગુરુદેવનું સ્મરણ કરતાં, તેઓશ્રીના અનંત ઉપકારોને ચિંતવતાં, છેવટની ભાવભરી અંજલિ સમર્પતાં, એ દિવસના કાર્યક્રમની પૂર્ણાહુતિ કરી.

પરમાત્મા સર્વના સાચા ભાવને સ્વીકારી સર્વપર સદા સાચા અનુગ્રહનું વર્ષણ કરો એ જ અમારી પણ પ્રાર્થના.

---

માર્ગશીર્ષ કૃષ્ણ પંચમીએ શ્રીમાન્ વિશ્વવંદ્યની સ્વરૂપસંસ્થિતિના દિવસે પણ પ્રાતઃકાલથી સાધકસમૂહ એકત્ર થઇ પુણ્ય કાર્ય કર્યું. ગત વર્ષની શ્રી કષ્ટશ્રીએ કરેલી પંચમીનું ભવ્ય દૃશ્ય સર્વની દૃષ્ટિસમીપ તરવરી રહ્યું. તેઓશ્રીના રચેલાં તે સમયનાં પદો ગાઇને શ્રી વિશ્વવંદ્યનું ગુણારાધન કર્યું. ભાઇ શ્રી ઓઝાએ શ્રીમાન્ વિશ્વવંદ્યસંબંધી અત્યંત સુંદર વ્યાખ્યાન કર્યું. શ્રી શ્યામતરાયભાઇએ શ્રી વિશ્વવંદ્યના, પોતાને થયેલા અનુભવો વર્ણવી ગુણચિંતન કર્યું અને કરાવ્યું. પ્રત્યેક ક્રિયામાં શ્રી ગુરુદેવ અદૃશ્ય રીતે પ્રાણ પૂરી રહ્યા છે એવું ભાન થતું હતું.

---

કપડવણજમંડળે પણ આ દિવસે સુંદર સત્ક્રિયા સાધી હતી. અધ્યાત્મબળપોષક ગ્રંથમાંથી વાચન કરી સત્સંસ્કારની જાગ્રતિ કરી. વિશેષમાં તેઓશ્રીના ગુણારાધનનિમિત્ત ' શ્રી વિશ્વવંદ્ય-પુસ્તકાલય ' ની સ્થાપના કરી સર્વએ શ્રદ્ધાભક્તિપૂર્વક તેમાં સહકાર આપ્યો. કીર્તન, પૂજન, આરતી કરી કાર્યની સમાપ્તિ કરી.

બીજે દિવસે પણ્ડીએ શ્રી ગુરુદેવની પાદુકાઉપર મહિમ્નથી અભિષેક કર્યો. પુનઃ બ્રહ્મના ચતુષ્ક ભાગનું મનન કર્યું. કીર્તન, આરતી કરી પ્રતિગામના નિયમ પ્રમાણે બ્રહ્મભોજન કરાવ્યું.

કપડવણજમંડળ પણ સાચા સહકારથી અનેક રીતે પુણ્ય કાર્ય સાધી રહ્યું છે. સામુદાયિક શુભ પ્રવૃત્તિ અવશ્ય કરવી જોઇએ, એવો ગુરુદેવનો નિરંતર પ્રબોધ હતો તેનું યથાવિધિ સાચી નિષ્ઠાથી પાલન કરતા બંધુઓઉપર પરમાત્મા કૃપાદૃષ્ટિ રાખી સર્વનું ઉત્તરોત્તર અધિક હિત સાધો

---

બોરડીમાં શ્રી ગિરધરલાલભાઇએ પણ પંચમીએ તથા ષષ્ઠીએ સંયમ, ધૂન, કીર્તન વગેરે શ્રી ઇષ્ટચિંતનમાં બે દિવસ વ્યતીત કર્યા. ત્યાં સાધકસમુદાય ન હોવા છતાં આટલો આનંદ ટકવો એ જ સદ્દવસ્તુપ્રતિની તેમની પ્રીતિ તથા ભક્તિ સૂચવે છે

---

વડોદરામંડળે શ્રી વિશ્વવંદ્યોદ્યાનમાં એકત્ર થઇ પંચમીએ શ્રી વિશ્વવંદ્યસ્મરણના કાર્યક્રમનો આરંભ કીર્તનોથી કર્યો. તે પછી એ નિમિત્ત લખાયેલા પૂર્વના લેખોનું શ્રવણ કર્યું. પૂજન કરી પ્રસાદ લઇ સર્વ વિખરાયા. શ્રી જમનાદાસભાઇતરફથી બ્રહ્મભોજન કરાવવામાં આવ્યું હતું.

ષષ્ઠીએ પ્રતિમાસના નિયમ પ્રમાણે પ્રાતઃકાલે પૂજન આરતી થયાં. સાયંકાલે બે ત્રણ કલાક કીર્તન કરવામાં આવ્યાં.

---

**સુધારો:** ગયા ૩૦ મા અંકમાં છાપકામની કેટલીક મહત્વની ભૂલો રહી ગઇ છે માટે નીચે પ્રમાણે સુધારી વાંચવા કૃપા કરવી —

| પૃષ્ઠ | લીટી (નીચેથી ઉપર) | હાલ છે તે. | જોઇએ તે |
|---|---|---|---|
| ૨૩૩ | ૮ | હસતાં સહન કરનાર | દુઃખને હસતાં સહન કરનાર |
| ૨૩૪ | ૭ | મર્યાદાથી અંતર્ધાન શિવાય | મર્યાદાની આગળ વધે ત્યારે જ શમન પામે અને એની મર્યાદા |
| ૨૩૮ | ૨ | થઇ પણ ભાન ભૂલી | થઇ ભાન પણ ભૂલી |

---

**લવાજમ સંબંધી:** જેમણે હજી લવાજમ નહિ મોકલ્યું હોય તે હવે સત્વર મોકલી આપવા કૃપા કરે.

---

ૐ વિષ્ણવે નમઃ મંત્ર જેમણે લખ્યા હોય તેઓ અત્ર મોકલી આપે ન લખ્યા હોય તો હજી પણ આગ્રહ ધરી લખવાનો આરંભ કરે. પ્રત્યેક સાધક આ મંત્રઅંજલિ અર્પવા આગ્રહ ધરવો એ કર્તવ્યરૂપ છે. શ્રી ગુરુદેવે આપણા કલ્યાણમાટે જીવનભર કંઇ કંઇ કર્યું, કષ્ટ વેઠ્યું, તો આપણે એ ઉપકારનિમિત્ત, આપણા કલ્યાણનિમિત્ત, મંત્રઅંજલિ પણ ન આપી શકીએ? વર્ષના અવધિએ નૈમિત્તિક સત્કાર્યમાં વેગ ધરો.

---

:: સાપ્તાહિક ::

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
"જીવન ઘડો"

વર્ષ: ૪ અંક: ૩૨
સં૦ ૧૯૯૪, પોષ શુક્લ ૭
શનિવાર
તા૦ ૮ : ૧ : ૧૯૩૮

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં—વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ મ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશી-
શ્રી વિશ્વબન્ધુધામ,
વડોદરા, શ્રી સ્વનેશ્રી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૮ : ૧ : ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## जीवनसायकल.

આપણી સાયકલ સારી હોય, ખૂબ મજાની હોય, સ્વચ્છ હોય, દરેકે દરેક ભાગ કામ આપતો હોય, છતાં માત્ર તેના એક પૈડાના હાયરમાં સોયના નાકા જેટલું ઝીણું કાણું પડ્યું હોય તો આપણી સારી જણાતી સાયકલ નિરુપયોગી થઇ પડે છે; ફક્કડી ભારરૂપ થઇ પડે છે. તેમ માનવજીવન આખુંય સારું હોય, મનુષ્યોના દેહ સુંદર હોય, આંખ તેજસ્વી હોય, બુદ્ધિ ચમકતી હોય, વાણી આકર્ષક હોય, અને એવું કાંઇ કાંઇ હોય છતાં ઉપરવાળી સાયકલની પેઠે તે જીવન નિરર્થક અને પ્રસંગે ભારરૂપ થઇ પડે છે.

માનવજીવન શોભામાટે નથી. તેની શોભા તેની ક્રિયામાં રહી છે. માનવીનું સઉ કાંઇ સારું હોય છતાં તેની ક્રિયામાં શિથિલતા હોય તો તે તેને શરમાવનાર છે. એ જીવન યથાર્થ જીવન નથી. માનવજીવનના ચક્રમાં એક કર્તવ્યરહિતતાનું ઝીણામાં ઝીણું કાણું હોય છે તો તેનું બીજું સર્વ કાંઇ સારું હોય છતાં તે ગાડી અટકી પડે છે, તે નિરુપયોગી થઇ જાય છે. જે મનુષ્યમાં કર્તવ્યબુદ્ધિ છે અને તેને જે અનુસરી શકે છે એ જ જીવનથી તે પ્રગતિમાન્ બને છે અને બીજાને પણ પ્રગતિ કરાવી શકે છે. કર્તવ્યસાધના-વિનાનું જીવન ચેતન જણાતું નથી અને પ્રસારતું નથી. કર્તવ્ય-સાધનાવિનાના જીવનમાં વિકાસ નથી, તે જડતાતરફ જતું જાય છે. જે બુદ્ધિ કર્તવ્યનો ખૂબ વિચાર કરે છે અને જે શક્તિ મનુષ્યને કર્તવ્ય સાધવામાં પ્રેરે છે તે બુદ્ધિ અને શક્તિ ચિરંજીવી અને સજીવન છે. અને એવી બુદ્ધિ તથા શક્તિવાળો મનુષ્ય ચિરંજીવી અને સજીવન છે વિદ્યાર્થીઓ ! આપણે જીવતા કહેવાવું છે કે મરેલા ?

શ્રી ગુરુદેવ.

* શ્રી ચારિત્ર્યઆશ્રમના વિદ્યાર્થીઓમાટે લખાયેલું.

# મંત્રયોગ.

( અનુસન્ધાન ગતાંક ૩૦ ના પૃષ્ઠ ૨૩૫ થી )

અભ્યાસ કરતે કરતે સાધક બ્રહ્મબિન્દુપર્યન્ત આગળ ધીમે ધીમે વધી શકે છે. આત્મશક્તિ બળનો સ્વીકાર કરીને, તાલુસ્થાનથી ઉપર ચાર અંગુલજેટલું અંતરપ્રવેશ કરીને, બ્રહ્મરંધ્રના નીચેના ભાગમાં સાધક પોતાને પ્રકાર પામતો અનુભવી શકે છે. પરન્તુ જેણે પ્રથમથી જ મંત્રભાગમાં રહેલી શક્તિકલાનો સાક્ષાત્કાર કરીને પોતામાં રહેલી શક્તિકલાજોડે તેનો અભેદ સાધેલો છે તે, શક્તિબળથી પરિપૂર્ણ થઈ ગ્રન્થી ભેદવાને માટે જોઈતું પૂર્ણ સામર્થ્ય પ્રાપ્ત કરી લઈ, ગ્રન્થીસંચારના માર્ગોને સમજીને ગ્રન્થી ભેદીને પરતત્ત્વના જ્ઞાનને કરામલકવત્ પ્રત્યક્ષ કરે છે કેવલ દેહમાં જ પ્રાણ રહીને પરિચ્છિન્નતા ન ભોગવતાં દેહથી પર વ્યાપક દશાને અનુભવવા ભાગ્યશાળી થાય છે

એ પ્રાણસંચારનો દેશના હીસાબથી એટલે એક સ્થાનથી બીજાં સ્થાનસુધીનો સંચારમાર્ગ કહેવાયો. એક પ્રાણના ઉદ્ગમ પછી એટલે કે પ્રાણનો સ્પંદ ઉઠીને એ સ્પંદ પૂરેપૂરો પોતાનો પ્રભાવ બતાવી શમન પામે અને એ શાન્તિનો સમય વીતાવી ફરી સ્પંદ ઉઠે, એ બંને સ્પંદવચ્ચેનું માન-પ્રમાણ એને કાળસંચાર કહે છે. એ કાળસંચારનું પ્રમાણ ૧૬ ત્રુટી જેટલું છે. આ પ્રમાણે દેશસંચાર અને કાળસંચાર-બંનેનું પરસ્પર સામ્ય સાચવીને જે સંચાર સાધવો, અને તે પણ બ્રહ્મરંધ્રપર્યન્ત, તેનું નામ પ્રાણસંચાર તેના ખરા અર્થમાં. આ સંચારના સંબંધમાં કેટલીક બાબતો લક્ષમાં રાખવાની તે નીચે પ્રમાણે છે.—

આ પ્રાણસંચારનો મૂળ હેતુ પરતત્ત્વના જ્ઞાનનો અનુભવ કરાવવો એ છે, અને તેથી જે રીતે એ અનુભવ થાય છે તે રીતોને લક્ષમાં રાખી એ અનુભવને ભિન્ન ભિન્ન નામ આપેલાં છે, અને એ નામ અનુભવ કરનારના હોવાથી એ અનુભવકાળની સ્થિતિને પણ સ્પષ્ટ કરે છે.

પ્રાણનો સંચાર હૃદયથી ઉઠી બ્રહ્મરંધ્રસુધી જઈ ત્યાં શમે છે તે વાત પ્રથમ કહેવાઈ ગઈ. બ્રહ્મરંધ્રપર્યંત પ્રાણનો સંચાર થાય અને ત્યાં શમે છતાં પણ પરતત્ત્વનો અનુભવ ન થાય તો એ પ્રાણ ત્યાંથી નીચે ઉતરે છે, અને નીચે ઉતરતે ઉતરતે હૃદયકમલમાં આવી શમાય છે. એ સ્થિતિને લઈને એનું નામ અબુધ એમ પડે છે જ્યારે પ્રાણ ફરી શક્તિપદને પામવા માટે હૃદયમાંથી ઉઠી ઉંચે ચડવા લાગે છે ત્યારે તે બુધ્યમાન કહેવાય છે. અને એમ ચડતે શક્તિપદને જ્યારે પ્રાપ્ત કરે છે ત્યારે એ બુધ કહેવાય છે.

શક્તિપદપર કિંચિત્ કાળ વિશ્રામ કરી શક્તિબલ મેળવી તત્ત્વનો અનુભવ કરવાની યુક્તિ જાણનાર એ પ્રાણને ઉંચે ઉંચે વ્યાપિનીસુધી લઈ જાય ત્યારે તે પ્રબુધ કહેવાય છે.

વ્યાપિનીથી પણ ઉંચે ચડી સમનાપર્યંત જઈને પરતત્ત્વના અનુભવનો લાભ લેનારો એ સુપ્રબુદ્ધ કહેવાય છે

મનના સંસ્કારોની અતિ સમનાપર્યંત થઇ શકે છે. તેથી ઉંચે ચડતા મનના સંસ્કારોનો ક્ષય થવાથી ઉન્મના પદનો અનુભવ થાય છે. એ પદને સુનિર્વાણપદ કહે છે. એ પદનો અનુભવ કરનારો જીવતે જીવતે જ મુક્તિનો અનુભવ લે છે અને દેહને અંતે પરતત્ત્વની જોડે એકીભાવને પામે છે.

શરીરમાં પગના નખની અણિથી માંડી બ્રહ્મરંધ્રપર્યંત એક જ અખંડ ચૈતન્યનું ભાન થાય છે, તેને જ પ્રાણ એમ કહે છે. એ પ્રાણતત્ત્વમાં ભુવન, તત્ત્વ અને કલા—એ વિભાગો સૂક્ષ્મ રીતે રહેલ અનુભવાય છે.

પ્રથમ જે આપણે કહી ગયા તે તો પ્રાણચારને લાગુ પડે છે અને અત્યારે જે કહીએ છીએ તે પ્રાણતત્ત્વને લાગુ પડે છે. પ્રાણતત્ત્વ એ ચૈતન્યશક્તિદ્વારા શરીરમાં થતા સ્પંદનો અનુભવ કરાવનાર વ્યાપક વસ્તુ એ સમસ્ત દેહમાં વ્યાપી રહેલી છે.

ત્યારે પ્રાણચાર તે તો હૃદયકમલથી શક્તિતત્ત્વપર્યંત કે છત્રીસ અંગુલના જે પ્રદેશમાં વ્યાપી રહેલો પ્રાણસ્પંદથી ઉત્પન્ન થનારો એક જ્ઞાનમય પ્રવાહ એ છે પ્રાણચાર.

આ પ્રમાણે પ્રાણચાર અને પ્રાણ, એ બંને વચ્ચેનો સ્પષ્ટ ભેદ જાણી લેવો જરૂરનો છે. પ્રાણચારમાં જેમ દેશચાર અને કાલચાર, એમ બે ભેદ પડે છે તેમ જ સમસ્ત પ્રાણમાં પણ દેશ અને કાલ એમ બે ભેદ પડે છે. તેમાંના દેશભેદમાં ત્રણ પેટા ભેદો છે: ભુવન, તત્ત્વ અને કલા. એ જ પ્રમાણે પ્રાણમાં કાલક વિભાગમાં ત્રણ પેટા ભેદો પડે છે: વર્ણ, મંત્ર અને પદ. એ દરેક ભેદ શરીરમાં પગથી માંડી મસ્તકપર્યંત અથવા મૂલાધારથી માંડી સહસ્રકમલપર્યન્ત વ્યાપી રહ્યા છે, અને એથી એ ભેદને અધ્વા એમ કહે છે, અને એ છ ભેદોને ષડધ્વા કહે છે.

સમસ્ત દેહવ્યાપી સામાન્ય ચેતન જે આખા શરીરમાં વ્યાપી રહ્યું છે તે જ પ્રાણનું દેહમાં અસ્તિત્વ દર્શાવતી, અંદરથી બહાર નીકળતી અને બહારથી અંદર તરફ વળતી અંતઃકરણની વૃત્તિઓને પાન અને અપાન એવાં નામો આપેલાં છે. અને એ જ રીતે શ્વાસના ઉચ્છ્વાસ અને નિઃશ્વાસ, એટલે અંદર આવવું અને બહાર જવું, એ સામાન્ય લક્ષણને લઇ પ્રાણાપાન એવું નામ આપેલું છે.

હઠયોગના અભ્યાસીઓનું કાર્યક્ષેત્ર સ્થૂલ શરીર હોવાથી એવા ઉચ્છ્વાસ નિઃશ્વાસને જ પ્રાણાપાન એમ કહે છે, એને માને છે. રાજયોગના અભ્યાસીઓ તો ચિત્તવૃત્તિઓનું અંતરગમન ને બહિરગમન તેને જ પ્રાણાપાન એમ કહે છે અને ઓળખાવે છે, અને એ વૃત્તિપ્રવાહનો મુખ્ય આધાર બરડાની કરોડની મધ્યભાગમાં રહેલી મૂલાધારથી સહસ્રદલકમલસુધી પહોંચેલી, સુષુમ્ણા નાડીને જ માને છે, અને એ સુષુમ્ણામાંથી અનેક નાડીજાળ ઉત્પન્ન થઇ આખા શરીરમાં અતિ સૂક્ષ્મરૂપે ફેલાઇ ગઇ છે અને તેથી જ જ્ઞાનેન્દ્રિયોદ્વારા પ્રાપ્ત થતું જ્ઞાન, એઓ બ્રહ્મરંધ્રમાં પહોંચાડે છે અને ત્યાંથી થતા આદેશો કર્મેન્દ્રિયોને પહોંચાડી શરીરદ્વારા અનેક કર્મો કરાવે છે. (અપૂર્ણ.)

# સર્જન, ચિંતન, વર્તન.

( અનુસન્ધાન ગતાંક ૩૧ ના પૃષ્ઠ ૨૪૫ થી )

કલ્પનાનું કાર્ય ચિત્ર રચવાનું છે. અનેક ભાવોનાં ચિત્રો તે અખંડ રચ્યા જ કરે છે. આ ચિત્રો રચવામાં મનુષ્યની કુશલતાની અને તેના બળની ખાસ અગત્ય છે. અહિં જ તેનું ભાવિ ઘડાતું હોય છે. આ જ સમયે તેના જીવનમંદિરનો પાયો નંખાય છે, બીજક ભૂમિમાં રોપાય છે. કેવાં બીજક વાવવાં એની કાળજી મનુષ્યે પોતે રાખવાની છે.

હાલ કલ્પના ચિત્ર રચે છે તેમાં પોતાના વિચારવિના મનુષ્ય તે ચિત્રોના ચિંતનમાં ઉંડો ઉતરતો જાય છે. મનુષ્યની પરવશ સ્થિતિ હોવાથી તે તો કલ્પનાના રચેલાં ચિત્રો પ્રમાણે ઘસડાતો રહે છે. એ ચિત્રોમાં શું ગ્રાહ્ય છે અને શું ત્યાજ્ય છે એટલી વિવેકબુદ્ધિ ઉત્પન્ન કરવી જોઇએ. એ ઉત્પન્ન થતાં અવનતિ થતી તો અટકવાની.

જેવું ચિત્ર કલ્પનામાં રચાય તેવું મનુષ્યનું જીવન રચાય છે. તે વડે જ તેનું ઊર્ધ્વગમન અને અધઃપતન થાય છે, કેમકે વારંવાર તે ચિત્રનું ચિંતન એ જ મનુષ્યને સર્જે છે.

' કાં જે ભ્રુજ ચિંતન રચે, ભ્રુજ સૃષ્ટિનું શરીર. '

કલ્પના ન ધારેલાં ચિત્રો મનુષ્યમાં પ્રકટ કરે છે, અને અજ્ઞાવશ મનુષ્ય તેને વશ વર્તતો રહે છે. વિચારો એક સુંદર ઉપવન છે; આજુબાજુ વૃક્ષવેલિ કેવલ સુવાસિત પરિમલ પ્રસારી રહી છે. મધુર મધુર કોકિલાનો ટહુકો સંભળાય છે. પૂર્ણ શાંતિ પથરાઇ છે. આનંદ સિવાય આ સ્થાનમાં બીજું શું ઉઠે ! એવું મનોહર સ્થાન છે. એવા એક સ્થાનમાં મનુષ્ય બેઠો છે ત્યાં આ પરિસ્થિતિથી કેવલ વિરુદ્ધ સ્થિતિ કલ્પનાએ ઉપજાવી એક વિશાલ ભયંકર જંગલને રચી. શો પરિણામ આવ્યો ! જોતાં હૃદય કંપી ઉઠ્યું, રોમાંચ થયાં, પ્રસ્વેદ છૂટ્યો. સુંદર વાટિકામાં બેસનાર મનુષ્યને તેની કલ્પનાએ રચેલી જંગલ જ હવે જણાવા લાગી, જેથી તે વાટિકાનો આનંદ તો તેને સ્પર્શ પણ કરતો નથી. ભયનું ચિંતન થવા લાગ્યું અને તેના આ ચિંતને ભાવિમાં આવા પ્રકારની પરિસ્થિતિ રચી. સ્પષ્ટ થાય છે કે આ પરિસ્થિતિનું આદિ કારણ મનુષ્ય પોતે જ છે.

' પોતાની કોપેલી કલ્પના, તને બાધિ, તને છોડે '—એ વચનનું સત્ય સહજ સ્પષ્ટ થાય છે.

આ જ પ્રકારે અનેક પ્રકારની વિચિત્ર સ્થિતિઓ સ્વપ્નમાં મનુષ્ય જુએ છે તેને ઉપજાવવામાં પણ કલ્પના કારણરૂપ હોય છે. તે અમર્યાદ બળવાળી શક્તિ છે. માત્ર તેની યોજના કર્યા કરવી તે કાર્ય મનુષ્યનું છે. કલ્પનાપાસે સુંદર ચિત્રો રચાવવા એ મનુષ્યનું કર્તવ્ય છે. કલ્પના અખંડ કાર્ય કરતી જ હોય છે, પણ હાલ તેનું સ્વાતંત્ર્ય હોવાથી તે તો કંઇક ભયના, દુઃખના, મૃત્યુના, આનંદના, એમ અનેક પ્રકારના ચિત્રો રચે છે, અને તે ચિત્રોને પરવશપણે જોતું મનુષ્યનું મન એટલું બધું અવિચારક છે કે તે તેમાં પ્રીતિપૂર્વક ઓતપ્રોત થઇ રહે છે. તેને જોતાં જોતાં મનુષ્ય પોતે દુઃખી, રોગી, દીન, દરિદ્રી, ચિંતાગ્રસ્ત બની રહે છે, કેમકે વારંવાર દૃઢ થતું ચિંતન એ જ મનુષ્યને રચનાર છે. યાદશી ભાવના તાદશી સિદ્ધિઃ એ પૂર્વના મહાપુરુષનો આઘોષ, તેમનો

ડિંડિમનાદ આ જ વાર્તા સિદ્ધ કરે છે, અને કીટભ્રમરનું પ્રત્યક્ષ દૃષ્ટાંત એ નિઃશંક વિશેષ દૃઢ કરી બતાવે છે. અને સૂક્ષ્મ રીતે જોતાં મનુષ્યને પોતાનું જીવન પણ શું દર્શાવે છે ! આ જ માનવ શરીરમાં પશુત્વ પ્રકટેલું પણ જણાય છે, તેમ કેટલાક એવા જીવનો પણ છે કે પશુશરીર પણ આ મનુષ્યતનુથી શ્રેષ્ઠ કહી શકાય. આ પ્રકારે શાથી થતું હશે ? એનું જ કારણ છે. મનુષ્ય કલ્પનાનો દોરવ્યો દોરવાય છે, કલ્પના ઘોડાઉપર કે સુવર્ણની અંબાડીઉપર પણ ચઢાવે છે તેમ ગધેડે પણ બેસાડે છે. કલ્પનાનું સ્વાતંત્ર્ય તોડતાં અને મનુષ્ય પોતાનું સ્વામિત્વ જમાવ્યું કરતાં સહજમાં સુધાર બદલાશે અને કુબ્જું કુબ્જું થતું આ મનુષ્યનું જીવનનાવ યોગ્ય માર્ગે વહેતું થશે. મનુષ્યને પોતાને જ પોતાનો માર્ગ સુસ્પષ્ટ થશે, તેની ઉન્નતિ થવા લાગશે.

જેમ જેમ કલ્પનાઉપર મનુષ્યનું સ્વામિત્વ સ્થપાતું જશે અને મનુષ્યની ઇચ્છાનુસાર તે ચિત્ર રચતી જશે તેમ તેમ એક જ પ્રકારના ચિત્રો રચાવા માંડશે અને હવે મનુષ્યનું બાવરાપણું ન્યૂન થવાથી અને વાસ્તવ સ્વત્વ જમાવ્યું થવાથી કેવાં ચિંતનો કરવાં તથા કેટલો કાળ એક જ ચિંતનમાં સ્થિર રહેવું તે સર્વ વિષય મનુષ્યના હાથમાં આવશે. એટલે શાથી મનુષ્યજીવનની સંપૂર્ણ ઉન્નતિ થાય અને શેમાં પૂર્ણ શાશ્વતનું ભાન થાય, કેવાં ચિંતનો જીવનની સાર્થકતામાં ઉપયોગી મનાય, તેનો નિર્ણય કરી તેને અનુકૂલ સર્જન તથા ચિંતન શરૂ કરવાં.

જેમ યુધિષ્ઠિર મહારાજને રાજસૂય યજ્ઞ કરવાનો નિશ્ચય કરતાં તત્કાળ જ મયદાનવને એક સુંદર સભાસ્થાન રચવાની આજ્ઞા કરવામાં આવી હતી, તેવી જ રીતે આ માનવ તનુની સાર્થકતા કરવામાં, એ માનવ મંદિરને પરમાત્માના નિવાસસ્થાનરૂપ બનાવવા માટે તેને અનુકૂલ સામગ્રી રચવી આવશ્યકી કરે છે. તેમાં પરમાત્મા પધારવાના હોવાથી મનુષ્યે કલ્પનાશક્તિપાસે તેનું સુંદર ચિત્ર આલેખાવવું અને પછીથી તે ચિત્ર રસપૂર્વક જોતાં તેનું વારંવાર ચિંતન કરવું.

( અપૂર્ણ. )

---

## श्री उपेन्द्रजयन्तीमहोत्सवनुं साहित्य—( સં० ૧૯૯૦ )

### ( ઉત્તીર્ણ લેખો. )

( અનુસંધાન ગતાંક ૩૧ ના પૃષ્ઠ ૨૪૬ થી. )

### ૫ ' સત્પુરુષનું હૃદય કમલથી પણ કોમલ છે. '

[ લેખકઃ જ૦ ગ૦ મહેતા. ]

નિજ દુઃખમાં સ્વમાન હણે દીન થઈ હસતા રહે,
પરદુઃખમાં નિષ્ઠુર બની ઉપદેશ દેવાને ચહે;
પણ વજ્રથી પણ કઠિન બનીને અંત સહી લે આપદા,
પર દુઃખમાં તો મૃદુ કરતા વદન તેનાં સર્વદા.

---

[ લેખક : મ૦ ચ૦ શેલત. ]

છે વજ્રસમ વિપદવિષે, કદિ ચિત્ત જેનું ના ચળે,
છે વિવિધ સંપદ સાંપડે, કે હોય તે પણ છો ટળે;
પરવા ન જેને કોઇની, ઉરમાં ન કિંચિત્ વાસના,
પણ કમલથી કોમલ બને, સુણી આર્ત સ્વર નિજ દાસના.

---

## સ્ત્રીવિભાગ—૧ "ઓ માનવી ! તું ગુલાબથી પણ વધારે થા."

[ લેખક : મંગુબહેન ચુનીલાલ. ]

હરિગીત છંદ.

હે માનવી ! તુજ જીવનમાં શું શુભ વધુ તેં છે ભર્યું !
લીધા કંઇ આદર્શ કે પછી, ચિત્ત વિષયોમાં ધર્યું;
ધડ જીવન તારું એવું કંઇ જે વિષતણું અમૃત કરે,
પ્રતિકૂલ સર્વ શમાવીને, સર્વત્ર નવચેતન ભરે. ૧
ચેતન ભરતું પુષ્પ જો, ગુલાબનું, તું, વિકસતું,
કંટક છતાં પણ ખીલતું ને રમ્યતાભર્યું દીસતું;
ઘેરા અને આછા ગુલાબી, ધવલ સુંદર રંગમાં,
આકર્ષતું સૌરભભર્યું, આનંદતું સર્વાંગમાં. ૨
જોનારને અર્પે શીતલતા, શાંતિ ઉર પ્રકટાવતું,
સુવાસ, રંગ, આકારથી જનમાત્રને એ ભાવતું;
રંક-ગૃહે, નૃપ-યોગીના શિર કંઠમાં એ શોભતું,
સ્થવે સમર્પણ ભાવ, વળી રમણીની વેણી ઓપતું. ૩
નિજ પાંખડીમાંથી વળી કંઇ વિવિધતા ઉપજાવતું,
અત્તર, મધુર શરબત અને મલદોષ દૂર હઠાવતું;
નર વાસ ઝાઝી છતાંય, મીઠી મધુર આછી સુવાસથી,
પ્રસરાવતું આનંદલહરિ, સ્વસ્થતા ચોપાસથી. ૪
ખીલી પાંખડી નો ખરી જતી, કરમાઇ જાતું સહજમાં,
તો પણ મૃદુતાભર્યું કુસુમ એ, વ્હાલું થાતું વિશ્વમાં;
જીવનકુસુમ ખીલાવ તું, ગુલાબપુષ્પમાફક સદા,
પૂર્ણત્વ ધારી ખીલજે, કંટક-કઠિનતા હો તદા. ૫
અંતર્ બહિર્ તું રમ્ય બની, સુવાસ તુજ પ્રસારજે,
આહ્લાદ અર્પી અન્યને, આદર્શ ઉંચા ધારજે;
કરી પ્રાપ્ત સદ્‌ગુરુતણી કૃપા, શુભ પાગી જગને અર્પજે,
ઓ માનવી ! તુજ જીવનમાં, ગુલાબથી ઉત્તમ થજે. ૬

---

# श्री उपेन्द्रस्वरूपस्थितिसंवत्सरार्चन.

સમુદ્રમાં ભરતી ચઢીને ઓસરી જાય, પ્રભાત આવીને ઓસરી જાય, સ્વપ્ન આવીને સરી જાય, ચાંદની ઝગઝગીને વિલાઈ જાય, વંટોળીયો ચઢીને વેરાઈ જાય, ગગનમંડળમાં વિદ્યુત્ ચમકીને છૂપાઈ જાય, તેવું કોઈ વિલક્ષણ પરિવર્તન આપણે જોયું, અનુભવ્યું.

સહચરવૃંદને સદા તરતી રખાવનાર, પ્રેમસામર્થ્યનો અનુભવ કરાવનાર, મર્યાદિત દ્રષ્ટિનો વિકાર શમાવનાર, જીવન પ્રતિવર્ષ ઉત્તરોત્તર ઉન્નતિમાં ગળાવનાર, લૌકિક તથા અધ્યાત્મ હિતને સધાવનાર, સેવકસાધક વર્ગનો ઉત્કર્ષ કરનાર તથા ગૌરવ વધારનાર, સત્ચિંતન, સત્કાર્ય, સદ્વિચારમાં ખેલાવનાર, મંગલ કાલ આવ્યો અને ગયો.

કોઈ વિપરીત પ્રારબ્ધથી પૂર્વનો સુખાનુભવ પલટાઈ ગયો, સ્વપ્નસમ મિથ્યા થઈ રહ્યો.

અમૃતનું એક બિંદુ અમરત્વને અર્પે છે, સૂર્યનું એક બલવાન્ કિરણ કોટિ ગાઉ દૂરની વસ્તુને ભસ્મીભૂત કરે છે, એક પ્રકાશપૂર્ણ સામર્થ્યવાન્ આત્મા સૃષ્ટિમાં ઉજ્જ્વલતાના કિરણો ફેંકે છે, ધારેલી કાર્યસિદ્ધિ કરે છે. આવું એક પરમ તત્ત્વ સાકાર બન્યું, કંઈ કંઈ દિવ્ય અનુભવ કરાવી દૂર વહી ગયું.

સામર્થ્યવાળી વસ્તુ વિલાય છે તો પણ તે પોતાના બળથી કંઈક કંઈક સારું પ્રદાન કરતી જાય છે. જેમ સૂર્ય અસ્ત થતાં પણ ચંદ્રને તેજસ્વી કરતો જાય છે, તેમ મહાપુરુષો જ્યારે દેહનું તિરોધાન બતાવે છે ત્યારે પણ અનેક સત્સંસ્કારી હૃદયમાં સત્સંસ્કાર જાગ્રત્ રાખવાનું બળ અર્પે છે.

શ્રી વિશ્વવંદ્ય સમાન કોઈ ઉત્તમ અધિકારી અંતરમાં બળને જગાવે છે. વિવિધ પ્રકારે પ્રત્યેક ક્ષણ માનવ જાતિનું કલ્યાણ સાધવું એ એમનો સ્વભાવધર્મ છે, એ એમનો સામર્થ્યમહિમા છે, અને તે આપણે આપણા ચર્મચક્ષુથી પ્રત્યક્ષ નિહાળ્યું છે.

પરમ પૂજ્ય ભગવાન્શ્રીના સંકલ્પથી આપણામાં શુભ સંસ્કારો ઉદય થયા, વૃદ્ધિને પામ્યા, અને તેઓશ્રીની કૃપાદૃષ્ટિથી એ સંસ્કારો ટક્યા અને ટકે છે.

શ્રી ગુરુદેવે આપણા કલ્યાણ માટે બહુ બહુ કર્યું, અને પોતાની માનવલીલા સમેટતાં પણ આપણામાં કર્તવ્યનિષ્ઠા અધિક જાગે, એવું સત્ત્વબલ પ્રેર્યું છે, એવું ભાન ઘણા અંતરમાં થાય છે.

આ વિશ્વક્ષેત્રમાં અનંત દેહથી આવીએ તો પણ તેઓશ્રીના અનંત ઉત્કૃષ્ટ ઉપકારનો પ્રતિબદલો આપી શકીએ એમ નથી, એ તો સિદ્ધ છે. હવે તો માત્ર એ અમૂર્ત તત્ત્વપ્રતિ જો અખંડ સાચા ભાવની જલધારા વહેવડાવી શકીએ તો જ આ શેષ જીવનની સાર્થકતા છે.

આપણું પ્રાણબળ, હૃદયસૌન્દર્ય, ઐશ્વર્ય, આત્મા—જે કહો તે અણધાર્યું લુપ્ત કરનાર પદ્ધતિનો દિવસ નિકટ આવ્યો. છૂટના વિયોગજન્ય દુઃખનો અનુભવ કરતાં વર્ષનો વિષમ કાલ વ્યતીત થયો. યથાશક્તિ સર્વએ એ નિમિત્ત ભક્તકર્તવ્ય સાધ્યું. પ્રયોગ માસિક તિથિએ અર્ચન-

અંજલિ આપી કૃતાર્થ થયા. હવે ઉત્સવની આ સંવત્સરતિથિએ ગુરુદેવના પુણ્ય ધામમાં એકત્ર થઇ પુણ્ય સ્મરણચિંતનદ્વારા તેઓશ્રીના અમર્યાદ વ્યાપક સ્વરૂપસાથે સંબંધ પામી વર્ષભરના ધર્મકર્તવ્યની પૂર્ણાહુતિ સાધવાને તે દિવસે, તા૦ ૨૧ : ૧ : ૩૯૩૮ શુક્રવારે, શ્રી વિશ્વવંદ્યોદ્યાનમાં સંવત્સરાર્પણ થશે; તન્નિમિત્ત આવવું એ આપણે માટે કર્તવ્યરૂપ છે.

બંધુઓ ! બહેનો ! તેઓશ્રીના ઉપકારનિમિત્ત, સ્વધર્મના પાલનનિમિત્ત, પોતાના કલ્યાણ-નિમિત્ત, આ શ્રેયસ્કર કર્તવ્યમાટે આવજો, ભાવથી ભળજો.

વાર્ષિક લૌકિક ક્રિયાની સમાપ્તિ, ઈશ્વરેચ્છા હો, પોષ કૃષ્ણ પ્રતિપદા, સોમવારે થશે.

વ્ય૦ શ્રેયસ્સાધક.

---

ૐ વિષ્ણવે નમઃ મંત્ર જેમણે લખ્યા હોય તે સત્વર મોકલી આપે.

---

# श्री सद्बोधमन्दार.

**શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ** શ્રેયસ્સાધકોને તથા સજ્જનોને પ્રસંગોપાત્ત જે પત્રો લખ્યા હતા તેમાંથી બોધક ભાગોનો આ ગ્રન્થમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આ ગ્રન્થમાં વેદાન્તના સિદ્ધાન્તોથી ઓતપ્રોત, આત્માર્થીને ઉપયોગી વિચારો અત્યન્ત રસવાળી શૈલિથી જણાવ્યા છે. શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનનું 'રસદર્શન' વગેરે સુન્દર સાહિત્ય ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ રસવાળું છે, એમ તેને જોનાર, વાંચનાર મુક્તકંઠે મુગ્ધભાવથી પ્રશંસા કરે છે. તેવો જ અદ્ભુત આ ગ્રન્થ છે. વાંચનારનું ચિત્ત ઉચ્ચ વસ્તુપ્રતિ સહજ સ્વભાવે આકર્ષાય છે, અને તેમાં દર્શાવેલા વિચારોને આચારસિદ્ધ કરવા વેગ પ્રકટાવે છે.

**ગ્રન્થમાં શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની સુન્દર ત્રિરંગી છબી તથા હસ્તાક્ષર મૂકવામાં આવ્યા છે.**

જીવનમાં ઉચ્ચ આનન્દ, ઉત્કર્ષ તથા સુખ અનુભવવા હોય તો આ પુસ્તક તત્કાલ જ મંગાવો.

મૂલ્ય : રૂ. ૨-૦-૦ ( પોસ્ટેજ જૂદું ).

---

# રસદર્શન.

શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનિમિત્ત ખાસ રચાયેલાં રસમય, બોધક અને ભાવભરિત કીર્તનો તથા શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનરચિત 'ગુરુભક્તિમાહાત્મ્ય'ના અદ્ભુત અને આકર્ષક સંવાદનો આ લઘુ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. મૂલ્ય: રૂ. ૦-૬-૦ ( પોસ્ટેજ જૂદું ).

મળવાનું સ્થલ વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર, વડોદરા.

: : આ પ્તા હિ ૬ : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

શ્રેયસ્સાધક નો નિત્યસન્દેશ :
" જીવન ઘડો "

વર્ષ : ૪ અંક : ૩૩
સં૦ ૧૯૯૪, પોષ શુક્લ ૧૪
શનિવાર
તા૦ ૧૫ : ૧ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાગ કાળેની શેરીમાં—વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ મ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૫ : ૧ : ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## शुद्ध निश्चय.*

"—મારે ઓમળ વધવું છે. મારે મહાન થવું છે. મારે ઉત્તમ થવું છે. મારે આગળ વધવું એટલે ? જે સારૂં સારૂં મારાથી દૂર હોય તેની પાસે મારે જવું. સર્વ સારૂં મારે માટે જ છે, તો પછી મારે સારૂં સારૂં શા માટે ન મેળવવું ? શું હું મનુષ્ય નથી ? મનુષ્ય છું તો મારે સારૂં મેળવવું જ જોઇએ. મનુષ્ય તે જ જે દૂરના સારાને પોતાની પાસે ખેંચી લાવે. મનુષ્ય એટલે સર્વોત્તમનો સ્વામી. અને હું મનુષ્ય છું—ખરે જ હું મનુષ્ય છું. મારૂં તમામ ઉત્તમ હોવું જોઇએ. હું એટલે બીજું કંઇ જ નહિ પણ ઉત્તમોત્તમ વસ્તુ. નિશ્ચય કરૂં છું—ઓ, મારાં તેજસ્વી શરીર, મન, આત્મા ! સાંભળો છો ! નિશ્ચય કરૂં છું કે હું ઉત્તમ થઇશ—અને તેના કરતે પણ વધુ ઉત્તમ થઇશ.

અને કષ્ટ કયું ? હું અજ્ઞાન છું, મને અત્યારે ઉત્તમ થવાને માર્ગ ખબર નથી. મારામાં અનેક અવગુણ ભરપૂર છે. તે કોઇ બતાવે તો મને ખોટું લાગે છે, ક્રોધ આવે છે. બસ, આજથી બીજો નિશ્ચય કરૂં છું કે મને સુધારવા કોઇ ગમે તેવું કડવું કહેશે, મારાં ગમે તેવા દોષ બતાવશે, છતાં તેના ઉપર હું જરાએ ખોટું નહિ લગાડું; મારા મનથી પણ તેના તરફ ક્રોધ નહિ કરૂં. મારી ભૂલ બતાવનારનો હું વાણીથી ઉપકાર માનીશ ને મનથી ઋણી રહીશ. મારી ભૂલોનો હું વિચાર કરીશ. મને સુધરવા મારી ભૂલ સૂચવનારને હું શોધી શોધીને માંગીશ. મારે મારી ભૂલ ટાળવી છે. મારે સર્વોત્તમ થવું છે. અને તેને માટે કહેવાતું પ્રતિકૂળ હું પ્રસન્નતાથી સહન કરીશ. આ જ મારો નિશ્ચય:—

નહિ ખાઉં ખોટું ભૂલોથી, ન ચીડાઉં ભૂલ કરે તે પર;
મને જે સુધારે તેનો ઉપકૃત રહીશ જીવનભર.

શ્રી ગુરુદેવ.

* શ્રી ચારિત્ર્યમંદિરના વિદ્યાર્થીઓ માટે લખેલું.

# શ્રી योगसार.

( અનુસન્ધાન ગતાંક ૩૧ ના પૃષ્ઠ ૨૪૩ થી. )

આ ચિત્તનિષ્ઠ જે સુખદુ:ખાદિ તેને અપર ભોગ અથવા ચિત્તાત્સાન ભોગ શાસ્ત્રકારો કહે છે અને એ સુખદુ:ખાદિ વૃત્તિના સારૂપ્યને જે પુરુષ પામે છે તે સારૂપ્યની પ્રાપ્તિરૂપ ભોગ તે પર ભોગ કહેવાય છે, અથવા ચિદાત્માન ભોગ પણ કહેવાય છે. તેથી પુરુષનું ભોક્તૃત્વ ખરું જોતાં ચિત્તને લીધે જ છે. ચિત્ત ત્રણ પ્રકારના સ્વભાવને પોતાવિષે ધરી રાખે છે. જેમ સ્ફટિકમણિની બે બાજુએ બે જૂદા વર્ણના પદાર્થો મૂકીએ-ધારો કે એક બાજુએ જપાકુસુમરૂપ રક્ત વસ્તુ મૂકીએ અને બીજી બાજુએ નીલ વસ્તુ મૂકીએ તો સ્ફટિકમાં એ બંનેની છાયા પડશે તેથી સ્ફટિકમાં એક તો સ્વભાવસિદ્ધ શ્વેતપણું રહેલું જ છે અને તે સાથે ઉપાધિને લીધે રક્તત્વ અને નીલપણું પણ પ્રતીત થશે. તેથી સ્ફટિકમાં ત્રણ વર્ણોની પ્રતીતિ થશે, અગર જો સ્વભાવસિદ્ધ વર્ણ માત્ર શ્વેતપણું જ છે. આ જ પ્રમાણે ચિત્તમાં એક તો એની સ્વભાવસિદ્ધ નિસ્તરંગ દશા-વૃત્તિશૂન્યત્વ તે છે. બીજી તરફથી વિષયોના આંદોલનોથી એમાં ક્ષોભ થઇ વૃત્તિનો ઉદય થાય છે અને એ વૃત્તિ તે તે વિષયાકારા થઇ રહે છે, એટલે કે ચિત્તમાં વિષયોનો ઉપરાગ થાય છે અને ત્રીજી તરફથી વૃત્તિમાં પુરુષનું પ્રતિબિંબ પડે છે તેથી એમાં રહેલી અભિવ્યંગ્યા ચિત્શક્તિ જાગૃત્ થાય છે, એટલે કે ચિત્ત પુરુષધર્મવાળું થતું હોય તેવું થાય છે. આ રીતે બે તરફથી-વિષયનો અને પુરુષનો ઉપરાગ ચિત્તને પ્રાપ્ત થાય છે ત્યારે એ સર્વ અર્થને પ્રકાશે છે. ચિત્ત સ્વભાવે અણુ છે, અતિ સૂક્ષ્મ છે છતાં વૃત્તિદ્વારા વિભુ છે. ચિત્તની વૃત્તિઓ આખા બ્રહ્માંડમાં પ્રસરી શકે છે અને તેને લીધે જ સૂર્ય, ચન્દ્રાદિ દૂર દેશમાં રહેલા વિષયોનું અપરોક્ષ જ્ઞાન થઇ શકે છે. આ સ્વભાવને લીધે એ વિષયોનો સાક્ષાત્કાર કરવારૂપ ભોગની પુરુષને પ્રાપ્તિ કરાવે છે. તે જ પ્રમાણે જ્યારે એ ત્રિગુણાત્મક પ્રકૃતિના કાર્યરૂપ ત્રિગુણાત્મક ચિત્તમાં રહેલાં રજસ્ અને તમસ્નો કેવલ અભિભવ પ્રયત્નવડે કરાય છે અને શુદ્ધ સત્ત્વનું રાજ્ય એમાં સ્થાપવામાં આવે છે ત્યારે એ જ ચિત્ત પુરુષતત્ત્વના સાક્ષાત્કારને પણ કરે છે. તેથી પુરુષતત્ત્વસહિત પ્રકૃતિતત્ત્વને અને પ્રકૃતિના કાર્યરૂપ સમગ્ર વિશ્વને આ ચિત્ત જ જાણી શકે છે. તેથી જ શ્રી યોગસૂત્રમાં કહ્યું છે કે द्रष्टृ दृश्योपरक्तं चित्तं सर्वार्थम् ॥૪.૨૩॥ દ્રષ્ટા પુરુષ અને દૃશ્ય જે પ્રકૃતિ તથા પ્રાકૃત પદાર્થો તેનાથી ઉપર વર્ણવ્યા પ્રમાણે ઉપરાગને પામેલું ચિત્ત સમગ્ર વિશ્વને-પુરુષ, પ્રકૃતિઆદિ સર્વને-જાણી શકે છે, એ સર્વ પદાર્થો એના વિષય થઇ રહે છે. આ ચિત્તને લીધે જ પુરુષને દ્રષ્ટૃત્વ પ્રાપ્ત થાય છે. ચિત્ત અને પુરુષના ભેદનું જેને જ્ઞાન નથી તેવા સર્વ પ્રાણીઓ આ ચિત્તમાં રહેલા પુસ્તકાદિ વૃત્તિરૂપ જ્ઞાન, સુખ, દુ:ખાદિ સર્વ ધર્મો પુરુષમાં રહેલાં છે-મારામાં રહેલા છે એવું જાણે માને છે. સારાંશ કે પુરુષ વાસ્તવે દ્રષ્ટા નથી, માત્ર દર્શિસ્વરૂપ જ છે છતાં આ ચિત્તવૃત્તિસાથે ભ્રાન્તિથી અભિન્ન જણાવાથી દ્રષ્ટારૂપ થઇ રહે છે પુરુષ જાતે સુખદુ:ખાદિથી રહિત છે, સુખદુ:ખાદિ સર્વ ચિત્તના ધર્મો છે, ચિત્તની વૃત્તિ છે છતાં તેનો પુરુષમાં મિથ્યા આરોપ કરી હું સુખી, હું દુ:ખી ઇત્યાદિ ભ્રાન્તિને વશ થાય છે, પુરુષ જાતે વિભુ છે અને તેથી

ક્રિયાશૂન્ય છે તથા કર્તૃત્વથી રહિત છે છતાં ચિત્ત જે ક્રિયાવાળું છે તેની ક્રિયા તથા કર્તૃત્વને પોતામાં આરોપ કરી હું ક્રિયા કરનાર છું, હું કર્તા છું એમ માને છે. આનું નામ જ અવિદ્યા છે, આને જ મૂલ અવિદ્યા શાસ્ત્ર કહે છે. જે વસ્તુ જેવી નથી તેને તેવી માનવી એ મિથ્યા જ્ઞાન છે, એ જ ભ્રમ છે. અતસ્મિંસ્તદ્બુદ્ધિ:–જે જે રૂપવાળું નથી તેને તે રૂપવાળું જાણવું એ ભ્રાન્તિ વા ભ્રમ છે–એ સર્વ-સામાન્ય ભ્રમનું સ્વરૂપ શ્રી શારીરક ભાષ્યમાં જણાવ્યું છે. નૈયાયિકો પણ અતદ્વતિ તત્પ્રકારકોऽનુભવોऽયથાર્થાનુભવ: ॥ જે વસ્તુનો જે પ્રકાર-રૂપ-નથી તેમાં તે પ્રકારનું જ્ઞાન થવું એ અયથાર્થાનુભવ એટલે ભ્રમ અથવા વિપર્યય છે–એ જ ભ્રમનું સ્વરૂપ કહે છે. શ્રી યોગશાસ્ત્ર પણ કહે છે કે વિપર્યયો મિથ્યાજ્ઞાનમતદ્રૂપપ્રતિષ્ઠમ્ । ૧.૮ ॥ પોતાના વિષયમાં પ્રતિષ્ઠાથી રહિત એવું જે મિથ્યાજ્ઞાન તે વિપર્યય છે: વિપર્યય અથવા ભ્રમ એ ચિત્તની વૃત્તિ છે અને એ મિથ્યા જ્ઞાનરૂપ છે. જે જ્ઞાન ખોટું છે એમ જાણવાથી તે જ્ઞાનનો તથા તે જ્ઞાનને અવલંબી કરાતા વ્યવહારનો લોપ થાય છે તે મિથ્યા જ્ઞાન કહેવાય છે. શુક્તિમાં રજતનું જ્ઞાન થવું, રજ્જુમાં સર્પનું જ્ઞાન થવું, શંખમાં પીતત્વનું જ્ઞાન થવું એ આદિ સર્વ મિથ્યા જ્ઞાન છે, કારણ કે જ્યાં સુધી એ જ્ઞાન ખોટું છે એવો નિર્ણય થયો નથી ત્યાં સુધી તે તે વસ્તુ વિષે "આ રજત છે, આ સર્પ છે, આ પીત છે" ઇત્યાદિ શબ્દપ્રયોગ-રૂપ વ્યવહાર થાય છે પણ જ્યારે એ જ્ઞાન ખોટું છે એમ જાણવામાં આવે છે ત્યારે પછી "આ રજત છે" ઇત્યાદિ વ્યવહારનો લોપ થઇ જાય છે, પણ તેને સ્થાને "આ શુક્તિ છે" ઇત્યાદિ વ્યવહાર જ થાય છે. તેથી શુક્તિઆદિવિષે 'આ રજત છે' ઇત્યાદિ પ્રકારનું જ્ઞાન તે મિથ્યા જ્ઞાન છે. અને એ જ્ઞાન તે અતદ્રૂપપ્રતિષ્ઠ છે એટલે તદ્રૂપાપ્રતિષ્ઠ છે–તેના રૂપમાં પ્રતિષ્ઠાથી શૂન્ય છે. જેમ અગ્રામભોજી બ્રાહ્મણ:–કહેવાથી ગ્રામમાં નહિ જમનાર એવો બ્રાહ્મણ એ અર્થ નીકળે છે તેમ અહિં પણ અતદ્રૂપમાં પ્રતિષ્ઠાવાળું કહેવાથી તદ્રૂપમાં પ્રતિષ્ઠાથી શૂન્ય એવો અર્થ નીકળે છે. એનો અર્થ એ છે કે વિષયનું જે રૂપ હોય તે રૂપમાં સ્થિતિ કરી નહિ રહેલું એટલે તે રૂપને ભાસમાન નહિ કરનાર પણ તે વિષયમાં નહિ રહેલા એવા રૂપને તે વસ્તુવિષે જણાવનાર જે જ્ઞાન તે અતદ્રૂપપ્રતિષ્ઠ છે. શુક્તિમાં શુક્તિત્વરૂપ રહેલું છે પણ તેને વિષે થતું "આ રજત છે" એ જ્ઞાન એ શુક્તિત્વને ભાસમાન કરતું નથી પણ તેને સ્થાને રજતત્વને જણાવે છે તેથી એ જ્ઞાન તે અતદ્રૂપપ્રતિષ્ઠ છે અને ઉપર જણાવ્યું તેમ મિથ્યા જ્ઞાન છે તેથી એ જ્ઞાન તે વિપર્યય અથવા ભ્રમ છે.

(અપૂર્ણ.)

---

# સર્જન, ચિંતન, વર્તન.

(અનુસન્ધાન અંક ૪૨ ના પૃષ્ઠ ૨૫૩ થી)

કોઇ જોનારને આ ઇશ્વરનું નિવાસસ્થાન છે એમ કહેવું જ પડે એવું તે મનોહર મન્દિર... સંપન્ન હોવું જોઇએ, અને તે થવા માટે જે શક્તિ મનુષ્યને પ્રાપ્ત છે તેનો યોગ્ય ઉપયોગ કરવો

જોઇએ. આજે તે અહિર્નિશ તદ્દિનો કચરો ભરીને એ શક્તિ સ્વૈરઅનુસાર જે પ્રવૃત્તિ કરે છે તેવી પ્રવૃત્તિ, મનુષ્યનું પોતાનું સ્વત્વ જાગ્રત્ થતાં થવાની નહિ, પરંતુ તે મનુષ્યની ઇચ્છાનુસાર સુંદર ચિત્રોને જ સરજવાની. સંયમ કાળે કરવામાં આવતી ધારણાઆદિ ક્રિયામાં પણ એ કલ્પનાપાસે પ્રથમ એક ધ્યેય રચાવીને તેનું ધ્યાન કરવાનું હોય છે તે શું છે ! એ જ કલ્પનાઉપર કાબુ મેળવી તેને મનુષ્યે પોતાની ઇચ્છાનુસાર પ્રવર્તાવવી એ જ હોય છે.

આ પ્રકારે મનુષ્યની પોતાની ઇચ્છાનુસાર ચિત્ર રચાવાથી તે ચિત્રનું ચિંતન લાંબો સમય ચાલુ રહેવાનું, કેમકે ત્યજવા યોગ્ય જે જે વિચારો છે તે જાણ્યા પછી જે જે ઉત્તમ અને ગ્રાહ્ય હોય અને જે ચિંતનથી આ માનવતનુ પરમાત્માનું નિવાસસ્થાન થઇ શકે એવાં જ પ્રકારનાં ચિંતન તથા સર્જન કરવા યોગ્ય ઠરે છે. મનુષ્યનું પોતાનું સ્વત્વ જાગ્રત્ થયા પછી કલ્પના તેની દાસી બની રહે છે અને તેથી જ જો તેવા મનુષ્યની ઇચ્છા રહેવાની થાય તો તેને વશ વર્તવાવાળી કલ્પનાને સુંદર મહાલય જ ચિત્રવો પડવાનો આ માનવ શરીરને બ્રહ્મસદન બનાવવાની જો ઇચ્છા છે તો કલ્પના બ્રહ્મસદન રચવાના સઘળાં સાહિત્યો સંમુખ લાવવાની, અને તે મનુષ્યની પરમ પ્રીતિનો વિષય હોવાથી એ સર્જેલા દશ્યમાં સહજ સ્વભાવે મનુષ્ય એકાગ્ર થવાનો અને દૃઢ ચિંતન થતાં તદ્દરૂપ કાર્યનું પ્રત્યક્ષ પરિણામ પ્રકટવાનું. કલ્પનામાં ઉપજેલી સ્થિતિનું વારંવાર ચિંતન તે જ ભાવના છે, અને દૃઢ ભાવનાનુસાર ફળનું પ્રકટવું થાય છે.

સ્વપ્નમાં પણ અજાણપણે કલ્પનાએ સર્જેલાં ચિત્રોનું ચિંતન કરી તદ્દરૂપ અનેક પ્રકારનું વર્તન મનુષ્ય કરે છે હસે છે, રડે છે, આનંદથી મસ્ત બને છે, રંક થાય છે, રાજા બને છે. આ બધું શુ છે ! સર્જન અનુસાર ચિંતન, અને ચિંતન અનુસાર વર્તન આજ સુધી મનુષ્ય કરતો આવ્યો છે અને હવે પછી પણ તે જ કરવાનું છે. માત્ર હવે સત્તાથી કાર્ય કરવાનું છે, જેથી કેવાં ચિત્રો ઉત્તમ છે, એના ચિંતનથી કેવુ વર્તન થશે અર્થાત્ કેવું ફળ પ્રકટશે, એ સર્વનું જ્ઞાન સ્પષ્ટ થયુ હોય છે.

માનવ જીવનમાં બ્રહ્મદર્શન કરી શકાય છે એથી જ તે સર્વોત્કૃષ્ટ ગણાયું છે. તેથી બ્રહ્મ-દર્શનવિના મનુષ્યજીવનનું સાફલ્ય અન્ય કોઇ ઉપાયે નથી એવો મનુષ્યે પ્રથમ નિર્ણય કરવો ઘટે છે. આ નિર્ણય દૃઢ થતાં મનુષ્યનું તમામ સર્જન, ચિંતન તથા વર્તન બ્રહ્મને પ્રકટાવનાર હોવું જોઇએ, તેનુ નિશાન આ જ લક્ષ્યને વીંધવારૂપ હોવું જોઇએ, એમ ઠરે છે.

આ પરમ લક્ષ્યાર્થ એક પણ વિરુદ્ધ ચિત્ર કલ્પના ન પ્રકટાવે એવી તેને કેળવવી જોઇએ, અર્થાત્ મનુષ્યે તેને પોતાની ઇચ્છાનુસારિણી બનાવી દેવી જોઇએ. ખરી સાવધાનતા અહિં જ રાખવાની હોય છે પૂર્ણ સાવધાનતા રાખવાથી તે સર્વોત્કૃષ્ટ ચિત્ર રચશે કેમકે લક્ષ્યરૂપ વિષય સર્વોત્કૃષ્ટ છે અને આ રીતે આ કલ્પનાએ રચેલાં ચિત્રોને પુનઃ પુનઃ પ્રેમપૂર્વક જોતાં જોતાં તેનું ચિંતન દૃઢ થવાથી ધ્યાતા ધ્યેયરૂપ બની જવાનો.

'જેનું સ્મરણ જે જન કરે, તદ્રૂપ થતો તે આખરે'–એ રીતે મનુષ્યનું વર્તન એટલે સઘળી ક્રિયા પ્રભુના ગુણધર્માનુસાર થવાની, આન્તર બાહ્ય કરણોથી થતી સઘળી ચેષ્ટા વિદિત અને સર્વોત્તમ થતી જશે. આ પ્રકારે ક્રમે ક્રમે કાળમાં વૃદ્ધિ થતાં એક જ લક્ષ્યને અનુરૂપ ચિંતન થતું જશે. આજે સંકલ્પોની હારની હાર જે રોકની જણાય છે તે અળપાઇ જવાની, કેમકે એક જ પ્રકારનું ચિંતન ચાલુ થવાનું. ક્ષણમાં મરવું, ક્ષણમાં રુદવું, ક્ષણમાં પ્રીતિનું, ક્ષણમાં લોભનું–એમ આકાશ પાતાળમાં જઈ આવે એવી મનની ચંચળ સ્થિતિ લુપ્ત થવાની અને મન નિશ્ચલ અને પ્રશાંત થવાનું, આ પ્રકારની પૂર્ણ પ્રશાન્ત અવસ્થા એ જ માનવ જીવનમાં પ્રભુદર્શન કરાવનાર છે. ક્રમે ક્રમે દૃઢ અભ્યાસથી અને સંપૂર્ણ ઉત્સાહવડે બળવાન થતાં આ માનવ તનુમાં પ્રભુનો સાક્ષાત્કાર થાય છે.

સ્વરૂપમાં યોગ માર્ગે દોરવેલી કલ્પનાશક્તિ કેટલું મદદ કાર્ય કરે છે ! તે સ્વરાજ્યને અર્પે છે, સ્વામિપદે સ્થાપે છે; ઐશ્વર્ય, સામર્થ્ય, સર્વ આપી પરિણામે પૂર્ણ પદની પ્રાપ્તિ કરાવી આપે છે.–

અહો ! મનુષ્યશરીરની કેટલી અપૂર્વતા ! પ્રિય મન ! વિજયધ્વજ ગ્રહણ કર, દાસત્વનો ત્યાગ કર, સર્વ શક્તિઓને વશ વર્તાવ, પરમેશ્વરને સત્વર પ્રગટ કર. વિલંબ ન કર. નેત્ર ઉઘાડ, કર પ્રભુ દર્શન. કર્તવ્યની, પ્રાપ્તવ્યની, જ્ઞાતવ્યની પરાકાષ્ઠા ! ધન્ય, ધન્ય, વિજય, વિજય.

> 'જે જેનું ચિંતન કરે, તે તેમય થઇ જાય,
> પ્રભુ ચિંતી પ્રભુમય થવું, કીટભ્રમરને ન્યાય'

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૦ )

### ( ઉત્તીર્ણ લેખો. )

( અનુસંધાન અંક ૩૨ ના પૃષ્ઠ ૨૫૪ થી. )

### ઓવિભાગ-(૨) 'તમે ગુરુઆશ્રમમાં જઇ શું શું કરો ?'

[ લેખક : શ્રી પ્રમીલા બહેન. ]

ગુરુઆશ્રમમાં જવાનો મુખ્ય ઉદ્દેશ વિશેષ ઉન્નતિ અર્થે છે; એ પુણ્ય તીર્થમાં નિવાસ જ આત્મજાગ્રત છે. જ્યાં ગુરુદેવના કૃપારશ્મિ અખંડ પ્રસરતાં હોય એ સ્થાનનો શો મહિમા કહેવો ! ગુરુઆશ્રમમાં જઇ જે નિત્યકર્મ હોય તે ગુરુદેવ ને ગુરુપત્નીના ઉઠવા પહેલાં કરી લેવાં અને તેમના ઉઠયા પછી તમામ સેવામાં તત્પર થવું. નિત્યકર્મ વગેરે કરવાનો, ત્યાં જઇ, આગ્રહ રાખવાનો ન હોય, અને રાખ તો નહેલાં પરવારવું. જ્યાં સાક્ષાત્ દર્શન છે ત્યાં આ નિયમોનું સ્થાન નથી જણાતું, છતાં તે સાથે કર્તવ્યપરાયણતા ભૂલવાની નથી. સેવાનું પુણ્ય સાધન છે, જે બીજ નથી

મળતું તે અહિ સાધવાનું છે, આનંદપૂર્વક, આલસના ત્યાગપૂર્વક, કલ્યાણની ભાવનાથી, સમજીને, સાવધાનતાથી કરવાનું ગુરુદેવને કે ગુરુપત્નીને સહજ પણ વિક્ષેપ ન થાય એ રીતે તે કરવાનું છે. હલકામાં હલકું કામ કરતાં પણ સંકોચ ધરવાનો નથી. ગુરુદેવનું જ કામ કરવું તેમ નથી પણ આશ્રમનું સર્વ કામ, ગુરુબંધુની સેવા, ગમે ત્યાં કચરો કાઢવો, અનાજ વીણવું, રસોઇ વગેરે સર્વ કામ કરવા તત્પરતા રાખવી.

કાર્ય કરતાં ગુરુનું સ્મરણ, જપ વગેરે કર્યાં કરવાં તીર્થમાં પાપ કરવાથી તે વજ્રલેપ જેમ થાય છે તે જ રીતે આ તીર્થમાં આવી નિંદા કુથલી વગેરે કરતાં સાવધતા રાખી અભિમુખતા સાધતા રહેવી

નિવૃત્તિએ શીખવા સાધવાનું હોય તો માગીને પણ કરવું. કદાચ ગુરુદેવ કંઇ ઉપદેશ આપતા હોય ને તે વખતે પણ કામ કરવાનું હોય તો તે કરતાં આ ઉપદેશથી વધારે લાભ થશે એમ ધરવું નહીં ગુરુદેવની વ્યાપક સત્તા સર્વત્ર હોવાથી તે સર્વ જુએ છે, જાણે છે, માટે તે વિચારથી દૂર રહેવું ગુરુપૂજનવગેરે કરવાં પણ તેમાં તેઓશ્રીને વિક્ષેપજેવું કરી ન કરવું તેવે પ્રસંગે દૂરથી નમસ્કાર કરી માનસ પૂજન અર્પવું

ગુરુદેવના વ્યવહારમાં માથું મારવાનો સ્વભાવ આગ્રહથી ત્યજવો જે તે વાત જાણવાની જીજ્ઞાસા ત્યજવી અહીં આવી વિશેષ પુણ્યને સ્થાને પાપ વહોરવા જેવું થાય તેમ ન કરવું. સેવા ને નિવૃત્તિએ ચિંતન, સત્સમાગમ કરવો, પણ બીજા કાથાકુટીયા ન કરવા. કંઇક બને તે દાન કરી જવું, કેમકે તીર્થમાં અધિક પુણ્ય તેથી મળે છે આપણી સ્થિતિ મોટી હોય તો દ્રવ્યથી, બુદ્ધિથી કોઇ રીતે પણ અહીં તે અભિમાનનો ત્યાગ કરી સર્વજોડે સરખી રીતે સ્નેહથી રહેવું કે કોઇનો તિરસ્કાર ન કરવો ક્વચિત્ આવવું થતું હોય તો એક દિવસ ગુરુદેવને પ્રાર્થના કરી ખાસ ઉપદેશશ્રવણ અર્થે કાર્યક્રમ રચવો, તેની સામગ્રી પોતે જ તૈયાર કરવી, સર્વ બંધુ-બહેનોને પોતે જ નિમંત્રણ કરવું ગુરુદેવને કોઇ રીતે બોજારૂપ ન થઇ પડવા સાવધ રહેવું આ રીતે સમજી, વિચારી, ભક્તિથી, શ્રદ્ધાથી નિવાસ કરવો એ જ કર્તવ્યરૂપ છે.

---

## યુવકવિભાગ—'આજ'.—(સં ૧૯૯૨)

[લેખક ચૈતન્યપ્રસાદ અંબાલાલ ત્રિવેદી.]

જગતમાં 'આજ' ને માન આપનાર કોણ ઉચ્ચ પદને નથી પામ્યા? અને જેઓ 'ગઇ કાલ' અને 'આવતી કાલ' ને જ મહત્તા આપે છે તે કોણ સામાન્ય સ્થિતિમાં નથી રહ્યા? 'આજ' ને માન આપનાર જ્યારે પ્રાપ્તવ્યના પદને પામે છે ત્યારે ભવિષ્યના તર્કને સેવનાર

પોતાના પ્રાપ્ત થતા સુખને પણ પામી શકતા નથી, અને તેથી આગામી દિવ્યા સુખોના તો તેઓ સ્વપ્નમાં પણ દર્શન કરવાને ભાગ્યશાળી થતા નથી.

તમારી અત્યંત નિકટમાં નિકટ કાળ તે વર્તમાન કાળ–'આજ' છે. ભવિષ્ય કાળ તમારાથી દૂર છે. તમારો હાથ લાંબો કરતાં તેને પહોંચે તેમ નથી, જ્યારે 'આજ' તમારી હથેળીમાં રમે છે; અને તેથી તે વડે તમે જે લાભ મેળવવા ધારતા હશો તે મેળવી શકશો. જેના હાથમાં 'આજ' નથી તે ભગવાન્ છતાં નિર્બળ છે. તેનું સામર્થ્ય વ્યર્થ છે. તેનો અવતાર નિરર્થક છે. તેનામાં રહેલું પરમ દૈવી ચૈતન્ય નિરાધારપણે પડી રહે છે. 'આજ' જેના હાથમાં છે તે નિર્બલ છતાં બલવાન છે. તેને દેવો અને પરમેશ્વર સદા અનુકૂલ છે. તે જ મનુષ્ય જગતમાં કલ્યાણને સાધે છે અને અન્યનું કલ્યાણ કરે છે.

'આજ' ને યોગ્ય ક્રિયાઓવડે માન આપશો તો જગતમાં–તમારી પ્રત્યેક વર્તમાન કાળમાં–સન્માનને પામશો. 'આજ' વ્યર્થ જતાં તમે વ્યર્થ જશો, તમારું અસ્તિત્વ વ્યર્થ થશે. તમારે વિદ્વાન્, ગુણવાન્, ધનવાન્, આરોગ્યવાન્ વગેરે ગમે તેવા થવું હોય તો વર્તમાન કાળનો "'આજ' નો-આશ્રય લો. 'આજ' તમને સર્વોત્તમ અથવા અધમ બનાવવા સમર્થ છે. તમારે ઈશ્વર થવું છે ? તો પણ તે જ 'આજ' તમને ઈશ્વર કરશે. તેનો સદુપયોગ કરો.- ઈશ્વર થવાના જે જે ઉપાયો હોય તેને 'આજ' જ સાધો. આવતી કાલઉપર રાખવાની મિથ્યા દુરાશા ન બાંધો.

'આજ' નો સદુપયોગ કરી કોઈ પણ કાર્ય સિદ્ધ કરવું એ હાથમાં રહેલા કળને મુખમાં મૂકવા જેટલું સરળ છે. અને આવતીકાલમાં તે સિદ્ધ કરવાની આશા રાખવી એ ઊંટના ગળાનો લબડતો હોઠ ખરી પડે અને તે શિયાળને મળે એવી શિયાળની દુરાશા જેવું છે. કોણ વિવેકી પુરુષ તેવી દુરાશાને વશ થશે !

અનુકૂલ છતાં 'આજ' ના કર્તવ્યને જેઓ ભવિષ્ય કાળમાં નાખે છે તેઓ પાપ કરે છે એમ કહેવું એ કંઈ ખોટું નથી. પાપ એ શું છે ! પાપં એટલે હાનિ. પુરુષનો લાભ અને અયોગ્ય ક્રિયાની વૃદ્ધિ એ પાપ. જે ક્રિયા યોગ્ય સમયે કરવી ઘટે છતાં ન થાય એ સમાન બીજી હાનિ કઈ છે ? અને એ આગામની જ વૃદ્ધિ કરનાર છે. આગમ એ અયોગ્ય ક્રિયા છે અને તેની વૃદ્ધિ થવી એ જ પાપની વૃદ્ધિ છે. આથી યોગ્ય ક્રિયાને અનુકૂલતા છતાં પ્રમાદથી ન કરવી એ પાપ જ છે.

'આજ' ! તું જ સર્વોત્તમ છે. તું જ અમારું બલ છે. તું જ ઉત્કૃષ્ટ નિકૃષ્ટ ફલ આપનાર અમારો પ્રત્યક્ષ દેવ છે. તું જ અમારો મહાનો હિતકર સાથી છે. ધન્ય છે તારા સામર્થ્યને. તને યથાર્થ રીતે સેવનાર જ જગતમાં ઋષિ, મુનિ, યોગી, મહાત્મા કે દેવ છે.

---

**સંવત્સરાર્ચન:**—પોષ કૃષ્ણ ૭મ, તા૦ ૨૧ : ૧ : ૩૮ શુક્રવારે, શ્રી ત્રિપદાંશો-ધનમાં પાંચ સંવત્સરનો આરંભ મધ્યાહ્નથી થયો. અરે દવેએ ગુરુવારે ત્રિપુષ્પી આશ્રમમાં ... અતિ પરીક્ષત્.

## શ્રેયસ્સાધકનું લવાજમ બાકી હોય તેણે લેતા આવવું.

---

અમદાવાદમંડળે પોતાના મંદિરમાં ગઇ શુક્લ સપ્તમીએ પ્રતિવર્ષના નિયમાનુસાર ઉત્સવનું સુંદર રીતે પાલન કર્યું. ગત વર્ષે આ દિવસે શ્રી ગુરુદેવની સ્થિતિ ત્યાં હતી તેથી આ પાદુકાસ્થાનનો ઉત્સવ ઘણો આકર્ષક થયો હતો શ્રી ગુરુદેવે દુર્વાસાનું આખ્યાન રચીને સ્વમુખે શ્રવણ કરાવ્યું હતું, તેમાં આવતો પ્રત્યેક પ્રસંગ એવા તો અદ્ભુત ભાવથી વર્ણવ્યો હતો કે તેની અસર સર્વના ચિત્તમાં આ ક્ષણુપર્યંત રહી હતી ' કૃષ્ણ પ્રભુ ત્યાં નથી, જુએ તો, કૃષ્ણ પ્રભુ ત્યાં નથી '—આ પંક્તિ શ્રી ગુરુદેવે આખ્યાનમાં ગાઇ હતી. તે જ પ્રમાણે હાલ સર્વ હતું પણ એ સ્થળે ગુરુનું દર્શન નહોતું થતું. અને તેથી કાર્યક્રમ શાંતિવાળો અને સુંદર થયો છતાં પણ ગુરુદેવ-વિના સર્વ કંઇ શૂન્ય હતું. તેઓશ્રીની કૃપાથી સર્વ કંઇ થઇ રહ્યું છે એ પ્રકારના અનુભવસાથે પ્રાપ્ત કર્તવ્ય કરી, ભગવાનશ્રીનું પુણ્ય સ્મરણ કરતાં સર્વ પોતપોતાને સ્થાને ગયા હતા.

---

## પ્રસાદ.

[ વહેંચનાર મણુબ્હેન ચુનીલાલ ]

૧. પ્રભાત પ્રાણપ્રદ શાથી લાગે છે ? કારણ તે ખીલે છે.
૨. ઇશ્વરપ્રતિ પરમ શ્રદ્ધાભાવથી રહેજો
૩. શુષ્કતામાંથી રસ શોધો
૪. દિવસમાં ઘણુ એ હસજો, પણ હાસ્ય ન કરજો.
૫ આપણી પરીક્ષા ઉપદેશ દેવાથી નહિ પણ આચરવાથી થાય છે
૬. જીવન તે છે, જે આત્મભાનસમેત હોય
૭ પ્રેમ તે છે, જે આત્મસુખત્યાગસમેત હોય.
૮. મૈત્રી કરવી સહેલી છે, પણ નિભાવવી કઠિન છે
૯. પરપદાર્થપ્રતિ નિર્મલ ભાવથી રહેજો.
૧૦. વિક્ષેપક પ્રસંગોપ્રતિ અડગ ભાવથી રહેજો.
૧૧. ક્ષુદ્રમાં ક્ષુદ્ર કાર્ય, સેવાની દષ્ટિથી થતાં, મહદ્‌ના મહદ્ ફલ આપે છે
૧૨ જગતમાં વૃક્ષ વિનાશી છે, બીજ વિનાશી નથી.
૧૩. હૃદય તે છે, જે નિર્લેપતાસમેત હોય.
૧૪ દુઃખો સહી લેજો, સુખને વહેંચી લેજો
૧૫. ગુરુપ્રતિ પ્રપૂર્ણ અને સરલભાવથી રહેજો

---

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:

"જીવન ઘડો"

વર્ષ: ૪ અંક: ૩૫-૩૬
સં. ૧૯૯૪, પોષ કૃષ્ણ ૧૩
શનિવાર
તા. ૨૯ : ૧ : ૧૯૩૮

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમંદિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં: રૂ. ૫-૦-૦
હિન્દબહાર: દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**
વિદ્યાર્થીને અવશ્ય મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યશુદ્ધિ મથતી સંસ્થા.

સ્થળ: વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, આડ ફાજેની ખડકીમાં—વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક: શાન્તિલાલ પ્ર. ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિમલચંદ્ર-ડવાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૯ : ૧ : ૧૯૩૮

॥ ॐ श्री ॥

## मानव विधान.*

શું આપણે માણસ છીએ ?

બે હાથ, બે પગ, કે અમુક જાતનું શરીર હોય તેટલા ઉપરથી આપણે માણસ નથી. ભલે, આપણે બોલી શકીએ, ચાલી શકીએ કે શ્વાસ લઇ શકીએ, છતાંય આપણે માણસ નથી. ખાઇ શકીએ, ઉંઘી શકીએ, કે વિચારી શકીએ—આવી આવી ક્રિયાઓ પણ આપણને માણસ બનાવી શકતી નથી.

તો આપણે માણસ શી રીતે કહેવાઇએ ? માણસ હોય તે ધીમે ધીમે ક્રોધ ઓછો કરે, શાન્તિ વધારે; ખેદ ઓછો કરે, આનંદ વધારે; ઘણું ખાવાનું ઓછું કરે, ચાવવાનું વધારે; બક બક કરવાનું ઓછું કરે, મૌન વધારે;—એટલે થોડું પણ ઉપયોગી અને પ્રમાણ બોલવાનું વધારે: આળસ ઘટાડે, ઉદ્યોગ વધારે: તિરસ્કાર ઘટાડે, પ્રીતિ વધારે: લપલપાટ ઘટાડે; નમ્રતા વધારે: મેલ ઘટાડે, સ્વચ્છતા વધારે: વિકળતા ઘટાડે, સ્થિરતા વધારે; અવ્યવસ્થા ઘટાડે, સુવ્યવસ્થા વધારે; ચીઢવાનું ઘટાડે, વિનય વધારે: સ્વાર્થ ઘટાડે, પરાર્થ—પરમાર્થ વધારે: ખરાબ કામ કરવામાં દિવસે દિવસે ઢીલો બને, સારાં કામ કરવામાં દિવસે દિવસે વેગવાળો બને: સારા દેશબંધુઓ સાથે, સારા મહાપુરુષો સાથે, અને છેવટે ઇશ્વર સાથે મળવાને માટે પોતાનાથી બનતું કરે તે માણસ છે.

શ્રી ગુરુદેવ.

---

* શ્રી ચારિત્ર્યમંદિરના વિદ્યાર્થીઓ માટે લખાયેલું.

# ભગવાન્શ્રી અને હું.

( અનુસન્ધાન ગતાંક ૩૪ ના પૃષ્ઠ ૨૮૪ થી )

થોડાં વર્ષ પૂર્વે એક પુંજાભાઇ નામના બંધુ હતા. તેમનું વય વીસેક વર્ષનું હશે પણ સેવાનું મૂર્તરૂપ હતા, એમ એમની સેવાવૃત્તિથી જણાઇ. શ્રી મન્દિરની સર્વ સેવા તથા અન્ય સર્વની પણ સેવા યથાર્થ રીતે કરતા હતા. દૈવયોગે એમને ભયંકર માંદગી આવી. તે સમયે ભગવાન્શ્રીએ તથા તેઓશ્રીની સર્વ વિભૂતિઓએ રાતદિવસ તેમની જે ચાકરી-સેવા કરી, તેનું વર્ણન શબ્દોદ્વારા થઇ શકે તેમ નથી. અને જ્યારે એ બાઇનું શરીર વિલાયું ત્યારે શાક્તાગમન ભગવાનને આઘાત થયો હોય એવો ભાવ મુખઉપર સ્પષ્ટ જણાઇ આવ્યો હતો.

તે જ પ્રમાણે તા૦ ૧ જુલાઇ ૧૯૨૫ ના રોજ હું પોતે ભયંકર તાવની અસાધારણ માંદગીમાં સપડાયો અને બેશુદ્ધ થઇ ગયો હતો ત્યારે પોતેશ્રીએ ભાઇ મણિલાલ શેઠ વગેરે પાર્ષદોને મારી સારવારમાં યોજી દીધા. મારી નાડીના તેમજ હૃદયના ધબકારા પણ બંધ પડવા આ૦। તે સમયે ડૉ૦. .મારા જીવવાની આશા છોડી, છતાં પોતેશ્રી શાંતિથી મારૂં નિરીક્ષણ કરી રહ્યા હતા. રાતે એક વાગે બે શબ્દોચ્ચાર કર્યો તે સમયે ભગવાન્શ્રીની સૂચનાથી મને ફેરી પાછ દેહમાં આવી. ઉત્તરોત્તર ચેતન પ્રકટ થતું ગયું. ડૉક્ટર........વગેરેને પણ ઘણું આશ્ચર્ય થયું. આ સમયે મૃત્યુના સર્વ લક્ષણો પ્રતીત થયાં છતાં ભગવાન્શ્રીની અપરિમિત કૃપાથી જ હું બચી શક્યો.

શ્રી સાધનસમાર ભપ્રસંગે સર્વને સ્પષ્ટ નિર્દિષ્ટ કરાવ્યું છે કે મારી સગવડ સાચવવા પોતેશ્રી અસ્ખલિત પ્રયત્ન કરતા હતા. નીકાલના સમારંભમાં મને નરત હનમાં બેસાડી મંડપમાં આરોગ્ય અને મને સુખ રહેવાની જ આજ્ઞા કરતા. મારે માટે પ્રત્યેક સમારંભમાં ખાસ વ્યવસ્થા ગોઠવવાની અદ્ભુત લીલા કરી હતી તે સર્વના અનુભવમાં આવ્યું છે.

બે વર્ષ પૂર્વે જ્યારે યાત્રા માટેની સ્પેશ્યલ નીકળી ત્યારે તેમાં નહિ જવાનો મારો પ્રથમથી જ સંપૂર્ણ નિશ્ચય તથા આગ્રહ હતો ભગવાન્શ્રી મને આવવાનો પ્રત્યક્ષ તેમજ પત્રદ્વારા દરેક રીતે આગ્રહ કરતા હું એકનો બે થતો નહિ પરંતુ છેવટે તેઓશ્રીના મહાવ્યાગ્રથી મારો આગ્રહ છૂટ્યો અને હું સાથે જવા છેક છેવટની ઘડીએ તૈયાર થઇ ગયો, મને ઇ ટર ક્લાસના ડબ્બામાં મુકામ આપ્યો. દરરોજ સવારમાં અસ્ખલિત રીતે કોફી મોકલતા તથા મને માફક આવે એવી પૂરી વગેરે ખાદ્ય વસ્તુઓ ખાસ બનાવરાવતા. સવાર સાંજ મારી પ્રકૃતિ જોવા પધારતા મને કોઇ વખત મારા ડબ્બામાં સામાન ગોઠવતો જુએ તો તત્કાલ મને ખસેડી પોતે ગોઠવી આપે સ્વરૂપમાં આખા પ્રવાસમાં મને લેશ માત્ર પણ અગવડ પડવા દીધી નથી.

આત સુંગાના ઇંદવા સમારંભ વખતે મારા ઉપર અનહદ કૃપા કરી મને પોતાશ્રીની શીતલ છાયા નીચે સતત સાડા ત્રણ માસ સુધી રાખ્યો અને જે અદ્ભુત અનંદનું ભાન કરાવ્યું તેનું વર્ણન શબ્દોદ્વારા કરવું અશક્ય છે. નિર્જન એકાંત પ્રદેશમાં, ઓછામાં ઓછી જરૂરીઆતોથી

રહી જીવનનો સદુપયોગ કેવી રીતે કરી શકાય તેનો પદાર્થ પાઠ શીખવ્યો છે, એટલું જ નહિ પણ લૌકિક અપાર આનંદનો અનુપમ લ્હાવો પણ આપ્યો છે. જંગલમાં મંગલ કરી દેવા મહાપુરુષો કેવા સમર્થ છે તેનું પ્રત્યક્ષ નિદર્શન પોતેશ્રીએ કરાવ્યું છે, તેની સાથે જગતના મનમાન્યા વિષયો ભોગવતાં છતાં તેનાથી પર કેવી રીતે રહી શકાય તેનો પણ મર્મ સ્વદૃષ્ટાન્તથી સમજાવી આપ્યો છે. પોતાશ્રી આગળ પૂર્વે હું વારંવાર કહેતો કે અવર્તર કે વાસ્તુસેવનના ખાણામાં આમંત્રણ પામેલા મહેમાનો પોતાને મહાભાગ્યવાન્ માને છે, તેમ આપશ્રી મહારાજના મહારાજાની સાથે પ્રસાદ લેવાનો અનુપમ લાભ મળે તો હું મહા ધન્યભાગ્ય માનું છું, અને તેથી મહિનામાં એકાદ દિવસ પણ કોઈને કોઈ નિમિત્તથી આપશ્રીની સાથે પ્રસાદ લેવાનો સુયોગ ઉપજાવી કાઢવો એવું વૃત્તિમાં સ્ફુરે છે. મારા સંકલ્પની સિદ્ધિ પોતેશ્રીએ અનાયાસમાં કરી આપી અને મને સતત સાડા ત્રણ માસ સુધી પોતાશ્રીની સાથે–કેવલ સંમુખ–પ્રસાદ જમાડવાની અદ્‌ભુત લીલા દર્શાવી. એટલું જ નહિ પણ મારે માટે ઉની ઉની પોળી વસ્તુ કરાવે અને પીરસાવે અને પોતે ટાઢી પડેલી રસોઈ જમે. મારી અનુકૂલતા સાચવવા પાયક ઉપર પણ પોતે દેખરેખ રાખતા. આટલી બધી કાળજી તો જનક માતાપિતા પણ ભાગ્યે જ રાખી શકે.

સને ૧૯૨૨ ની નવરાત્રિમાં મને પુરશ્ચરણ કરી દેવાનું સ્વપ્ન થયું. મેં પણ કચેરીમાંથી રજા લઈ એ કાર્ય કરવા નિશ્ચય ધર્યો, પણ દૈવયોગે વિષમ જ્વર આવ્યો તેથી દર્શને આવતો પણ અટકી પડ્યો. પોતેશ્રી ભાદ્રપદ અમાવાસ્યાની રાત્રિથી અખંડ નવ દિવસ મેડા ઉપર ઓરડીમાં જપમાં બેસી ગયા હતા તથા મૌન પણ ગ્રહણ કર્યું હતું. આહાર તથા જળ પણ ત્યજ્યાં હતાં, માત્ર સુકાય નહિ માટે પ્રસંગોપાત્ત એક એક લીલી દ્રાક્ષ ખાય. આવશ્યક કામ હોય અને કોઈ પૂછે તો લખીને જવાબ આપે. હું આશ્વિન શુક્લ છઠ્ઠે દિવસે દર્શનાર્થે જઈ શક્યો, પણ પોતે ક્યારે ઉતરી તે નક્કી નથી એમ ખબર પડવાથી નિરાશ થઈ નીચેથી જ પાછો વળ્યો. એ સમાચાર પોતાશ્રીને મેડા ઉપર મળ્યા. પોતે સ્લેટ ઉપર લખીને મને ત્યાં એકદમ બોલાવી લીધો અને નીચે પ્રમાણે ચીઠી લખી આપી:—

> 'પ્રિય શ્રી.......નવરાત્રિમાં રજા લઈ તમે પુરશ્ચરણ કરવા ધાર્યું હતું તેને બદલે મને આવ્યું છે. એ એક જ છે તેથી આનંદ. આજ ચીઠી લખવાનો જ હતો. તમે આવી પહોંચ્યા તેથી વિશેષ સંતોષ થયો. હવે પ્રકૃતિ છઠ્ઠવારથી દસરા સુધીમાં સ્વસ્થ થઈ જશે, એટલે આનંદવાર્તા થશે.'

આ ચીઠી વાંચતાં મારું હૃદય ભરાઈ આવ્યું. પોતેશ્રીએ મારા માથા ઉપરનો ભાર ઉપાડી લીધો અને પોતાની સાથેનો અભેદભાવ સૂચવ્યો એ મારું અહોભાગ્ય. આજ પણ આ હસ્તાક્ષરો વાંચતાં મારું હૃદય ભરી જાય છે. ભગવાનશ્રીની કેવી અપરિમિત કરુણા !

એક રાતના દ.બુ.ને ત્યાં મારા એક હાથને પોને પર્વંત સમાન લથડી જાય અને પગ્રહાય જણાવે છે કે

" તમારા આવા કાર્યો નિમિત્તે સંતોષના ઉદ્‌ગાર અંતઃકરણ જે કહાડે છે, તે હું બહાર જણાવતો નથી. તમારા મારા સંબંધમાં એવાં વચનો ન બોલાય એમાં જ મને સંબંધની અધિકતા સમજાય છે. આ કાર્ય થવાથી મારા અંતરમાં જે થયું છે તે એક અંતરાત્મા જ સમજે છે. ધર્મશ્રીના......નિમિત્તમાં તમે હાર થયા એટલા માત્રથી જ મને પરમ સંતોષ પ્રકટ્યો છે. × × × આ એક મહત્ત્વનું કાર્ય આપુએ સિદ્ધ થવાથી દાસ તો વૃત્તિમાં તમારા સ્મરણસહિત આનંદ રહે છે. પરમાત્મા અનુગ્રહશીલ હો "

પુનઃ અન્ય પત્રમાં પોતેશ્રી લખે છે કે

" ........ અંગે થયેલો ઉપાધિ એક તેરસ જેવાને તેવો જ છે, છતાં તમે આ વ્યવસ્થા કરી એ મારા અંતરને પણ ક્ષણભર હચમચાવે એમ લાગે છે કઇ નહિ, પરમાત્મા ખરી વખતના કાર્યની કિંમત ગણે છે, અને એમના નિમિત્તે જ આ તમારું કર્તવ્ય થયું છે, જેથી સંતોષ જ છે. × × × તમારું સ્મરણ તો અંતરમાં જાગ્રત જ રહે છે, એટલે એ પક્ષે તો કશું કથન જ નથી. "

ભગવાનશ્રીના વાત્સલ્યમય અંતરનું કેટલું બધું બૃહદ્‌પણું ! અને મારાપ્રતિ કેટલો બધો પક્ષપાત ! આમ છતાં પોતાશ્રીની અપાર કૃપાના ફળરૂપ તો મારી પદ્માનો વિવાહપ્રસંગ છે.

પદ્માની ઉમર મોટી થઇ ગઇ હતી. જ્ઞાતિમાં લાયક વર મળી શક્યો નહિ. પર જ્ઞાતિમાં સ્થાન શોધવાનું કામ સમુદ્રમાં મોતી ડીવા મારવા જેવું લાગ્યું. પોતાશ્રીને મે મારા ચાલક, પાલક અને નિયામક માનેલા હોવાથી મારી સર્વ વાત નિવેદન કરતો રહેતો હતો અને પોતેશ્રી હંમેશા આશ્વાસન આપે કે પદ્મના ગ્રહ એવા છે કે એને બહુ મોડું સ્થાન મળશે છતાં જે મળશે તે સારું જ મળશે એમ ..... .મહારાજ કહે છે, આમ કહીને પોતાના માથા ઉપરથી ભાર ઓછો કરે. પર ન્યાતના એક બે સ્થાન આગળ આવ્યા ત્યારે પોતે શરૂઆતથી જ એવી જોખમ પ્રવૃત્તિ આદરે કે તેનું પરિણામ અનુકૂલ આવવાનો સંભવ નથી એવી પ્રથમથી જ આગાહી થઇ રહે ! અને એક બે પ્રસંગે તેવો જ પરિણામ આવે આવેલો. દૈવયોગે મારી જ જ્ઞાતિમાંનું એક બહુ લાયક મનાતું સ્થાન નજરે ચઢયું સંયોગો પણ અનુકૂલ બારવાડ-મારા સગા વહાલા તરફથી પણ અનુકૂલ પ્રયાસ થવા લાગ્યો. છતાં આ સમાચાર કાને પડતાં જ પોતેશ્રી વધુ કે પ્રયત્ન કરવા દો, શો પરિણામ આવે છે તે જોયા કરો. આ વહવામાં કોઇ પણ પ્રકારનો ઉત્સાહ કે આશ્વાસન મળે નહિ અને મારાં મનમાં ઉથલપાથલ થાય કે આવું સારું સ્થાન જતું કરવું બરાબર નથી છતાં ભગવાનશ્રીની અનુકૂલ દૃષ્ટિ સમજાયા વિના કોઇ પણ સ્થાન નક્કી કરવું નથી એવો મારો પાકો નિશ્ચય હતો. આ સ્થાન માટેની છેવટની પાકી તૈયારી માટે મારે સુરત જવાની ફરજ ઉભી થઇ. ભગવાનશ્રીની રજા લેવા જતાં પોતે વદ્યા કે ઉતાવળ કરી જવાની જરૂર નથી. તમે અમુક બાબત પ્રથમ પુછાવી નક્કી કરો. તેમ કર્યા વિના ત્યાં જવાથી કંઇ અર્થ નથી. આ સૂચનથી મેં તરત પત્રવ્યવહાર ચલાવ્યો અને તેના પરિણામે ખાળ પરિણામ જ આવ્યું. આ

સ્થાનની મહત્તા હું સ્થાપવા જાઉં તેમ તેમ તેની સામી બાજુ પોતેશ્રી પ્રતિપાદન કરે. પ્રતિકૂલ પરિણામ આવ્યાથી મને તેમજ મારા કુટુંબીઓને ક્ષોભ તો થયો પણ પોતાશ્રીની ઇચ્છાને અધીન થવાનું મેં સ્વીકારી લીધું હતું. અને આ દેખીતું સારું સ્થાન નહિ મળવામાં રૂડો સંકેત જ હતો એમ મને પાછળથી સમજાયું.

જ્યારે હું બહુ જ અકળાયો અને મારી ચિંતા પરાકાષ્ઠાએ પહોંચી, તેમ જ પરમ પૂજ્ય માતુશ્રી પણ ભગવાનશ્રી સમીપ બહુ ઉદ્‌ગાર કાઢવા લાગ્યા ત્યારે અવનવો પ્રસંગ ઊભો થયો.

મારા એક ભાઇ જે હાલ T. D. નો અભ્યાસ કરવા વિલાયત ગયા છે તેમને મુંબાઇમાં એક પરપ્રાંતિનું સ્થાન આશ્ચર્યકારક રીતે અનાયાસ હાથ આવ્યું. તદ્દન અપરિચિત છતાં પુત્રીને નજરે જોવાની ઇચ્છા તે પક્ષે બતાવી અને પુત્રીને જોઇ કેટલાક પ્રશ્નો પણ પૂછયા. ભગવાનશ્રીના આશ્રમમાં ઉછરેલી અને સંસ્કાર પામેલી પુત્રીએ જે ઉત્તર આપ્યા તેથી તે પક્ષ ઉપર વિલક્ષણ અસર થઇ અને અનુકૂલ ભાવ પ્રદર્શિત કર્યો. મને આ હકીકત મળતાં મેં ભગવાનશ્રીની સંમતિ પૂછાવી કારણ કે પોતાશ્રીનો મુકામ તે સમયે અમદાવાદ હતો. શ્રી દેવીશ્રીની પ્રકૃતિ ઘણી બીમાર, પોતાશ્રીને પણ હૃદય વેદના વારંવારની, છતાં મેં પોતાશ્રીને સવિસ્તર હકીકત લખી જરૂર જણાયે પોતાશ્રીએ મારી સાથે-વ્યક્તિને નિહાળવા-મુંબઇ પધારવા વિજ્ઞપ્તિ કરી. ખાસ નિવેદન કર્યું કે આપશ્રીની અનુકૂલ દૃષ્ટિ નહિ હશે તો આ સ્થાન ગમે તેટલું અનુકૂલ, લૌકિક દૃષ્ટિથી, હશે તો પણ મારે મન તે નકામું છે. પોતાશ્રી મારું યોગક્ષેમ નિર્વહણ કરી જ રહ્યા હતા એટલે મુંબઇ જવાના મારા વિચારને અનુમોદન આપ્યું છતાં પ્રથમ એ વ્યક્તિની છબી મંગાવવા મને સૂચના કરી, તેમ મારા ભાઇને પરબારે મુંબઇ પત્ર પણ લખી દીધો. આ અર્થ એ છે કે અમારે મુંબઇ જવાને બદલે મારા ભાઇએ પેલી વ્યક્તિને લઇને વડોદરે જ આવવાનો વિચાર પ્રકટ કર્યો, અને ભગવાનશ્રીની સંમતિ માગવામાં આવી. મેં પોતાશ્રીને આગ્રહ કર્યો કે જ્યારે પેલી વ્યક્તિ વડોદરે જ આવી રહે છે તો આપશ્રીએ સર્વ વિભૂતિઓ સહ અમદાવાદથી અત્ર પધારી તેને દૃષ્ટિથી પાવન કરી યથેચ્છ નિર્ણય આપવા કૃપા કરવી. શ્રી દેવીશ્રીની પ્રકૃતિ વિશેષ શિથિલ હોવાથી પોતેશ્રી એકલા તા. ૨૯ જાન્યુઆરી ૧૯૩૭ શુક્રવારના રોજ ખાસ વડોદરે પધાર્યા. મુંબઇના બંને અતિથિઓને તા. ૩૧-૧-૩૭ રવિવારના રોજ અત્ર તેડાવી શ્રી આશ્રમમાં જ મુકામ આપી માતાવતી ભગવાનશ્રીએ તેમનું અપૂર્વ સન્માન કર્યું. પેલી વ્યક્તિને આખો દિવસ ત્યાં જ રાખી દૃષ્ટિથી પાવન કરી પોતેશ્રીએ સર્વ પ્રકારે અનુકૂલ ભાવ પ્રદર્શિત કર્યો અને તે જ રાતે ફ્રન્ટીયર એક્સપ્રેસમાં બંને અતિથિઓને મુંબઇ વિદાય કરી-થોડાક જ દિવસમાં છેવટનો નિર્ણય જણાવીશું એવું તેમને આશ્વાસન આપ્યું. મને કહ્યું કે કાલે મારે ભરૂચ-સમારંભનું સ્થાન જોવા માટે-જવું છે માટે ત્યાંથી પાછો આવીશ ત્યારે આપણે છેવટનો નિર્ણય કરીશું; હાલ તો તમે તમારા ભાઇને લખી દેજો કે એક મહીના પછી છેવટનો નિર્ણય જણાવીશું. આ દિવસે પોતાશ્રીના હૃદયની વેદના અસહ્ય હતી ને હું પ્રસંગોપાત્ત જેમ સાચવ્યો હતો છતાં પોતાશ્રીએ મારું આટલું કાર્ય આ રીતે કર્યું અને બીજે દિવસે પોતે ભરૂચ પધાર્યા અને ત્યાં જ સ્વ સ્વરૂપે લીન થઇ ગયા.

મારા દુર્ભાગ્યે મારે પુત્રીના કાર્યને આ જ નિમિત્તે સંભાળવાની ફરજ પડી અને તેની ઉંધી સમજ સામા પક્ષને એવી પ્રબળપણે થવા પામી કે તે લોકો અમારી સાથે સંબંધ બાંધવાને પાછળથી આનાકાની કરવા લાગ્યા આથી મારા ભાઈની અને મારી ચિંતા અતિશય વધી કેમકે ભગવાનશ્રી-આશ્વાસનનું અમોઘ સ્થાન—અદશ્ય થઈ ગયું હતું અને કિંકર્તવ્યમૂઢતા પ્રાપ્ત થઈ ગઈ સ્વરૂપા-વસ્થાનને એક માસ પૂર્ણ થવા પછી હું પોતે પુત્રી સહ મુંબઈ ગયો. મારા આવ્યાની ખબર સામા પક્ષને આપવી છતાં એવો નિરુત્સાહનો ઉત્તર મળ્યો કે તે દિવસે અમારું સર્વનું મુખકળ લોહી બળી ગયું અને હવે શી દશા થશે તેની અમર્યાદ ચિંતા ઉભી થઈ. અડધા દિવસના અંતે કંઈક અનુકૂળ ઉત્તર મળ્યો અને અમે સામા પક્ષની મુલાકાતે ગયા. પહેલવહેલી મુલાકાત અને સામા પક્ષનું વાતા-વરણ તે વખતે એક રીતે અનુકૂળ ન હતું. ત્યાં વાતચીતમાં મેં ભગવાનશ્રીએ મને અમદાવાદથી એ કુટુંબની કુલિનતા સંબંધમાં એક વાક્ય લખેલું હતું તે કાર્ડ વાંચવા ખાસ આગ્રહ કર્યો અને દૈવયોગે કુટુંબના પ્રધાન પુરુષે તે વાંચ્યો અને તરત જ બાજી પલટાઈ ગઈ. પોતાશ્રીના પેલા એક જ વાક્યની અસર એવી તો ચમત્કારિક થઈ કે તેમણે અમારી સાથે સંબંધ બાંધવાની પૂર્ણ ખુશી તરત જ બતાવી, એટલું જ નહિ પણ મુખ્ય વ્યક્તિએ પણ પોતાની જ્ઞાતિની અગ્રેજી શિક્ષિત કન્યા-ઓના આગ્રહપૂર્વક માગાં આવેલાં છતાં પ્રયાસથી જ પોતાનો સંબંધ બાંધવાની અનુમતિ આપી-અર્થાત્ અંતે એ સંબંધ બંધાયો.

કેવળ અંધારામાંથી મનગમતી વસ્તુ જડી આવે તેમ આ શ્રીમંત, પ્રતિષ્ઠિત તથા કુલિન કુટુંબ, યોગ્ય અને શિક્ષિત જમાના વગેરે અણધારી રીતે અને અનાયાસ મળી આવ્યું છે. આવું કિંમતી કુટુંબ મારી પોતાની જ્ઞાતિમાં મળવાનો સંભવ હતો જ નહિ આમ થવામાં ભગવાનશ્રીની કેવલ અનહદ કૃપા જ માનું છું

આ પ્રસંગ સ્પષ્ટ બતાવી આપે છે કે પોતાશ્રીએ મારું અને પુત્રીનું આ મહત્વનું લૌકિક કાર્ય કરી આપવા માટે જ પોતાના લીલાવિગ્રહને ટકાવી રાખ્યું. પોતાશ્રીની નાદુરસ્ત પ્રકૃતિને નહિ ગણકારીને તેમ જ જેમની પ્રકૃતિ બહુ નરમ હતી એવાં ભગવતીશ્રીને પણ અમદાવાદ ત્યજીને પોતેશ્રી મારી ખાતર વડોદરે પધાર્યા અને મારું આ કાર્ય તા. ૩૧-૧-૩૭ ના રોજ સંનિપાત કરી આપી મને તેનું અનુકૂળ સૂચન કરી બીજે જ દિવસે સ્વરૂપે સ્થિત થયા.

ઉપરના પ્રસંગો ઉપરથી પોતાશ્રીનો નિશ્ચય મારા સંબંધમાં પણ પોતે અક્ષરશઃ આચારમાં ઉતારી બતાવી પોતાનું ગુપ્ત અસાધારણ ઐશ્વર્ય પરોક્ષ રીતે તેમ જ અપરોક્ષ રીતે પ્રકટ કરી બતાવ્યું છે અને તે કારણે હું મને પોતાને ધન્ય ધન્ય સમજુ છું.

પ્રસંગે પ્રસંગે વિરોધ ધારણ કરનાર મારા જેવા અવિવેકી ઉપર પણ પોતાશ્રીની અનવધિ વત્સલતાનું સ્મરણ કરતાં આજે નયનમાંથી અશ્રુ વહી જાય છે અને તેઓશ્રીના મહિમામાં લીન થઈ જાઉં છું. મને સુધારવા માટે વિવિધ પ્રકારે વિલક્ષણ ચેષ્ટાઓ કરતા હતા, છતાં પોતે તો સર્વ ક્રિયામાં સદા અંતરથી નિરાળા જ રહેતા હતા-તેનું ભાન મને ધીમે ધીમે થતું ગયું; અને આજ તે

જ્ઞાન નિશ્ચયરૂપ થઇ ગયું છે. ઉપર ઉપરથી સામાન્ય જણાતી તેઓશ્રીની પ્રવૃત્તિઓને કેટલી બધી ઉપકારક થઇ છે તે જણાવવા અર્થે જ મારી મતિઅનુસાર ઉપરના પ્રસંગો આલેખ્યા છે.

પોતાશ્રીની ચેષ્ટાઓમાં–લીલામય પ્રવૃત્તિઓમાં–મને જેટલો મોહ છે તેટલો તેઓશ્રીની પ્રખર જ્ઞાનસંપત્તિ વગેરેમાં મને મોહ થતો નથી. માટે મારી તો એ જ અભિલાષાયુક્ત અંતરની પ્રાર્થના છે કે જન્મોજન્મ પોતાશ્રીના લીલાતનુ સાથે સંબંધવાળા થઇ રહેવાય, તેઓશ્રીની સામાન્ય જનવત્ થતી પ્રવૃત્તિઓ આનંદ અને કુતૂહલપૂર્વક નિહાળાય, પોતાશ્રીના અભિમુખ રહેવાનો બનતો પ્રયત્ન સેવાય, અને પોતાશ્રીના અગમ્ય સંકેતનો કેવલ સત્ય રૂપમાં સમજવા અધિકારી અને ભાગ્યશાળી બની રહેવાય–આવો અનુપમ લ્હાવો પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થતાં પર્યન્ત, પોતાશ્રીના જ શબ્દોમાં– શ્રી ઇષ્ટ પરમાત્માને સવિનય પ્રાર્થના કરી પ્રાપ્ત થાય છે કેઃ—

જય અનંત ઐશ્વર્યાધિપતિ ! કરીએ આરંભવિષે પ્રણતિ,
આપની પ્રવૃત્તિ અતર્ક્ય અતિ, સમજી ન શકે આ જીવમતિ; જય૦
છો આપ જ અશરણશરણ પતિ, કરૂણાથી જોતા રંકપ્રતિ,
છે ગહન ગતિ, નથી કળી જતી, નિજ ભક્તપ્રતિની આપ કૃતિ; જય૦
જે ઇતરને અતિ મુઝવતી, તે આપ ભક્તને રીઝવતી,
અન્યની જેથી શ્રદ્ધા ઘટતી, સાચા ભક્તની તેથી વધતી; જય૦
કરો શ્રદ્ધા પૂરી, અમમાં ખૂટતી, વળી હોયે ઘડી ઘડી જે ત્રુટતી,
કરો સુદૃઢ તેને પ્રભુ ! ઝટિતિ, હણી અશ્રદ્ધા મધ્યે ઉઠતી; જય૦
લહે કસોટિમાંથી અમ વૃત્તિ, પ્રભુ ! આપની છૂપી ઉપકૃતિ,
એવી કરુણા કરીને મહતી, સત્વર્ સત્વર્ સાધો પ્રગતિ; જય૦
યાચીએ કૃપા પ્રભુ દો સંપ્રતિ, ઓ કૃપાનિધિ ! ઓ કૃપાનિધિ !
જેનાપર આપની કૃપા થતી, તેના સુખની અવધિ અવધિ; જય૦

---

॥ ॐ શ્રીં ॥

॥ श्री चपेन्द्राय नमः ॐ विजयंकर विश्वंभर जय जय ॥

હે પરમ પુજ્ય શ્રી ઇષ્ટસદ્ગુરુ ભગવાન્ શ્રીમદ્ઉપેન્દ્રાચાર્યજી ! આ પુણ્ય તિથિએ આપના મહામંગલકર પતિતપાવન ચરણકમલોમાં મારા અનેકાનેક સાષ્ટાંગ હો. હે અધમોદ્ધારક શ્રી સદ્ગુરો ! આજ પુણ્ય તિથિએ જેમ આપશ્રીએ દેહ છોડયો તેમ આપની કૃપાથી અમારું અહંમમત્વ-બંધન છુટે–અમારૂં જન્મમરણરૂપબંધન નષ્ટ હો, એજ આ પુણ્ય તિથિએ આપની પાસે યાચવાનું છે.

**હે શ્રી નૃસિંહાભિન્ન ભગવાનશ્રી !** આજની પુણ્ય તિથિએ આપશ્રીને મારા અનેકાનેક નમસ્કાર હો. પરમ પૂજ્ય શ્રી મહેશ્વરસ્વરૂપ **શ્રી બાપજીશ્રીનું** સમગ્ર સામર્થ્ય આપશ્રીએ બાલ વયમાં જ ઝીલ્યું **હતું** તો હે સાધકના પરમ પિતુ ! આપના આ સમગ્ર ભક્તબાલબાલિકાઓને આપનું અગાધ અગાધ સામર્થ્ય ઝીલવાને શક્તિમાન્ કરો એ જ આ પુણ્ય તિથિએ આપની પાસે યાચવાનું છે.

**હે સર્વજ્ઞ,** સર્વશક્તિમાન્, સર્વવ્યાપક, **શ્રી ઇષ્ટ ભગવાનશ્રી !** આપના દિવ્ય દેહના અદર્શનથી અમારામાં ઉદ્ભવતા શોક, ખેદ અને અપ્રસન્નતાને દૂર કરવા આજની પુણ્ય તિથિએ આપની પાસે યાચવાનું કે આપની કૃપાથી અમોને આપની સર્વવ્યાપકતાનું સત્ય જ્ઞાન, ભાન પ્રાપ્ત હો જેથી સર્વત્ર, સર્વ સમય અમે આપના પુનિત દર્શન પામી અખંડ આનંદ, ઉલ્લાસ, ઉત્સાહ અને પ્રસન્નતા અનુભવીએ, અને એ રીતે આપમય થઇ રહીએ.

**હે વિજયંકર વિશ્વંભર ભગવાનશ્રી !** આજની પુણ્ય તિથિએ આપને પુનઃ પુનઃ પ્રણામ હો. આજની પુણ્ય તિથિએ આપની પરમ કૃપાથી અમારાથકી આપશ્રી નિમિત્ત અનેક સત્કાર્ય હો અને ઉપરઉપરના—અર્થાત્ અપૂર્ણ છતાં—વિધિરહિત છતાં તન, મન, ધન, જીવનના સાચા ભાવથી હોઇ આપની પ્રસન્નતાપાત્ર હો એ જ આપની પાસે યાચવાનું છે.

હે સર્વાંતર્યામિન્ ! હે જીવનસ્વામિન્ ! હે વિશ્વવ્યવસ્થાપક ! હે બ્રહ્માજ્ઞાનુ ! હે બ્રહ્માનંદ ! હે રસદાતા ! હે સદ્ગુરુવર પ્રભો ! હે ભક્તિવશ ભગવાન ! આજની પુણ્ય તિથિએ અમે અંતર્બહિર આપનાપ્રતિના સાચા ભક્તિભાવમાં રહેશી શ્રીમાન્ **વિશ્વવંદ્યસમાન** સાચા વિશ્વવંદ્ય થઇએ એ જ આપની પાસે યાચવાનું છે. જગદ્ભાન ભૂલીએ, આપના ચરણકમલોમાં ઝૂકીએ, આપના હૃદયસિંહાસને ઝુકીએ.

**હે જગદ્પાલક ભગવાનશ્રી !** આપની આજ્ઞાઓનું અનેકાનેક વાર અમે ઉલ્લંઘન કરતા છતાં આપના અંતઃકરણમાં ઘુઘવાટ કરતા ક્ષમાસિંધુનું આપશ્રીએ પ્રત્યક્ષ ભાન કરાવ્યું છે તે કાલાન્તરે પણ વિસરાય એવું નથી. આજ પણ એ જ ક્ષમાસિંધુનો અલૌકિક ઘુઘવાટ અમારા શ્રવણે પડે છે. હે ક્ષમાનિધિસ્વામિન્ ! આપને મારા અનેકાનેક વંદન વંદન વંદન.

હે સ્નેહસિંધો ! આપના નયનકમલોમાં અમે સદા સ્નેહનું જ દર્શન કર્યું છે. આજ પણ એ જ સ્નેહનું ભાન થાય છે અને આપની કૃપાથી એ જ ભાન અમારી વૃત્તિમાં જાગ્રત્ રહો.

હે દિનબંધો ! વ્યવહાર પરમાર્થમાં અમને આપશ્રીએ અનુપમ સહાય આપી અમારાં અનેક કાર્યો કર્યાં છે. આપશ્રીએ અદ્ભુત બંધુત્વ દાખવી અમને આપના કર્યા છે. સદા આપના જ રાખો એ જ પ્રાર્થના—સપ્રણામ.

હે વાત્સલ્યના અખુટ ભંડાર ! આપના વાત્સલ્યનો જેઓને અનુભવ થયો છે તેઓને તો ત્રિકાલ અન્યત્ર એવો વાત્સલ્યભાવ અશક્ય જ છે. માટે હે પરમ પિતુ ! આપ જ અમારાઉપર આપના અંતઃકરણમાંથી એ અદ્વિતીય વાત્સલ્ય વહેવડાવ્યા કરે. અમારા અનેક દેહોમાં એ વાત્સલ્યની રેલમાં તણાયા જઇએ, એ જ આપની પાસે પુનઃ પુનઃ આ પુણ્ય તિથિએ માગું છું.

હે ભગવાન્શ્રી! આપશ્રીના દાસ થવાને પણ અમે લાયક ન્હોતા છતાં આપશ્રીએ અમને અનેક વાર સન્નિકટતાનું સદ્ભાગ્ય આપ્યું છે. નિરભિમાનપણે આપશ્રીએ સમાન આસને બેસાડી આપશ્રીના ઉપદેશપાત્રમાંથી આપના જ શ્રી વરદ હસ્તે પ્રથમ અમને અર્પી આરોગતાં આરોગતાં જ અમારા સુખદુઃખની પૃચ્છા કરી અમારા કથનને શ્રવણ કર્યું છે એટલું જ નહિ પણ અમારાં દુઃખોમાં સક્રિય ભાગ લઇ આપશ્રીએ તે દૂર કર્યાં છે. હે ભગવન! આ પુણ્ય તિથિએ આપની પાસે માગું છું કે આપ અમારા જીવનસખા હો. અમોને આપનું નિરંતર સ્મરણ હો.

હે સર્વેશ્વર શ્રી પુષ્ટ સદ્ગુરુ ભગવાન્શ્રી! હે પરમ કૃપાળુ પરમાત્મન્! આપના દર્શનમાત્રથી અમારાં દુઃખો વિસરાઇ જતાં. આપની મધુર અમૃતવાણીથી અમારા અંતરતાપો શમી જતા. આપની દૃષ્ટિમાત્રથી અમે સુખશાંતિમાં પ્રવેશી જતા. આપના વિનોદમાત્રથી અમે ધ્યાન સાધી ગમન પામી જતા. આપના ચરણસ્પર્શથી અમે અનેક પાપોમાંથી મુક્ત થઇ જતા. આપના વરદ હસ્તથી અમે અનેક સદ્વસ્તુઓ પ્રાપ્ત કરતા. આપના સંકલ્પમાત્રથી અનેકના અનેક અસાધ્ય વ્યાધિઓ નષ્ટ થતા. આપની પ્રેરણાશક્તિથી અમે અનેક ઇષ્ટ પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત થતા. આપના જીવનમાંથી અમે જીવનના મર્મો મેળવી લેતા. આપના આંતર સામર્થ્યથી અમે આત્મબલ-વેષ્ટિત થતા. આપના આશીર્વાદથી અમે ઉચ્ચ ઉચ્ચ થતા. આપના ચરણકમળોમાંથી અમે અમૃતપાન કરતા. આપના છત્રછાયાથી અમે મસ્તીમાં ડોલતા. આપના ઉત્સવોમાં અમે મહા આનંદતૃપ્તિ અનુભવતા આમતેમ ઘૂમતા. આપની કૃતિઓમાં અમે ચમત્કૃતિઓ નિહાળતા. આપની સર્વ પ્રવૃત્તિઓમાં અમે પરહિતને જ અનુભવતા. હે સર્વેશ્વર શ્રી સદ્ગુરુ પ્રભો! ભગવાન્-સંજ્ઞા પણ આપને માટે તો અપૂર્ણ જ છે. હે મહારાજશ્રી! આપે મહાનુગ્રહ કરી સર્વદા અમારા યોગક્ષેમનું વહન કર્યું છે અને સર્વદા કરજો એ જ આ પુણ્ય તિથિએ આપની પાસે માગું છું.

હે સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્! આપના અનંત ઉપકારોનું વારંવાર સ્મરણ થયા જ કરે છે. અમારા સર્વાંગ આપશ્રીએ સ્વીકાર્યાં પરન્તુ આપની અદ્ભુત ઉપકાર-વૃત્તિએ આપે અમારા અર્થે અષ્ટ સિદ્ધિઓને રોકી રાખી. અમારી નવધા ભક્તિ આપે સ્વીકારી, પરન્તુ આપના અનુપમ ઔદાર્યથી આપશ્રીએ અમારા અર્થે નવ નિધિઓના દ્વારા ખોલી દીધાં. આપના ચરણપ્રતિ અમે દૃષ્ટિમાત્ર કરી ત્યાં તો આપશ્રીએ અમને સ્વરૂપમાં ખેંચી લીધા. હે પ્રભો! ક્યાં આ પામર જીવોનું તુચ્છ દાન અને ક્યાં આપ ચિત્સ્વરૂપનું દૈવી સંપત્તિયુક્ત દિવ્ય પ્રદાન! હે સ્વયંભૂ ભગવાન્! આપની લીલાઓમાં હું તો મુગ્ધ થઇ જાઉં છું. હે જગન્નાથ પ્રભો! આપનો સદૈવ સર્વત્ર જયજયકાર હો. હે પરમાત્મન્! વૃત્તિ જ્યારે આપમાં પરિવેષ્ટિત થાય છે ત્યારે તો એમ જ થાય છે કેઃ-ઉપેન્દ્ર! ઉપેન્દ્ર! પુકાર કરૂં મૈં,

યું હી જીવનકી ગુજરાન કરૂં મૈં.

હે નિખિલભુવનપતે! મારા જીવનનો જે જે સમય—જે જે ક્ષણ—હું આપનું વિસ્મરણ કરું છું તે તે સર્વ સમય મારા જીવનમાં અનિષ્ટ જ સમજું છું. અને તેથી હે ઘનશ્યામ! હે જીવન-

રામ ! હે નારાયણ ! આપને પુનઃ પુનઃ પ્રાર્થું છું કે આપની સત્તનો મારા જીવનપર એવો સુખમય પ્રયોગ કરો કે જેના પરિણામે હું એક પણ ક્ષણ-ક્ષણનો અનેકાનેક ગુણ સૂક્ષ્મ ભાગ પણ આપના વાસ્તવ અભિરંતર અનુસંધાનરહિત ન ગાળું; અર્થાત્ અખંડ આપથી અનુસંધાન અનુભવું, આપમાં સર્વ કાંઇ સમર્પી દઇ આપથી અભેદ અનુભવું, આપથી અભિન્ન થઇ રહું, એ જ આ પુણ્ય તિથિએ આપની પાસે યાચું છું.

હે ભગવાન્ ! જગતમાં એવો કયો અધમ જીવ હશે કે જેને આપના ઉપકારોનું સ્મરણ ન થાય ? એવો કોણ જડમતિ હશે કે જેને આપે જાગ્રત્ કર્યા છતાં આપને પ્રાપ્ત કરવાનો અવિરત ઉદ્યમ ન આદરે ? એવો કોણ કંગાલ હશે કે જેને આપે દિવ્ય નાદનું શ્રવણ કરાવ્યા છતાં આપનાપ્રતિ ન આકર્ષાય ? એવો કોણ હેવાન હશે કે જેને આપે સ્વરૂપસુખ દિગંબર દર્શાવ્યા છતાં તે પ્રતિ અમોઘ મનશ્ચક્ર સાધનપથાણ ન કરે ! હે ૐ હરહરહરોપેન્દ્ર ભગવાન્ ! આપનો સાચો પુરુષાર્થી બાલક તો અમે તેના કષ્ટે પણ આપની કૃપાથી આપને પ્રાપ્ત કરીને જ જંપશે.

અહોહો ! હે પરમ કૃપાલુ પરમાત્મન્ ! શ્રી ઉપેન્દ્રભગવાન્ ! પુન. પુનઃ અમારા ઉપર આપની કૃપા રેલાવો કે જેથી આજ પુણ્ય તિથિએ એ જ અનુભવગીત ગાઇએ કે.—

" તું હી એક મજંત અમ સર પર
દર્શન કરત નયન થક ભરભર,
જય ઉપેન્દ્ર ! જય જય સદ્ગુરુવર !
તું હી તું હી ૐ હર હર હર; પરબ્રહ્મ૦ " ( શ્રી ઉ૦ )

ચીમનલાલ પી૦ પંડયા.

---

# " भाइ जइ आवो. "

( લેખક : દલપતરામ. )

પોતાશ્રીના અનન્ય શરણાગતોને પોતાની સન્નિધિમાં આવવા અને ઠરી રહેવા માટે પ્રેમપૂર્ણ આહ્વાન કરનારો 'ભાઇ જઇ આવો' એ મોહનમંત્ર, કોઇપણ સાધક નંધુથી ભાગ્યે જ અજ્ઞાત હશે. જેઓ દીર્ઘકાલથી સર્વ ઉત્સવ સમયે અને પ્રાપ્ત અનુકૂલતાએ કૃપાનાથની પાસે જતા, અને યથાવકાશ તત્ર નિવાસ કરતા હતા, તેઓ જ્યારે સ્વસ્થાને જવાની પોતાશ્રીની પાસે આજ્ઞા માગતા ત્યારે પ્રાયશઃ પોતે આ પ્રમાણે પ્રેમવચનો ઉચ્ચારતા હતા, એવો મારો પૂરો બત્રીસ વર્ષનો અનુભવ છે.

શ્રી દઇ ઉવાચ—" **ભાઇ ! કેમ રહેવાની અનુકૂલતા નથી ? जइ आवो त्यारे ! ! પરમાત્મા સર્વ શ્રેયસ્ કરવાને સમર્થ છે. તેમાં શ્રદ્ધા રાખી. ઇશ્વરસ્મરણ કરતા પ્રસન્ન રહેશો.** "

दत्त्वा पतित मा पाहि (२) " આ પ્રમાણે એ " નિજ શરણાગતોનું અને પ્રભુત જનોનું યથાવત્ પાલન કરવું અને દ્વિતીય પતિતોનું ધારણ અને ઉદ્ધરણ કરવું. " આ બન્ને સ કેતો પોતાશ્રીના જીવનગ્રાહ્યમમા અને અખંડ આચરિત હતા પોતે અખંડ આપણા જીવનને પશુત્વમાંથી મનુષ્યત્વમાં, ત્યાંથી દેવત્વ અને પરિણામે ઈશત્વપર્યંત લઈ જવાને અનેક પ્રકારના અવિરત પ્રયત્નો આદરતા, એ આપણે નિત્ય અનુભવ્યુ છે પોતાશ્રીના અપાર મહિમાનું જ્યારે પૂર્વે એક વખત મને એકાએક પ્રકાશન થયુ હતુ ત્યારે નીચેની પંક્તિઓ મારા મુખમાંથી સહજ સરી ગએલ —

" સત્કર્મી, સત્કારીને, તારે ગુરુઓ અન્ય,
ઉપેન્દ્ર ભુજંગસમ અધમને તારે ગણી અનન્ય "

આ પ્રકારે પોતે ભુજંગસમ પતિતોના ઉદ્ધારાર્થે, સ્વયં અનેક કષ્ટમય વ્રતો, પુરશ્ચરણો અને તપ આચરતા તથા આચરાવતા હતા, અને તે પણ કષ્ટકર ન જણાય તેવી રીતે પોતાની જ સન્નિધિમાં રાખીને પોતે પોતાનાને કદીએ નિરાધાર મ્હીસા મૂકતા નહિ અને મૂકવા ચ્હાતા નહિ તેનો જ એ મર્મવાહી શબ્દ ' जाइ जइ आवो " સૂચક અને સાંકેતિક હતો એ દયાઘન દેવ તો અખંડ એમ જ વર્તન કરતા હતા કે ' चरणाधार दत्त्वा पतित भारयन्ति ', આ જ લક્ષ્યને નિરંતર વૃત્તિમાં આરૂઢ રાખીને જોઈ, જનાર પ્રત્યેકને જવાની આજ્ઞા આપતાં પુન શીઘ્ર પોતાના ચરણમાં પાછા આવવાનું આહ્વાન દેતા હતા

હવે શ્રી કૃપ પરમાત્માનો જ્યારે સ્વરૂપ સ્થાન થવાનો સમય નજીક આવ્યો ત્યારે, થોડા દિવસો પૂર્વે કેટલાએક પોતાશ્રીની સન્નિધિથી જવાની આજ્ઞા માગતા કોઈ કોઈને યાદ રહ્યુ છે કે પોતે ' जाओ जाइ ' એમ કહેલુ મને પોતાને પણ છેવટના આજ શબ્દો કહેલા બરાબર યાદ રહ્યા છે, અને એ શબ્દો જે વખતે આ મંદધીના કર્ણોમાં પડેલા ત્યારે શરીર, મન અને ઇન્દ્રિયોમાં રોમાંચ થયો, અને મદન્તઃ અંતરમાં એમ સ્ફુરેલું કે " પોતે આ વખતે આમ કેમ કહે છે ? " મને તો ત્યાર એ સમયથી એમ સ્ફુર્યા કરતુ હતુ અને હું કોઈ કોઈને વાતો પ્રસંગે કહેતો પણ ખરો કે ' હવે થોડા જ સમયમા પ્રિયતમ નિજ ધામમાં જરૂર પધારી જશે " અને બરાબર તેમ જ બની ગયું આ લેખને પૂર્ણ કરતાં ચીરાતાં હૃદયે હું અંતરાય આકાશમાં મારા ચિન્તનમના શુભ્રતમ તેજોમય સ્વરૂપને જોતો શ્રી મુખમાંથી ઉચ્ચારાતા એના એ જ દિવ્ય શબ્દ સાંભળુ છુ કે " जाइ जइ आवा

ઓ દયામય ! ભ્રમરમાળ ભગવન્ ! અમને હવે સત્વરે બોલાવી લો, જ્યાં પોતાશ્રી નિવસી રહ્યા છો ત્યાં અમર હવે પૂર્ણ અનુગ્રહ કરીને સત્વર પ્રકટ થાઓ, અમારાં દર્શનપિપાસુ હૃદયો ! ॐ पाहि माम् शरणागतम् ! અત્યારે તો " કહેવાનું તે કહી રહ્યો, હવે કશું ય કહું ન
ઉપેન્દ્ર શાણો રાખશો બેઠો હું ગ્રહી મૌન '

ત્યાર પછી અમની કૉલેજના પ્રોફેસર શ્રી ચતુરભાઈએ, શ્રીમદ્ ઉપેન્દ્રભગવાને ગુર્જર ભૂમિને કેવું ઉત્તમ સાહિત્ય આપ્યું છે તે વિષે ટુંકામાં છતાં અત્યંત ભાવપૂર્વક પ્રતિપાદન કર્યું કે આ વર્ગના અમૂલ્ય સાહિત્યતરફ અલક્ષ કરવામાં સાક્ષરોએ અન્યાય–ભૂલ–કરી છે. તત્ત્વજ્ઞાન કે ઉપદેશાત્મક કાવ્યનો સમાવેશ સાહિત્યમાં ન થઇ શકતો હોય તો મીરાં અને નરસિંહ મહેતાની કવિતાનો સાહિત્યમાં કેવી રીતે સમાવેશ થઇ શકે ? ખરી રીતે જોતાં તત્ત્વજ્ઞાનને કાવ્યમાં ગુંથવું એ અત્યંત કઠિન છે અને તેમ કરનાર વિરલ જ હોય છે અંતમાં જણાવ્યું કે ભગવાનશ્રીના કાવ્યોમાં–રસદર્શનોમાં–સાહિત્ય, સંગીત અને કલા એ ત્રણેનો અદ્દભુત રીતે સમન્વય થઇ રહ્યો છે અને તેના સમર્થનમાં ' જોગનીયાં ' ના પદનું દૃષ્ટાન્ત આગળ કરી જોગનને ' ચંદન ' ની ઉપમા આપવામાં ભગવાનશ્રીએ અદ્દભુત કાવ્યચમત્કૃતિ દર્શાવી છે એમ જણાવી પોતાની ભાવાંજલિ અર્પણ કરી

પશ્ચાત્ ભાઇ વિષ્ણુપ્રસાદ મજમુદારે ઉપોદ્ઘાતરૂપે જણાવ્યું કે ભગવાનશ્રી પૂર્વે ' દમ્પતી–જીવન ' કાઢતા હતા તે હું ...સપૂર્વક વાંચતો હતો એ પત્રમાં પોતે જે આદર્શ પ્રતિપાદન કર્યો હતો તે તેઓશ્રીએ પોતાના જીવનમાં યથાર્થ રીતે ચરિતાર્થ કરેલો આપણે જોઇએ છીએ અને ભગવાનશ્રીના દુર્ઘટ પ્રસંગને હજી એક વર્ષ પૂર્ણ થાય છે છતાં પૂ૦ દેવીશ્રીએ અસાધારણ ધૈર્ય ધરી, આપણને ઉલટું આશ્વાસન આપી, આપણી પ્રગતિમાટે જે અથાગ પરિશ્રમ આજ સુધીમાં લીધો છે તે ઉપરથી પૂર્વકાલના યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીના આદર્શ જીવન જેવા જીવનનો આપણને સહજ ખ્યાલ આવી શકે તેમ છે–એમ જણાવી શ્રી દેવીશ્રી લિખિત ' ભગવદ્દર્શન ' તથા ' મમતુ ન મમતુ ' ના લેખો એવા તો ભાવપૂર્વક વાંચ્યા કે શ્રી ઇષ્ટસત્તાએ જ આ કર્મ તેઓશ્રીદ્વારા કરાવ્યું છે એવું ભાન સર્વને થયું હતું.

તે પછી ભાઇશ્રી જેઠાલાલ, ચુનીલાલ ઓઝા તથા હસિત બુચના લેખો વંચાયા અને વિદ્યાર્થી દાદાભાઇએ પોતાનો લેખ પોતે વાંચ્યો લેખવાચનવિધિ થઇ રહેતાં, આજના પ્રસંગ નિમિત્ત ખાસ રચાયેલાં કીર્તનો સુંદર રીતે ગવાયાં હતાં. અંતે રાત્રિના ૧૧ વાગે કાર્યક્રમની સમાપ્તિ થતાં શ્રી સદ્દગુરુદેવકી જય, ' ' શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનકી જય ' ના જયઘોષપૂર્વક પૂર્ણાહુતિ કરવામાં આવી

મણિભાઇ શુક્લ.

---

મુંબઇ –બપ્પાની પુણ્યતિથિ નિમિત્ત ભાઇ જેસલાલ ગાંધીને ત્યાં રાત્રિના ૭-૩૦ થી ૧૦-૦ સુધીમાં પૂજન આરતી, ધૂન અને કીર્તનનો કાર્યક્રમ રખાયો હતો. શ્રી ગુરુદેવની પ્રતિમાને ઉચ્ચ આસન ઉપર પધરાવી ત્યાં આગળ ફુલ વગેરેથી શોભા કરી સ્થાનને બને તેટલું સુંદર કરવામાં આવ્યું હતું શ્રી અંબાલાલ જાની, હીરાલાલ મોતીરામ સોલીસીટર, જેઠાભાઇ દવે, ભોગીલાલ ઝાઝા, માણેકલાલ રતાગા, ચિરસુખ નાણાવટી વગેરે મળી એકદર ૫૦ સાધકો–સજ્જનોએ ભાગ લીધો હતો.સૌ૦ પ્રભાવહેનને તથા ભાઇ પિનાકિને અત્યંત ભાવપૂર્વક કીર્તનો ગાયાં હતાં.

---

જે મનમાં વારવાર ઈશ્વરના, સત્પુરુષોના, યોગ્ય કર્તવ્યના, દુઃખમાં ધૈર્યના, કલેશમાં સમાધાનના, શ્રદ્ધાન, જગતથી પર આત્માના, અયોગ્ય ક્રિયાપ્રતિ નિરોધના અને પોતાની પ્રાપ્ત સ્થિતિમાંથી વધારે ઉત્તમ શી રીતે થવાય તેવા જ વિચારો આવે તો તે મનને પકશરાણું મન જાણવું.

આવા મનવાળા, મુખવાળા, વાણીવાળા, હાથપગવાળા થઈએ તો જ આપણે પ્રકાશિત જીવનવાળા ગણાઈએ તેવા થવું તે જ આપણું કર્તવ્ય છે *

શ્રી ગુરુદેવ.

---

# મંત્રયોગ.

( અનુસન્ધાન અંક ૩૨ ના પૃષ્ઠ ૨૫૧ થી )

એ પ્રાણ જો કે સૂક્ષ્મ છે અને સમસ્ત શરીરમાં ચેતનરૂપે વહી રહ્યો છે તો પણ તેનું મુખ્ય કાર્યક્ષેત્ર-આવિર્ભાવ સ્થાન સુષુમ્ણાને જ માનવામાં આવ્યું છે અને એથી પરબ્રહ્મની વ્યાપ્તિ સુષુમ્ણામાં માનવાનું પ્રાચીન સિદ્ધ યોગીઓએ સ્વાનુભવસિદ્ધ આગમ ગ્રન્થોદ્વારા અનેકવાર અનેક રીતે ઉપદેશેલું છે.

એ પરબ્રહ્મ-વ્યાપ્તિ સમજવાથી સાધકને પ્રાણસંચારના માર્ગમાં આગળ વધતાં ઘણી સહાય મળે છે. મૂલાધાર થી બ્રહ્મરન્ધ્ર સુધીના માર્ગના પાંચ વિભાગો માનવામાં આવ્યા છે, એક ઉપર એક અને તે દરેકને એકેક કલાના પ્રદેશ તરીકે માનેલો છે. નિવૃત્તિ અને પ્રતિષ્ઠા-એ બે કલાનો પ્રદેશ નીચેના ભાગમાં છે, એટલે સહુથી નીચે નિવૃત્તિ અને તેની ઉપર પ્રતિષ્ઠા. વિદ્યા અને શાન્તિ-એ બે કલાનો પ્રદેશ એક ઉપર એક એમ હૃદયથી બ્રહ્મરંધ્ર સુધીમાં પ્રવર્તે છે એમાં પણ વિદ્યા નીચે અને શાન્તિ ઉપર. શાન્ત્યતીતા એ પાંચમી કલાનું મુખ્ય સ્થાન બ્રહ્મરન્ધ્રમાં મનાય છે, તથાપિ તે સર્વત્ર વ્યાપક ગણાય છે, અનુભવાય છે. ટુંકામાં જેને આપણે ઉન્મનાથી પર તત્ત્વ કહ્યું-જે શક્તિ અને શક્તિમાનનો સામ રસ્યાત્મક અનુભવાય છે તે જ અવ્યય પદ શાન્ત્યતીતાથી ઊર્ધ્વ સ્થાનમાં એટલે કે અભેદરૂપે બ્રહ્મરન્ધ્રથી સર્વવ્યાપક થતા અનુભવાતા તત્ત્વરૂપે છે, અને એ જ તત્ત્વની પ્રાપ્તિને માટે શાસ્ત્રોની પ્રવૃત્તિ છે.

જેમ મૂલાધારથી બ્રહ્મરન્ધ્ર સુધીના વિભાગના પાંચ ભાગ કલ્પી તેને દરેકને એકેક કલારૂપે ઓળખાવેલા છે તેમ જ એ જ સુષુમ્ણા નાડીના છત્રીસ વિભાગો માનીને તે દરેકનું નામ એકેક તત્ત્વરૂપે આપેલું છે શૈવ અને શાક્ત સંપ્રદાયોમાં તત્ત્વ સંખ્યા છત્રીસ માનેલી છે અને શિવતત્ત્વથી માંડી પૃથ્વીતત્ત્વ સુધી એ છત્રીસ અનુક્રમે ગણાવેલાં છે.

પરંતુ સુષુમ્ણાના સર્વેથી નીચેના ભાગમાં પૃથ્વીતત્ત્વ રહેલું છે અને ઉલટી રીતે ગણતાં,

---

* શ્રી આર્યસમાજ દિનના વિદ્યાર્થીઓ માટે લખાયેલું.

સર્વથી છેલ્લું તત્ત્વ–ચિત્તતત્ત્વ–તે એક ઉપર એક ઉપરના પ્રદેશમાં માનતાં સર્વથી ઉપર બ્રહ્મરંધ્રના પ્રદેશમાં ચિત્તતત્ત્વ માનેલું છે.

આ કલાના વિભાગો કે તત્ત્વના વિભાગો દરેક સમાન્તર છે–સમ પ્રમાણમાં છે–એમ માનવાનું નથી. એ વિભાગો અનુભવને અંતે શાસ્ત્રોમાં વર્ણવ્યા છે તેમ ભિન્ન ભિન્ન પ્રમાણમાં આવેલા છે.

એ જ પ્રમાણે મૂલાધારથી બ્રહ્મરંધ્ર સુધીના પ્રદેશમાં પાતાલથી પણ નીચેના કાલાગ્નિરુદ્રના ભુવનથી માંડીને પરમ શિવભુવન પર્યન્ત એક ઉપર એક એમ ૧૧૮ એકસો અઢાર ભુવનો પણ તેમાં રહ્યા છે એમ આગમવાદીઓ કહે છે. અને એ દરેક ભુવનો વચ્ચેનું અંતર પણ સમાન્તર નથી જ, પરંતુ ગુરુમુખથી જેઓએ આ માર્ગમાં પ્રવેશ કર્યો છે તેઓને એ દરેક સ્થાનો વ્યાપિપ્રદેશ સમજવા માટે ખાસ અંકમાં કેટલીએક ઊંડા સમજપૂર્વકની રહસ્ય રચના ગોઠવવામાં આવી છે; અને એ સમજનારને પ્રતિષ્ઠિત સ્થાનમાં સંયમ કરવાથી તે તે સ્થાનમાં વર્ણવેલું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, અને તે સ્થાનમાં વ્યાપ્ત થઇ રહેલું અદ્ભુત દૃશ્ય ધ્યાનાવસ્થામાં પ્રત્યક્ષ કરી શકાય છે.

કલા, તત્ત્વ અને ભુવન–એ ત્રણ પ્રકારમાં ષડધ્વમાંથી મુખ્ય દેશવાચક ત્રણ પ્રકારનું વર્ણન આપણે કરી ગયા, એ જ પ્રમાણે એ જ મૂલાધારથી બ્રહ્મરંધ્ર સુધીના આગમોક્ત પ્રમાણમાં રહેલા–ત્રણે વિભાગોનો પણ અનુભવ થઇ શકે છે. વર્ણ, પદ અને મંત્ર–એમ એ ત્રણ વિભાગોનાં નામ છે. વર્ણોની સંખ્યા ૫૦ કે ૫૧ એ સર્વ સંપ્રદાયોમાં સ્થિર માનેલી છે. સાધક જે સ્વરૂપને આરાધે છે કે જેની ઉપાસના કરે છે તેને લગતે મંત્રશાસ્ત્રમાં મંત્રસંખ્યા ત્રણ, અગીઆર, છત્રીસ કે તેથી અધિક પણ સંભવી શકે છે અને તેનો સમાવેશ અને સ્થાનનિર્ણય, ઉચ્ચારણનો કાલ-નિર્ણય એટલે કે માત્રાકાલની સંખ્યા એ ગુરુજનો દ્વારા શાસ્ત્રાગમોમાંથી રહસ્યરૂપે પ્રાપ્ત કરી લેવાનું હોય છે. પદસંખ્યા પણ ત્રણ, પાંચ, આઠ, ચોસઠ કે એકયાસી જેટલી પણ ભિન્ન ભિન્ન ઉપાસકોને માટે તેમની તેમની ઉપાસના વર્ણવતા ગ્રન્થોમાં દર્શાવેલી છે, અને તેની સમજણી પણ અનુભવી દયાળુ મહાત્મા દ્વારા જ મળી શકે છે.

ભિન્ન ભિન્ન સંપ્રદાયોને માટે જૂદું જૂદું ઉદાહરણ લખવું અને સમજાવવું કઠિન પડે તેથી ઉદાહરણ તરીકે મુખ્ય મુખ્ય ઉપનિષદોમાં અને ગીતામાં મહાવાક્ય તરીકે ઉપદેશેલ પ્રણવ-મંત્ર સંબંધી જ વિવેચન કરવું યોગ્ય લાગે છે. અર્થાત્ ઉદાહરણમાં એ પ્રણવનું જ અમે ઉદાહરણ આપવા ધારીએ છીએ.

પ્રણવ એટલે સંકેત મૂળાક્ષરોમાં વર્ણવેલું, તેમજ સ્વર અનુસ્વારસાથે સામાન્ય લોકોને સમજવામાં પ્રાયઃ એ એનું સ્થૂલ રૂપ; એનું મંત્રમાર્ગના અભ્યાસીઓએ માનેલું રૂપ તો અકાર, ઉકાર, મકાર, બિન્દુ, અર્ધચંદ્ર, રોધિની, નાદ, નાદાન્ત શક્તિ આદિની સમના અને ઉન્મના–એ પ્રમાણે અકારથી માંડીને ઉન્મના સુધીના બાર અંશવાળું ગણાવેલું છે–માનેલું છે. ---

એ ચાર અંશમાંથી અકાર, ઉકાર અને મકાર—એ ત્રણ અંશનું ઉચ્ચારણ સર્વ કોઇ કરી શકે છે, અને કોઇ બીજો એનું ઉચ્ચારણ કરે તો સાંભળી અને સમજી શકે છે. પરન્તુ બિન્દુથી માંડીને ઉન્મના પર્યન્તની કલાઓ ક્રમે ક્રમે વ્યાપક ભાવને લઇને સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ થતી જાય છે. તેને જાણવાને માટે અને તેનો અનુભવ કરવાને માટે પ્રયત્નની જરૂર પડે છે.

( અપૂર્ણ. )

---

# ઉપકારકથન*

પરમ કૃપાળુ વ્હાલા સદ્‌ગુરુ દેવના ગુણનું કથન હું મારી કઇ વાણીથી અગર લેખિનીથી કરું ? પોતે જેમ લખ્યું છે કે

'અનેક તારા ચમકતા, અને એક આકાશ,
પણ ઉપકારો વાળવા, તારાને નથી આશ'.

તે પ્રમાણે તેમના અનંત ઉપકારોનો બદલો, એક માત્ર સપ્રેમ ભક્તિરસે તેઓશ્રીના ચરણકમળમાં ગદ્‌ગદ્ કંઠે મસ્તક મૂકયા સિવાય બીજી કોઇ રીતે વળી શકવાનો નથી. મારામાં કેટકેટલા દોષો, કેટકેટલાં વ્યસનો, આળસ, પ્રમાદ ઇત્યાદિ હોવા છતાં, મેં જ્યારે ને ત્યારે તેઓની વાણીથી, નયનથી મને પ્રોત્સાહન આપનાર જ ભાવ અનુભવ્યા છે. હું મંદમતિ આ મારા જીવનપ્રવાસમાં એ દેવના અભયવરદ આશીર્વાદે જ મારું નાવ હંકારી રહી હતી, અને હજી પણ તે જ અદૃશ્ય સત્તાના કૃપામૃતઝરણાંએ જ મારું સર્વ કાંઇ વહન થશે, એ મારી સો એ સો ટકા ખાતરી છે. મારામાં મનોબળ બહુ જ ઓછું, આત્મબળ પણ નહિ, તેમ જ દેહાધ્યાસી પણ પુષ્કળ પણ મને પૂજ્ય સદ્‌ગુરુ દેવમાં કાંઇ અજબ શ્રદ્ધા. જ્યારે જ્યારે બ્હેનોને વાર્ષિક પરીક્ષાનો પ્રસંગ આવે, મારો જન્મ દિવસ આવે, બાળકનો જન્મ દિવસ આવે, કોઇ મેળાવડામાં ઉત્તીર્ણ થવા હરિફાઇના પ્રસંગો આવે, ત્યારે ત્યારે મારો એ ખાસ નિયમ કે મારા વ્હાલા ગુરુદેવના પ્રથમ આશીર્વાદ લઉં, અને જ્યાં મારા આત્માને ભાન થયું કે ગુરુદેવે પોતાના અમીભર્યાં નયનદ્વારા અથવા તેઓશ્રીના અભયવરદ હસ્તદ્વારા મને આશીર્વાદ મળી ચૂકયા કે ખરેખર, મારી ઘણી જ જુજ મહેનત હોવા છતાં હું ધાર્યા કરતાં પણ ઘણી સારી રીતે સફળ થતી જ હતી. મને જીવનમાં અણધાર્યાં યશ મળ્યા, અણધારી ફતેહો મળી, તથા અત્યારે પણ જીવનમાં જે જે મુશ્કેલીઓ દૂર હટે છે તે સર્વ એ મહાનુભાવ પરમ વત્સલ ગુરુદેવની કૃપાનું જ ફલ છે. મારાથી તેઓશ્રીની કાંઇ જ સેવા કે આજ્ઞાપાલન થઇ શકાયું નથી, તેમ જ તેઓશ્રીએ ઉપદેશેલાં–દર્શાવેલ સાધનો પણ હું યથેષ્ટ રીતે કરી શકી નથી, છતાં પણ જ્યારે ત્યારે મેં ના તેઓશ્રીના મુખથી આ જ વચનો સાંભળ્યાં છે કે ' ઓ હો હો, આ તમે કર્યું ? ઘણું સારું કર્યું છે. તમે પેલું જે ગીત લખ્યું હતું તે ઘણું સુન્દર હતું. ' હું નહિ જેવો લેખ લખું, નહિ જેવું

* સંવત્સરાર્ચનનિમિત્ત આવેલો લેખ

કોઇ પ્રશ્ન કરે કે આપ વિદેહ શું અનુભવાનું છે, તો તેનો જવાબ ક્ષણભર તો મને અવાક્ બનાવે છે. છતાં એટલું તો કહી શકું કે એ આનંદ અનુભવનાર હૃદય જ ને સમજી શકે એમ છે. તે પ્રસંગે તેઓશ્રીની વાત્સલ્યભરી દૃષ્ટિ, મીઠા શબ્દો, મારા અંતરમાં અનેરા ભાવને જગાવતા એ હું કઇ રીતે કહી શકું. આજે ઇષ્ટદેવ પ્રત્યક્ષ નથી છતાં નિઃશંકપણે જાણું છું કે એ પ્રેમળ મૂર્તિ, મારા માર્ગદર્શક પિતા, મારા ગુરુ, મારા જીવનનું ધ્યેય-જે કહું તે મારી સાથે જ છે. મારાથી જરા પણ દૂર નથી એવું ભાન અખંડ રહે છે. અને પૂર્વનાં સંભારણાં મારામાં નવું ચેતન પ્રકટાવે છે, જગતનો અનિત્ય સંબંધ ભૂલાવી નિત્ય વસ્તુપ્રતિ દિનપ્રતિદિન મને આકર્ષે છે, પ્રમાદને ટાળી આગળ વધવામાં સહાય કરે છે.

મહત્વસ્તુના સંભારણાનું સતત આજે હું અનુભવી રહું છું તે પણ ઇષ્ટદેવનો અનુગ્રહ જ છે એમ હું દઢપણે માનું છું.

મહાન્ પુરુષો કહે છે કેઃ-"ઇશ્વરનું સ્મરણ કરો અને જગતને ભૂલો."એ વચનાનુસાર આજે ગુરુવર્ય પુરુષ સ્મરણ કરી યથાશક્તિ જગતને ભૂલીને તેઓશ્રીના ચરણમાં મારી પ્રણામાંજલી અર્પું છું અને પ્રાર્થું છું કે—

આનંદસ્વરૂપ પરમાત્મન્! આપનાં સંભારણાં આ જીવનભર જાગ્રત રાખજો આપના અનુગ્રહથી મારી ઇચ્છાઓ પાર પડી છે અને જે કંઇ શેષ હોય તેને પૂર્ણ કરી આપના સ્વરૂપમાં સમાવજો, એ જ પુનઃ પુનઃ આજ મારી અભ્યર્થના.

મણી બહેન.

# બને મારી આવતી કાલ.

જો હું આજે સવારે વહેલી ઉઠું તો આથી પણ વધારે સ્ફુર્તિવાળી—
જો હું આજે થોડી વાર પણ આસન વાળી બેસું તો આસનની સ્થિરતાવાળી—
જો હું આજે થોડું પણ ઓછું જમું તો મિતાહારી—

જો હું આજે વ્યવહારના વિચાર થોડા ઓછા કરું તો ઇશ્વરના વિચારવાળી—
જો હું આજે એક પાનું વાંચવાની ટેવ પાડું તો વાચનના શોખવાળી—

જો હું આજે પાંચ લીટી પણ સાર લખી જાણું તો લેખનકલાવાળી—
જો હું આજે એક પળ પણ વિચાર વિનાની રહું તો નિઃસંકલ્પ દશામાં પ્રયાણવાળી—
જો હું આજે ક્રોધ ન કરું તો શાન્તિના ગુણવાળી—
જો હું આજે શરીર ચોગાનમાં ન્હાઉં તો સુઘડતાવાળી—
જો હું આજે હુંપણું છોડું તો મમત્વભાવ વિનાની—
જો હું આજે એક પગથીયું ચડતાં શીખું તો અટારીએ બેસાડનારી—
જો હું આજે વિદ્યાગુરુને માન આપું તો સદ્ગુરુમાં ભાવ ધરાવનારી—
જો હું આજે વાણીનિરોધનો પાઠ ભણું તો નિરુદ્ધ દશાનો અનુભવ કરવાના માર્ગમાં પ્રયાણ કરાવનારી—
જો હું આજે બહાર ફર ફર કરવાનું ઓછું કરું તો કર્મેન્દ્રિયના સંયમવાળી—
જો હું આજે એક વાર આત્મલક્ષપૂર્વક મૌન ધરું તો મર્યાદાવાળી—
જો હું આજે સ્વપ્રયત્નશીલ બનું તો સ્વાશ્રયી કરનાર—

સુલોચના બ"

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
"જીવન ઘડો"

વર્ષ ૪ અંક: ૩૮
સં. ૧૯૯૪, માઘ કૃષ્ણ ૫
શનિવાર
તા. ૧૯ : ૨ : ૧૯૩૮

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં: રૂ. ૪-૦-૦
હિન્દબહાર: ૯ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર:
વિદ્યાર્થીને બગડતા બચાવ-
વાની સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
મદદ કરવાયોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપ-
નાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યબળ
ભરતી સંસ્થા.

સ્થળ: વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક
પ્રિં. પ્રેસ, રાવપુરા, ખાર
કૂવાની પોળમાં-વડોદરામાં
ઠાકોરલાલ લાલભાઈ પટેલે,
શ્રી ચારિત્ર્યમન્દિર માટે
તંત્રી:
ગોવિન્દલાલ જ. ત્રિવેદી
માટે છાપ્યું અને પ્રકાશ્યું
શ્રી ત્રિભુવનદાસ,
વડોદરા મેસ્ટરેથી પ્રસિદ્ધ
કર્યું. તા. ૧૯ : ૨ : ૧૯૩૮

॥ ॐ શ્રી ॥

## सद्वचनो.

+ + + પૂર્ણ નિર્દોષ થવા ધારો—નાનું વાદળું ચન્દ્રને ગ્રહે છે—નાનો દોષ મહાન્ અન્તઃકરણને ગ્રસે છે.

+ + + વ્રત એટલે વિકટ બંધનમાંથી છૂટવા ઉત્કૃષ્ટ બંધન સ્વીકારવું તે. આવા વ્રતની માનવમાત્રને જરૂર.

+ + + સત્કાર્યમાં ઢીલ એ મનનો રોગ છે.

+ + + નાનપણથી તમે તમારા જીવનમાં પરમેશ્વરને સ્થાન નહિ આપો તો ઉચ્ચ સામર્થ્ય નહિ પામો.

+ + + તમને બધા મોટા થવાનું કહે છે; હું કહું છું: તમે છો તેનાથી નાના થાઓ, બાળક બનો; બાળક જેવી શ્રદ્ધા રાખવા માટે.

+ + + આનંદ શા માટે ન કરીએ. આપણે માથે પ્રભુ છે, આપણને મનુષ્યશરીર મળ્યું છે.

શ્રી ગુરુદેવ.

# अहं ब्रह्मास्मि.

પરિતાપમાં, નિર્ધનતામાં, વ્યાધિમાં, ઉપાધિમાં, જગત્‌નું સર્વ ભૂલીને પુનઃ પુનઃ માત્ર એ જ ઉચ્ચારો કે अहं ब्रह्मास्मि.

ન કોપથી પ્રજ્વળો કે શોકથી ખળભળો, સુખથી ન રીઝો કે દુઃખથી મુંઝાઓ, ન રાગમાં ફસો કે વિરામમાં ખસો, ન આવેશે વહો કે નિરુત્સાહમાં રહો. તમને પ્રશ્ન થશે કે તમે કહ્યું તો ખરું, પણ એ માટે કરવું શી રીતે, તેનું કંઇ સાધન છે ? હોય તો બતાવો. હા, તેનું એક જ સાધન વેદાન્ત વિચારી રહ્યા છે કે—अहं ब्रह्मास्मि.

આખું બ્રહ્માંડ ગડગડે, સાત સમુદ્ર સૂકાય, આકાશ અવની એક થાય, દ્વાદશ મેઘ તૂટી પડે, પૃથ્વી રસાતળ જાય કે વિશ્વ વિરોધી થાય, ને ક્ષણે હૃદયમાં ઉપજતા શોકભયના વિકારથી અલિપ્ત રહીને ખડખડ હસો અને આનંદથી નાચતા વહો કે अहं ब्रह्मास्मि

ભલે પ્રાણનો નિરોધ કરી કઠિન યોગ ન સાધો, સકામ-નિષ્કામ કર્મો કરવાનું અખંડ કષ્ટ ન વેઠો, ભક્તિમાં સતત ગુરુને અધીન ન રહો, પણ સર્વથી સરલ અને સર્વથી શ્રેષ્ઠ જે પરિણામરૂપ સ્થિતિ તેને પ્રાપ્ત કરાવનાર એક ભાવના છે આ ભાવના કરવા માટે જંગલો સેવવાનાં નથી, ત્યાગી થવાનું નથી, ઉગ્ર તપશ્ચર્યા કરવાની નથી, ફલાહાર કે ઉપવાસ કરીને રહેવાનું નથી, પણ ગૃહમાં રહીને ખાતાં પીતાં, હરતાં ફરતાં સર્વ સમયે થઇ શકે છે. જેમ રામનું તાકીને મારેલું બાણ લક્ષ્ય સ્થલને વિંધ્યાવિના પાછું ફરતું નહોતું તેમ એકાગ્રતાપૂર્વક કરાયેલી આ ભાવના તમારા અણુ અણુમાં પ્રસરીને તમારી સર્વાંશે વિશુદ્ધિ સાધશે એ નિઃસંશય છે માત્ર એકાગ્ર ચિત્ત થવી જોઇએ. આવો, તત્પર થાઓ, શાંતિપૂર્વક ભાવના કરોઃ अहं ब्रह्मास्मि.

આ વિશ્વમાં પ્રાચીન અર્વાચીન અનેક મહાત્માઓ અનેક પ્રકારના જગતના, સાધનના અનુભવો લઇને હૃદયકંદરામાં સ્થિર થયા, બહારનું ભાન ભૂલાતાં તેમની અને ધ્યેયવિષયની મધ્યમાં રહેલો એક પડદો એકાએક ઉંચકાયો. જ્ઞાનનેત્રથી જોયું તો તેમને પોતાનું પરિવર્તન અદ્‌ભુત થયેલું જણાયું. વિશ્વના માનવીઓ ! એ અનુભવના અવધિએ એમને જણાયું કે अहं ब्रह्मास्मि, અને તમને પણ પ્રબોધ્યું કે તમે પણ દૃઢ માનો अहं ब्रह्मास्मि

હાલ તમને અખંડ એમ જણાય છે કે હું પાપી છું, સામર્થ્યહીન છું, અલ્પજ્ઞ છું, દુઃખી મૂઢ જીવ છું. હવે ઉંચી દૃષ્ટિ કરો. પેલા શિખરે સ્થિત તત્ત્વજ્ઞો શું કહે છે તે શ્રવણ કરો. અહા ! એ તો તમારાથી જૂદું જ કહે છે કે— હું બ્રહ્મ છું, સર્વજ્ઞ, સ્વતંત્ર, સામર્થ્યયુક્ત છું; સુખી, આનંદી છું. ઉભયના વિચારમાં આસમાન જમીનનો ભેદ જ છુઓ ! વિચારો, તમારા જગત્‌માં તમારાજેવા મનુષ્ય થઇને તમારાથી જૂદું અનુભવે છે અને જગત્‌ને કહે છે. આ ભેદ શાથી ? એક નિશ્ચયના ભેદથી. જીવત્વના નિશ્ચયથી જીવના ગુણધર્મસહિત તમે જીવ રહ્યા છો; બ્રહ્મના નિશ્ચયથી એ બ્રહ્મ બન્યા છે નિશ્ચય પલટો, આગળ આગળ વધો અને અનુભવો કે अहं ब्रह्मास्मि

કેન્દ્ર બિંદુરૂપ બનો. મધ્ય બિંદુમાં અદ્‌ભુત બળ, સુખ તથા શાંતિ રહ્યાં છે. મગનમાં

મહમાધિકાને નિહાળો. અહા, મધ્ય બિંદુરૂપ સૂર્યમાં કેવું સામર્થ્ય છે ! સર્વ ગ્રહો એના પ્રતિ આકર્ષાય છે, આસપાસ પાછળ ફરે છે. તેમ આ પ્રકૃતિવર્તુલના મધ્ય બિંદુરૂપ બ્રહ્મ, સૂક્ષ્મ તથા સામર્થ્યમાત્રનું અધિષ્ઠાન છે. પ્રકૃતિ જડ તથા વિનાશી છે. પ્રત્યેક પદાર્થમાં સૂક્ષ્મ સ્થૂલ રૂપે રહેલા તત્ત્વને ઉપાડી લો, તો શું પ્રકૃતિ રહેશે ? કદી નહિ. જેમ દીવાથી પ્રકાશ છે તેમ તત્ત્વથી પ્રકૃતિની ગતિ, સ્થિતિ તથા ઉત્પત્તિ છે. મધ્ય બિંદુની ઇચ્છાનુકૂલ પ્રકૃતિ વિવિધ રૂપમાં નર્તન કરે છે. સાધક બન્ધુઓ ! તમે મધ્ય બિંદુના ઉપાસક હો તો પછી ક્યાં સુધી પ્રકૃતિવર્તુલમાં ફરશો ? પગ બહાર મૂકો, અને બિંદુપ્રતિ ધસો ત્યાં જઇને મધ્ય બિંદુરૂપ થઇને નિરંતર એક જ દિવ્ય મધુરું ગુંજન કરજો કે—अहं ब्रह्मास्मि.

श्री जयन्तीदेवी.

---

# श्री योगसार.

(અનુસન્ધાન ગતાંક ૭૪ ના પૃષ્ઠ ૨૫૯ થી)

આ શ્લોકમાં વિપર્યય શબ્દથી ભ્રમ તથા સંશય એ બંનેનો સંગ્રહ કર્યો છે અને એ બંનેમાં ઘણું ખરું ઘટાવ તેવું જ વિપર્યયનું સ્વરૂપ બતાવ્યું છે. આ સ્થાણુ છે કે પુરુષ એ સંશય છે. એ સંશયરૂપ જ્ઞાનનો, પણ આ તો પુરુષ જ છે એવા સત્ય જ્ઞાનથી બાધ થઇ જાય છે અને એ બાધ થયો એટલે પછી એ સંશય રહેતો નથી તેથી એ સંશય મિથ્યાજ્ઞાન છે અને વસ્તુનું જે પુરુષાકાર રૂપ તેમાં સ્થિતિથી શૂન્ય છે, તે જ રૂપને જણાવનાર એ નથી તેથી એ અતદ્રૂપ પ્રતિષ્ઠ છે. આ બંને પ્રકારનો વિપર્યય અવશ્ય હાનિ કરનાર છે. સત્યનો જ સર્વદા અને સર્વથા જય છે, સત્ય જ સર્વદા શ્રેયસ્કર છે. અને તેથી જ શ્રુતિ સ્પષ્ટપણે કહે છે કે સત્યથી પ્રમાદ સેવવો નહિ. આમ હોવાથી એ સત્યના વિપર્યયરૂપ ભ્રમ અને સંશય એ હાનિકર હોય એમાં આશ્ચર્ય નથી. વ્યવહારમાં સર્વના અનુભવમાં આવેલું છે કે મિથ્યાજ્ઞાન, ભ્રમ અને સંશય એ સદા ક્લેશનું કારણ છે. રોગના કારણને મિથ્યા રૂપમાં જાણવાથી અથવા એ તે આ હશે કે અન્ય હશે, જેમ તે વાયુદ્વારા થતી હશે કે જલદ્વારા થતી હશે કે રોગીને સ્પર્શ કરવાથી થતી હશે ઇત્યાદિ સંશયથી જે મિથ્યા ભયપ્રકાર સરકારે કરી છે, એ લોકોએ એ મિથ્યા જ્ઞાનથી જે ત્રાસ સહન કર્યો છે તથા કરે છે તે સર્વને જાણીતું જ છે. ક્ષય, કોલેરા આદિ વ્યાધિનાં સાચાં કારણો ન જાણવામાં આવવાથી અને તે સંબંધમાં ભય થવાથી જે જે હાનિઓ થઇ છે તે વિશ્વવિખ્યાત છે. રોગનાં સાચાં કારણોને બદલે ભૂત, પ્રેતાદિનો જ્યાં આવેશ થયો નથી ત્યાં પણ કલ્પી લેવાથી ઘણોએ પૂર્વની સ્થિતિ ઇતિહાસ ગર્જના કરી જણાવે છે. મનુષ્ય સાજો છતાં મિથ્યા માંદો છે એમ માની લેવાથી તે સાચો જ માંદો થાય છે, વસ્તુત પોતે નીરોગ છતાં રોગી છે એમ કલ્પવાથી સાચો રોગી થાય છે, અને અમુક વ્યાધિ તો નહિ થઇ ગયો હોય એ સંદેહ થતાં અલ્પ સમયમાં તે વ્યાધિનો પ્રાદુર્ભાવ થયેલો જણાય છે અને હું નિત્ય નિરામય છું એ પ્રકારનું સત્ય જ્ઞાન થતાં નીરોગતા સદૈવ પ્રાપ્ત થઇ રહે છે, એ સર્વને જ્ઞાત છે. આ રીતે વિવિધ સ્વરૂપ જેનાં મિથ્યાજ્ઞાનરૂપ વિપર્ય-

અથવા ભ્રમ તે સર્વત્ર હાનિકર જાણવો. તેથી એ મિથ્યાજ્ઞાન સર્વથા હોય છે ત્યજવા યોગ્ય છે, અને સત્ય જ સંગ્રહવા યોગ્ય છે. સત્યનો સ્વભાવ જ એવો બલવાન્ છે કે એક વાર સત્યનું જ્ઞાન થતાં, એક વાર સત્ય જ્ઞાન થતાં તે અનેક વર્ષોનો ચાલતો આવતો વિપર્યય હોય તો પણ તેને ક્ષણમાં ઉડાવી દે છે. રોગી કમળાના બળે ભલે માસના માસ સુધી પદાર્થોને પીળા જોતો રહ્યો હોય તો પણ એકવાર તેને સાચું જ્ઞાન થાય છે એટલે માસ સુધી ચાલેલા એ મિથ્યા જ્ઞાનનો તે ક્ષણમાત્રમાં બાધ કરી દે છે. તેથી સત્યજ્ઞાન સ્વભાવથી જ શ્રેયસ્કર અને બલવાન્ છે અને તેટલે જ અંશે આ વિપર્યય સ્વભાવથી જ હાનિકર અને નિર્બલ છે. આ પ્રમાણે સર્વ પ્રકારના વિપર્યય અનર્થને જ આપનાર છે પણ લૌકિક વિપર્યય કરતાં એના મૂલભૂત વિપર્યય જે અવિદ્યા તે સૌથી વધારે હાનિકર છે. અવિદ્યા એ પણ વિપર્યય જ છે, મિથ્યા જ્ઞાન જ છે, ભ્રમ જ છે અને તેથી જ એનું સ્વરૂપ સ્ફુટ કરવા વિપર્યય સામાન્યનું અત્ર પ્રતિપાદન કર્યું છે. એ અવિદ્યાનું સ્વરૂપ દર્શાવતાં શ્રી પતંજલિ ભગવાન્ કહે છે કે अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥ २.५ ॥ જે અનિત્ય છે તેના વિષે થતી નિત્યબુદ્ધિ, જે અશુચિ તેના વિષે થતી શુચિબુદ્ધિ, જે દુઃખરૂપ છે તેના વિષે થતી સુખબુદ્ધિ, અને જે અનાત્મ છે તેના વિષે થતી આત્મબુદ્ધિ તે ચાર પ્રકારની અવિદ્યા છે, આ સૂત્રમાં આવેલા ख्याति શબ્દનો અર્થ જ્ઞાન છે. આ ચાર પ્રકારનાં મિથ્યાજ્ઞાનરૂપ અવિદ્યામાં પ્રથમ અવિદ્યા તે અનિત્ય વસ્તુમાં નિત્યબુદ્ધિ છે. જે જે વસ્તુઓ અનિત્ય છે એટલે કે નાશ પામનાર છે, રૂપાન્તરને પામી જનાર છે, તે નિત્ય છે, નાશને પામનાર નથી, રૂપાન્તરને પામનાર નથી એ પ્રકારનું તેને વિષે થતું જ્ઞાન તે અનિત્યમાં નિત્યબુદ્ધિ છે. પૂર્વે કરેલા તત્ત્વના પ્રતિપાદનથી એ સ્પષ્ટ થયું છે કે પ્રકૃતિનાં સર્વ કાર્યો અનિત્ય છે અને પ્રકૃતિ જાતે પણ પરિણામ પામનાર હોવાથી અનિત્ય છે, અને પુરુષતત્ત્વ માત્ર જ કૂટસ્થ હોવાથી નિત્ય છે. આમ છતાં પ્રકૃતિ અને તેનાં કાર્યોને નિત્ય માનવાં એ અવિદ્યા છે. આ અવિદ્યાની સત્તા લોકમાં સ્પષ્ટપણે દેખાય છે. સામાન્ય મતિના અનેક મનુષ્યો પોતાનાં તથા સંબંધીનાં શરીરો વિષે નિત્યબુદ્ધિ રાખતા જણાય છે. તે તે શરીરના રૂપાન્તર થઇ જવાથી તેમને શોક થાય છે, કેટલાકને તો આ કેમ થાય એવું ભાન વિસ્મય થાય છે, કોઇ કોઇ તો સંબંધીનું શરીર પડતાં ગાંડાજેવાં થઇ જાય છે. આમ કયારે થઇ શકે છે કે જ્યારે એ શરીરવિષે અનિત્યતાનું તેમનું ભાન જતું રહે છે, અને તેને સ્થાને નિત્યતાનું જ્ઞાન પ્રકટે છે ત્યારે. જો શરીરો અનિત્ય છે અને તેથી એકના એક રૂપમાં નહિ રહેવું એ તેમનો સ્વભાવ જ છે, એ પ્રકારનું જ્ઞાન જાગ્રત્ રહે છે તો એ શરીરોનાં રૂપાન્તર થવામાં કોઇ પણ આશ્ચર્યનું કારણ રહેતું નથી. કેમકે સર્વ પદાર્થો પોતપોતાના સ્વભાવાનુસાર વર્તે છે એમાં આશ્ચર્ય કે ખેદને અવકાશ શાનો હોય ? તેથી આવા પ્રસંગોમાં થતાં આશ્ચર્ય તથા ખેદઆદિ એના કારણરૂપે આ નિત્ય બુદ્ધિરૂપ અવિદ્યાનું અસ્તિત્વ સૂચવે છે. ગૃહ પડી જાય કે અગ્નિને અધીન થાય, લક્ષ્મી આવે અથવા જાય એમાં પણ જેમને આ અવિદ્યા હોતી નથી તેમને હર્ષશોકને અવકાશ રહેતો નથી. લક્ષ્મી એ સ્વભાવથી જ ચંચલ છે, આવવું અને જવું એ અર્થાત્ નિત્ય સ્થાયી રૂપે ન રહેવું એ એનો સ્વભાવ જ છે, ગૃહનું પ્રતિક્ષણે

રૂપાન્તર થતું રહેવું અને તેથી એક ક્ષણે હોવું અને અન્ય ક્ષણે અદ્રશ્ય થવું ઇત્યાદિ સર્વ એ પદાર્થોનો સ્વભાવ જ છે એમ યથાર્થ જ્ઞાનવાળાને એ પદાર્થોના રૂપાન્તરથી હર્ષ કે ગ્લાનિ થતાં ઘટતાં નથી, તેઓ એને નિત્ય સ્થાપવા પ્રયત્નશીલ થતા નથી કેમ કે એ ધુમાડાના બાચકા ભરવા જેવું અથવા આકાશને હનન કરવા જેવું કાર્ય છે. તેથી જેમને એ પદાર્થોના રૂપાન્તરોથી હર્ષ, શોક કે ક્રોધ થાય છે, આ કેમ જતું રહ્યું એ પ્રકારે જેમને વિસ્મય થાય છે, રખેને એ પદાર્થો જતા રહેશે એ પ્રકારે જેમને ભય રહે છે તેઓ ન્યૂનાધિક અંશે પણ અંતરમાં આ મિથ્યા નિત્યબુદ્ધિરૂપ અવિદ્યાને જ સ્થાન આપી રહ્યા છે અને તેથી જ એના કાર્યરૂપ હર્ષ, શોક, ભય, ક્રોધાદિને અનુભવે છે. (અપૂર્ણ)

---

# સદ્બોધસુધાસ્રવણ.

[ લેખક : સૌ. એક બહેન. ]

કેટલાક વર્ષ પર જ્યારે દેવોસનો સમારંભ થયો તે સમયે સમારંભમાં મારું જવું થયું હતું. ઇષ્ટશ્રીની સમીપમાં રહેવાનો અનુપમ લાભ મને પ્રથમ જ હતો. એ દિવ્ય વાતાવરણમાં મારા મનમાં કોઇ અપૂર્વ શાંતિ તથા આનંદનું ભાન થયું. સમારંભ પૂરો થતાં હું મારે ઘેર આવી, પણ મને કંઇ પણ ગમતું નહોતું; વ્યવહારનો અણગમો થતો હતો. મારું હૃદય ઘણું ગભરાયેલું રહેતું હતું. એક દિવસે બપોરના બે વાગ્યા હતા અને તે સમયે મારું મન ઘણું વ્યાકુળ થતાં શ્રી ગુરુદેવનાં દર્શન માટે બાગમાં આવી. પોતેથી તે સમયે કંઇક લખી રહ્યા હતા. મેં આવીને પ્રણામ કર્યાં અને ત્યાં બેઠી. મારા મુખ ઉપરના ભાવથી પોતે સમજ્યા કે કંઇક કહેવું છે. એટલે મને પૂછ્યું કે કંઇ કહેવાનું છે ? મે ગદ્‌ગદિત હૃદયે કહ્યું· ભગવન્ ! મને મનમાં બહુ વિચારો ઉઠે છે. કંઇ ચેન પડતું નથી. મનમાં એમ થાય છે કે હવે આ બધો વ્યવહાર ક્યાં સુધી કર્યા કરવો; મારું તારું—એ ઝઘડાનો અંત ક્યારે આવે ? સાધનો સાધવાનું પણ કંઇ બળ જણાતું નથી અને એમ થઇ જાય છે કે આ બધું છોડીને અહિં બાગમાં આવીને રહું અથવા બીજે સ્થળે જતી રહું. ઘરની બધી ઉપાધિ મારે માથે છે તેનો ભાર પણ સહેવાતો નથી. હું શું કરું ? મારા હૃદયને ઉંડાણથી તપાસું છું તો મારામાં મમત્વનો કંઇ પાર નથી. આમ બોલતાં બોલતાં મારી આંખમાંથી આંસુ વહી ગયાં.

શ્રી ગુરુદેવ:—આ બધું પણ મોહનું જ સ્વરૂપ જણાય. આ પણ જરા ઉચ્ચ પ્રકારનો મોહ જ કહેવાય. જ્યાં સુધી આપણને વ્યવહારનો ભાર લાગે ત્યાં સુધી આપણે સમજવું કે હજી આપણે ઘણા જ પાછળ છીએ. ખરૂં મેળવેલું તો ત્યારે જ ગણાય કે જ્યારે આપણને કોઇ પણ ક્રિયા ઉપાધિરૂપ લાગે જ નહિ, પણ રમત રમતાં હોઇએ એવું જ લાગે. સઘળો વ્યવહાર જળ-કમળપેઠે નિર્લેપ રહીને કરી શકાય છે, એવાં થવા પ્રયત્ન કરવો જોઇએ. જીવન છે ત્યાં સુધી મનુષ્ય કોઇ પણ નાની મોટી ક્રિયાઓ તો કરે જ છે ઘરમાં કે જંગલમાં જ્યાં જઇએ ત્યાં આપણું મન તો આપણી સાથે ને સાથે જ રહે છે. અને શરીર પણ નહાવા ખાવાની સર્વ ક્રિયા કરવાનું જ,

તો પછી એ મનનો જય કરવાનો પ્રયત્ન ઘરમાં રહીને કેમ કરી શકીએ નહિ. માટે આવા વિચારો આવે તેને વેગ આપવો નહિ. એવા વેગને વચમાંથી જ કાપી નાંખવો.

વળી સ્ત્રીજાતિને બધી અનુકૂલતા હોય નહિ, એટલે આવો વેગ કોઇ પ્રસંગે દુઃખનું કારણ થઇ પડે છે. સાચો વિરામ તો હમેશા જ્ઞાનગર્ભિત હોય છે તો જ ટકે છે. દુઃખગર્ભિત વિરામ અમુક સમય પછી નષ્ટ થઇને જીવનને પાછું મોહમાં ડુબાવે છે.

મે કહ્યું:—પ્રભો ! ભર્તૃહરિનો વૈરાગ્ય તો દુ:ખગર્ભિત જ ગણાય, એનુ શુ ?

શ્રી ગુરુદેવ:—એનો મર્મ ઘણો ઉંડો છે. એ ઘણો બુદ્ધિમાન્ હતો, એને સંસારના સુખની તૃપ્તિ હતી. વળી પૂર્વનો કોઇ પ્રબળ સંસ્કાર તે સમયે ફળ આપવા પ્રવૃત્ત થયો હશે એટલે એમ બન્યુ. તેવું બધા માટે તો ન જ હોય. માટે તમને મળેલી ક્રિયાઓને યોગ્ય રીતે સાધતાં આનંદમાં રહો જ્યારે વાંચવુ વિચારવુ કંઇ જ ન ગમે ત્યારે માનસિક જપનો પ્રવાહ ચાલુ રાખ્યા જ કરો, એટલે ધીમે ધીમે મન શાંત થઇ જશે આવા વિચારોને કદી પણ વેગ આપશો જ નહિ.

મેં કહ્યુ —પ્રભો ! હુ થોડા દિવસ આશ્રમમાં રહેવા આવુ ?

શ્રી ગુરુદેવ:—નહિ તમારે એવી અનુકૂલતા પણ ક્યાં છે ! ઇશ્વરઇચ્છા હશે તો કોઇ પ્રસંગે થઇ રહેશે.

આટલું બોલી પોતે મૌન રહ્યા. પોતાની અમૃતમય વાણીથી મને પણ શાંતિ થઇ. ચરણમાં નમસ્કાર કરી હું મારે ઘેર ગઇ.

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૮૮ )

## સ્ત્રીવિભાગ—' ગુલાબ ' ને જોતાં પ્રકટતા વિચારો.

[ લેખક શ્રીમતી જયન્તી દેવી ]

( ૧ ) અનેક કાંટાઓની મધ્યમાં રહીને ગુલાબ કેવું સુંદર, કોમલ તથા અન્યને સુગંધી આપનાર રહે છે ! મનુષ્ય પણ ધારે તો સંસારની અનેક ઉપાધિ તથા પ્રતિકૂલતાની મધ્યે રહીને પોતાનો વિકાસ ગુલાબની પેઠે સાધી શકે છે, અન્યને સુખ આપે છે.

( ૨ ) ગુલાબ, કાંટાની નિકટ રહેતાં છતાં, કાંટાના ગુણધર્મને ગ્રહણ કરતું નથી તેમ સત્પુરુષપાસે દુર્જનો તથા વિષયો રહેતા છતાં તે સર્વથી નિ:સંગી રહે છે, તેના કોઇ પણ સંસ્કારને તેમનું હૃદય ગ્રહણ કરતુ નથી.

( ૩ ) ગુલાબના છોડમાં ગુલાબ છે ને કાંટા પણ છે, તેમ જગતમાં સત્ય અસત્ય, સુખ દુ:ખ વિગેરે છે. એમાંથી જે ગ્રહણ કરવું હોય તે કરી શકાય છે.

( ૪ ) અહા ! ગુલાબ સુકાય છે તો પણ નિરુપયોગી થતું નથી. અનેક ઔષધીમાં જઇને મનુષ્યને ઠંડક આપે છે, શારીરિક શુદ્ધિ સાધે છે; તેમ ગમે તે સ્થિતિમાં આપણે નિરુપયોગી ન થતાં કોઇને પણ સુખ અર્પનાર-તન, મન, ધન અને સંકલ્પથી-થતા રહીએ તો જ જીવન ધન્ય છે.

( ૫ ) આરંભમાં ગુલાબની પાંખડી થોડી ખીલી પછી વધારે સંખ્યામાં ખીલી સુંદર બની રહે છે, તેમ મનુષ્યે પણ ક્રમે ક્રમે આત્મગુલાબની મનઃશક્તિરૂપ પાંખડીઓ ખીલવી સ્વરૂપ-સૌન્દર્યથી વિભૂષિત થવું જોઇએ. ગુલાબ કરે એટલું પણ મનુષ્ય ન કરી શકે તો જન્મ વ્યર્થ છે.

( ૬ ) ગુલાબમાં એક જ દોષ છે કે એ પોતાના મૂળ રૂપમાંથી સત્વર છૂટું થઇ જાય છે. અન્ય પુષ્પો એમ ઝટ થતાં નથી. આટલું જો ગુલાબમાં ન હોય તો મનુષ્ય તેને અખંડ દૃષ્ટિ સમીપ રાખે. મનુષ્ય પણ મૂળ રૂપ-આત્મારૂપે જો જાગ્રત રહે—જીવત્વરૂપે ન પલટાયજો— સર્વને વંદનીય થઇ રહે. ગુલાબને જોઇને મનુષ્યે મૂળ રૂપે રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ.

( ૭ ) ગુલાબની પાંખડીઓ જેમ અલ્પ સમયમાં છિન્નભિન્ન થઇ જાય છે, તેમ હે મન ! આ પંચભૂતાત્મક દેહની સ્થિતિ પણ છેવટે એવી થશે; ચેતીને સાધવાનું સત્વરું સાધી લે.

( ૮ ) ગુલાબ ! તું દેખાવમાં તથા ગુણમાં અતિ સૌન્દર્યવાળું છે, તેથી જગતમાં તું સર્વે સ્થળે જઇ શકે છે. પુષ્પરૂપે દેવને સ્પર્શી વનસ્પતિસૃષ્ટિમાં તારો વિકાસ સત્વર સાધી શકે છે. અત્તરરૂપે, ગુલાબજળરૂપે, ગુલકંદરૂપે, ઔષધીરૂપે—રાજા રંક સર્વના ગૃહમાં—તને મહત્વતા મળી સંભરે છે. તેનું કારણ એ જ કે તું ઉભય સૌન્દર્યયુક્ત છે. પરમાત્માને હું પણ પ્રાર્થું છું કે મારું સર્વાંગ તારા જેવું સુંદર બનાવે, જેથી હું પણ સર્વની પ્રિયતા મેળવી પ્રભુને સ્પર્શી કૃતાર્થ થાઉં.

---

૨ [ લેખક : સુલોચના બહેન. ]

( ૧ ) ગુલાબનું ફુલ સારી રીતે ખીલેલું હોય તો તેને જોઇને જેમ બીજાને પ્રસન્નતા ઉપજે છે તેવી જ રીતે જેના અંતર્ આનંદથી ખીલેલાં હોય—પ્રફુલ્લિત હોય—તે અન્યને પણ પ્રસન્નતા આપી શકે છે.

( ૨ ) ગુલાબની પાંખડીઓ જેમ કરમાતી નથી તેમ સારા ખોટા પ્રસંગોની અસર હૃદય ઉપર જલદી થવા દેવી નહિ.

( ૩ ) ગુલાબની પાંખડીઓ જુદી હોવા છતાં એકમાં અનુસંધાનને પામી રહી છે, તેમાં જ તેની સુંદરતા જણાય છે. તેવી જ રીતે છૂટી છૂટી વૃત્તિઓને જુદા જુદા કાર્યોમાં રોકવા છતાં એક—ધ્યેય—માં અનુસંધાનને પામેલી રાખી હોય તો તેમાં વૃત્તિની શોભા છે.

( ૪ ) ગુલાબની પાંખડીઓ જ્યારે જોડાયેલી હોય છે ત્યારે સુંદરતા આપે છે અને છૂટી વિખરાયેલી પડે છે ત્યારે પણ તેની સુવાસ આપી રહે છે. તેવી જ રીતે સાધકસમુદાય એકત્ર થાય ત્યારે શોભા આપે છે, અને જુદા જુદા સ્થળોએ વિખરાય ત્યારે ત્યાં પણ તેમની સુવાસ પ્રસરવી જોઇએ.

( ૫ ) જેમ ગુલાબના પુષ્પની પરિમલ પ્રસરે છે તેમ ચારિત્ર્યની સુવાસ પ્રસરાવવી.

( ૬ ) જેમ ગુલાબનું પુષ્પ સુંદર લાગે છે—એને જોવાનું મન થાય છે, તેમ જેનાં હૃદયો નિર્મળ હોય છે—શુદ્ધ હોય છે—તેના તરફ મન ઢળે છે. અર્થાત્ બીજાને પોતાના તરફ આકર્ષવા.

( ૭ ) ગુલાબનું પુષ્પ પોતામાં રહેલા ગુણથી બીજાના રોગને દૂર કરે છે, તેમ પોતામાં જો કોઇ પણ ગુણ હોય તો તેનાથી બીજાના દોષને હરવામાં મદદ કરવી.

# श्री सद्बोधमन्दार.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ પ્રેમરસસાધકોને તથા સજ્જનોને પ્રેમ ઓપાત્ત જે પત્રો લખ્યા હતા તેમાંથી બોધક ભાગોનો આ ગ્રન્થમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આ ગ્રન્થમાં વેદાન્તના સિદ્ધાન્તોથી ઓતપ્રોત, આત્માર્થીને ઉપયોગી વિચારો અત્યન્ત રસવાળી શૈલિથી જણાવ્યા છે. શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનનું 'રસદર્શન' વગેરે સુન્દર સાહિત્ય ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ રસવાળું છે એમ તેને જોનાર, વાંચનાર મુક્તકંઠે મુગ્ધ ભાવથી પ્રશંસા કરે છે તેવો જ અદ્ભુત આ ગ્રન્થ છે વાંચનારનું ચિત્ત ઉચ્ચ વસ્તુપ્રતિ સહજ સ્વભાવે આકર્ષાય છે, અને તેમાં દર્શાવેલા વિચારોને આત્માસિદ્ધ કરવા પ્રેમ પ્રકટાવે છે

**ગ્રન્થમાં શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની સુન્દર ત્રિરંગી**
**છબી તથા હસ્તાક્ષર મૂકવામાં આવ્યા છે.**

જીવનમાં ઉચ્ચ આનંદ, ઉત્કર્ષ તથા સુખ અનુભવવા હોય તો આ પુસ્તક તત્કાલ મંગાવો.

મૂલ્ય, રૂ૦ ૨-૦-૦ (પોસ્ટેજ જુદું)

---

# श्रीमद् उपेन्द्रभगवत्संवरार्चन अंक

પ૦ પૂ૦ શ્રી ગુરુદેવના મહિમામય જીવનને તથા અમાનુષી ગુણોને દર્શાવનારા, વિવિધ લેખોથી લખાયેલો પ્રેમરસસાધકનો ખાસ અંક પ્રકટ થયો છે મૂલ્ય રૂ ૦-૪-૦, પોસ્ટેજ રૂ ૦-૧-૦

---

# श्रीमद् उपेन्द्रभगवत्स्तोत्र.

(રચનાર શ્રીમતી જયન્તીદેવી.)

પરમ પૂજ્ય શ્રીમદ્ઉપેન્દ્રભગવાનના અપૂર્વ મહિમાને જાગ્રત કરનાર વસંતતિલક વૃત્તમાં લખાયેલું આ સુંદર સ્તોત્ર હાલ પ્રસિદ્ધ થયું છે સ્તોત્રમાં પૂ૦ ગુરુદેવની ત્રિરંગી પ્રતિમા મૂકવામાં આવી છે મૂલ્ય : રૂ ૦-૬-૦, પોસ્ટેજ રૂ ૦-૧-૦

---

 **રસદર્શન.** 

શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનિમિત્ત ખાસ રચાયેલાં રસમય, બોધક અને ભાવવાહિત કીર્તનો તથા શ્રીમદ્ ઉપેન્દ્રભગવત્રચિત 'ગુરુભક્તિમાહાત્મ્ય'ના અદ્ભુત અને આકર્ષક સંવાદનો આ [illegible] પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે મૂલ્ય રૂ ૦-[illegible]-૦ પોસ્ટેજ રૂ ૦-૧-૦

---

સત્સંગાર્ચનનિમિત્ત ખાસ રચાયેલાં કીર્તનોનું [illegible] છે મૂલ્ય રૂ ૦-[illegible] પોસ્ટેજ રૂ ૦-૦-[illegible]

મળવાનું સ્થળ વ્યવસ્થાપક, સાહિત્ય મંદિર, વડોદરા

---

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
" જીવન ઘડો "

વર્ષ : ૪ અંક : ૩૯
સં૦ ૧૯૯૪, માઘ કૃષ્ણ ૨૧
શનિવાર
તા૦ ૨૧ : ૨ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમંદિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમંદિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ; રાવપુરા, બાર ભાઈની ગલીમાં-વડોદરામાં પ્રેમલાલ લાલભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
મણિન્દ્રલાલ જ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશ્યું
શ્રી વિશ્વવંદ્ય-ધામ,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૧ : ૨ : ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## विद्या एटले ?

વિદ્યા એટલે નિશાળની ચોપડીઓ વાંચી, તેમાંની વસ્તુ ગોખી કાઢવી અથવા એમાં કહેલા જ્ઞાનને જ સમજવું એમ નથી, પણ ખરી વિદ્યા એ તો એનાથી અત્યન્ત ચઢતી વસ્તુ છે. વિદ્યા તે છે જે આપણા પદાર્થોને સ્વચ્છ અને વ્યવસ્થિત રખાવે છે; વિદ્યા તે છે જે આપણા શરીરને સુધારે છે; વિદ્યા તે છે જે આપણા મનને કેળવે છે; વિદ્યા તે છે જે આપણા પ્રાણ અને બુદ્ધિને સ્થિર કરે છે; વિદ્યા તે છે જે આપણી વાણીઉપર અને આપણા શરીરની બધી જ ક્રિયાઉપર અંકુશ રખાવે છે; વિદ્યા તે છે જે આપણને ન્યાય અને નીતિમાં ચલાવે છે; વિદ્યા તે છે જે આપણને દુઃખ અને પ્રતિકૂલતા તથા નિરાશામાં હિંમત આપે છે; વિદ્યા તે છે જે આપણને આગળ વધવા માટે હંમેશા અત્યન્ત ઉત્સાહ અને આગ્રહ પ્રકટાવી આપણને ક્રિયા કરતા કરે છે; વિદ્યા તે છે જે આપણને સંસાર કરતાં પરમેશ્વરતરફ વધારે પ્રેમપૂર્વક દોરે છે; વિદ્યા તે છે જે આપણને સત્ય, અહિંસા અને ઈશ્વરતરફ લઈ જાય છે; વિદ્યા તે છે જે આપણને ભય, ક્લેશ, વિપત્તિ; રોગ, દુઃખ, નિર્બલતા વગેરે પ્રતિકૂલ સ્થિતિમાં અપાર ધૈર્ય આપી તેમાંથી આપણને મુક્ત કરવાનો માર્ગ સુઝાડે છે. ટુંકામાં વિદ્યા તે છે જે મનુષ્યને માત્ર સંપૂર્ણ મનુષ્ય બનાવે છે, એટલું જ નહિ પણ તેને દેવ બનાવે છે. આવી વિદ્યા જે મેળવે છે તે સાચો વિદ્યાર્થી. નિશાળના અભ્યાસની સાથે આવા વિદ્યાર્થી થઈ શકાય છે. તમે તેવા જ થાઓ. *

શ્રી ગુરુદેવ.

* શ્રી ચારિત્ર્યમંદિરના વિદ્યાર્થીઓ માટે લખાયેલું.

## ત્યાગથી—

ભગવાન્ રામચન્દ્રના સંકેતની પૂર્ણતા.
કુમાર સિદ્ધાર્થની બુદ્ધપદે સ્થિતિ.
શાન્તનુકુમાર દેવવ્રતનું સમર્થ ભીષ્મરૂપે સિદ્ધ જીવન.
હરિશ્ચન્દ્રના સત્યની જગત્‌માં પ્રસિદ્ધિ.
બલિએ ભગવાનને દ્વારપાળ બનાવ્યા.
દધિચીએ ઇન્દ્રને વિજય અપાવ્યો.
બાલક અવસ્થામાં ધ્રુવને વિષ્ણુનો સાક્ષાત્કાર.
મુરુધ્વજને પ્રભુનાં દર્શન.
ગોરખને મત્સ્યેન્દ્રનાથની કૃપાપ્રાપ્તિ.
દ્રૌપદીને કૌરવસભામાં નવસો નવાણું ચીરની પ્રાપ્તિ.
પાંડવોને રણક્ષેત્રમાં વિજય.
તુલસીદાસની પરમ ભક્તમાં ગણના.
બિલ્વમંગળની આદર્શ સુરદાસરૂપે સ્થિતિ.
હનુમાન્ ઉપાસ્યરૂપે ગણાયા.
સ્વામી રામતીર્થને બ્રહ્મદર્શન.
સ્વામી વિવેકાનન્દની પૂર્ણ ગુરુસેવના.
વીરવિજય તથા ભદ્રસેનને ઈપ્સિતાર્થની સિદ્ધિ.
સાધકબન્ધુ શ્રી ત્રિકમલાલભાઈની ગુરુમંદિરમાં અખંડ સ્થિતિ.
શ્રી વિશ્વવંદ્યપ્રતિ સદ્‌ગુરુ પરમાત્માની સાચી અનુગ્રહદૃષ્ટિ.
અપરસાધકની સિદ્ધપદમાં સ્થિતિ.

સર્વ કંઈ આંતર બહારના સંપૂર્ણ ત્યાગથી મળે છે. સુખાભિલાષિઓ ! કંઈક ત્યાગ કરો.

શ્રી જ૦ દેવી.

---

## મંત્રયોગ.

( અનુસંધાન ગતાંક ૩૭ ના પૃષ્ઠ ૩૨૪ થી. )

એ પ્રમાણે ટુંકામાં સર્વને ઉપલબ્ધ થતી અકાર, ઉકાર અને મકાર કલા તથા યોગના પ્રયત્નોથી સમજાતી બિન્દુ જેમાં અર્ધચન્દ્ર અને રોધિનીનો સમાવેશ થાય છે તે નાદ, જેમાં નાદાન્ત અને શક્તિનો સમાવેશ માનવામાં આવે છે તે વ્યાપિની—જેમાં સમનાનો સમાવેશ થાય છે તે—એ ૭ કલાઓનું ધીમે ધીમે ઉચ્ચારણને કરતા શીખીને અને તે ઉચ્ચારણનો અનુભવ કરીને પરતત્ત્વ

ભાવનો અનુભવ કરાવનાર પર શક્તિના આવિર્ભાવ સ્થળરૂપ ઉન્મનામાં યોગીએ જઇને મનને ઠેરવવું જોઇએ.

શાસ્ત્રોની અનંતતાને લઇને સંખ્યા થઇ શકતી નથી, તથાપિ એ કરોડો શાસ્ત્રો વાક્યસમૂહથી ગુંથાઇને આવિર્ભાવ પામ્યાં છે; એ વાક્યોનો આવિર્ભાવ શબ્દસમૂહમાંથી પ્રકટ્યો છે, અને શબ્દ-સમૂહ પચાસ મૂલ અક્ષર માતૃકાક્ષરમાંથી જન્મ પામે છે. એટલે કે એ અનંત શબ્દરાશિ–એ અનંત શાસ્ત્રભંડાર–કેવલ ૫૦ પચાસ મૂલાક્ષરમાં જ સમાઇ જાય છે, અને મૂલાક્ષર પણ શબ્દ, એટલે ધ્વનિમાંથી જ આવિર્ભાવ પામે છે. અને એ ધ્વનિનો આવિર્ભાવ-સ્થાન પ્રાણ છે, એથી એમ સમજવાનું છે કે એ ધ્વનિરૂપ પ્રાણમાંથી મૂલ વર્ણોનો આવિર્ભાવ થાય છે, અને એ પ્રાણમાં જ લય થાય છે. અર્થાત્ પ્રાણ લય પામે છે ત્યાં વર્ણ પણ લય પામે છે. જ્યારે પ્રાણમાં વર્ણ રહ્યા છે, પ્રાણમાં જ વર્ણનો આવિર્ભાવ થાય છે, અને પ્રાણમાં જ વર્ણનો લય થાય છે, એથી જ પ્રાણ અને વર્ણ એ બંનેના લય સ્થાનની એકતા સ્પષ્ટ થાય છે. અને એથી એમ સમજવાનું છે કે જ્યાં પ્રાણનો લય થાય છે ત્યાં શબ્દાતીત પરમ શિવતત્ત્વ જોડે પ્રાણ જોડાય છે. એ જ સર્વગત પ્રાણ શુભ અને અશુભ બંનેથી રહિત હોય છે; એ જ પ્રાણ, પ્રાણ અને અપાન બંને સ્વરૂપ ધારણ કરી અધ-ર્મનું આધિક્ય હોય તો અપાનના પ્રાબલ્યવાળી અધોભૂમીમાં વહીને, પ્રાણીને અધોભૂમિમાં તઠીને, સ્થાવરપર્યંતનો દેહ ધારણ કરાવે છે; અને જો શુભ કર્મનું આધિક્ય હોય તો દેવયોનિમાં ઉંચે લઇ જાય છે. કેવળ પાપ પુણ્યથી રહિત શુદ્ધ પ્રાણ થયો હોય તો શક્તિતત્ત્વપર્યંત ઉંચે પણ ચઢાવે છે. પરન્તુ સાધક તો પાપ અને પુણ્ય એ બંને, શિવતત્ત્વજોડે આત્માનું ઐક્ય વિમર્શદ્વારા સાધી જે જ્ઞાનની દશામાં મુક્ત થઇ શકે છે તે દેહમાં રહ્યા છતાં પણ સર્વવ્યાપક શિવરૂપ થાય છે.

એક જ પ્રણવાત્મક મંત્રમાં ભિન્ન ભિન્ન આગમના અનુસરનારાઓ ભિન્ન ભિન્ન સંખ્યામાં પદોને માને છે, ગણાવે છે. અને એ પદો વર્ણાત્મક જ છે કારણ કે પદ અને વર્ણ એ બંનેમાં વર્ણ એ જ વ્યાપક છે અને પદો વ્યાપ્ય છે.

વર્ણ પ્રાણરૂપ છે, એ તો ઉપદેશમાં આવી ગયું છે, હંસ એટલે મધ્યમ પ્રાણમાં પ્રણવના અગીયાર વિભાગ માનીને એ દરેક વિભાગનું નામ મંત્ર, એમ આગમવાદીઓએ ઠરાવ્યું છે. અને એ મંત્રના–મહામંત્રના–અગીયાર વિભાગમાંથી એક એક મંત્રનું ઉચ્ચારણ કરતે જતે ઉન્મનારૂપ નિશ્ચલ દશામાં વિશ્રાન્તિ પ્રાપ્ત કરવી એ સાધકોનું પરમ ધ્યેય હોય છે, તે અગીયાર વિભાગનું ક્રમે નામ કહેવામાં આવે છે: અકાર, ઉકાર, મકાર, બિન્દુ, અર્ધ ચન્દ્ર, રોધિની, નાદ, નાદાન્ત, શક્તિ, વ્યાપિની અને સમના.

અહિં આ મંત્ર અને તેના અગીયાર ખંડોને પણ મંત્રનરીકે વર્ણવવાનો હેતુ એ છે કે બાહ્ય સ્થૂલ રૂપે દેખાતો આ સઘળો સંસાર જ્યારે મંત્રકલાનું ઉચ્ચારણ કરે ત્યારે સાધકના મનમાં સૂક્ષ્મ રૂપે માનસ શક્તિના પ્રવાહજોડે એકતા પામીને પ્રાણોચ્ચાર કાળમાં પ્રણવરૂપ સ્વરૂપ રૂપે મિશ્ર થઇને વહે છે. સાધક જ્યારે મંત્રનું ઉચ્ચારણ કરવાનો પ્રયત્ન કરે છે ત્યારે એક મંત્રના

સમાપ્તિ કાલમાં અને અન્ય મંત્રના ઉદયકાલની પૂર્વે મંત્ર વિશ્રાન્તિદશાના અનુભવસમયે પર રૂપનું કંઇક ભાન પ્રતીત કરે છે.

આ પ્રાણોચ્ચારજોડે વર્ણોચ્ચાર, પદોચ્ચાર કે મંત્રોચ્ચારનું સમમિશ્રણ કે યોગ અનુભવવામાં હંસોચ્ચાર પૂર્ણ સહાય આપે છે.

અનાહત ધ્વનિ જે સ્વરવગરનો અને વ્યંજનસરખો ધ્વનિ ભાસે છે, સજીવ પ્રાણીઓમાં રત્ન.સિદ્ધ સ્ફુરે છે તે જ હકારાત્મક નાદ, પ્રાણ અથવા જીવ-એમ કહેવાય છે. એ જ પ્રાણમાં પ્રાણનાદનો ધર્મ રહ્યો છે તેથી અખંડ એક સરખો નાદ થઇ રહ્યો હોય એવી પ્રતીતિ આપે છે. એ પ્રતીતિને ગુરુપરંપરાથી સમજી લઇને તેને હંસનામથી ઓળખવાની જરૂર છે.

(અપૂર્ણ.)

---

# સ્વધર્મનું પાલન.

એક નદીના કિનારા ઉપર આશ્રમ હતો. તેની અંદર પોતાના શિષ્યોસહ ઋષિજીવન ગાળનાર એક તપસ્વિ બ્રાહ્મણ હતો. તે પોતાનો સમય બ્રહ્મસ્મરણ કરવામાં અને શિષ્યોને સદ્વિદ્યાનું શિક્ષણ આપવામાં વ્યતીત કરતો હતો. ચાળીસ વર્ષની ઉમર થયા પછી તેની ધર્મપત્નીનું દેહાવસાન થવાથી અને તેને પ્રજા ન હોવાથી તેણે આ પ્રમાણે પોતાનું જીવન બ્રહ્મસ્મરણ કરી દુ:ખમાત્રની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્ત્યર્થે વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો હતો. એક દિવસ તે સાયં સંધ્યાનુષ્ઠાનનિમિત્ત નદીના કિનારા ઉપર પથ્થરની એક શિલા ઉપર બેઠો હતો. સંધ્યા પૂર્ણ થયા બાદ ત્યાં બેસી તે કુદરતની લીલાનું અવલોકન કરતો હતો. એ વખતે તેની સમીપમાં નદીના મંદમંદ વહેતા પ્રવાહમાં એક વિંછીને તણાતો જોયો. તેને બચાવવા માટે આ બ્રાહ્મણે ઝડપથી પોતાના હાથથી બહાર ફેંકવા પ્રયત્ન કર્યો. પરંતુ તેણે જેવો તેને પકડયો કે તરત જ ડંખ વાગવાથી હાથ તરછોડ્યો અને આને વિંછી બહાર પડવાને બદલે નદીની અંદર પડયો. તે પ્રાણીને પુન: અંદર પડેલો જોઇ તેણે તુરત જ પુન: પોતાના હાથની હથેલીની મદદથી તેને બહાર ફેંકી તેનો જીવ બચાવ્યો. ડંખ વાગવાથી તેને હાથે અત્યંત વેદના થઇ, પરંતુ મનોબળથી તે સહન કરી. આ વખતે તેનાથી થોડે દૂર એક શિષ્યને ઉભેલો જોઇ તેને બોલાવી પોતાની આંગળીપર જોરથી વસ્ત્રની ચિંદરડી બંધવા કહ્યું તેણે તેમની આંગળીપર ચીંદરડી બાંધી અને બોલ્યે: "મહારાજ! તમે હાથે કરી દુ:ખ વહોરી લીધું અને વળી તે ઉપરાંત અનેકને દુ:ખ થાય એવું પાપ કર્મ કર્યું. હવે આ પ્રાણિ અનેકને ડંખ મારશે અને તેથી તમને કેટલું બધું પાપ લાગશે! વળી પ્રભુએ બચાવવાની ખાતર તમને ડંખની શિક્ષા પણ કરી છતાં તમે તેને બચાવ્યો. વિદ્યાર્થીઓને બરાડા તો મોટા મોટા પાડો છો પણ તમારામાં બે દાણા પણ અક્કલ જણાતી નથી. આવા પ્રાણીને તે મારીએ કે તારીએ?" તેની વાત શ્રવણ કરી તે બ્રાહ્મણે કહ્યું: "ભાઇ! જરા વિચાર કર. સાપ વિંછિ વગેરે પ્રાણિ કોઇને કારણ વિના કરડતા નથી. કર્માનુસાર દુનિયામાં સર્વને દુ:ખ.

કે સુખ પ્રાપ્ત થાય છે. એ પ્રાણિ તો માત્ર નિમિત્ત છે, તેમને કોઇની સાથે વેર કે દ્વેષ નથી અને તેઓ વેર કે દ્વેષભાવથી કોઇને પણ ડંખ કરતાં નથી. ઇશ્વરે તેના રક્ષણમાટે વિંછિને ડંખ આપ્યો છે. તેને અન્ય વસ્તુનો સ્પર્શ કે ઘર્ષણ થાય તો ડંખ મારવો એ તેનો સ્વભાવ છે. મનુષ્યે કોઇ પણ પ્રાણીને બચાવવું, અહિંસાવ્રત નું પાલન કરવું, એ તેનો ધર્મ છે. જ્યારે આ સામાન્ય પ્રાણિએ મારા હાથનો તેને સ્પર્શ થતાં ડંખ મારવાનો પોતાનો સ્વધર્મ ન ત્યજ્યો ત્યારે મારે મારા અહિંસા વ્રતને શામાટે ત્યજવું જોઇએ ? શું હું તે અબુધ મુગા પ્રાણિ કરતાં પણ હલકો છું ? એક ડંખને બદલે અનેક ડંખોનો પ્રહાર થયો હોત તો તેથી પણ શું ! તે તેના સ્વધર્મનું પાલન કરત તો હું પણ મારા સ્વધર્મનું પાલન કરત. અત્યંત નીચ કોટિનું પ્રાણિ તેના ધર્મનો ત્યાગ ન કરે તો મારા જેવા માણસે સ્વધર્મનું પાલન ન કરવું એ શું ઓછું શરમજનક છે ! તેના ડંખથી તેણે મને મહાન્ બોધ આપ્યો કે જ્યારે નાના પ્રાણિ પોતાના સ્વધર્મનું ઉત્તમ પ્રકારે પાલન કરે છે ત્યારે ઉચ્ચ કોટિના પ્રાણિએ-મનુષ્યે-તો અવશ્ય સ્વધર્મનું પાલન કરવું જ જોઇએ. આ વાતો શ્રવણ કરવાથી બિલ્હણના મનનું સમાધાન થયું અને તેણે તે દિવસથી કોઇ પણ પ્રાણિની હિંસા ન કરવાનો નિશ્ચય કર્યો.

અ૦ પ૦ શેલત.

---

## સંકલ્પસિદ્ધ સાધનસમારંભ.

સમારંભ નિકટ નિકટ આવે છે. ગુરુદેવનો સિદ્ધ સંકલ્પ ચરિતાર્થ થવાનો સુયોગ નિકટ આવે છે. શ્રીમાતનુભોના અંતરમાં ઉઠેલો સંકલ્પ ગમે ત્યારે પણ સિદ્ધ થાય છે, એ આપણે પ્રત્યક્ષ અનુભવ કરવાનો સમય આવ્યો છે. સર્વ કોઇને વિદિત છે જ કે શ્રી ગુરુદેવ સમારંભનું જે સ્થાન જોવા પધાર્યાં હતા તે સ્થલ, આ સમયે જ્યાં સમારંભ કરવાનો નિશ્ચય થયો છે તે જ હતું. ઇષ્ટશ્રીના અંતરમાં આ સ્થાનમાટે નિર્ણય થયો હતો, પણ કોઇ વિલક્ષણ સંકેતથી પરમાત્માએ એ કાર્ય તે સમયે અધુરૂં રાખ્યું, અને આ-સમયે તે સ્થલે સમારંભ કરવાની પ્રેરણા કરી. એ સિદ્ધ સંકલ્પબળથી જ એક વર્ષે પુનઃ આ સ્થાનમાં ઉત્સવ કરવાની ત્યાંના સાધક બંધુઓમાં ઇચ્છા ઉદ્ભવી અને પરમ પૂજ્ય દેવીશ્રીને ત્યાં સમારંભ રાખવા માટે પ્રાર્થના કરી. પુનઃ પુનઃ ભાવભરિત વિજ્ઞપ્તિ થતાં તેઓશ્રીએ એમની પ્રાર્થના સ્વીકારી, ઉત્સવ કરવાની આજ્ઞા આપી.

બંધુઓ ! બહેનો ! એક રીતે કહીએ તો આપણા ભાગ્ય ગુરુદેવે જ્યાંથી નિવાસ કર્યો છે એવા પુનિત સ્થાનમાં આવવાની સહુ કોઇ તૈયારી કરો. ઇષ્ટશ્રીની વિદ્યમાનતામાં તેઓશ્રીને પ્રસન્ન કરવા આપણે અનેક ભક્તિભાવભરી ક્રિયાઓ કરતા હતા, પણ હવે તો તેમને પ્રસન્ન કરવાનું એક જ સાધન રહેલું છે-તે એ કે સાધનપ્રવૃત્તિમાં ભળવું. ઇષ્ટશ્રીએ સમારંભમાટે અથાગ પરિશ્રમ વેઠ્યો છે. એવા કાર્યમાં આવીને ગુરુને પ્રસન્ન કરવા એ જ કરવાનું છે.

જો કે ઇશ્વરના પ્રત્યક્ષ દર્શન તથા પ્રવચનથી મળતો લાભ આપણને પ્રાપ્ત નથી છતાં ગુરુએ આપેલા ઉપદેશને આચારસિદ્ધ કરવાનો, ઇશ્વરી તત્ત્વસાથે વૃત્તિનું અનુસંધાન કરવાનો પ્રયોગ મળે છે તો તેમાં આવવાને નિરુત્સાહી ન થતાં આગ્રહ ધરીને આવો. અંતરમાં પડેલા અધ્યાત્મ સંસ્કારને અધિક જાગ્રત રાખવાની જરૂર છે. ગમે તે ઉપાયે અધ્યાત્મસંપન્ન થવું એ આપણો આશય છે, તો તેને અનુકૂળ સામગ્રી જ્યાં પ્રાપ્ત હોય તેમાં સાચા ભાવથી ભળવું એ કર્તવ્યરૂપ હોવું જોઇએ.

ગુરુદેવે જેને માટે સુખનો ભોગ આપી શ્રમ સેવ્યો છે, એવા સમારંભપતિ દૃષ્ટિ કરી, પુણ્ય પ્રવૃત્તિમાં સહભાગી થઇ, ઇષ્ટમાર્થે પોતાનો માનમ સંબંધ વધારી પુણ્યપ્રાપ્તિ કરી લો.

**સમારંભની હકીકત નીચે પ્રમાણે.—**

## સમય.

સંવત્ ૧૯૯૪, ફાલ્ગુન શુક્લ ૧૫, તા. ૧૫ : ૩ : ૩૮ મંગળવારથી ફાલ્ગુન કૃષ્ણ ૫, તા. ૨૧ : ૩ : ૩૮ સોમવાર સુધીના સાત દિવસપર્યન્ત આ મહોત્સવનું પાલન થશે.

## સ્થલ.

આ ઉત્સવના પાલનમાટે ઉચેડીયા ગામથી એક માઇલ છેટે નર્મદાતટે આવેલા એક ક્ષેત્રને પસંદ કરવામાં આવ્યું છે સ્થલ એકાંત અને શાંત વાતાવરણવાળું છે.

## માર્ગ.

ત્યાં જવા માટે બે માર્ગ છે એક માર્ગ ભરૂચથી—ભરૂચ સ્ટેશને દરેક ટ્રેન ઉભી રહે છે, અને ત્યાંથી શુક્લતીર્થ સુધી જવા માટે મોટર સર્વિસ હોવાથી તરત જ મોટર મળી શકે છે. મોટર ભાડું માથા દીઠ છ આના છે શુક્લતીર્થ ઉતરી લગભગ રૂ માઇલ પગ રસ્તો કાપી પછી હોડીમાં બેસી સામે કાંઠે સમારંભના સ્થાનમાં પહોંચાય છે. શુક્લતીર્થમાં મજુરની અને નદી ઓળંગવા હોડીની વ્યવસ્થા કરી રાખવામાં આવશે.

બીજો માર્ગ અંકલેશ્વરથી—અંકલેશ્વરથી રાજપીપળા સ્ટેટની ગાડીમાં બેસી ગુમાનદેવ સ્ટેશને ઉતરવાનું છે. ગુમાનદેવની ત્રીજા વર્ગની ટીકીટના લગભગ ચાર આના છે. ગુમાનદેવથી સમારંભનું સ્થાન લગભગ બે માઇલ દૂર હોવાથી ત્યાં જવા માટે વાહન ( ગાડા ) ની સગવડ રાખવામાં આવશે, તેમ જ ગુમાનદેવ સ્ટેશને મજુરની વ્યવસ્થા પણ કરવામાં આવશે.

અમદાવાદથી સવારે ઉપડતી ફાસ્ટ ગાડી તથા રાતે ઉપડતી દશ વાગ્યાની લોકલ ગાડી જ ગુમાનદેવ જતી ગાડીને મળે છે. તે સિવાય બીજી કોઇ પણ ગાડી ગુમાનદેવ જવા મળતી નથી. ગુમાનદેવ જનારી એક ગાડી અંકલેશ્વરથી સવારે લગભગ ૮–૩૦ વાગે અને બીજી બપોરે લગભગ ૩–૩૦ વાગે ઉપડે છે એટલે ગુમાનદેવ જવા માટે અંકલેશ્વર સ્ટેશનઉપર બે ત્રણ કલાક ખોટી તો થવું જ પડશે

આમ હોવાથી એકંદરે જોતાં ભરૂચનો માર્ગ વધારે અનુકૂળ ગણાય. માટે ભરૂચ સ્ટેશને ઉતરવાની ઇચ્છાવાળાઓ, પોતે કયા દિવસે, કયે વખતે, કેટલી સંખ્યામાં આવનાર છે, તે હકીકત

પત્રદ્વારા અગાઉથી અને વખતસર ડૉ૦ ભાલચન્દ્રને (ડૉ૦ ભાલચન્દ્ર મગનલાલ તલાટી, ઝવેરી મહોલ્લો, લલ્લુભાઈનો ચકલો, ભરૂચ—એ સરનામે) જણાવશો તો તેમને માટે શરૂઆતના ત્રણ દિવસોમાં મોટરની ખાસ વ્યવસ્થા કરી શકાશે.

વ્યવસ્થાપક, શ્રેયસ્સાધક.

**દ્રવ્યઃ**—સમારંભમાં સાતે દિવસનું પ્રથમ પંક્તિનું દ્રવ્ય રૂ. ૧૦) છે, બીજી પંક્તિના રૂ. ૭) છે અને તૃતીય પંક્તિના નિત્યના **બાર આના** છે. જેમની સ્થિતિ કેવલ સામાન્ય છે તેમણે નિત્યના **આઠ આના** પ્રમાણે દ્રવ્ય મોકલવું, કયા કયા દિવસ રહેવું છે તે ચોક્કસ લખી જણાવવું. સમારંભમાં આવીને જ અનુમતિપત્ર લેશે તેમણે દરરોજનો રૂ. ૧) આપવો પડશે.

સ્ત્રીવર્ગમાંથી જે આવનાર હોય તેમને માટે પણ ઉપરના જ નિયમ સમજવા. દશ વર્ષથી નાનાં બાલકોને સાથે ન લાવવા.

**પરચુરણઃ**—સમારંભમાં આવનારે પોતાના સદ્‌ગુરુશ્રીની પ્રતિમા, પૂજાનું સાહિત્ય, બીછાનું, જલપાત્ર વગેરે આવશ્યક વસ્તુઓ સાથે લાવવી. વીજળીની બેટરીનું સાધન બનતા સુધી દરેકે સાથે લાવવું. ચિંતન માટે કોઈ ધાર્મિક ગ્રંથ પણ અવશ્ય લાવવો. ભોંયે ત્યાં બેસવા માટે એક નાનું વસ્ત્રનું આસન પણ લેતા આવવું. વસ્ત્રો તથા પદાર્થો સ્વચ્છ લાવવાં.

શ્રી સાધનસમારંભનિમિત્ત નિત્યદાનરૂપે જેમને રૂ. ૬) આપવાનો સંકલ્પ હોય તે સાથે લાવવા કૃપા કરે.

સમારંભમાં ભાગ લેવાની ઇચ્છા રાખનારે **અનુમતિપત્રમાટેનું** દ્રવ્ય **તા૦ ૧૦ મી માર્ચ, ગુરુવાર સુધીમાં** મોકલી આપવું.

દ્રવ્ય મોકલવાનું તથા પત્રવ્યવહાર કરવાનું સરનામુંઃ—**વ્યવસ્થાપક, શ્રી ચારિત્ર્ય-મન્દિર, વડોદરા.**

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—(સં૦ ૧૯૮૯)

### સ્ત્રીવિભાગ—'જીવનની સફલતા.'

**[લેખક : શ્રી પ્રમીલા બહેન.]**

પરમાત્માનો દિવ્ય સંકેત એ જ મનુષ્યજીવન. પરમાત્માને પોતાની સ્થાપેલી શક્તિઓનો પૂર્ણ ઉપયોગ થવાનું સ્થાન તે મનુષ્યજીવન. મનુષ્યમાં સંપૂર્ણ રીતે જીવનશક્તિ છે. ચૈતન્યશક્તિ આ સુંદર જીવનમાં વિશેષ રૂપે વ્યાપ્ત છે. એ ચૈતન્યશક્તિનો જેટલા રૂપમાં વિકાસ કરાય તેટલો થઈ શકે એમ છે.

મનુષ્યમાં સ્થાપવામાં આવેલી શક્તિનો અનુકૂલપણે ઉપયોગ ત્યાં જીવનની સફલતા, ત્યાં જ જીવન જીવી જાણવાની મહત્તા, ત્યાં જ પરમાત્માના સંકેતનું રહસ્ય ઉકલે છે.

મનુષ્યમાં સ્થપાયેલી શક્તિનો અનુકૂલ ઉપયોગ એટલે શું? શરીર, મન અને આત્માની ખીલવણી.

અનેક રોગોથી, અનેક વ્યસનોથી, અનેક કુટેવોથી અને દુર્ગુણોથી, વિકારોથી ભરેલું શરીર, એ જીવનશક્તિવાળું ન મનાય. સ્વચ્છ, સુંદર વ્યાયામથી વીર્યવાળું, આપણી ઇચ્છાનુસાર કાર્ય કરે તેવું, વ્યસનોથી મુક્ત, પરાર્થે વપરાનાર શરીર એ જીવનશક્તિવાળું, ચૈતન્યશક્તિવાળું મનાય આ જીવન તે જીવનની સફલતા. એ જ પરમાત્મમંદિર

મનની મનોહરતા ત્યાં જ છે જ્યાં ક્રિયાત્મક સદ્ગુણોના સ્ફુરણો ઉઠે છે, રાગદ્વેષરહિત સમસ્થિતિ સદા જળવાતી રહે છે, નિર્દોષ અને ઉચ્ચ ભાવથી પ્રસન્નતા અખંડ જામેલી રહે છે ત્યાં આત્મા જાગે છે. આવું મન જીવતું છે. એ જ જીવન છે આથી મનની સ્થિતિ સફલતાવાળી છે

ક્રમપૂર્વક આ શક્તિનો વિકાસ થતાં આત્માની જાગૃતિ જણાય છે. સર્વત્ર શુભ, સર્વપ્રતિ અભેદભાવના, કેટલીક અમાનુષી શક્તિનો વિકાસ અનુભવાય છે. શાંતિ, તૃપ્તિ અને પરમાનંદ, આત્મવિકાસ થતાં, સદા કાલ સ્થિતિ કરી રહે છે, અપૂર્ણતાનું ભાન ઉઠતું નથી. જીવન કૃતાર્થ લાગે છે.

મનુષ્યજીવનની શક્તિનો પરાવધિ આ સ્થાને છે. સચેતન જીવન જીવાતું હોય છે, જ્યાં ક્રિયાત્મક વ્યાપાર ચાલતા હોય છે અને ઉચ્ચ ધ્યેયને અંખડ સ્થાન અપાય છે ત્યાં જ જીવનની મહત્તા છે. જ્યાં કોઇ પણ પ્રકારે નિરુત્સાહને સ્થાન મળતું નથી, સતત ઉચ્ચ ઉચ્ચ ક્રિયા, ચિંતન અને દિવ્ય ભાવનાનો ઓઘ ઉભરાતો હોય છે, એવી અવસ્થા તે જીવનની સફલતા પરમાત્માનો ત્યાં નિવાસ છે. આવું જીવન જીવનાર મનુષ્ય નથી, દેવ નથી, સાક્ષાત્ બ્રહ્મ છે.

---

: : સાપ્તાહિક : :

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

Reg. No. B. 3171

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ :
" જીવન ઘડો "

વર્ષ : ૪    અંક : ૪૦
સં. ૧૯૯૪, ફાલ્ગુન શુક્લ ૪
શનિવાર
તા. ૫ : ૩ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
શ્રેયસ્સાધક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ :—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા ગણવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
મદદ કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થળ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બારડાનેની ... વડોદરામાં પોપટલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
મણિલાલ મ૦ ત્રિવેદી
માટે છાપ્યું અને પ્રકાશકે
શ્રી ચિત્રશાળા-સ્થાન, વડોદરા, મિસ્ત્રીની પોળ
પ્રસિદ્ધ કર્યું. તા. ૫ : ૩ : ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## કાલસિદ્ધ કોણ છે ?

ચાર વાગે ઉઠી, આળસ ત્યજી, કામ કરે તે કાલસિદ્ધ પુરુષ છે.

નક્કી કરેલા સમયે, નક્કી કરેલું કામ આદરે તે—

કાળનો વધારે સદુપયોગ સાધે તે—

કાલને કર્તવ્યથી ભરપૂર રાખે તે—

કાલમાં શાંતિ, ઉલ્લાસ, ક્રિયાશક્તિ, આનંદ જાગતૃ રાખે તે—

\+ + + + +

દુઃખને નિવારવાના યત્નપૂર્વક સર્વ કાંઇ આનંદથી—

સહેવું,
શુભ કહેવું,
સન્માર્ગે વહેવું;
આવું માનવ મત ગ્રહેવું.

શ્રી ગુરુદેવ.

# श्री योगसार.

( અનુસન્ધાન અંક ૩૮ ના પૃષ્ઠ ૨૩૩ થી )

સામાન્ય મતિના મનુષ્યોમાં આ પ્રકારની અવિદ્યા સ્પષ્ટ છે એટલું જ નહિ વિવિધ વિદ્વાન્ પુરુષોના મતમાં પણ આ જણાય છે અને એ ઉપર એક અંશ અધિક પણ મહેલો જણાય છે. વેદના કર્મકાણ્ડનું અધ્યયન કરનારા અને તેને જ સર્વસ્વ માનનારા અનેક વિદ્વાન્ પુરુષો સ્વર્ગને નિત્ય માને છે, અને સ્વર્ગમાં ક્ષય અતિશયાદિ રહ્યા છતાં તેને માટે જ કમર કસી યાવજ્જીવન અગ્નિહોત્રાદિ કર્મો કર્યા કરીને એથી પર કશું નથી એમ માને છે, ઇતર પુરુષો ઇન્દ્રિયોને પોતારૂપ, નિત્યરૂપ માનીને તેની ઉપાસના જ કરતા રહે છે, તો વળી અન્ય સૂક્ષ્મ ભૂતને તથા અહંકારને તથા મહત્ તત્ત્વને અને પ્રકૃતિને નિત્યરૂપ જાણી પોતાના રૂપ લઇ તેની ઉપાસના કરતા રહે છે. પણ આ સર્વ મિથ્યા જ્ઞાનથી પ્રવૃત્ત થયેલા હોવાથી અનિત્ય વસ્તુને નિત્ય માની રહેલા છે અને તેથી એમને શ્રી વાયુપુરાણમાં दश मन्वन्तराणीह तिष्ठन्तीन्द्रियचिन्तकाः । भौतिकास्तु शतं पूर्णं सहस्रं त्वाभिमानिकाः ॥ बौद्धा दश सहस्राणि तिष्ठन्ति विगतज्वराः । पूर्णं शतसहस्रं तु तिष्ठन्त्यव्यक्तचिन्तकाः ॥ ઇન્દ્રિયના ઉપાસકો દશ મન્વંતરસુધી ઇન્દ્રિયમાં લીન થઇ તે તે ભોગોને ભોગવતા રહે છે, સૂક્ષ્મ ભૂતના ઉપાસકો પૂર્ણ શત મન્વન્તરસુધી તેમાં લીન થઇ રહે છે અને અહંકારના ઉપાસકો એક સહસ્ર મન્વંતરસુધી તેમાં લીન થઇ રહે છે; મહત્ અથવા બુદ્ધિને અહંરૂપે ઉપાસના કરનાર દશ હજાર મન્વન્તરસુધી અને અવ્યક્ત એટલે પ્રકૃતિની ઉપાસના કરનાર એક લક્ષ મન્વંતરસુધી અનુક્રમે બુદ્ધિ તથા પ્રકૃતિમાં લયને પામી રહે છે—ઇત્યાદિ વચનોથી કહ્યા પ્રમાણે અમુક કાલ સુધી તે તે ફલ ભોગે છે અને એ સમયનો અવધિ થયે न कारणलयात् कृतकृत्यता मग्नवदुत्थानात् ॥ २.५४ ॥—સર્વના કારણરૂપ પ્રકૃતિમાં લય થવાથી કૃતકૃત્યતા થતી નથી કેમકે એ પ્રકૃતિલય દશાને પામ્યા પછી પણ જેમ જળવગેરેમાં નિમગ્ન થયેલો પુરુષ પાછો ઉપર આવે છે તેમ આ દશાને પામેલા ઉપાસકો પણ એના સમયના અવધિએ પાછા ઉત્થાનને પામે છે—એ શ્રી સાંખ્ય સૂત્રમાં જણાવ્યા પ્રમાણે પાછો સંસાર તેમને પ્રાપ્ત થાય છે. એ સત્ય છે કે કોઇ પણ ઉપાસક સાધારણ જીવો કરતાં અતિગુણ શ્રેષ્ઠ છે તેથી એને સંસારની પ્રાપ્તિ થાય છે એટલે કંઇ હલકી યોનિની પ્રાપ્તિ થતી નથી પણ ઉચ્ચ લોકમાં એ જાય છે અને ત્યાં સંસારના નિવર્તક તત્ત્વજ્ઞાનને પામી અંતે કૃતકૃત્યતાને મેળવે છે. પણ આ જે ઉપાસના એણે કરેલી છે તેના મૂળમાં અનિત્યમાં નિત્યબુદ્ધિરૂપ અવિદ્યા હોવાથી એને અવિનાશી ફલની પ્રાપ્તિ થતી નથી એ જ વિવક્ષિત તાત્પર્ય છે. આ જ પ્રમાણે કેટલાક તત્ત્વવિચારકો આ વિશ્વના પરમ કારણરૂપે અગ્નિને, તો કોઇ જલને, તો કોઇ સંખ્યાને, તો કોઇ શૂન્યને સ્વીકારે છે. એ અગ્નિ, જલાદિ પદાર્થો અનિત્ય છે અને શૂન્ય તે શૂન્ય જ છે તેથી એ સર્વને પરમ કારણરૂપે માનવાં, એ સર્વને નિત્ય માનવાં એ અત્ર કહ્યા પ્રમાણે અનિત્યમાં નિત્યબુદ્ધિ કરવાનું કામ છે અર્થાત્ અવિદ્યા છે. આથી સ્પષ્ટ થાય છે કે આ પ્રથમ પ્રકારની અવિદ્યા—અનિત્યમાં નિત્યબુદ્ધિ

એણે પોતાની સત્તા સામાન્ય મનુષ્યોપર જ જમાવી છે એમ નથી પણ વિદ્વાન્ પુરુષો અને વિવિધ ઉપાસકોને પણ પોતાને વશ વર્તાવ્યા છે.

દ્વિતીય પ્રકારની અવિદ્યા તે અશુચિ પદાર્થમાં શુચિબુદ્ધિ કરવી એ છે. જે પદાર્થ અશુચિ છે, અપવિત્ર છે તેને શુચિ એટલે પવિત્ર માનવો એટલે કે તે અશુચિ નથી એમ જાણવું એનું નામ આ દ્વિતીય પ્રકારની અવિદ્યા છે. સર્વ પુરુષો વિચારથી જાણે છે કે स्थानाद् बीजादुपष्टम्भान्निःस्यन्दान्निधनादपि । कायमाधेयशौचत्वात् पण्डिता ह्यशुचिं विदुः ॥ આ શાસ્ત્રવચનમાં કહ્યા પ્રમાણે શરીર વિવિધ હેતુને લઇને અશુચિ પદાર્થ છે. ત્યાં પ્રથમ તો એ શરીર જે ગર્ભરૂપ સ્થાનમાં રહીને સ્થાપ છે તે જોઇએ છીએ તો સ્પષ્ટ રીતે જ્યાં રેતસ્ અને એ ગર્ભસ્થાનમાં વિવિધ વિકારો એકત્ર થાય છે તેવું એ મલિન અને અપવિત્ર સ્થાન છે. આપણે હાથે કે વસ્ત્રે રુધિર લાગે છે તો તેને સાફ કરી આપણે ધોઇ નાખીએ છીએ, રજસ્વલા સ્ત્રીને સ્પર્શ થતાં સ્નાન કરવાનું શાસ્ત્ર જણાવે છે. ત્યારે આ આપણાં શરીરો એ રજસ્‌માં જ સ્થાપઇને ઉછરે છે અને પ્રસવ થતા સુધી એ આદિ વિવિધ વિકારોથી મલિનતાને પામેલા ગર્ભાશયમાં રહે છે. તેથી સ્થાને કરીને એ શરીરો અશુચિ છે. એ શરીરનું બીજ જોઇએ છીએ તો તે પણ રેતસ્ અને શુક્ર છે. રેતસ્ અને શુક્રના સંનિપાતથી એ શરીરો સ્થાય છે અને એ બંને પણ મલિન પદાર્થો છે તેથી એ શરીરો બીજવડે મલિન છે. ગર્ભાશયમાં અને ગર્ભાશયથી બહાર નીકળ્યા પછી પણ જે અન્ન આપણે ભક્ષણ કરીએ છીએ તેનો રસઆદિ પરિણામ થાય છે તે વડે જ એ શરીરોનું પોષણ થાય છે. ગર્ભદશામાં માતાએ ખાધેલા અન્નાદિના પરિણામરૂપ રસઆદિવડે એ શરીર ટકે છે અને બહાર રહ્યે તે પોતે ખાય છે તે અન્નાદિના રસાદિ પરિણામવડે એ ટકે છે. એ રસ, રુધિરાદિ શરીરના પોષક, શરીરને ટકાવનાર ( ઉપષ્ટમ્ભક ) પદાર્થો સર્વ મલિન છે તેથી એ ઉપષ્ટંભક જોતાં પણ એ શરીરો અશુચિ છે. એ શરીરોનાં નવે દ્વારમાંથી પ્રસ્વેદાદિ રસો ઝરે છે તેથી એને લીધે અને નિરંતર જલમૃત્તિકા વડે શરીરોની શુદ્ધિ કરવી પડે છે તેથી તેને લીધે પણ આ શરીરો કેવલ અશુચિ છે એમ વિવેકી પુરુષો એટલે પંડિતો જાણે છે. આ પ્રમાણે શરીરો અશુચિ છે છતાં એમાં કેટલાને શુચિબુદ્ધિ થતી નથી !

( અપૂર્ણ. )

---

## ચઢાઈ કરો.

' કયાં ? '

' એવું કંઇક મેળવવા, એવું રાજ્ય પામવા, એવો ખજાનો લુંટવા, એવાં ઐશ્વર્યો પ્રાપ્ત કરવા, કે જે મળ્યા પછી ઇચ્છાગ્નિનું શમન થાય. '

' શું ત્રિલોકાધિપતિ ઇન્દ્રનું પદ મેળવવા ? '

' ના, ના. '

' ત્યારે શું શ્રી બ્રહ્મદેવ સર્જન કાર્ય કરી રહ્યા છે ત્યાં ? '

'ત્યાં પણ નહીં.'

'ત્યારે શ્રી લક્ષ્મીપતિ શ્રી વિષ્ણુ ભગવાનના વૈકુંઠમાં જવા ?'

'એથી પણ વિશેષ.'

'ત્યારે તો દેવાધિદેવ શ્રી શંકર ભગવાનના કૈલાસે સ્થિત થવા ?'

'ત્યાં પણ કંઇ વિશેષ નથી. એથી પણ અધિક. આ સર્વ સ્થળોમાં પણ કંઇક કંઇક આવરણો, વિક્ષેપો રહ્યાં હોય છે. ત્યાં જવાથી કંઇ વૃત્તિ પૂર્ણ તૃપ્તિને અનુભવી અનિચ્છાવાળી થતી નથી.'

'એવું તે હવે કયું સ્થાન છે કે જ્યાં સર્વ પ્રાપ્તિ થતાં ઇચ્છામાત્રનો અભાવ અનુભવાય ? એ બનવું તે સંભવિત હોય ?'

'અવશ્ય, તે અશક્ય નથી. સંભવિત જ છે અને વળી તે માનવી જ મેળવી શકે છે, મેળવી શક્યા છે. તે સાથે તે મેળવવાનો સર્વ મનુષ્યને સરખો હક્ક છે.

'તે મેળવવા માટે ક્યાં જવું ? શું કરવું ?

'તે માટે પ્રથમ તો રોમ રોમમાં ઉત્સાહ, પ્રયત્ન, વીરત્વ, શુભાશા, પ્રેમ, આતુરતા, નિર્ભયતા જાગ્રત્ કરવાં પડે.'

'પછી ?'

'વીર બનીને સંગ્રામમાં ઉતરી પડવાનું, હારતાં પણ પાછા ન હઠવાનું, મરણપર્યંત લડવામાં સાવધ રહેવાનું. જો પૂર્ણ સાવધાનતા રાખવામાં આવે છે તો અર્થસિદ્ધિ સહજ છે. જેથી એક વખત શત્રુપ્રતિ ચઢાઇ લઇ જવી, યુદ્ધમાં ઘુમવું.'

'પણ કોની સાથે ?'

'તમારા પોતાના મન સાથે જ. આ ચઢાઈ તમારે તમારા ઉપર જ લઇ જવાની છે. તે માટે શ્રી સદ્‌ગુરુ ભગવાન્ પ્રોત્સાહન અર્પતા વદી રહ્યા છે કે: 'રે વીર ! સત્ય રણમાં સજ્જ થઇ આવો'. આ સંગ્રામ-યુદ્ધ કરવા સાચો બળવાન્ સાધક જ સમર્થ છે. કાયર પુરુષનું તે કામ નથી.

'શું, સર્વ ઈપ્સિતાર્થની પ્રાપ્તિ આથી થાય છે ?'

'અવશ્ય જ. આ સંગ્રામમાં જય મળતાં કોઇ વસ્તુ, કોઇ સ્થિતિ, કોઇ પણ પ્રકારના દૈવી ઐશ્વર્યો, અલૌકિક સિદ્ધિઓ વગેરે અપ્રાપ્ત રહેતું નથી, સાક્ષાત્ બ્રહ્મપદ પમાય છે, પરમ તત્ત્વરૂપ બની શકાય છે કે જે પદને બ્રહ્મા, વિષ્ણુ, શંકર પણ ઇચ્છી રહ્યા છે. જ્યાં માયાનો પ્રવેશ જ નથી તો પછી માયાકૃત સુખ, દુઃખ કદી પણ તેને ન સ્પર્શે એવા સ્થાનને મનુષ્ય પામે છે.'

'પ્રથમ શું કરવું ?'

'શું કરવું ! એજ કે સર્વ રીતે મનુષ્યને કબજામાં રાખી ગુલામ બનાવનાર આ મન છે, એ નિશ્ચય કરી એ જ મુખ્ય શત્રુનો પરાજય કરવા સાવધાન થવું. આ મન જ સર્વને સદા સ્વરૂપ-વિમુખ બનાવી રહ્યું છે, મનુષ્યને જગતના જ વિષયોમાં નચાવી રહ્યું છે, તેની સામે થવું. મનને વિચરવાના દ્વારો-બહિર્મુખ થવાના માર્ગો મુખ્ય કરીને પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. એક માર્ગ બંધ કરતાં બે

બીજો રોકે છે. બીજાથી ત્રિજામાં, એમ આ પાંચ દ્વારોનો નિરોધ થતાં એ મુઝાશે. અને એ જ રીતે એને વશ વર્તાવવું સુલભ થાય તેમ છે.'

'આ મન શાથી આ રીતે વિષયોથી મળતાં સુખોને ઇચ્છે છે? એ પણ જણાય તો ઠીક.'

'ત્રિવિધ એષણાથી. એષણામાત્ર તેને પાંચ જ્ઞાનેન્દ્રિયદ્વારા જગદાસક્ત બનાવી રાખે છે. જ્યાં સુધી એષણા છે ત્યાંસુધી આ વ્યવહાર—એટલે જગત્-સંબંધ, જન્મ મૃત્યુ. એષણાજિત પુરુષ જ પરમ અર્થને સિદ્ધ કરવા સમર્થ છે. તે જ પરમાર્થી કહી શકાય. યોગી થઇ અનેક સિદ્ધિને પામે, લોકલોકાંતરમાં ભ્રમણ કરે, નવી સૃષ્ટિ સર્જે છતાં તે જો એષણાથી મુક્ત નથી તો પરિણામે તે સર્વનું પણ પતન જ. એષણાતીતનો જ વિજય છે, તે સ્વયં બ્રહ્મ છે. જ્યાં સર્વ વાતે અનિચ્છા છે, અને જ્યાં સર્વ રીતે અનિચ્છા છે ત્યાં જ સર્વ પ્રાપ્તિ છે.

એષણાનો જય થતાં સહસા સંતોષ ઉત્પન્ન થાય છે. સંતોષ ઉપજતાં સર્વ કંઇ આવી મળે છે, કોઇ પ્રયત્નની અગત્ય રહેતી નથી.'

'આ સર્વ સ્થિતિ શું મન જ ઉત્પન્ન કરે છે?'

'હા, મન જ સર્વનું મૂળ છે. મનની બહિર્મુખ અવસ્થા આ સર્વ કંઇ કરી રહી છે. મનની જેમ જેમ બહિર્મુખ સ્થિતિ તેમ તેમ આજનો મનુષ્ય ક્રમે ક્રમે મનુષ્યમાંથી અવનત થતાં પશુ, વૃક્ષ, પાષાણ, કીટ બની રહે છે. તે જ મન અંતર્મુખ થતાં મનુષ્યમાંથી દેવ, ઋષિ અને બ્રહ્મરૂપ પણ થાય છે.

મનમાંથી એષણા ઓછી થતાં પાંચ જ્ઞાનેન્દ્રિયના અવિહિત વ્યાપાર અટકતા જાય છે. આ એષણા ન્યૂન કરવા—તેને વશ વર્તાવવા અર્થે જ આ સંગ્રામ છે. દુર્બલતા, દીનતા, મોહ, ભયથી આ સંગ્રામમાં જય મેળવાતો નથી. પ્રબલ વીતરાગી, નિર્મોહી વિજય પ્રાપ્ત કરવા સમર્થ છે. ક્ષણની પણ અસાવધાનતા અહિં ચાલી શકતી નથી, તેમ થતાં તત્કાલ જ શત્રુનો મારો ચાલુ થવાનો. મન એવું સૂક્ષ્મદર્શી છે કે કોઇ પણ રીતની સહજ ભૂલ થતાં પાછું એ બળવાન બની પોતાનું બળ વાપરી મનુષ્યને બેહાલ કરી મૂકે છે.'

'આવા બળવાન્ મનને વશ વર્તાવવું એ તો કઠિન જ.

'કઠિન તો ખરૂં, છતાં અશક્ય નહીં. વિચાર્યું તેમ અનેક રીતના વિચારોથી તેને નિર્બલ કરી તેને ભટકવાના દ્વારો રોધતાં તે દુર્બલ થઇ શકે છે, અને તે સાથે સબળ સાધન તે ગુરુમંત્ર છે. જેમ યુદ્ધમાં અસ્ત્રોનો ઉપયોગ થતાં રિપુઓનું બળ હણાય છે તેમ ગુરુમંત્રનો ઉપયોગ આ સમયે કરાતાં તે સત્વર્ સર્વ રીતે દીન બની શકે છે. અનેક પ્રકારના સદ્વિચારોથી, ક્ષણક્ષણની સાવધાનતાથી એષણાનો જય થતાં જ્ઞાનેન્દ્રિયના ઉન્મત્ત વ્યાપાર શમતાં મન પોતાનું મહોન્મત્તપણું ત્યજવા માંડે છે. તે છતાં પણ જ્યારે તે પુનઃ ઉત્થાન પામતું જણાય ત્યાં ગુરુમંત્ર—અસ્ત્રનો મારો ચલાવતાં તે મરણ પામે છે.

અહિં જ આપણો વિજય છે. સમ્રાટ્ના પણ સમ્રાટ્ બનતાં સ્વરૂપસામ્રાજ્યાધિપતિરૂપે સ્થિતિ થઇ રહે છે.'

શ્રી પ્ર૦ બહેન.

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૮૫ )

### ( ઉત્તીર્ણ લેખો. )

### પુરુષ વિભાગ—(૧) 'વાણી અને આંખનો સંવાદ.'

[ લેખક : શ્રી ચુનીલાલ જયશંકર ઓઝા. ]

( ગાડી આવી ગુજરાત, એ લય. )

આ વાણી અને આ આંખ, એક દિન વિવાદે રે ચઢિયાં,
આવો આવો સંભળાવું આજ, એ વિવાદનાં રસિયાં.
વાણી કહે સુણ આંખડી, મનની છાની વાત,
છાનીમાની કહી દીયે, એવી લુચ્ચી છે તારી જાત,
સાંભળો વાણી સજનીયાં,
લોચન કહે પ્રિય બેનડી, જો તું થમી રહે શાંત,
તો હું મનની વાતને, રાખું છાની હૃદમને એકાંત,
સુણજો વ્હાલી મોહનીયાં,
છગની ભરી ઘણુ જાતડી, તારી તો કાંઇ ઑર,
મનમાં હોયે કઇ અને, તું તો કહીને બતાવે કાંઇ ઑર,
સાંભળો વાણી સજનીયાં;
છગ કર્યા ઓછાં તું કરે, ભુરકી નાંખી લલચાવ,
દૈયાં કંઇ સ્ત્રીપુરુષનાં, તું તો હલેકેથી હેતે ચડાવ,
સુણજો વ્હાલી મોહનીયાં;
બડબડ કરતી તું રહે, દિન અને કદી રાત,
વાતો કરી ના થાકતી, તારી વલવલતી શી જાત,
સાંભળો વાણી સજનીયાં;
ફાંટે ડોળે જોઇ રહે, તું પણ આખો દિન,
નાટક જોતાં થાય ના, રાત્રિએ પણ તું ગમગીન,
સુણજો વ્હાલી મોહનીયાં,
લકવું એકબીજાથકી, ને જોવું માત્ર જ હોય,
આરો ન આવે વાતનો, મિથ્યા છાંડોને મારે આ રોય,
સાંભળો વાણી સજનીયાં;
એક કુતિસહ જોડીએ, આપણ બાત અનેક,
શાંતિ સુખના અનુભવો, જાગે ઉર જુઓ ધારી વિવેક,
સુણજો વ્હાલી મોહનીયાં;

વાણી કોમલ બોલિયાં, પ્રેમે છાંડી વિવાદ,
અંતર્ ભાવોલ્લાસ રહ્યાં, એ તો શમીને લેતાં સુખસ્વાદ,
સાંભળો શાણી સજનીયાં;

## ( ૨ )—' પાદપુર્તિ '

### ( ૧ ) [ લેખક : શ્રીમતી જયન્તીદેવી. ]

શાર્દૂલવિક્રીડિત.

જાણ્યું આ જગમાં વિવેક ધરતાં, શું સત્ય શું જૂઠ છે,
જાણ્યું આ જગ તો .વિચાર કરતાં, જીવાત્મસંપૂર્ણ છે;
જીવોને ગુરુના વિના જગતણી, ઉદ્ધારની ત્રુટ છે,
એ જાણ્યા વિણ જાણવું અવર તે, મિથ્યા કડાકૂટ છે.

મીઠો શાન્ત સમીર આ શરીરને, શાન્તિ ન કાં આપતો,
કાં જે વહ્નિ અરસંત નિત્ય દુઃખનો, છે દૈત્યને કાપતો;
અંગે અંગ અતીવ તીવ્ર તપતાં, તોએ ઉરે શાંતિ કાં,
દ્વંદ્વાતીત અને સદાય મન જો, છે આત્મવિશ્રાન્તિમાં.

### ( ૨ ) [ લેખકઃ ચુનીલાલ જ૦ ઓઝા. ]

મીઠો શાન્ત સમીર આ શરીરને, શાંતિ ન કાં આપતો.
નક્કી અંતર અગ્નિ છે પ્રજળતો, જે દુઃખડો વાધતો;
અંગે અંગ અતીવ તીવ્ર તપતાં, તોએ ઉરે શાંતિ કાં!
એવી રમ્ય અતીવ આજ પ્રભુની, મૂર્તિ ઉરે શાંતિદા.

# તૈયારી.

પ્રત્યેક વસ્તુથી અવિશેષ આનંદ તથા સુખ લેવા માટે તૈયારી કરવી પડે છે. રણક્ષેત્રમાં ઉતરનાર યોદ્ધાને વિજય પામવા માટે તૈયારી કરવી પડે છે. પ્રવાસમાં નીકળતાં પહેલાં કેટલીક તૈયારી કરવી પડે છે.

તમે તૈયારી કરવા માંડી છે? શાની? સમારંભમાં આવવાની. એક દિવ્ય સંકલ્પસિદ્ધ સ્થાનમાં આવવાની. એ વાત પ્રસિદ્ધ થયાને આઠ દિવસ વહી ગયા. સર્વએ ઉત્તમ પ્રકારની તૈયારી કરવા માંડી હશે જ, છતાં પુનઃ સ્મરણ કરાવું છું કે હવે તે ઉત્સવમાં આરંભના આઠ દશ દિવસ જ બાકી રહ્યા છે, માટે સત્વર્ સારી રીતે માનસ તૈયારી કરજો. કોઇ પણ વિચારને જ્યારે અનુકૂળ વાતાવરણ મળે છે ત્યારે એ વિચાર ના સંસ્કાર પરિપક્વ થાય છે. આપણે એકપ્રાધાન્ય સ્પેશ્યળમાં

પ્રવાસ કર્યો ત્યારે જેમણે આગગાથી તીર્થોની મહત્તા, ગુરુસાથે યાત્રામાં અધિક પુણ્ય મળે એ આદિ સંસ્કારોને પોષ્યા તેમણે પ્રવાસ બેઠી અધિક પુણ્ય મેળવ્યું, તે પ્રમાણે સમારંભમાં સાત દિવસ ઉત્તમ પ્રકારે ગળાય તેને માટે આગળથી શુદ્ધ વાતાવરણ રચવું પડે છે એમાં રસપૂર્વક જોડાવું, ફરી ફરીને તેનું ચિંતન કરવું, એનું નામ તૈયારી છે એક લેખકને લેખ લખવા પૂર્વે તેની સામગ્રી એકઠી કરવી પડે છે, એક વિચારનું વાતાવરણ સરજવું પડે છે અને એ સરજાય છે ત્યારે તેના લેખ વા કાવ્યમાં સુંદરતા આવે છે તે પ્રમાણે આપણે મનમાં સુંદર આધ્યાત્મિક વાતાવરણ રચીએ છીએ તો સમારંભમાં આવવાની ઉત્સુકતા પ્રકટે છે આવીને ઉત્તમ સાધનોમાં જોડાઈએ છીએ, પણ એ ક્યારે થાય છે કે જ્યારે આપણી તૈયારી સારી હોય છે ત્યારે તેથી પ્રિય બંધુઓ ! સમારંભના સર્વ ઉદ્દેશોનું ચિંતન કરી તૈયારી કરો તૈયારી કરાવનાર ગુરુદેવ પ્રત્યક્ષ નથી પણ તેમની આપેલી એક સુંદર ભાવના આપણી પાસે છે તેનાથી સર્વ કોઈ તૈયારીના સંસ્કારને પરિપક્વ કરો. તે ભાવના આ છે— '**પરમાત્મન્ ! આપની કૃપાથી હું સર્વદા, સર્વ રીતે, સર્વોત્તમ થતો જ રહું છું.**' આ ભાવના, પત્રિકા મળે કે તરત સવાર અને સાંજ દશ મિનિટ કરજો ઈશ્વરાનુગ્રહથી એ ભાવના આપણી પાસે સર્વોત્તમ તૈયારી કરાવશે

સત્વર કરો, શ્રદ્ધા પૂર્વક કરો અને ભાવભીના હૃદયે નર્મદાતટે આવી પહોંચો

---

## स्तुति.

પદ (મારે અંતરે પધારો અધિરાજ ! એ લય)

હે.. મારા અંતરના સાચા સાથી છો ગુરુરાજ !
સ્વાર્પણ હૃદયનું સ્વીકારજો
હે ભર દરીયામાં ઝોલાં ખાતું આ મારું જહાજ,
નેહે સુકાની થઈને તારજો
મારા દોષ સામી દ્રષ્ટિ ન કરશો,
પણ શરણ ભાવના, પ્રભુ ! ઉવેખશો,
ટાળો અંતરના સર્વે ત્રિતાપ મુજ આજ,
શાંતિ મધુર ત્યાં પ્રસારજો
મને ઉચ્ચ ઉચ્ચગામી કરજો સદા,
મૂલ દરશાવ્યાન, ટળો જીવનઆપદા,
પ્રભુ અંતે ઉપેન્દ્રગુરુદેવચરણમાં જ—
મીઠાં વાસ કરી પારજો

મંજુ બહેન

---

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171


# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ :

" જીવન ઘડો "


વર્ષ: ૪ અંક: ૪૧

સં૦ ૧૯૯૪, ફાલ્ગુન શુકલ ૧૧

શનિવાર

તા૦ ૧૨ : ૩ : ૧૯૩૮

પત્રવ્યવહાર :

વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર

વડોદરા.

વાર્ષિક લવાજમ:—

હિન્દમાં : રૂ ૫-૦-૦

હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :

વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.

દાન દેવાયોગ્ય સંસ્થા

સહાય કરવા યોગ્ય સંસ્થા.

વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.

વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.

આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ મહેતે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ બ્ર૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૨ : ૩ : ૧૯૩૮


॥ ॐ श्री ॥

## मिथ्याचार.

ભજન ગાય પણ મહીં મન નહિ તો તે મિથ્યા—

સેવા કરે પણ કલ્યાણભાવના નહિ તો—

નોકરી કરે પણ શેઠતરફ નિષ્ઠા નહિ તો તે—

પુસ્તક વાંચે પણ સમજવા પ્રયત્ન ન કરે તો તે—

બ્રાહ્મણભોજન કરાવે પણ બ્રાહ્મણોમાં બ્રહ્મબુદ્ધિ નહિ તો—

કથા શ્રવણ કરે તેમાં મન સામેલ નહિ તો—

દાન કરે પણ દાતા દાનાભિમાન છોડે નહિ તો તે—

કોઇને સહાય કરે પણ મન તે કૃત્યને ગુપ્ત ન રાખી શકે તો—

હાથ પૂજે પણ મન ન પૂજે તો તે—

ભક્તિ કરે પણ તે પ્રતિ મનનું આકર્ષણ ન હોય તો તે—

વેદાંત કહે પણ બ્રહ્મચિંતન ન હોય તો તે—

જપ કરતાં બીજા વિચાર અટકાવવા યત્ન ન કરે તો—

ગુણાનુવાદ કરે પણ મનથી માને નહિ તો તે—

श्री गुरुदेव.

# श्री योगसार.

( અનુસન્ધાન મતાંક ૩૯ ના પૃષ્ઠ ૨૪૦ થી. )

એ પ્રાણોચ્ચારણમાં હકારનું ઉચ્ચારણ થાય છે. એ કલ્પનાનું કારણ એ છે કે સંસ્કૃત ભાષામાં હકારને જે આપણે લખીએ છીએ તેમાં ત્રણ કકડા પડે છે, અને તેમાં સૌથી નીચેનો કકડો, સૌથી મથાળાની આડી લીટી, એ બંનેની વચ્ચેનો ભાગ, એ ત્રણેની આકૃતિદ્વારા કુંડલિનીનાં ઊર્ધ્વ ગમનનો અને વિમર્શ રૂપનો સંકેત સમજાવેલો છે.

એ સમસ્ત વિશ્વને ગર્ભમાં લઈને રહેલી, સૂતેલા સર્પની આકૃતિરૂપ જણાતી કુંડલિની જે સ્વયં–જે પોતે જાતે જ નાદના પર્યાયરૂપે આગળ વધીને પ્રાણાત્મક રૂપમાં પ્રવેશ કરીને રહેલી છે એ જ પરાકુંડલિની પરમેશ્વરની જ્ઞાનશક્તિ વિશ્વને ગર્ભમાં રાખીને વિમર્શરૂપે નાદાત્મક વર્ણ કુંડલિનું રૂપ ધારણ કરીને સ્ફુરે છે. અને એ સ્ફુરણ વખતે નાદરૂપી પોતાના સ્વરૂપને પ્રાણકુંડલીમાં ડુબાવી દઈ કેવળ પ્રાણકુંડલીરૂપે બહાર ભાસે છે.

એ પ્રાણ કુંડલીરૂપ પ્રાણ નીચે અને ઉંચે–બંને પ્રદેશમાં વહે છે, હાન અને સમાદાન એ બંને રૂપે ભાસે છે તેથી હકાર સકારરૂપ જેવો એ પ્રાણ વિમર્શરૂપે સ્ફુરતો હોવાથી હંસ એ નામે શાસ્ત્રોએ ઓળખાવ્યો છે.

અત્યાર સુધીનું સઘળું વિવેચન પ્રાણ, પ્રાણચાર અને પ્રાણમાં રહેલો વર્ણોચ્ચાર કે મંત્રોચ્ચાર અને એ દ્વારા ઉન્મનાપ્રવેશ, એટલા પૂરતો જ ઉપદેશ છે. પરન્તુ એ મંત્રોચ્ચારણ કે વર્ણોચ્ચારણમાં જે વર્ણોચ્ચાર જેવું ભાસે છે તે અસ્ફુટ છે, અને પ્રાણની સાથે વહેતો નાદ એ સ્ફુટ છે. પરન્તુ શરુઆતના સાધકે એ પ્રાણહંસનું નાદાત્મક સ્વરૂપ અને અસ્ફુટ વર્ણાત્મક સ્વરૂપ અભિવ્યક્ત થતું નથી તેથી તેવા સાધકે સાધનમાર્ગમાં પ્રવેશ કરતી વખતે નાદાત્મક હંસમાંથી સદા સર્વદા પ્રવૃત્ત રહેલો અસ્ફુટ વર્ણાત્મક ઉચ્ચારને બદલે સ્ફુટ વર્ણોચ્ચારને ઉચ્ચારીને તેનું અનુસંધાન કરવાનું હોય છે. અનુસંધાન–એ ધ્યાન–કરવામાં એ સાવધાની રાખવાની હોય છે કે વ્યંજનરહિત હકારને મળતો એ નાદનો ઉચ્ચાર થતો સ્વતઃ ઉદ્ભવતો મનની વૃત્તિવડે અનુભવવો, પરન્તુ વૈખરી ભાષામાં સ્વરવગર વ્યંજનનું ઉચ્ચારણ થતું નથી અને તેથી વ્યંજનના ઉચ્ચારને અભિવ્યક્ત કરવાના ઉદ્દેશથી તેમાં હકારની મથાળાની આડી લીટીથી સૂચવાતા અકારનું ઉચ્ચારણ કરવું પડે છે. એ ઉચ્ચારણદ્વારા જાણે કે પ્રાણ હૃદયસ્થાનમાંથી આવિર્ભાવ પામતો હોય તેમ જણાય છે. હૃદયસ્થાન મૂકીને ઊર્ધ્વ સંચારણ કરતી વખતે જાણે ચરણથી મુક્ત થયો હોય એમ એ હકારનો સંકેત સમજાવવા મધ્ય ભાગની આકૃતિ ચરણ સરીખી કલ્પેલી છે.

ઉપર પ્રમાણે અકારની સહાયથી અભિવ્યક્ત થતો હકારાત્મક નાદ ઉંચે સંચાર કરતે કરતે બિન્દુ, અર્ધચન્દ્ર, રોધિની, નાદ, નાદાન્ત, શક્તિ એ તત્ત્વ સુધી પહોંચી, એ સર્વાનુભવને સંયુક્ત કરી પોતામાં સમાવી દઈ શાન્ત પડે છે ત્યારે જાણે મકારથી મુક્ત હોય–મકારમાત્રાથી મુક્ત હોય–તેવો ભાસે છે સર્વ સામાન્યનો હંસોચ્ચારણનો અનુભવ આ જ પ્રકારનો જોવામાં આવે છે. •

ઉપર પ્રકારે વર્ણવેલો વર્ણોચ્ચાર હૃદયમાં હકાર ૐકારમિશ્રિત રૂપે ભાસતો ગળામાં ઉકાર રૂપે કંઇક અંશે સ્ફુટ થતો તાળવામાં મકારના જેવો ભાસતો, એ ત્રણે માત્રાઓનો જાણે સંયોગ થઇ ગયો હોય અને એ માત્રાઓ એક બીજામાં એવી રીતે ભળી ગઇ હોય કે જાણે છૂટી ન દેખાય તેવા રૂપે ભ્રૂમધ્યમાં બિન્દુરૂપ ધારણ કરે છે. ત્યાંથી આગળ વધતાં લલાટમાં વેદ્ય ભાગનો ઉપશમ થતે વેદક ભાગનું પ્રાધાન્ય હોય તેમ અર્ધચન્દ્રના સ્થાનમાં પ્રકાશે છે. વેદ્યનો અંશ વેદકમાં સમાઇ જતાં એ જ નાદ ઊર્ધ્વોન્મુખ થઇને સ્પષ્ટ રેખાનું રૂપ ધારણ કરી નિરોધિકા સુધી પહોંચાડે છે. જેઓએ યોગ માર્ગમાં પ્રવેશ કર્યો નથી તેઓ ગુરુગમ શિવાય એ સ્થાનથી આગળ વધી શકતા નથી; એઓ ત્યાં રોકાઇ પડે છે, અને એથી એ સ્થાનને નિરોધિકા એમ યોગીઓ ઓળખાવે છે.

જે નાદ વર્ણોચ્ચારમાંથી બિન્દુરૂપે અને ત્યાંથી અર્ધચન્દ્ર અને રેખારૂપે ઉપર જતા જતા ભાસે છે તે જ નાદ વેદ્ય અંશને પોતામાં શમાવી દઇને વાચક અંશથી અભિન્નતા, અને પ્રકાશ કરનાર વિમર્શ અંશની પ્રધાનતા સ્વીકારી નાદાન્ત ભૂમિકા સુધી ઉંચે ચઢતા ગાયનના સ્વરોને પોતામાંથી વ્યક્ત કરી રહ્યો હોય તેવું રૂપ દર્શાવે છે; અને એથી જ અનાહત ધ્વનિનો પર્યાય શબ્દ હંસ કહેવાય છે. વર્ણોચ્ચાર દશામાંથી નાદનું રૂપ ધારણ કરી નાદના અંતમાં રહેલા સૂક્ષ્મ સુસ્વર તત્ત્વને એ બ્રહ્મરન્ધ્રની નીચે પ્રેરે છે, અર્થાત્ એ રૂપે ભાસે છે.

બતાવેલા માર્ગે–મધ્ય માર્ગે–સુષુમ્ણા નાડીમાં ઉંચે ઉંચે ચઢવું તેને યોગીઓ હંસયોગ કહે છે. એ હંસયોગમાં એ નાદ ઉંચે ઉંચે પ્રસરતાં પ્રસરતાં નીચેનાં સ્થાનોનો ત્યાગ કરીને ઉંચે ઉંચેના સ્થાનો ગ્રહણ કરે છે, એટલે હાન અને સમાદાન કરે છે, અને એથી જ હંસ એમ કહેવાય છે.

(અપૂર્ણ.)

---

# तत्त्वमसि.

સાચા સુખનું સ્થાન આ બ્રહ્માંડભરમાં નથી, તારા પોતાનામાં જ છે, કારણ તત્ત્વમસિ.

શાંતિ હિમાલયમાં શોધવાની નથી, પણ તારામાં જ તને મળશે, કેમકે તત્ત્વમસિ.

પડછાયાને સત્ય શું માને છે ? સત્ય આકૃતિરૂપ તું પોતે જ છે. વિચાર કે તત્ત્વમસિ.

આનંદ ક્યાં શોધે છે ? આનંદ તીર્થોમાં નથી, વિષયોમાં નથી, સાધુસંતો પાસે નથી, ત્યાગમાં કે રાગમાં નથી, પણ તારા જ હૃદયમાં એનો અખૂટ ઝરો છે. કારણ તત્ત્વમસિ.

અરે જ્ઞાનસુગંધને ખરજનાર મૃગ ! તું સુગંધ અર્થે વનવનમાં કેમ ભટકે છે ? જ્ઞાનસુગંધને પ્રસારનારી કસ્તૂરી તો તારા જ ગર્ભ ભાગમાં છે. પાછો વળ અને શોધ તો જણાશે કે સુગંધ પ્રસારનાર પણ તું જ છે. સુગંધરૂપ તત્ત્વ તારામાં જ છે. કારણ તત્ત્વમસિ.

અજાના સમૂહમાં રહીને તું ભયને ધારણ કરે છે, પણ તું કોણ છે તે વિચાર્યું છે ? તું તુચ્છ અજા નથી, પણ વનરાજ છે. ભાન, સિંહસ્વભાવ ધારણ કર, કારણ કે નિઃશંક સિંહસ્વરૂપ તત્ત્વમસિ.

મૃત્યુથી શા માટે ડરે છે ? કોણ મૃત્યુ પામે છે ? કોનો નાશ થાય છે ? નાશ, પંચભૂતથી બનેલા દેહનો, તારો નહિ. તું તો કોઈથી છેદાતો નથી, બળાતો નથી કે મરાતો નથી, કારણ કે અજરામર તત્ત્વમસિ.

તુચ્છ માનવ ચમત્કૃતિથી શું આશ્ચર્ય પામે છે ? કેમકે ચમત્કૃતિના મહોદધિરૂપ તત્ત્વમસિ.

દેહ, પ્રાણ અને ઇન્દ્રિય તું નથી, પણ સર્વથી અગોચર ને અગમ્ય તું છે, કેમકે તત્ત્વમસિ.

શું વામન જ વિરાટ્ છે અને તું ક્ષુદ્ર જંતુ છે ? નહિ, નહિ વામન જે રૂપે હતા તે જ તું જ છે, કારણ તત્ત્વમસિ.

સૌન્દર્ય, પ્રકાશ વગેરે જોવાને શા માટે બહાર તલસે છે ? તારાં જ સર્વ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. તું જ સૂર્યરૂપે ઝળકે છે, સુધાકર બની સુધાને વર્ષાવે છે, સમુદ્ર થઈ ઉછળે છે, સિંહરૂપે ગર્જે છે, વૃક્ષ બની છાયા આપે છે, વાયુરૂપે સર્વત્ર પ્રસરે છે, કારણ કે તત્ત્વમસિ.

અજ્ઞાનથી પરિમિત પ્રકૃતિના વર્તુલમાં આવીને ક્યાં ક્યાં આકર્ષાય છે ! ગગનમાં દૃષ્ટિ કર. સૂર્ય આકર્ષાય છે કે અહો ! અહો સૂર્યની પાછળ ફરે છે, તેમ તારાપ્રતિ સર્વ આકર્ષાય છે, કેમકે સર્વનું મધ્ય બિંદુરૂપ તત્ત્વમસિ.

દ્વૈત જણાય છે પણ તે દ્વૈત નથી. એકના જ અનેક પ્રતિબિંબો છે. ભોંયપર ચારે બાજુએ કાચ જડેલા ઓરડામાં એક મનુષ્ય ઉભો રહે તો એનાં અનેક પ્રતિબિંબ કાચમાં પડે છે, પણ વસ્તુતઃ તે તો એક જ છે. માત્ર આભાસ અનેકનો થાય છે. તેમ તું જ નાના પ્રકારે પ્રકૃતિમાં પ્રતિબિંબિત થયો છે. વ્યામોહને દૂર કર, તારાપ્રતિ દૃષ્ટિ કર. જોઈ શકીશ કે તત્ત્વમસિ.

પદાર્થના વિનાશથી શા માટે ક્લેશ કરે છે ! વૃક્ષથી પણ તું નિકૃષ્ટ છે ! વૃક્ષપર પાનખર ઋતુમાં પાંતરાં ખરી પડે છે, સુકાઈ જાય છે, પરંતુ મૂળ જાણે છે કે હું સર્વને નવપલ્લવ કરનાર છુ; સર્વ ભલે જાય, હું જ પુન: પુનઃ ઉત્પન્ન કરું છું અને કરીશ. તેમ વસ્તુમાત્રના મૂળ બીજરૂપ તું છે. પદાર્થથી તું રચાયો છે કે તારાથી પદાર્થ ? દીર્ઘ દૃષ્ટિથી વિચાર કર. તરત જાણી શકીશ કે વસ્તુમાત્રના મૂળરૂપ તત્ત્વમસિ.

દ્રવ્ય સંપત્તિને સંભાળવાને, વધારવાને શા માટે માથાકૂટ કરે છે. લાભહાનિના વિચાર છોડી દે. તારી સંપત્તિને વિશ્વભરમાં કોઈ પણ ન્યૂન કરનાર નથી વિસ્તૃત કુટુંબનો વિનાશ થયો હોય પણ એક જ દંપતિ શેષ રહ્યા હોય તો ગૃહને પ્રજાથી ભરપૂર કરે છે; એટલી શક્તિનો ખજાનો દંપતિપાસે છે. તેમ લૌકિક સંપત્તિ જવાથી તારે શું ન્યૂન થવાનું છે ? અનંત શક્તિના ભંડારમાંથી તું ધારે તો ઉપજાવી શકે, કારણ ઓ પ્રિય ! અનંત શક્તિસ્વરૂપ તત્ત્વમસિ.

પરિમિત પ્રદેશથી દૂર થા. અપરિમિતમાં સુખ, સૌન્દર્ય અને સામર્થ્ય છે. પરિમિતમાં જ દૃષ્ટિ કર. જેની મર્યાદા સહજમાં માપી શકાતી નથી એવા પેલા ઉછળી રહેલા સિંધુને જો, કેવું સામર્થ્ય ધરાવે છે; પોતાનામાં મૌક્તિક, પરવાળાં જેવી મહા મૂલ્યવાન્ વસ્તુઓને સંઘરે છે. હવે ગગનમાં જો. પ્રાતઃકાળે ઉગતો સૂર્ય, રાત્રિએ ચંદ્રનો ઉદય, અંધારી રાત્રિએ તારલાનો ઝગમગાટ

વિસ્તૃત વ્યોમમાં થાય છે; સૌન્દર્ય, આનંદ ને શાંતિનું ભાન કરાવે છે. જો કે તારની દૃષ્ટિએ મર્યાદિત છે છતાં વિશેષતા રહી છે. તો અમર્યાદ તારામાં સર્વ કંઇ હોય એ નિ:સંશય છે. એ અપરિમિત પ્રદેશ તારો જ છે, અરે ! તું જ અપરિમિત છે, કારણ તત્ત્વમસિ.

" उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत "–ઉઠ, જાગ્રત્ થા, ઉત્તમ પ્રકારનું ( વિદ્યા ) પામીને તેનો ઉપદેશ-કર. અધિકારીને બોધ કર કે તત્ત્વમસિ.

ધો ૭૦ દે ધી.

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૮૬ )

### ( ઉત્તીર્ણ લેખો. )

### પુરુષ વિભાગ—( ૧ ) 'દીવાસળી.' ( ટુંકી વાર્તા. )

[ લેખક : શ્રી ચુનીલાલ જયશંકર ઓઝા. ]

દેવોના પણ દેવને નિવાસ કરવાનું સ્થાન, દેવગિરિ. દેવગિરિ એક અત્યંત રમણીય પર્વત હતો. તેની ઉપરનાં શિખરો બહુ વિશાળ હતાં. પ્રત્યેક શિખરઉપર પ્રકૃતિની કોઇ અદ્ભુત લીલા દૃષ્ટિએ આવતી હતી. કોઇ એક શિખર નીલ રંગી આકાશથી છવાયેલું નીલ પ્રભાથી દીપતું હતું, તો કોઇ લીલા રંગની વનસ્પતિથી ઢંકાયેલું હોવાથી લીલી હરિયાળી ભૂમિનું સુંદર દૃશ્ય આપતું હતું. કોઇ ઉપર સુંદર શ્વેત બરફના ઢગલાઓ હીરાની માફક ઝગઝગતા તેજસ્વી કિરણોને ફેંકતા હતા, તો કોઇના ઉપર સુવર્ણમયી સૂર્યકિરણોની ઝગમગ છવાયેલી દીપતી હતી. કોઇ શિખાઉપર લાલ રંગનો પ્રકાશ અગ્નિની ઉઠતી શિખાઓનું ભાન કરાવતો, તો કોઇ ઉપર ચિત્ર વિચિત્ર રંગોનું દર્શન થતું હતું. કોઇ શિખર ઉપર પેરૂ, અંજીર, બીલ, અંગૂર, મનોહર નદ ગુંજારતા, તો કોઇ ઉપર સ્વાદેન્દ્રિયને પરિતૃપ્ત કરનાર ચિત્તાકર્ષક ફળફૂલની વાડીઓ ખીલી રહેલી જણાતી હતી.

આ સુંદર દેવગિરિની તળેટીમાં મનુપુર નામનું નાનું સરખું ગામડું આવેલું હતું. નાનું ગામ અજ્ઞાન પ્રજાથી વસેલું હતું. કેળવણી વિનાની પ્રજા જે સ્થિતિ આવી પડે તેમાં પોતાનો નિભાવ કરી લેતી. કોઇ કોઇ વાર જેમ તેમ દુઃખે સુખે દિવસો કાઢ્યા કરતી. છતાં કુદરત જાણે તેમની સંભાળ લેતી હોય, તેમ તેમનાં જીવનનિર્વાહનાં સાધનો નિયમસરની અને તેથી દેહનિર્વાહમાં તેમને અડચણ નડતી નહોતી. એ રીતે સુખમાં આરામથી દિવસો ગુજરાતા. પરંતુ કુદરત કંઇ પોતાના રંગ બદલ્યા વિના રહી છે ! એક દિવસની અંદર જ તે કેટલા રંગો બદલે છે ! રાત્રિ દિવસ, તડકો છાયા, ઠંડી ગરમી, પાણી પવન, અને તેમાં જુદી જુદી સ્થિતિઓ અને ક્રિયાઓ ! અને કુદરતે રંગ બદલતાં મનુપુરના લોકની સ્થિતિનો રંગ બદલાયો ! કુદરતે તેમની સંભાળ લેવાનું કામ છોડી દીધું ! અન્ન જળથી પોષાતી પ્રજા અન્નજળવિના પીડાતી થઇ ! ખેતરોનાં અનાજનો દાણો પાક્યો નહિ ! પાણીનું ટીપું એ વરસ્યું હોય તો પાકે ને ? અને પાણી જ ન વરસ્યું એટલે તો કુવા પણ ખાલી થઇ ગયા ! ધરતી રસકસ વગરની થઇ ! પાણી પીવા જેટલું ટાંચું પાણી મળ

લોકોએ આગલા પાછલા સંગ્રહ ઉપર થોડા દિવસ તો કાઢયા, પરંતુ પછી તો પ્રજા બહુ જ દુઃખી થવા લાગી અન્નજળવિના તરફડવા લાગી ભૂખ્યા તરસ્યાં મનુષ્યો, ઢોર વગેરે તરફડીને મરવા લાગ્યાં આસપાસની મદદ પણ કેટલી મળે ! અને તેની સ્થિતિ જ એવી કઠણ હતી કે તે મળતાં ઘણી મુશ્કેલી પડે ! આમાંથી બચવાને હવે શો ઉપાય કરવો તેનો વિચાર કરવા ગામના લોકો એકઠા થયા. તે વખતે એક વૃદ્ધ પુરુષે કહ્યું

" ભાઈઓ ! આપણી પાસે જ આ દેવગિરિ પર્વત છે એ પર્વત ઉપર કેટલાંએ ઝરણાં છે ! કેટલીએ વનસ્પતિ છે ! કેટકેટલી જાતનાં શાકપાન હશે કાંઈ કાંઈ અનાજે થતાં હશે ! ' ત્યાં બીજો વૃદ્ધ બોલી ઉઠયો.

" અરે ત્યાં તો હીરા માણેક ને રતન છે ! લોકવાયકા તો છે કે ઉપર તો સોનાની નદીઓ વહે છે ! અને એ નદીમાં મોતી નીપજે છે ! કાંઠે પરવાળાંએ પાકે છે ! જો મહેનત કરીને ત્યાં પહોંચીએ તો તો આપણ ન્યાલ થઈ જઈએ, ન્યાલ ! "

ત્રીજા એકે હાવભાવથી કહ્યું " બધી વાત મેલો ને ! ઉપર જવાશે શી એ કાંઈ વચાર કર્યો શ ? "

એક જુવાનીઓ બોલી ઉઠયો " અરે પહાડઉપર ચઢવું એમાં તે શી મોટી ગોથ મારવાની છે ! "

એક વૃદ્ધે કહ્યું —' બધું ડહાપણ જવા દેને. ઉપર જતાં રસ્તામાં મ્હોટી ગુફા છે ગુફા એમાં ચડીને રહેનો છે એ ગુફામાં બેઠો છે મ્હોટો દૈત્ય-રાક્ષસ ! જતાં જ બધાને આંધળા બેત કરી મૂકે છે ! રહતો જ હજ્વા દે ત રેને ! દૈત્ય તો કાળો ભમ્મર જો, એની આંખો-જોતાં જ ઝાડો છુટી જાય ! '

બે ચાર વૃદ્ધો અને જુવાનો બોલી ઉઠયા ' આ વખતમાં એવી પંચાત કરે કંઈ ન વળે કાલે સવારે બધા ચાલો ભેગા અને પર્વતીએ ચઢીએ હાથમાં કોદાળા, પાવડા, કોશો જે મળે તે સાથે રાખો આટલા બધા પસે એ એકના શા ભાર છે ! એનો તો જોતજોતામાં ભોરકૂટો કરી નાંખશું ! હવે કંઈ બેશી રહ્યે ચાલશે ? '

સહુ એ બાબતમાં એકમત થયા. બીજે દિવસે ગામલોકો પર્વતની ગુફાસુધી આવી પહોંચ્યા ગુફામાં નજર કરતાં બે ચાર જણા બૂમ પાડી ઉઠયા બાપ રે ! મારો-મારો એને ! લોકો એ કાળા રાક્ષસને કોઈ કોદાળાના ઘા મારવા લાગ્યા, પણ એ બેની રાક્ષસને ન વાગે કે ન એ બૂમ પાડે ! છેવટે લોકો થાક્યા શું કરવું તેનો ત્યાં ફરી વિચાર કરવા લાગ્યા હવે તો પ્રભુનો આશરો લો, એમ સહુ કોઈ બોલી ઉઠયું છેવટે પ્રભુને શરણે થયા અને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા " જય ભગવાન ! હવે તો અમારી લાજ તારે હાથ છે આ જીવનદોરી તને સોંપી છે ! અન્નપાણીનો ભરેલો ડુંગર ને ડુંગર અમારી પાસે જ છે છતાં અમે ભુખ્યાં તરસ્યાં તરફડીને મરીએ છીએ ! કંઈક તો હવે અમારી સામું જો ! દયા કર ! અમે તારાં બાળકો છીએ આ પૃથ્વીઉપર તારાવિના અમારે કોઈનો આધાર નથી તારા વિના તારા છોરૂડાની સંભાળ કોણ લેશે ? "

આવી આવી પ્રાર્થના પોતાની વાણીમાં પણ બહુ આર્દ્ર ભાવે કરી ત્યાં એક તપસ્વી જેવો માણસ આવી ચઢ્યો. તેણે લોકોને ત્યાં ભેગા થવાનું કારણ પૂછ્યું. લોકોએ પોતાની બધી હકીકત કહી બતાવી.

મહાત્મે કહ્યું : ધીરજ ધરો. હું હમણાં જ એ રાક્ષસને બહાર કાઢું છું. માત્ર આ મણીને ધરીશ એટલામાં જ તે નાસવા માંડશે અને જોતજોતામાં તો એ પલાયન: કરી જશે અને તમારો માર્ગ ઉઘાડો જશે. આમ કહીને તરત જ તેમણે પોતાની પાસેથી એક મણી કાઢીને પથ્થરઉપર ધરી. ત્યાં તો લાલ રંગનાં કિરણો ફુટ્યાં ! કાળો રાક્ષસ ધ્રુજવા લાગ્યો. મહાત્મે આજુબાજુના સૂકા ઘાસમાં મણી ફેંકી. થોડી જ વારમાં મોટી અગ્નિની જ્વાળા પ્રકટી નીકળી. રાક્ષસ પલાયન કરી ગયો ! કાળો અંધકાર નાશ પામ્યો ! ઘાસ આમતેમ આમતેમ બળવા લાગ્યું. લોકો પાછળ પાછળ ચાલવા લાગ્યા. ત્યાં તો ઉપરનો માર્ગ નજરે પડ્યો. થોડું જ ઉપર જતાં પ્રકાશનાં કિરણો ફુરતાં જણાયાં અને માર્ગ સૂર્યકિરણોથી પ્રકાશિત થઇ ગયો. તે માર્ગે ઉપર ચઢયાં ત્યાં તો અવર્ણનીય શોભા હતી. સુંદર નિર્મળ ઝરણાં વહેતાં હતાં ! અખૂટ સંપત્તિનાં ભરેલાં અનેક સ્થળો હતાં. એ ગિરિની સમૃદ્ધિને પામી મનુપુરવાસીઓ સુખશાંતિને પામ્યા. દિવસે દિવસે મનુપુરની સમૃદ્ધિ અદ્ભુત વેગથી વધી ગઇ અને ગિરિઉપર એક અત્યંત ભવ્ય નગરનું રૂપ ધારણ કર્યું. તેની પ્રજા અતુલ સુખ–વૈભવોની ભોગી બની !

\+ \+ \+ \+ \+

એક દિવસ જૂના સમયની આ વાત વાર્તારૂપે એક વૃદ્ધ કહી રહ્યો હતો. અનેક સ્ત્રીપુરુષોનો સમુદાય ત્યાં બેઠેલો હતો. તેમાંથી એક ભોળા સરખો મનુષ્ય બોલી ઉઠ્યો: 'આમણ પાસે મંતર હશે. હણી મંત્રીને ફેંકી ત્યાં તો રાખ્ખસ ભાગીને ગયા. વાહ મહારાજ વાહ ! મન તારી જ્યોતને. ધન તારી વહાલે. ધન તારી મંતર કરેલી મણીને ! ......નહિ તો આમના લોકનું કંઇ રેહવું પણ નહિ ને બધાં મરી મરીને જન મારા બાના બાને પણ પતા !'

ત્યાં તો એક છોકરો બોલી ઉઠ્યો:

અરે વણી એ મંત્રેલી મણી હતી ? એ તો હતી દી—વા—સ—ળી !

(૨) 'દસકું'.

(૧) [ લેખક : શ્રીમતી જયન્તીદેવી. ]

વસન્તતિલકા.

સામાન્ય બહુ બહુ દસકું અહા ! આ
કાપી કરે હાથને, સખુમાં મહા આ;
આ આત્મદારપ સુખથી દુઃખ માનવું જે,
આધિ દમાય દમનાં ત્યાં હારવું એ.
હાથે ... ... ...

મિત્રો કરે, સહજમાં હસવું જ વેરી;
માર્મિક વાત વચનો હસતાં કથાતાં,
ને અટ્ટહાસ્ય ભૂતનું પ્રજળે શુણાતાં. ૨
નિર્દોષના, અભયતા, હસતાં જણાયે,
પાંચાળીહાસ્યથકી, વસ્ત્ર જુઓ તણાયે;
હાસ્યે અનુકૂલ અને પ્રતિકૂલ આવે,
છૂપું વળી હૃદયનું, હસવું બતાવે. ૩
છે નિઃસ્પૃહી વિષયનો અલમસ્ત જ્ઞાને,
ન્યારું સદાય હસવું નિજ આત્મભાને;
ક્યાં કિન છે સ્વપરનું અવલોકી હાસ્યે,
એવું જ હાસ્ય કરવું જગમાંહી આસ્યે. ૪

( ૨ ) [ લેખક : ચુનીલાલ જ૦ ઓઝા. ]

જેને જનો જડ કહે (તે) અવની હસે છે,
વૃક્ષો ફળો ફુલમહિં, હસતાં દિસે છે;
ચન્દ્રો મધુર કરતી, સરિતા વહે છે,
એ હાસ્યની મિહપ તો, હૃદયો રસે છે. ૧
ધીરા ગભીર ધ્વનિથી જલધિ હસંતો,
આનંદથી દ્વિજ ગણે, સઘળો ફૂજંતે;
ચૈતન્ય મૂર્તિ પ્રભુની, હસતી જ હોયે,
(મારે) ઉંડાણુથી હૃદયના, હમજો સદાયે. ૨
સુખોવિષે હસવું ને, દુઃખમયે હાસો,
આનંદનાં કિરણથી, જગને ઉજાસો;
આનંદને અનુભવી, નિજ રૂપ થાઓ,
વીરો ! અખંડ હસીને, જગને હસાવો. ૩
આનંદથી ઉપજતું જગ તેથી જીવે,
આનંદબ્રહ્મમહિમાથકી વિષ્ણુ શિવે—
સંહાર, રક્ષણ કરે, જગનું વિચારી,
આનંદઘોષ કરવો, હર્ષો નિર્વિકારી. ૪

---

**લવાજમ:**—જેમનું લવાજમ હજી બાકી છે તે હવે સત્વર મોકલી આપવા અથવા સમારંભમાં લેતા આવવા કૃપા કરે.

---

: : સાપ્તાહિક : :

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

Reg. No. B. 3171

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
"જીવન ઘડો"

વર્ષ: ૪ અંક: ૪૨-૪૩
સં० ૧૯૯૪, ચૈત્ર શુદ ૨
શનિવાર
તા० ૨ : ૪ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ખાર કાજીની ગલીમાં–વડોદરામાં છોટાલાલ લાલભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ ગ० ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી નિશ્ચંદ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા० ૨ : ૪ : ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## છતી આંખે આંધળા.

આપણી આંખ આગળથી, આપણા કાન આગળથી, આપણી બુદ્ધિ આગળથી અનેક ઉત્તમ વ્યક્તિઓ ચાલી જાય છતાંય તેના તરફ આપણે કશું લક્ષ ન દઈએ, કોઈએ ન જોઈએ, જાણવાની કે ઓળખવાની દરકાર ન કરીએ તો જાણવું કે આપણે છતી આંખે આંધળા છીએ.

મહાત્માઓ અનેક દિવ્ય ઉપદેશ આપે–આપણાથી વર્તી શકાય એવો સરળ અને સુગમ માર્ગ કહે છતાં તેના તરફ આપણે આળસ અને પ્રમાદ ધરીએ તો છતી આંખે આપણે આંધળા છીએ.

દાન આપવાનો ઉત્તમ પ્રસંગ આપણી આંખ આગળ હોય છતાં તેનો ઉપયોગ ન કરીએ તો છતી આંખે આંધળા છીએ.

સેવા–સજ્જનોની સેવા કરવાનો પ્રસંગ હાથ આગળ આવી રહ્યો હોય છતાં હરામ હાડકાના થઈ તે જોઈએ તો છતી આંખે આંધળા છીએ.

અનેક સજ્જનો જગત્માં હોવા છતાં તેમાંના કોઈની સાથે પણ આપણે સાચો સ્નેહ ન બાંધીએ તો છતી આંખે આંધળા છીએ.

અનેક દોષો આપણામાં છે છતાં તે ન જોઈએ તો આપણે છતી આંખે આંધળા છીએ.

અનેક પ્રકારનું સૌન્દર્ય–નિર્મળ સૌન્દર્ય–વિશ્વમાં વ્યાપ્યું છે છતાં તે ન જોઈએ તો છતી આંખે આંધળા છીએ.

અનેક સત્ક્રિયા કરવાના સંયોગો આપણને આવી મળે છતાં તે સાચી સેવામાં બેદરકાર રહીએ તો આપણે છતી આંખે આંધળા છીએ.

તપસ્વીને જોઇ તપ કરવાનું, સંયમીને જોઇ સંયમ કરવાનું, ભક્તને જોઇ ભક્તિ કરવાનું, વિદ્વાનને જોઇ વિદ્યા મેળવવાનું આપણને ન સૂઝ્યું તો છતી આંખે આંધળા છીએ.

સત્ય પાળનારને જોઇ સત્ય પાળવાનું, તિતિક્ષા સેવનારને જોઇ તિતિક્ષા સાધવાનું, કર્તવ્યશીલને જોઇ કર્તવ્યપરાયણ થવાનું આપણને ન સૂઝ્યું તો છતી આંખે આંધળા છીએ.

અભ્યાસનાં બધાં સાધનો આપણને મળે, બધી અનુકૂળતા આપવામાં આવે છતાં તે ન લેઇએ–તેનો ન ઉપયોગ કરીએ તો છતી આંખે આંધળા છીએ.

આપણા ચારિત્ર્યને ઉત્તમ કરવાના અનેક પ્રસંગો મળે, અનેક માર્ગો બતાવવામાં આવે, અનેક ક્રિયાઓ સમજાવવામાં આવે છતાં તે તરફ કશું જ લક્ષ ન આપીએ તો છતી આંખે આંધળા છીએ.

સમારંભ આવ્યો અને ગયો—આપણા આગળ થઇને ગયો—આપણે જોઇ શકીએ એવી રીતે આવ્યો અને ગયો છતાં તેમાંના કોઇ સારા અંશને આપણા હૃદયમાં ન સ્થાપીએ, તેનું કોઇ પણ જીવનહિતકર દશ્ય આપણી આંખ આગળ રમાડી ન શકીએ તો છતી આંખે આંધળા છીએ. *

શ્રી ગુરુદેવ.

---

# આરંભક વચનો.

પ્રિય બંધુઓ !

પરમાત્માના અનુગ્રહથી ગુરુદેવના સિદ્ધ સંકલ્પથી આજે આપણે આ સ્થાનમાં એકત્ર થયા છીએ. આ સ્થલ જોવા માટે જ ગુરુદેવ પધાર્યા હતા. નર્મદાતટે સમારંભ કરવાનો તેઓશ્રીનો નિશ્ચય હતો. પરંતુ કોઇ વિલક્ષણ સંકેતથી, એ સંકલ્પની સિદ્ધિ તે સમયે ન કરતાં આજે એ જ સ્થલે સમારંભનો સુયોગ રચી સંકલ્પસિદ્ધિ કરી. સત્પુરુષોના સિદ્ધ સંકલ્પ કદી પણ વ્યર્થ જતા નથી, એનું સ્પષ્ટ ભાન આપણને કરાવ્યું. આ સર્વ પ્રસંગો વિચારતાં આજ હર્ષ, દર્દ તથા શોકના ભાવોને જાગ્રત્ કરે છે. ગુરુશ્રીએ નક્કી કરેલા પવિત્ર સ્થાનમાં આપણો સમારંભ થાય છે, એ વિચારતાં આનંદ પ્રકટે છે. આજ તેઓશ્રીનું અદર્શન, વૃત્તિને વ્યાકુલ કરે છે. એકડા વિનાના મીંડા સમાન સર્વ કંઇ ભાસે છે. છતાં આ નર્મદાતટે પોતે નિવાસ કર્યો છે, અને તેથી આપણી સમીપ જ છે, એ વિચારથી પ્રાપ્ત કર્તવ્યમાં ઉત્સાહ પ્રકટે છે, અને આજ સમારંભનો આરંભ કરીએ છીએ.

સામાન્ય વિકાસ પામવાના અનેક સાધનો છે. પરંતુ સાચો આત્મવિકાસ કરનારાં સાધનો વધારે ઉપયોગી છે. એવાં સાધનોદ્વારા જેમણે જીવનવિકાસ સાધેલ હતો એવા શ્રી વિશ્વવંદ્ય

* શ્રી ચારિત્ર્યમંદિરના વિદ્યાર્થીઓ નિમિત્ત લખાયેલ.

ચિત્તમાં સાધનસમારંભની યોજના કરવાનો સંકલ્પ ઉઠ્યો. સંકલ્પ સિદ્ધ થયો. જેથી જે સાધનો સત્વર મનુષ્યની પ્રગતિ કરે છે તે સર્વ સાધનો સાધવાનો સમારંભમાં લાભ મળે છે, એ આજ સુધીના અનેક અનુભવી હૃદયને સુસ્પષ્ટ છે.

સાચો વિકાસ ક્યાં થાય છે? જ્યાં સદ્વસ્તુ, સદ્ભાવના તથા પ્રીતિ હોય છે ત્યાં. સદ્વસ્તુ હોય, પણ જો તેના તરફ આપણી પ્રીતિ ન હોય તો ધાર્યું ફળ ઉપજાવતી નથી. પ્રીતિ હોય પણ જો સદ્વસ્તુ ન હોય તો તે પણ વાસ્તવ વિકાસને સાધતી નથી. સર્વનો સહકાર હોય તો સુગમપણે પ્રગતિમાં પગલાં ભરી શકાય છે. સમારંભના સાધનોમાં જો સાચી પ્રીતિ પ્રકટે તો તો સદ્વસ્તુરૂપ આપણા ઉપાસ્ય સાથે આપણો સાચો સંબંધ બંધાય.

સાધનોની ઉપયોગિતા સાચો સંબંધ બાંધવા માટે જ છે. જગતમાં પણ જ્યાં જ્યાં અનુકૂલ સંબંધ પરસ્પર થાય છે, ત્યાં ત્યાં કોઇ પણ પરિણામને એ સંબંધ પ્રકટાવે છે. બીજ, તાપ અને જળનો સંબંધ થતાં વૃક્ષમાં રૂપાંતરને પામે છે. બે તત્ત્વોનો સંબંધ થતાં વિદ્યુત્ પ્રકટે છે. પ્રકૃતિ પુરુષનો સંયોગ નવું સર્જન કરે છે. આમ થવામાં અનુકૂલ સંબંધ જ કારણરૂપ છે. તે જ પ્રમાણે સદ્વસ્તુસાથે આપણો સાચો સંબંધ થાય તો તે અદ્ભુત ફળને ઉપજાવે, એ નિઃસંશય છે. મનુષ્યને એ અનુભવ નથી થતો તેનું કારણ યોગ્ય સંબંધ થતો નથી.

સમારંભમાં આવીને આપણી વૃત્તિ નદી સાથે, ભોજન સાથે, કુદરત સાથે, મનુષ્યો સાથે, સ્થાન સાથે સંબંધને પામે તો જાણવું કે આપણો ઉપાસ્ય સાથે સંબંધ બંધાયો નથી. ફરીફરી વૃત્તિ વારંવાર ધ્યેયની સાથે એકતાને પામે તો જ આપણો ઉપાસ્યની સાથે સંબંધ બંધાયો છે એમ કહી શકાય.

વ્યવહારમાં રહીને, વ્યવહારના આકર્ષક પદાર્થોની સમીપ રહીને, તેના સંબંધથી રહિત રહેવું એ સામાન્ય અધિકારીને અતિ કઠિન છે. તેથી એ સર્વથી દૂર થઇને પ્રાપ્ત સાધનો સારી રીતે સાધી શકાય, એ માટે જ સમારંભની યોજના છે. સાત દિવસ પણ જો યથાર્થ સંબંધને પામીએ તો તેનું બળ ઘણો કાળ અંતરમાં જામે છે. તેથી સાવધાન રહીને ફરી ફરીને સાચા સંબંધને વધારવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે, સદ્ભાવના તથા પ્રીતિને અનેક રીતે વધારવી એ પ્રતિ આ સાત દિવસમાં આપણું પ્રધાન લક્ષ હોવું જોઇએ.

નિરર્થક કાલક્ષેપ ન કરતાં ઉપયોગી સાધનો સેવવા, તેનું ચિંતન કરવું જોઇએ. સમારંભનું મુખ્ય અંગ સંયમ છે. મનનો સંયમ, વાણીનો સંયમ, શરીરનો સંયમ સાધવાનો છે. સંયમી મનુષ્ય સર્વ કરવા સમર્થ થાય છે. શ્રીમાન્ વિશ્વવંદ્યમાં સર્વ પ્રકારનો સંયમ સિદ્ધ હતો, કે જેના પરિણામે એ જીવન આદર્શ જીવન મનાયું. સર્વ કરણો સંયમી બને છે ત્યારે જ ઉપાસ્યનો સંબંધ બંધાય છે. વાણી અખંડ જપનો પ્રવાહ ચલાવે, નેત્રવૃત્તિ તેની જ ધારણા કરે, મન અનેક સંકલ્પોથી શાંત બને, તે જ આપણે ઇષ્ટથી એકતાને પામીએ.

કેવી રીતે સાધનો સાધવા એ હવે આપણને અજાણ્યું નથી. ઇષ્ટશ્રીએ તે અનેક સાધનો-

દ્વારા દર્શાવ્યું છે. આ સમયે તેને સ્મૃતિવૃત્તિમાં જાગ્રત્ કરીને સાધનશીલ બનવું, સંયમી રહેવું, એ જ કર્તવ્યરૂપ છે

ગુરુદેવ વારંવાર જણાવતા કે 'પ્રયત્ન સબલપણે થવો જોઈએ. દુર્બળ-ઢીલો પ્રયત્ન ઈશ્વરમાંથી દિવ્ય બળને આકર્ષી લાવતો નથી' તે પ્રમાણે આપણે કંટાળીને નહિ પણ બળવાન રહીને સાધવાનું છે. સંયમમાં પણ બળને વાપરવાનું છે. નેત્ર, મન, વૃત્તિના આપણે સ્વામી છીએ, એ ભાવપૂર્વક સંયમમાં બેસતાં એની સત્તા નથી કે તે પોતાનું ધાર્યું કરે.

પ્રિય બંધુઓ ! સત્તાધીશ થવાનું ગમતું હોય તો સંયમમાં થજો સ્વામીત્વનું સુખ અનુભવવું હોય તો મનવૃત્તિના સ્વામી થજો સામર્થ્યમાત્રની પરમ સત્તાને અધીન રહેજો

સંયમના વિઘાતક વિચારોને હઠાવી, વધારે આગ્રહથી, વેગથી, ઉત્સાહથી સંયમિત થવાના પ્રયત્નને આદરીશું તો અવશ્ય અલ્પ સમયમાં પરમાત્માના સાચા સંબંધને પામીશું.

જે સંબંધ આપણું પરિવર્તન કરે, સામાના હૃદયમાં આપણને સ્થાન આપે, આપણો આર્ત સ્વર બ્રહ્માંડને ભેદીને પણ જ્યાં પહોંચાડવો હોય ત્યાં પહોંચે તો જાણવું કે આપણે યથાર્થ સંબંધ બાંધ્યો છે

દ્રૌપદીની પ્રાર્થનાથી કૃષ્ણ, ગજેન્દ્રના પોકારથી વિષ્ણુ દૂર હોવા છતાં તત્કાલ દોડી આવ્યા હતા ? દ્રૌપદીના, ગજેન્દ્રના ઈશ્વરસાથે યથાર્થ ભક્તિના સંબંધથી કૃષ્ણની સાથે અનેક મનુષ્યો સંબંધમાં આવ્યા હતા, પણ તેમનો સંબંધ ઉપર ઉપરનો હતો, તેથી કૃષ્ણના હૃદયમાં તેમનું સ્થાન નહોતું પરમાત્મા સાચા સંબંધીની નિકટ જ રહે છે. તેમની ચિંતા પરમાત્મા રાખે છે. શાસ્ત્ર પણ આવા દૃષ્ટાન્તોથી એ જ સૂચવે છે કે સાચા અભિમુખ રહો. કોઈ પણ ઉપાયે પ્રભુપ્રતિ અભિમુખતા રાખવી ચાહે તો જ્ઞાનથી, કર્મથી કે ભક્તિથી વૃત્તિની અમુક પ્રકારની ઉંચી સ્થિતિ થયા પછી, વાસ્તવ સંબંધ થઈ ગયા પછી, સાધનેનું કદાચ પ્રયોજન ઓછું રહે, પણ આરંભમાં તો વારંવાર સંયમદ્વારા અભિમુખતા રાખવાની અત્યંત આવશ્યકતા છે.

ગુરુદેવના પ્રત્યક્ષ સંબંધમાં આપણે કદાચ શિથિલ બનતાં, પરમાત્મા આપણને નિભાવતા, સાધનમાં પુન જાગ્રત કરતા પરંતુ હવે તો આપણે તેમની સાથે આંતર સંબંધ બાંધવાનો છે, તેથી વધારે અભિમુખ રહેવાની જરૂર છે. આપણે આગળ વહેંત ધરીશું તો ઇષ્ટ સામા એક હાથ ધસશે, એ તો સિદ્ધ જ છે. તેથી યથાર્થ અલ્પ પ્રયત્ન કરવાને પણ સાવધાનતા તથા ઉત્સાહ જાગ્રત રહેશે તો જરૂર ઈશ્વરની દૃષ્ટિ સત્વંપ્રતિ વળશે.

બંધુઓ ! પરમાત્મા પોતાના અનુગ્રહબળે આપણી અભિમુખતા અખંડ ટકાવી, ઉત્તરોત્તર જીવનવિકાસને સધાવી પરિણામે અભેદાનુભવમાં આપણને સ્થાપે, એ પ્રાર્થના તથા શુભાશાપૂર્વક આજના ચિંતનને પૂર્ણ કરીશું. *

શ્રી ગ્રા૦ દેશી

---

*આ લેખ સાધન સમારંભના પ્રથમ દિવસે શાહ વિષ્ણુપ્રસાદ મજમુદારે વાંચી સંભળાવ્યો હતો.

# श्री योगसार.

( અનુસન્ધાન ગતાંક ૪૦ ના પૃષ્ઠ ૩૪૭ થી. )

વિવિધ વિષયી મનુષ્યો શરીરની ટાપટીપમાં જ, ચટીઆં પટીઆં પાડવામાં જ અને અત્તર આદિ રાખવામાં અને શરીરને શોભાવવામાં જે પ્રયત્ન કરે છે તથા સમય મર્યાદાઉપરાંત ગાળે છે, સ્ત્રીશરીરને જોતાં બેભાકળા થઇ તેની પાછળ ઘેલાં ઘેલાં થઇ જાય છે, તેને માટે અવશ્ય કર્તવ્ય કાર્યો ત્યજે છે અને શુકરી નખિલ્ડ મનુષ્યની માફક તેની જ ઝંખના કર્યા કરે છે તે શું તેમને આ શરીરોવિષે અશુચિ બુદ્ધિ હોય તો થઇ શકે છે ! તારૂં મુખ તો ચંદ્રને શરમાવે છે, તારા હાથ તે મૃણાલની શોભાને હરે છે, તારાં ઉરુ કદલીસ્તંભ સમાન શોભે છે, તારો અધરોષ્ઠ તે બિંબરૂપ જ છે, તારાં હસ્તપાદ તે કમલની રક્તિમા અને મનોહરતાને રોકે છે ઇત્યાદિ વિવિધ અંતસ્તમ પ્રદેશના ઉદ્ગારો તે શું સ્પષ્ટપણે નથી સૂચવતા કે મનુષ્યોને અશુચિબુદ્ધિ તો સ્ત્રીશરીરવિષે ક્યાંની કયાં ઉડી ગઇ છે પણ તેને સ્થાને શુચિબુદ્ધિએ દૃઢ વાસ માંડી દીધો છે ! આ રીતે પોતાનાં શરીરવિષે અને સ્ત્રીશરીરવિષે વિશેષે કરીને તથા સ્ત્રીઓને પુરુષોનાં શરીરવિષે વિશેષે કરીને આ અવિદ્યાનો આવેશ થયેલો હોય છે, તેથી આ અવિદ્યાની સત્તાનું સહજ ભાન થઇ શકે છે. આ જ પ્રમાણે માંસ-ભક્ષણ, સુરાપાન આદિ ક્રિયાઓ નિષિદ્ધ છે કેમકે એ પદાર્થો અશુચિ છે, છતાં વિષયી અને પામર મનુષ્યોને એ પદાર્થોવિષે શુચિબુદ્ધિ થઇ તેઓ એ પદાર્થોનું પ્રીતિથી સેવન કરે છે. આ પણ અશુચિમાં શુચિબુદ્ધિ હોવાથી આ દ્વિતીય પ્રકારની અવિદ્યા જ છે. સામાન્ય મનુષ્યો નહિ પણ વિદ્વાન્ પુરુષો પણ આ અવિદ્યાપિશાચિકાના પંજાથી મુક્ત હોતા નથી. શરીરની શુદ્ધિ માટે, રખેને છૂવો મરશે એ ભયથી, સ્નાન ન કરવામાં ધર્મનું ભાન કરનાર, યજ્ઞયાગાદિમાં પશુહિંસા થાય છે તેને ધર્મરૂપ સ્વીકારનાર, ચોરી કરનાર, લાંચ લેનાર, પરસ્ત્રી સ્પર્શ કરનાર, ઇત્યાદિ સર્વ આ અવિદ્યાના પાશનાં ઉદાહરણરૂપ છે, કેમકે એમને સર્વને અશુચિ જે અધર્મ તે વિષે શુચિ જે ધર્મ તેની બુદ્ધિ થઇ છે. આ જ રીતે અનર્થવિષે અર્થ-બુદ્ધિ સેવનાર, ધનનું અર્જન રક્ષણાદિ સર્વ સાધનરૂપ છે અને ફલરૂપ નથી, એ સર્વ ધનને માટે કરવાનું નથી પણ ધનદ્વારા પ્રાપ્ત થતાં લૌકિક સુખોને માટે કરવાનું છે છતાં એ સાધનોવિષે ફલબુદ્ધિ કરનાર પણ અનેક પુરુષો છે. તેઓ આખો જન્મારો ધનનો સંચય જ કર્યા કરે છે, ધનની એક કોડી મળતી હોય તો ઝેર ખાવા પણ તૈયાર થાય છે. તેઓ સર્વ અનર્થવિષે અર્થબુદ્ધિ સેવનાર છે. રમતમાં કલાકોના કલાક ગાળનાર પણ ભૂલી જાય છે કે રમત એ પ્રાપ્તવ્ય-રૂપ અર્થ નથી પણ તેના સાધનરૂપ છે અને તેથી એ રમતો, એ પ્રાપ્તવ્યનો વિનાશ સહન કરીને પણ તેઓ રમતમાં મચ્યા રહે છે; માથું દુઃખતું હોય તો પણ રમત છોડતા નથી. બીજાં ઉત્તમ કાર્યો કરવાનાં પ્રાપ્ત થયાં છતાં પણ તે છોડી દે છે પણ પોતાની મિથ્યા માનેલી રમતગમતને ત્યજતા નથી. આ સર્વ પણ અવિદ્યાના ફાંસામાં જ ફસાયેલા છે. અત્રે અશુચિશબ્દ ઉપલક્ષક

છે એટલે કે જે જે યોગનું ઉત્કૃષ્ટ સાધન છે તે શુદ્ધિ છે અને જે તેનું વિરોધી છે તે સર્વ અશુચિ છે. તેથી આ અર્થમાં આ સર્વ પુરુષો આ દ્વિતીય પ્રકારની અવિદ્યાને વશ વર્તે છે, એ સ્પષ્ટ છે.

ત્રીજા પ્રકારની અવિદ્યા તે દુઃખરૂપ પદાર્થોવિષે થતી સુખબુદ્ધિ છે. સર્વ જીવોને સ્વભાવથી જ દુઃખ અપ્રિય છે અને સુખ પ્રિય છે. તેથી દુઃખને દુઃખરૂપે જાણી તેમાં પ્રવૃત્તિ કોઇ દિવસ થતી નથી, તેમ જ દુઃખનો અનુભવ થતાં તેમાં સુખનું જ્ઞાન એટલે આનંદરૂપતાનું કે પ્રિયપણાનું જ્ઞાન પણ કોઇને થતું નથી. પણ અત્ર કહેવાનો આશય એ છે કે જે પદાર્થો દુઃખનાં સાધનરૂપ છે તેને અજ્ઞાનથી સુખનાં સાધન માનવાં તથા જે પદાર્થો પરિણામે સરવાળો કરતાં સુખ કરતાં દુઃખની અધિકતાને આપનાર છે એટલે કે જે દુઃખબહુલ પદાર્થો છે તે પદાર્થોવિષે સુખસાધનતાનું ભાન થવું એ આ તૃતીય પ્રકારની અવિદ્યા છે. આ અવિદ્યાની સત્તા અનેક પુરુષોમાં સ્પષ્ટ દેખાય છે. જેઓ જૂઠું બોલે છે તેઓ એ અસત્ય ભાષણથી કોઇ પ્રકારનો પોતાનો સ્વાર્થ–સુખ–સાધવાની લાલસાથી જ બોલે છે, તેમને એવો અનુભવ થાય છે, અને તે અસત્ય છે એમ કહેવા કારણ નથી કે એ અસત્ય ભાષણરૂપ ક્રિયાથી અમે અમુક સ્વાર્થ સાધ્યો, પણ એ ક્રિયા જાતે નિષિદ્ધરૂપ હોવાથી પાપને ઉત્પન્ન કરનારી છે અને એ પાપ જ્યારે ફલ આપવા ઉન્મુખ થાય છે ત્યારે એ અસત્ય ભાષણરૂપ ક્રિયાના ફલરૂપે તે પુરુષને મોટું દુઃખ આપે છે. આ સાથે એ અસત્ય ભાષણનો અભ્યાસ થતાં લૌકિક હાનિઓ તો થાય જ છે કેમકે તે પુરુષની પ્રતિષ્ઠા જાય છે, તે વિશ્વાસપાત્ર રહેતો નથી, પરિણામે તેનાં વચનો કોઇ માનતું નથી એટલે તેનો સ્વાર્થ પણ સધાતો નથી, પણ એ રજોગુણ અને તમોગુણનું કાર્ય છે અને તેથી પ્રતિ અસત્ય ભાષણે એ રજસ્ અને તમસ્ બલવાન્ થતાં જાય છે અને એનામાં રહેલા સત્ત્વગુણને દબાવી દે છે તેથી એ બલવાન્ થતાં રજોગુણ અને તમોગુણના ફલરૂપે એને વારંવાર દુઃખનો અનુભવ કરવાનો વારો આવે છે. આ પ્રમાણે અસત્ય ભાષણરૂપ ક્રિયા વિવિધ પ્રકારે દુઃખ આપનાર હોવાથી એ દુઃખબહુલ છે અને તેથી જ શાસ્ત્ર એનો નિષેધ કરે છે. છતાં દીર્ઘદૃષ્ટિવિનાના મનુષ્યો એ જોઇ શકતા નથી તેથી એ ક્રિયાથી સધાતો જણાતો જે તાત્કાલિક સ્વાર્થ તેના લોભથી દોરવાઇ એ દુઃખરૂપ અસત્ય ભાષણરૂપ ક્રિયામાં સુખબુદ્ધિ કરી પ્રવૃત્તિ કરે છે. જેઓ વ્યભિચારમાં પ્રવૃત્તિ કરે છે તેઓમાં ઘણા ખરા એનાથી થતી હાનિને ન જાણીને એ ક્રિયામાં સુખબુદ્ધિ કરી એમાં દોરવાય છે અને બીજા કોઇ કોઇ એનાથી થતી હાનિને વિચારદ્વારા જાણનાર છતાં એ ઊર્મિથી મળતું એમણે માનેલું જે તાત્કાલિક સુખ તેમાં લોભાઇ એમાં કુદી પડે છે. સર્વથા ઉપર જણાવ્યા પ્રમાણે અસત્ય ભાષણની માફક જ, પણ તેથી સહસ્ર ગુણ વધારે હાનિ કરનાર આ વ્યભિચારરૂપ ક્રિયા છે અને તેથી સરવાળે જોતાં દુઃખના જ સાધનરૂપ છે છતાં એને વિષે સુખબુદ્ધિ સ્થાપી આ અવિદ્યાના પાશમાં સપડાયેલા મનુષ્યો એનો છાનો સેવે છે. આ જ પ્રમાણે ચૌર્યાદિ સર્વ નિષિદ્ધ ક્રિયાઓ માટે સમજી લેવું. એ સર્વ ક્રિયાઓ દુઃખબાહુલ્યના હેતુરૂપ થઇ રહેનાર છે માટે જ હિત વચન જણાવનાર શાસ્ત્ર એનો નિષેધ કરે છે. છતાં અજ્ઞાન મનુષ્યો એ ક્રિયામાં સુખબુદ્ધિ સ્થાપે છે અને તેને લીધે જ એને સેવવા તત્પર થાય છે. (અપૂર્ણ.)

## જીહ્વાનો સદુપયોગ થાય તો—

જીહ્વા અરિને પણ મિત્ર બનાવે.
જીહ્વા રડતાને પણ હાસ્યથી ખિલાવે.
જીહ્વા જડ જેવામાં પણ ચેતન પ્રકટાવે.
જીહ્વા ભૂલોકને સ્વર્ગસમ બનાવે.
જીહ્વા યુદ્ધને બદલે સંધિ કરાવે.
જીહ્વા દુર્બલને પણ સબલ બનાવે.
જીહ્વા ઢીલામાં પણ ઉત્સાહ પ્રકટાવે.
જીહ્વા રોગ હઠાવી આરોગ્ય અપાવે.
જીહ્વા શોકને આનંદમાં પલટાવે.
જીહ્વા સુસલાહદ્વારા સેવાફળ રળાવે.
જીહ્વા દોષની ક્ષમા પણ અપાવે.
જીહ્વા વિનાદ્રવ્ય પુણ્ય રળાવે.
જીહ્વા વચનસિદ્ધિ પણ સધાવે.
જીહ્વા ભક્તિ કે જ્ઞાનના સદ્વિચાર દર્શાવે.
જીહ્વા સુંદર જ્ઞાનગોષ્ઠિ કે જ્ઞાનચર્ચા કરાવે.
જીહ્વા સંશય અને ભ્રાંતિને પણ વિદારે.
જીહ્વા ઉપાસ્યને ઉપાસકસમીપ પ્રકટાવે.
જીહ્વા મંત્રસિદ્ધિ પણ કરાવે.
જીહ્વા આપણને સર્વજનપ્રિય બનાવે.
જીહ્વા નરસિંહ માફક ઈશ્વરને નચાવે.
જીહ્વા વાલિયાને વાલ્મિકી બનાવે.

મ૦ ૫૦ શેલત.

---

### શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૭૭ )

### ( ઉત્તીર્ણ લેખો. )

### સ્ત્રી વિભાગ—‘ સ્ત્રીઓની આધ્યાત્મિક ઉન્નતિમાં પુરુષોનું કર્તવ્ય. ’

[ લેખક : શ્રી પ્રમીલા બહેન. ]

જ્યારે ઉપરના શીર્ષક વિષય સંબંધી લેખ લખવાની વૃત્તિ થઇ ત્યારે મારી દૃષ્ટિસમીપ તેને જ અનુકૂળતા અર્પનારાં ચિત્રો જણાયાં. તે ચિત્રો અતિ સુંદર, બોધક, આદરણીય હોવાથી

તેની સહાય વડે આ લેખ લખવાનો આરંભ કરવા લેખિનીને પકડી છે

પુરુષોની સહચારિણી, સહધર્મિણી સ્ત્રીઓ છે પુરુષોનું પ્રધાન પદ છે, સ્ત્રીઓનું ગૌણ પદ છે. સ્ત્રીઓનું જીવનનાવ પુરુષો છે. પુરુષો સુકાની છે, જેથી એ નાવને કેવી રીતે હંકારવાનું તે તેમને સ્વાધીન છે. સ્ત્રીઓને પુરુષોની આજ્ઞામાં રહેવાનું છે, તેમના વિચારો પ્રમાણે જ વર્તવાનું છે, તેમની જ સહાયવડે ઉન્નતિને સાધવાની છે. પુરુષ ગુરુ છે, સ્ત્રી શિષ્ય છે. આથી જ સ્ત્રીઓની આધ્યાત્મિકી ઉન્નતિ થવામાં પુરુષો જ વિશેષ કારણરૂપ છે.

જ્યાં જ્યાં પુરુષોએ લક્ષપૂર્વક સ્ત્રીઓની ઉન્નતિનું કર્તવ્ય કર્યું છે ત્યાં સ્ત્રીઓની ઉન્નતિ થઇ છે. જ્યાં પુરુષોએ ઉપેક્ષા બુદ્ધિ કરી છે ત્યાં સ્ત્રીઓ અજ્ઞાની અને હલકા વિષયોમાં રમતી જણાય છે.

પ્રિય એવ.સાધક બંધુઓ ! શું તમે કહી શકશો કે મનોહર અને વિજયાનું ચરિત્ર આજે તમારા લક્ષ બહાર છે !

જેમ શિક્ષક બાલકને એકડો ઘુંટાવી ઘુંટાવીને ઉંચી ઉચા પરીક્ષાઓ અપાવે છે, તેમ મનોહરે ક્રમપુરઃસર વિજયાની બુદ્ધિનો, શક્તિનો વિચાર કરી કરી તેને અનુકૂળ માર્ગથી ઉન્નતિમાં સ્થાપી છે.

આજે કોણે મનોહર જેવો પ્રયત્ન કર્યો છે ? પુરુષ અને સ્ત્રી સહભાગી હોવાં જોઇએ તે સ્થાને પ્રત્યેક વિચારમાં સ્ત્રી પુરુષોનો અસહકાર જણાય છે સ્ત્રીઓનો દોષ હોય પણ તેને સહભાગી કરી સુધારવી તે પુરુષોનો ધર્મ છે. સ્ત્રી પુરુષોને આધીન છે. પુરુષ સ્વામી છે, સ્ત્રી સેવક છે.

આપણો ગૃહવ્યવહાર આ નિયમે જ ચાલે છે. શાસ્ત્રો પણ સ્ત્રીને સ્વચ્છંદી અને સ્વતંત્ર થવાની ના કહે છે. જેથી સ્ત્રીજીવનની ઉન્નતિનો આધાર પુરુષજીવનને અવલંબીને રહ્યો છે. આ જ વ્યવસ્થા પ્રમાણે વર્તીને જ પુરુષોએ પોતાને પ્રાપ્ત થયેલી સત્તાનો સદુપયોગ કરવો ઘટે છે. સ્ત્રીઓ માત્ર ઘરનું કામકાજ કરે, બાળકને ઉછેરે, તે શિવાય અન્ય ઉચ્ચ વિષયમાં તેને અનધિકારી ગણી લેશ પણ લક્ષ તેમના પ્રતિ રાખવું નહિ એ શું યોગ્ય કાર્ય કહી શકાય ?

સત્ય છે. સ્ત્રીઓ તેટલી અભિમુખ ન હોય પણ તેનામાં વિવિધ વિચારોવડે ઉચ્ચ વિષયો પ્રતિની જીજ્ઞાસાવૃત્તિ જાગૃત કરવી, વ્યવહારકાલ શિવાય અન્ય સમયે તેમના સમયનો તે કેવો ઉપયોગ કરે છે તે જોવું, નિરર્થક વાત વિચારો કરતી સ્ત્રીઓને રોકવી, હલકી સંગતિમાં જતી અટકાવવી અને ઉંચી વાતો, ઉંચી સંગતિમાં તે પોતાનો સમય ગાળે તેવો રસ જાગૃત કરવો એ પુરુષોથી ન બને !

મનોહરનું ચિત્ર મારી કલ્પનામાં રચાતાં મને જણાયું છે કે તેમણે વિજયાની ઉન્નતિ થવા અર્થે પ્રયત્ન કર્યો છે. નિવૃત્તિના સમયે જેમ હાલ પુરુષો પણ સ્ત્રીઓ સાથે બેસી કેવળ નિરુપયોગી વાતો કરે છે—ન્યાતની, સગાંની, બાઇઓને પરણાવવાની, અનેક પ્રકારના રીત રિવાજોની કે જે વાત ઘણે અંશે ઉપયોગની હોતી જ નથી અને હોય છે તો પણ ખપ જેટલી કરી તેનો અંત આણવામાં

આવતો નથી—તેમાંનું કંઇ જ મનોહરે કર્યું નથી. પ્રાતઃકાલે કે મધ્યાહ્નને કે સાયંકાલે કે રાત્રે વિજયાની આધ્યાત્મિકી ઉન્નતિ થાય તેવો જ ક્રમ તેમણે પોતાના ગૃહમાં રાખ્યો જણાય છે. પ્રાતઃકાલે સુંદર ઇશ્વરસ્મરણના પ્રભાત, મધ્યાહ્નને કથા, સાયંકાલે કથા, રાત્રે ઇશ્વરસ્મરણ કરતાં નિદ્રા લેવી—આવો કાર્યક્રમ તેમનો જણાય છે. કેટલીક વ્યાવહારિક વાર્તા કરવી ઘટે તો કરી તત્કાળ પાછાં મૂળ વિષયથી જોડાતું એવું વિજયાને સૂચવવામાં આવ્યું છે.

મનોહરે વિજયાને સંપૂર્ણ સહભાગી બનાવી છે. સ્ત્રીઓ તે શું સમજે ? તેમની સાથે શી વાત કરવી ? એવી મિથ્યા બૂમો અન્ય પુરુષો જેવી ન પાડતાં મનોહરે તો ઉચ્ચમાં ઉંચા વિચારો વિજયા સમીપ વર્ણવ્યા છે.

સ્ત્રીઓ ન સમજે તો તેને પ્રેમથી કે કોઇ યુક્તિથી તેના સ્વભાવનું નિરીક્ષણ કરી તેની સુધારણાનો માર્ગ પુરુષોએ લેવો ઘટે છે. સંસારયાત્રાની વાસ્તવ સહચારિણી સ્ત્રી જ છે તો તેની સાથે રહી ઉંચા વિષયોનો આનંદ લેવો હોય તો આવો અલક્ષ રાખવાથી શું બની શકશે ! જો સ્ત્રીઓની ઉન્નતિ કરવામાં નથી આવતી તો પણ તેનો જો કલેશી, ક્રોધી, હઠીલો સ્વભાવ હોય છે તે પણ પુરુષોને વેઠવો પડે છે કેમકે સ્ત્રી એ પોતાનું જ અર્ધું અંગ હોવાથી તેનો ત્યાગ તો થઇ શકે તેમ નથી ત્યારે જાણી જોઇને પોતાના અંગને શા માટે દુર્બળ રાખવું ?

કોઇ સ્થલે પુરુષો કંઇ કંઇ સદ્વિચારો સ્ત્રીઓમાં સ્થાપવા ઇચ્છે છે ત્યારે તેને પ્રમાણમાં અનુકૂલતા આપતા નથી. જો સ્ત્રીઓ પ્રયત્ન કરવા ઇચ્છે તો વ્યવહારનો કેટલોક બોજ આપીને પણ તેને તેના પ્રયત્નમાં રસ પડે તેવું કરવું ઘટે છે. તેની ઉન્નતિમાં સર્વ અંશથી સહાયક થવું, એ પુરુષોનું કર્તવ્ય છે.

સહજ સ્વભાવથી પુરુષો કરતાં સ્ત્રીઓની મતિ સ્થૂલ હોય છે. પુરુષોને અનેકના સહવાસમાં આવવાનો પ્રસંગ આવે છે ત્યારે સ્ત્રીઓને તેવું બનતું નથી, તેમ તેમ કરવું તે યોગ્ય પણ નથી. જેથી કોઇ પણ સારી વાર્તા, સારી કથા પુરુષોએ જ સ્ત્રી સમીપ ચર્ચવી જોઇએ. તેવું પણ પુરુષોથી થતું નથી. આથી પુરુષો અને સ્ત્રીઓના વિચારનો ભેદ વૃદ્ધિને પામતો જાય છે. પુરુષો સમજે છે કે સ્ત્રીઓની મતિ સામાન્ય હોવાથી શું વાત કરવી, અને સ્ત્રીઓ જાણે છે કે પુરુષો અમને કંઇ કહે નહિ ત્યારે અમે શું જાણીએ—આવા આવા મંતવ્યથી પરસ્પરનું ઐક્ય રહેતું નથી અને ઐક્ય ન રહેવાથી સ્ત્રીઓને પુરુષોથી જે લાભ મળવો જોઇએ તે મળતો નથી. આ પતાં સ્ત્રીની ઉન્નતિ થતી નથી.

ઉપર લખ્યું છે તેમાંનું બીજું એક ચિત્ર તે શલ્ય અને સંતીનું છે. સંતીની આધ્યાત્મિકી ઉન્નતિ થવામાં શલ્યનો પ્રયત્ન જ છે.

એ જ આખ્યાનમાં અતિથિ બ્રાહ્મણને મુખે વદાવ્યું છે કે 'પતિ જ સ્ત્રીના જ્ઞાનનો મુખ્ય આધાર છે.' આ વચનથી સ્પષ્ટ થાય છે કે સ્ત્રીને જ્ઞાન થવામાં પુરુષ જ કારણરૂપ છે, કેમકે પુરુષોની પ્રધાન સત્તા છે.

વળી તે જ મહાશયે કહ્યું છે કે ' સ્ત્રીજાતિને જ્ઞાન થવામાં તેમના સ્વધર્મનું અજ્ઞાન એ જ વિઘ્ન છે. તે વિઘ્નનું કારણ પુરુષોને પોતાના ધર્મની અજ્ઞાનતા છે. તેથી તેઓને આધીન રહેનાર સ્ત્રીઓને આગ્રહવડે ધર્મ જણાવતા નથી. '

આ વચન પણ એ જ સૂચન કરે છે કે સ્ત્રીઓમાં તેના સ્વધર્મનું જ્ઞાન પુરુષોએ આપવું, અને જો તેવું પુરુષોમાં પ્રાપ્ત ન હોય તો અનેક યત્ને મેળવીને સ્ત્રીને સ્વધર્મનિષ્ઠ કરી તેની આધ્યાત્મિકી ઉન્નતિ સધાવવી.

પુરુષો પોતાને પ્રાપ્ત પ્રધાન સત્તાનો અન્ય કાર્યમાં ઉપયોગ કરે છે ત્યારે તે જ સત્તાનો આગ્રહપૂર્વક, પ્રેમપૂર્વક આ કાર્યમાં ઉપયોગ કરવો એ શું કર્તવ્યરૂપ નથી !

ક્વચિત્ એવાં પણ દૃષ્ટાન્તો જોવામાં આવે છે કે માતાપિતાની કેળવણીથી કે પૂર્વ સંસ્કારથી કોઇ સ્ત્રીઓમાં ઉન્નતિ થતી જણાય તો ત્યાં પુરુષોએ તેને પોષણ આપવું જોઇએ, તેને બદલે મિથ્યાભિમાનને વશ થઇ તેનો પ્રયત્ન તોડી પાડે છે, અનેક પ્રકારનાં વિઘ્નો નાખે છે. જો સ્ત્રી નિવૃત્તિથી સત્ ચિંતન કરતી હોય, સત્ શ્રવણ કરતી હોય, જપ કરતી હોય તો વિવિધ કામનું બહાનું કાઢી તે કાર્યનો ભંગ કરે છે. આ પ્રમાણે કરવામાં પુરુષત્વ સમજે છે ! અરેરે ! સ્ત્રીઓ બિચારી શું કરે !

કોઇ સ્થળે સ્ત્રીઓ યત્ન કરે છે તો તેને રોકતા નથી પણ તેના કાર્યપ્રતિ ઉપેક્ષા કરે છે. આ પ્રમાણે કરવું તે પણ પુરુષોને ઘટતું નથી. તેનાં સઘળાં કાર્યપ્રતિ લક્ષ આપી તેમાં ઉત્સાહ અર્પવો અને વિશેષ ઉન્નતિ સાધે તેવી અનુકૂલતા આપવી એ જ કર્તવ્યરૂપ છે.

સ્ત્રીઓની વિવિધ ઇચ્છાઓ પૂર્ણ કરવામાં આવે છે, તેને વસ્ત્ર અલંકારથી તૃપ્ત કરવામાં આવે છે, તેમને ખાવા પીવાના પદાર્થોથી સંતોષ આપવામાં આવે છે પણ તેમના જીવનની સુધારણા અર્થે જ યત્ન કરવામાં આવતો નથી.

આ પ્રમાણે થવામાં બે કારણ લાગે છેઃ કાં તો હજી પુરુષોમાં જ તેવી સ્ત્રીઓની ઉન્નતિની ઇચ્છા પ્રકટી ન હોય, કાં તો તેમને જ તે પ્રાપ્ત ન હોય. ગમે તે હોય પણ જો ગૃહસ્થાશ્રમમાં રહી યોગ, ભોગ ને મોક્ષ સાધવો હોય તો તેમાં પુરુષોએ આધ્યાત્મિકી ઉન્નતિ કરવી ઘટે છે અને સાથે સ્ત્રીને સહભાગીની પણ કરવી ઘટે છે.

સ્ત્રીઓ, યત્ન કરતાં છતાં, અલક્ષ કરે છે, સ્ત્રીઓ દુરાગ્રહી હોય છે—આવા આક્ષેપો પણ કરવામાં આવે છે. અવશ્ય, સ્ત્રીઓ અલક્ષ કરે, તો તેવો તેમનો દુરાગ્રહ યત્નવડે છોડવવો જોઇએ. જેમ બીજાં કાર્યોમાં પુરુષો પોતાની સત્તાને આધીન સ્ત્રીને વશ વર્તાવે છે તો આ પ્રકારની ઉન્નતિ અર્થે તેમને યોગ્ય વિચારોવડે વશ વર્તાવવાને પણ તેના તારક બનવું જોઇએ. ભૂલથી કોઇ કૂવામાં પડવા જતું હોય તો પણ જે તારનાર છે તેણે શું જોઇ રહેવું !

આ સંસારપ્રવાહથી તરવાનું સાધન સ્ત્રીઓને તો તેનો પતિ જ હોય છે, જેથી કોઇ રીતથી પણ અલક્ષ કરવો યોગ્ય ગણાતો નથી.

સામુદાયિક વિભાગ—'પાદપૂર્તિ'.

[ લેખક : શ્રી પ્રમીલા બહેન. ]

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સત્યાસત્ય વિચાર નિત્ય કરતાં, સ્થાપી વિરાગે મતિ,
શોધી સદ્‌ગુરુ, વૃત્તિ સુસ્થિર કરી, અંતર્ સુલક્ષ્યે અતિ;
ભેદી અષ્ટ પુરી પ્રવેશી હૃદયે, પ્રત્યક્ષ જોયા પતિ,
આ રીતે ક્રમથી જતાં સહજમાં કીધી સ્વરૂપે સ્થિતિ.

---

# શ્રી સાધનસમારંભ.

કર્તવ્ય તથા પ્રાપ્તવ્યના માર્ગમાં પ્રગતિ કરાવવામાં સહાયક આપણો 'સાધનસમારંભ' ઉત્સવ આ વર્ષે પાલન કરવામાં આવશે કે કેમ તે વિષે સંશય થાય એ સ્વાભાવિક, પરંતુ સિદ્ધ હૃદયમાં ઉઠેલો સંકલ્પ કેવી રીતે વ્યર્થ જાય ? પરમ કૃપાળુ ગુરુદેવ સમારંભ માટે હાલનું સ્થાન જોવા નિમિત્ત ભરૂચ પધારેલા અને ત્યાં પોતાના લીલા વિગ્રહનું તિરોધાન થયું. પોતાનો સંકલ્પ સિદ્ધ થવામાં ભાઈ ઈશ્વરભાઈ, ઉચેડીયાનિવાસી ભાઈ નારણદાસ વગેરે નિમિત્ત થયા, પરમાત્માના અનુગ્રહથી તેમના હૃદયમાં આ કલ્યાણકારક ઉત્સવ માટે ઉત્સાહ અને વેગ જાગૃત થયો. પૂજ્ય દેવીશ્રી સમીપ તેમણે પોતાની પ્રાર્થના નિવેદન કરી. તેમનો ભાવ જોઈ તેમની પ્રાર્થનાનો સ્વીકાર થયો. આ પ્રમાણે ૪૦ મો સાધનસમારંભ મહોત્સવ, ઉચેડીયા નજીક ઉભય તટપાવની શ્રી નર્મદાના તટ ઉપર ઇષ્ટાનુગ્રહથી ફાલ્ગુન શુક્લ ૧૫ મંગળવારથી ફાલ્ગુન કૃષ્ણ ૫ -સોમવાર—સાત દિન પર્યન્ત પાલન કરવામાં આવ્યો.

બસો ઉપરાંત સાધકોનો સમાવેશ થાય એવા સ્ત્રીપુરુષો માટે જૂદા જૂદા સ્થળો તથા પૂ૦ દેવીશ્રી માટે તેમજ પૂ૦ શ્રી સુરરાય ભગવાન્ માટે સ્વતંત્ર એમ સુંદર મંડપોની યોજના કરવામાં આવી હતી સંયમશાળા નદીતટઉપર હોવાથી બપોરે ખરા મધ્યાહ્ને પણ તાપનો અનુભવ થતો ન હોતો વિવિધ બોધપ્રદ સૂત્રોથી, ધ્વજાપતાકાથી તેમજ છોડના કુંડાઓથી સંયમશાળાને રૂડી રીતે અલંકૃત કરવામાં આવી હતી. સંયમશાળાની ઉત્તર દિશામાં ખાસ તૈયાર કરેલા ઉચ્ચ આસન ઉપર પરમ કૃપાળુ શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્‌ની અને તેના ઉપરના ભાગમાં પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીની ભવ્ય પ્રતિમાઓ સ્થાપવામાં આવી હતી શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની પ્રતિમાની સંમુખ સમીપમાં તેઓશ્રીની પૂજ્ય પાદુકાનું સ્થાપન કરવામાં આવ્યું હતું. આ સ્થાનથી થોડે અંતરે પૂ૦ શ્રી સુરેશ્વરાચાર્યજી માટે યોગ્ય ઉચ્ચ આસન રચવામાં આવ્યું હતું અને તે આસનની પશ્ચિમ દિશામાં શ્રીમાન્ વિન્ધ્યવંદાની પ્રતિમા સ્થાપવામાં આવી હતી આ પુણ્યપ્રદ ઉત્સવમાં ભાગ લેવા માટે વિવિધ સ્થળેથી બસો ઉપરાંત

સાધકો એકત્ર થયા હતા. આ સમારંભમાં બહેનોની જે સંખ્યા હતી તેટલી પૂર્વના કોઈ પણ સમારંભમાં ભાગ્યે જ થઈ હશે, કેમકે આશરે એંસી ઉપરાંત બહેનોએ આ ઉત્સવમાં ભાગ લીધો હતો. પ્રભાતપ્રાર્થના માટે નાનું કલામય મંદિર રચી તેમાં શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનની ભવ્ય પ્રતિમા તથા પાદુકાનું સ્થાપન કરવામાં આવ્યું હતું.

પ્રાતઃકાલે પાંચ વાગે સાંકેતિક ઘંટ વાગતાં સર્વ આ મંદિર સમીપ ખુલ્લા ચોકમાં નિત્ય એકત્ર થતા હતા અને ત્યાં પ્રભાતકીર્તન ગવાયા પશ્ચાત્ શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનના લેખોમાંથી આ ઉત્સવમાં ઉત્સાહ જાગૃત કરે અને સાધન સાધવામાં ઉપકારક થઈ પડે તેવા લેખો વાંચવામાં આવતા હતા. તે પૂર્ણ થતાં સર્વ શ્રી નર્મદામાં સ્નાન કરી ૭ થી ૧૧ વાગ્યા સુધી પોતપોતાને પ્રાપ્ત જપ, ધારણા ધ્યાન, પ્રાણાયામ, તત્ત્વાભ્યાસ આદિ સંયમસાધક ક્રિયામાં યોજાતા. પૂજન, આરતી તથા પુષ્પાંજલિનો વિધિ થયા પશ્ચાત્ 'શ્રીમદ્ ઉપેન્દ્રભગવત્સ્તોત્ર 'ના શ્લોકોથી સામુદાયિક પ્રાર્થનાનો વિધિ થતો. આ સમયે શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી પ્રતિ સર્વનો કેવો ભક્તિભાવ અને અનુરક્તિ છે તેનું પ્રત્યક્ષ દર્શન થતું અને આખું વાતાવરણ પણ ભક્તિમય અને ગંભીર જણાતું. ત્યાર પછી શ્રી ચુનીલાલ ઓઝા, શ્રી મણિભાઈ શેલત અને શ્રી અંબાલાલ ત્રિવેદી, ગુરુવારે પૂજ્ય શ્રીમદ્ સુરેશ્વર ભગવાને એક સુંદર વ્યાખ્યાન વાંચી સંભળાવ્યું હતું. સમારંભમાં સહાયક થઈ રહે એવા સુંદર વિચારોથી પૂર્ણ વિવેચન કરતા અને પ્રસંગે શ્રી અમૃતલાલ વૈદ્યરાજ પોતાની ભાવભરી સરળ ભાષામાં પ્રકટ પ્રભુના માહાત્મ્યભર્યા અનુભવ પ્રસંગો વર્ણવી કરાવી સર્વને ભક્તિરસમાં તરબોળ કરી આનંદ આપતા. આ પછી પૂજ્ય દેવીશ્રીના સંયમ, અભ્યાસ, શાંતિ, નિરોધ આદિ વિષયો ઉપર લખાયેલા અત્યંત મનનીય લેખો વાંચવામાં આવતા અને તે પૂર્ણ થતાં પૂજ્ય ભગવાનશ્રીના લેખોમાંથી, સમારંભમાં સાધન સાધવામાં ઉત્સાહ અર્પે એવા અત્યુત્તમ લેખો શ્રી વિષ્ણુભાઈ મજમુદાર વાંચી સંભળાવતા. લેખ વાંચતાં પૂર્વે સુંદર ઉપોદ્ઘાત કરી પછી લેખ વાંચવાથી સર્વના હૃદયમાં કોઈ વિલક્ષણ ભક્તિભાવને જાગ્રત કરતા હતા. મધ્યાહ્ને પુનઃ સ્નાન કરી ભોજનવિધિ માટે સર્વ ભોજનશાળામાં એકત્ર થતા અને શ્લોકો તથા જયનાદ સાથે મિષ્ટાન્નની આહુતિથી વૈશ્વાનરને પ્રસન્ન કરતા. ધાર્યા કરતાં સંખ્યા વધી જવાથી ભોજનશાળા સંકુચિત થઈ પડી હતી અને તેથી ભોજનશાળામાં સેવા કરનાર સેવકોને બે પંક્તિ પૂર્ણ થતાં સુધી તિતિક્ષા કરવાનો સુયોગ અનાયાસ પ્રાપ્ત થયો હતો.

સાયંકાલે સ્નાન સંધ્યા પૂર્ણ થયા પછી સર્વ, મંદિર સમીપના ખુલ્લા ચોકમાં એકત્ર થઈ હરિસ્મરણની ધૂનમાં જોડાતા. ત્યાર પછી ઘંટ થતાં સર્વ નદીતટઉપર રચેલા વ્યાખ્યાનના સ્થાનમાં એકત્ર થતા. આ પ્રસંગે સાધકો ઉપરાંત આસપાસના ગામોમાંથી આવતા શ્રોતાઓની સંખ્યા દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી હતી. અન્તે તે સંખ્યા લગભગ એક હજાર ઉપરાંત થઈ હતી. શ્રી ચુનીલાલ ઓઝાએ તથા શ્રી મણિભાઈ શેલતે 'ઇષ્ટસ્મરણ' 'સંયમ,' 'શુદ્ધિ,' 'આત્મપ્રદેશમાં વિહાર' વગેરે વિષયો ઉપર રસપૂર્ણ અને રહસ્યમય વ્યાખ્યાનો આપ્યાં હતાં. વ્યાખ્યાન પૂર્ણ થયા પશ્ચાત્ આ ઉત્સવ નિમિત્ત ખાસ રચેલાં પદો પ્રતિદિન દશ વાગતાં સુધી સંગાત મંડળ ભાવપૂર્વક વાદિત્રસહ ગાતું હતું. કીર્તન સમયે એકંદર વાતાવરણ ભક્તિના આંદોલનોથી છવાઈ જતું અને

શ્રોતૃવર્ગ ભક્તિરસમાં તલ્લીન બની પોતાનો આનંદ જયઘોષથી તેમ જ અન્ય રીતે પ્રદર્શિત કરતો હતો. ભાઈ નરેન્દ્રની વાર્તાકલા ખરેખર પ્રશંસનીય હતી અને તેના આલાપ સ્મૃતિપટપર હજી પણ તરવરે છે. પૂજ્ય શ્રી દેવીશ્રીના ૨૦-૨૬-૨૮-૩૦ વગેરે પદો તેઓશ્રીના ધ્યાનૈશ્વર્યનું તેમજ કાવ્યપ્રતિભાનું નિદર્શન કરાવે છે એટલું જ નહિ પણ કૃપાળુ શ્રી ગુરુદેવની કાવ્યશક્તિનો આવિષ્કાર તેઓશ્રીમાં થયો હોય એવું ભાન કરાવે છે. પૂ. શ્રી પ્રમીલા બહેનનાં પદો ૧૭-૨૯ તેમની ઉચ્ચ કલ્પના તથા શબ્દલાલિત્યયુક્ત ઉચ્ચ પ્રકારની કાવ્યશક્તિનું દર્શન કરાવે છે. બ્રહ્માનંદનો અનુભવ કરનારની ખુમારી કેવી હોય તેનું ચિત્ર પદ ૧૮ માં, અને શ્રી ગુરુદેવની મૂર્તિને ખડી કરનાર ચિત્ર પદ ૧૦ માં ચિત્રી બંધુ શ્રી ચુનીલાલ ઓઝાએ ગઝલમાં ઉત્પન્ન કરનાર પોતાની નૈસર્ગિક કાવ્યકલાનું દર્શન કરાવ્યું છે.

સપ્તમ દિને સમારંભની પૂર્ણાહુતિનિમિત્ત યજ્ઞ કરવામાં આવ્યો હતો. યજ્ઞવિધિ પશ્ચાત્ શ્રી મણિલાલ શેલતે, આજ દિન સુધીનાં થયેલાં વ્યાખ્યાનોનો તથા વંચાયેલા લેખોનો સાર ટુંકામાં કહી, દૈવી બળનો અનુભવ કરવા ' સત્ક્રિયા ' તથા 'નિરોધ' ઉપર વિવેચન કર્યું હતું. ત્યાર પછી ભાઈ શ્રી અંબાલાલ ત્રિવેદીએ, શ્રી અમૃતલાલ વૈદ્યે, શ્રી ડાહ્યાભાઈ દવે તથા શ્રી ચુનીલાલ ઓઝાએ પ્રસંગાનુરૂપ વિવેચન કર્યું હતું તથા આ સમારંભનો સુયોગ પ્રાપ્ત કરાવનાર ઉમેદીપરાવાસી શ્રી નારણદાસ, શ્રી ઈશ્વરભાઈ વગેરેની ઉત્તમ સેવા નિમિત્ત આભારદર્શક વચનો કહ્યાં હતાં. પશ્ચાત્ આ સમારંભના નિમિત્ત થનાર તેમજ તેમાં સહાયક થનાર સર્વ માટે સંતોષ દર્શાવતો તથા સમારંભમાંથી સ્વસ્થાને જતાં સ્મરણમાં રાખવા યોગ્ય પૂજ્ય દેવીશ્રીનો બોધપ્રદ મનનીય લેખ વંચાયો હતો. અંતમાં પરમ કૃપાળુ ગુરુદેવનો સર્વોત્તમ બનવા વિષેનો સુંદર, સરળ અને અત્યંત રસપ્રદ લેખ વાંચવામાં આવ્યો હતો. આ લેખ શ્રવણ કરી સર્વએ અત્યંત પ્રસન્ન થઈ ' શ્રી સદ્ગુરુદેવકી જય, શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનકી જય ' ના નાદથી સંયમશાળા ગજાવી મૂકી હતી. આ લેખવાચન પૂર્ણ થતાં બહેન પદ્માએ પોતાના મંજુલ અને હૃદયદ્રાવક સ્વરે ' વત્સલપાલક, પકડી ચરણોમાં '-એ પદ ગવડાવ્યું અને સર્વએ ઉભા થઈ તે ઝીલ્યું હતું. આ સમયે આખું વાતાવરણ અત્યંત ગંભીર ભાસતું હતું, પોતાના પ્રિયતમ ભગવાનથી પ્રતિના સર્વના સાચા ભાવનું દર્શન કરાવતું હતું અને નેત્રો વિરહનું દુ:ખ કેવું હોય તે દર્શાવતાં હતાં. આ પદ પૂર્ણ થતાં સર્વે સ્નાન કરી ભોજનશાળામાં મહા પ્રસાદ લઈ, પોતપોતાના અધિકારાનુસાર સપ્તદિન પર્યન્ત બોધામૃત પ્રાપ્ત કરી પોતપોતાને સ્થાને પાછા ફર્યા હતા.

મ૦ ય૦ શેલત.

## ઉપસંહારનિમિત્ત હૃદયોદ્ગાર.

પૂજ્ય સાધક બંધુઓ અને ભગિનિઓ !

શ્રી ઈશાનુગ્રહથી આ સંકલ્પસિદ્ધ સાધનસમારંભની આજે સફળતાપૂર્વક પૂર્ણાહુતિ થાય છે તે આપ સર્વને સુવિદિત છે. આપણે સર્વ પોતપોતાના સ્થાનપ્રતિ પ્રયાણ કરવાને છૂટા પડીએ

ત્યાર પૂર્વે આ સમારંભના વ્યવસ્થાપકો–સેવકો તરફથી બે શબ્દ કહેવા ઉપસ્થિત થયો છું.

પ્રિય સાધક બંધુ ભગિનીઓ ! આપણામાંના કેટલાકને સુજ્ઞાત છે કે આપણા પરમ કૃપાળુ પરમાત્મા પૂજ્યપાદ શ્રી ગુરુદેવ પતિતપાવની નર્મદાના તટઉપર આ બાજુના કોઈ અનુકૂળ સ્થાનમાં એક સાધન સમારંભ કરવાની પ્રસંગોપાત ઇચ્છા પ્રકટ કરતા હતા. આજથી પાંચ વર્ષ પૂર્વે તે નિમિત્ત તેઓશ્રીનું પધારવું થયું હતું પરંતુ તે સમયે આવો સુયોગ ન આવ્યો.

ત્યાર પછી ગત વર્ષે પુનઃ એ ઇચ્છા એક સાધકબંધુના અંતઃકરણમાં જાગ્રત્ થઇ અને તન્નિમિત્ત પોતાશ્રીને પ્રાર્થના કરી. પોતે અત્યંત અનુગ્રહ કરી શીઘ્ર આ બાજુ સ્થાન જોવા વડોદરાથી પધાર્યા. પરંતુ આપણા સર્વના દુર્ભાગ્યે પોતાશ્રીએ એકાએક અણધાર્યું અન્ય ચિંતવ્યું આ તારનું સ્થળ જોતાં પૂર્વે સ્વરૂપગમન કર્યું અને આ વાત ખોરંભે પડી.

વળી આ વર્ષે એ સમય આવતાં પુનઃ એ જ ઇચ્છા કેટલાક સાધક બંધુઓના અંતઃકરણમાં બળવાન્ રીતે સ્ફુરી અને તેમણે પૂજ્યપાદ પરમેશ્વરીસ્વરૂપા **શ્રી જયન્તી દેવીને** સાગ્રહ વિનતિ કરી. તેઓશ્રીએ વિનતિ સ્વીકારી અને અમારા ઉપર અપાર અનુગ્રહ કર્યો.

પૂજ્યપાદ ગુરુદેવ અને તદભિન્ન દેવીશ્રીના અત્યંત ઋણમાં–જન્મ જન્માંતરે પણ ફેડી ન શકાય એવા ઋણમાં– તો છીએ જ; વળી તેમાં સાધનસમારંભ જેવા અપૂર્વ અને પુણ્યપદ મહોત્સવને, પોતાશ્રીના સ્વરૂપગમનપછીના બહાર થતા પ્રથમ સમારંભને જ અત્ર કરી, અમને અધિક ઋણી કર્યા છે, આ પવિત્ર તટને અધિક પવિત્ર કર્યો છે અને અત્રના ઉમેટીઆ, જગડીઆ આદિના જનસમુદાયને અનુગ્રહ કરી પોતાના અનુપમ જ્ઞાન, દર્શન તથા અદ્ભુત અને અપૂર્વ કીર્તનઆનંદના લાભ આપી ઉપકૃત કર્યા છે.

અત્રે આ સાધનસમારંભને અમે જે કાંઇ સેવા અને વ્યવસ્થા કરી શક્યા છીએ, તેમાં પૂજ્યપાદ દેવીશ્રીએ પોતાની અત્યંત ઝીણવટભરી બુદ્ધિથી કરેલાં સૂચનો જ કારણભૂત છે; જો કે આ સર્વની પૂઠે શ્રી ઇષ્ટની અદૃષ્ટ સત્તા જ કામ કરી રહી છે એમ નિઃસંશયપણે સર્વ રીતે સમજાય છે. તેથી આ સમારંભ નિમિત્ત જે કંઇ પણ સંતોષ થયો હોય તો તેનું કારણ પૂજ્યપાદ ગુરુદેવની અદૃષ્ટ અને તદભિન્ન દેવીશ્રીની પ્રકટ સત્તા જ છે.

આ સમારંભમાં કોઇ પણ સાધક બંધુભગિનીને અગવડ અથવા પ્રતિકૂળતા જેવું જણાયું હોય તો તે સર્વની ઉદારભાવે ક્ષમા મળશે જ એવી આશા રાખીએ છીએ. ઉત્સાહ અને ઉમંગથી જે બંધુ ભગિનીઓ આ સમારંભમાં સહકાર આપી અત્ર પધાર્યાં છે તેમનો આભાર માનીએ છીએ, અને છેવટે જે જે સજ્જનો અને સાધક બંધુ બહેનોએ આ કાર્યમાં તન, મન, ધનથી બનતી સહાય આપી છે તે સર્વનો અંતઃકરણના સાચા ભાવથી અત્યંત આભાર માનીએ છીએ.

શ્રી ઇષ્ટસત્તા પુનઃ પુનઃ અમને આવા અનેક યોગો આપો એ જ અભ્યર્થના.

ડા૦ વાલચન્દ.

# મૌન સેવવું.

વધારે વાત કરનાર સામે—
અજ્ઞાન જાણી શિખામણ આપનાર સામે—
વાદવિવાદ કરનાર સામે—
જાણેલી વાતને અંતરમાં દબાવવા—
કટુ વચન સાંભળતાં—
કટુ વચન ઉચ્ચારતાં પૂર્વે જ—
બે પક્ષકારોની મધ્યમાં—
અસત્ય વાત બોલવાને બદલે—
વાણીમાં ગંભીરતા તથા મધુરતા આણવા અને બળ જમાવવા—
માનને લેતાં—
અપમાનને સહેતાં—
અહંકારને છોડવાને—

સુલોચના બહેન.

---

## કીર્તન-મઞ્જરી.

શ્રી સાધન સમારંભના ગયા ઉત્સવ ઉપર પ્રસિદ્ધ થયેલા આ કીર્તનના પુસ્તકમાં શ્રીમતી જયન્તીદેવીના અત્યંત દિવ્ય અને પ્રભાવશાળી કીર્તનો તથા શ્રી એપરસાધકઅધિકારીવર્ગના બીજા લેખોના સુંદર કાવ્યો પ્રકટ થયાં છે. મૂલ્ય: રૂ૦ ૦-૬-૦, ટપાલ ખરચ ૦-૧-૦.

વ્યવસ્થાપક, ચારિત્ર્ય મન્દિર, વડોદરા.

---

**સૂચના :** આ પત્રના તેતાળીસ અંકો પ્રકટ થઇ ચુકયા છે માટે જેમનું લવાજમ મોકલવાનું હજી બાકી રહ્યું હોય તે હવે વગર વિલંબે મોકલી આપવા કૃપા કરે.

વ્ય૦ અંક૦

---

સુધારો—અંક ૪૧ ના પૃષ્ઠ ૩૫૪ ઉપર 'શ્રી યોગસાર' છપાયું છે ત્યાં 'મંત્રયોગ' વાંચવું

---

:: સાપ્તાહિક ::

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
"જીવન ઘડો"

વર્ષ: ૪ અંક: ૪૪-૪૫
સં૦ ૧૯૯૪, ચૈત્ર શુકલ ૯
શનિવાર
તા૦ ૯ : ૪ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને સાચવવા મૂકવા-
યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપ-
નાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્ય માટે
મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.

આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક
પ્રિં. પ્રેસ, રાવપુરા, ખાડ
કાછેની ગલીમાં-વડોદરામાં
છોટાલાલ લાલભાઈ પટેલે,
શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ જ૦ ત્રિવેદી
માટે છાપ્યું અને પ્રકાશ્યું
શ્રી વિશ્વવંદ્યભવન,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ
કર્યું. તા૦ ૯ : ૪ : ૧૯૩૮

॥ ॐ श्री ॥

## विजयी ते छे:

જે પ્રતિકૂલને ગણકારતો નથી, જે અનુકૂલમાં જ રચ્યો પચ્યો રહેતો નથી.

જે વિપત્તિમાંથી સંપત્તિ શોધી કાઢે છે.

જે વિકળતામાં શાંતિ ભોગવી શકે છે.

જે શૂન્યમાં અનંત ( જુએ છે ) ની શ્રદ્ધા ધરી રહે છે, અનંતમાં શૂન્યનો અનુભવ કરી શકે છે.

જે કેવલ કલ્પનાનું છાયાચિત્ર રચતો નથી, પણ શ્રદ્ધાભરી ધાતુની મૂર્તિ બનાવે છે.

જે અંતરાત્માના બલની ગર્જનાને શ્રવણ કરે છે.

જેના અંતરાત્માનો આનંદ જેને દુ:ખમાં હસાવી રહ્યો છે.

જે મનને પ્રચાડી અને ઘન કરી શકે છે.

જેને મોહનિદ્રા લાગતી નથી, જેની બ્રહ્મનિદ્રા ઉડતી નથી.

શ્રી ગુરુદેવ.

# અંતિમ વચનો.

બંધુઓ !

આપણે રસપૂર્વક ઉત્સવભોગી બન્યા. આપણા મનને સદ્‌વસ્તુમાટે જાગ્રત રાખ્યું, વારંવાર આત્મચિંતનકુંડમાં ઝબોળ્યું. ગુરુદેવે નક્કી કરેલા આ પુણ્ય સ્થાનમાં આવીને સર્વએ હૃદયની ભાવભરી ઊર્મિથી ઇષ્ટપતિ અભિમુખતા રાખી. આવો પુણ્ય કાલ જોત જોતામાં વહી ગયો, અને પુનઃ ઘર તરફ પ્રયાણ કરવાનો સમય આવી પહોંચ્યો છે. હવે જે અલ્પ સમય આપણને પ્રાપ્ત છે તેમાં રુત ચિંતન કરી લઇએ.

સત્કાર્યને કોઇ સાધે છે, તો પ્રસંગે કોઇ સત્કાર્ય સધાવવાના નિમિત્તરૂપ બને છે. અને તેવું નિમિત્ત આ સમારંભમાં બન્યું છે. અત્રના સાધકોના સાચા ભાવભર્યા નિમંત્રણના તંતુરજ્જુથી બદ્ધ થઇ આપણે આ ઉત્સવમાં આવ્યા. શ્રેયસિદ્ધિના અનેક સાધનો છે, તેમાં સેવા એક સર્વોત્તમ સાધન છે. આવી સેવાને અહિંના સાધકબંધુઓએ ઉત્તમ પ્રકારે સાધી છે.

સત્કાર્ય કરવા કરાવવાનો વેગ અધિકારી અંતરમાં જ પ્રકટે છે, ટકે છે. એક વર્ષ ઉપર અહિંના સાધકબંધુઓના મનમાં સમારંભ કરવાનો વેગ પ્રકટયો અને અમદાવાદ આગ્રહપૂર્વક ઇષ્ટશ્રીને પ્રાર્થનાપત્ર લખ્યો. ગુરુદેવ, બંધુ ઇશ્વરભાઇ સાથે ભરૂચ પધાર્યા, પરંતુ તે સમયે બંધુઓના કોઇ પ્રતિબંધક પ્રારબ્ધયોગથી એ કાર્ય ન બન્યું. પણ તેથી ઇશ્વરના અનુગ્રહપાત્ર હૃદયમાં આ શુભ કાર્યનો વેગ શમી ન ગયો, અને એના પરિણામે આ કાર્ય થયું.

ઇશ્વરસત્તા જ સર્વ કંઇ કરે છે, છતાં નિમિત્તરૂપ કોઇને બનાવે છે. કોઇ ભગવાન્ પુરુષના યોગે નિમિત્તરૂપ થવાય છે. આવો પુણ્ય યોગ પ્રાપ્ત થતાં અત્રસ્થ બંધુઓએ તેમાં જીવનસફળતા સાધી લીધી. ઇષ્ટની સન્નિધિમાં જેમણે અલ્પ કાલ નિવાસ કર્યો છે એવા ડોક્ટર ભાઇ ભાલચન્દ્રમાં શુભ વસ્તુની આકાંક્ષા તથા ઉત્સાહી વૃત્તિ અને અંતરનો ભક્તિભાવ જોતાં સંતોષ થાય છે. જેમને ત્યાં પોતાના ભૌતિક તનનું તિરોધાન બતાવ્યું એવા ગુરુદેવ એમના હૃદયમાં નિરંતર જાગ્રત રહો એ જ આપણે ઇચ્છીશું. આપણશ્રીના ચરણથી પરમ પાવન થયેલાં ભરૂચવાસી અંબાબહેને આ કાર્યમાં ભળીને પોતાનું તથા શ્રી મોતીલાલભાઇનું અધિક અધિક હિત સાધ્યું છે.

હૃદયમાં એક વાર પણ શુભ સંસ્કારનું ઉંડું બીજ પડે છે તો તે અવશ્ય ક્યારે અંકુર કાઢે છે. તેના દૃષ્ટાંતરૂપ ભરૂચના સજ્જન બંધુ દલસુખદાસ છે. મુંબઇમાં એક સમયે એમને ત્યાં ગુરુદેવ પધાર્યા હતા. પાંચ સાત મિનિટના સંબંધમાં ઇષ્ટપ્રતિ એમની પ્રીતિ જાગી. એમના એકના એક પુત્રનું અલ્પ સમયમાં અવસાન થયું. આવા વિકટ પ્રસંગમાં પણ ઇષ્ટના છેલ્લાં દર્શન કરવા ભાઇ ભાલચંદ્રને ત્યાં આવ્યા હતા, અને આજે આ શુભ કાર્યમાં પણ સહભાગી થયા. અલ્પ પરિચયમાં આવેલા તથાપિ શુદ્ધ અંતઃકરણ શુભને પોતાનામાં આકર્ષી લે છે. તે પ્રમાણે સત્સંકારને પોષીને જે કંઇ એમણે કર્યું છે તેનું પતિફળ પરમાત્મા તેમને અર્પો. ભાઇ હરિભાઇ,

જમડીયાવાસી આપણા મુળજીભાઇ, ભાઇ ઇશ્વરભાઇ, નાથાભાઇ, ગિરધરલાલે આ કાર્યમાં સહકારી થઇને પુણ્યપ્રાપ્તિ કરી છે. બંધુ નારણદાસે તો આ નિમિત્ત અત્યંત પરિશ્રમ વેઠી સર્વ રીતે આનંદપૂર્વક ભોગ આપ્યો છે. આ પુણ્ય ક્ષેત્રના અધિષ્ઠાતા શ્રી રણછોડદાસભાઇ, પુરુષોત્તમદાસભાઇ, માધવભાઇએ પણ ઉદાર ભાવે પોતાના સ્થાનનો ઉપયોગ કરવા દીધો, એ પણ તેમના અંતરની ઉચ્ચતા દર્શાવે છે. પાંડવોજેવા સમર્થ યોદ્ધા હતા છતાં તેમને જાગૃત કરનાર, ઉત્સાહ અર્પનાર કૃષ્ણ હતા ત્યારે જ યુદ્ધ થયું, વિજય મેળવ્યો. તે પ્રમાણે કાર્ય કરનાર મંડળને વચ્ચે વેગ આપનાર આપણા બંધુ ઇશ્વરભાઇ છે. વૃદ્ધાવસ્થા છતાં આ નિમિત્તે એમણે ઘણો શ્રમ કર્યો છે. સર્વના સહકારથી આ સાત દિવસ આપણે જે કંઇ સુખ અનુભવ્યું, સદ્‌વિચારોને જાણ્યા તેના પ્રતિબદલામાં આપવા જેવી કોઇ વસ્તુ આપણી પાસે નથી, તેથી તેનું સત્ફલ આપવા ઇષ્ટને જ પ્રાર્થના કરી કહીશું કે પ્રભો ! આપનો અનુગ્રહ પામવાને જે જે સાધક બંધુ તથા સજ્જનોએ સત્કાર્ય કર્યું હોય તેનું શુભ ફળ સત્વર આપી સર્વનું સર્વોત્તમ હિત ઉત્તરોત્તર આપ સાધો.

બંધુઓ-બહેનો ! અલ્પ સમયમાં સર્વ અહિંથી પ્રયાણ કરશો, પોત પોતાના વ્યવહારકાર્યમાં પ્રવૃત્ત થશો. જે કંઇ થોડી ઘણી ક્ષણો આપણને પ્રાપ્ત છે તેમાં કર્તવ્યવિચારને કરી લઇશું. માનવ હૃદયમાં ઉંચી વસ્તુની પ્રાપ્તિ માટે નિરંતર ઇચ્છા ઉઠે છે, પરંતુ ઇચ્છાની પૂર્ણ સિદ્ધિ થોડા જ મનુષ્યો અનુભવે છે. કારણ કે ઇચ્છાને પૂર્ણ કરવામાં બીજાં સાધનોની જરૂર રહે છે. સદ્‌વસ્તુની પ્રાપ્તિ અર્થે ઉત્સવમાં આવીએ છીએ, પણ એટલા માત્રથી કર્તવ્યનો અંત આવતો નથી. ઇચ્છાને બળ આપનાર સાધન તે અભ્યાસ છે. અભ્યાસપ્રતિ અલક્ષ રહે છે તો સત્કાર્ય પ્રકટતાં વિલંબ થાય છે. વિદ્યાર્થીને યુનીવર્સીટીની ડીગ્રી મેળવવાની ઇચ્છા પ્રકટે, પણ વિદ્યાનો અભ્યાસ ન કરે તો એ ઇચ્છા કદી ડીગ્રી મેળવી આપતી નથી. તે પ્રમાણે ઇચ્છાને પ્રકટાવવી તે આરંભક કર્તવ્ય છે. ગુરુઅનુગ્રહથી આપણામાં સદ્‌ઇચ્છાનો ઉદય થઇ ચૂક્યો છે, પરંતુ તેને સત્વર ફળીભૂત કરવા વારંવાર અભ્યાસની આવશ્યકતા છે. કાલથી આપણે આ શાંત વાતાવરણમાંથી ઘેર જઇશું, અને ત્યાં પણ નિરંતર સાધનનો અભ્યાસ કરતા રહીએ તો જ સદ્‌વસ્તુનું દર્શન કરી શકીએ.

પ્રવાસ કરનાર જેમ સાથે ભાથું બાંધી લે છે તેમ આપણે જે કંઇ આપણા વિદ્વાન્ બંધુપાસેથી જાણ્યું હોય તેને સાથે બાંધીને જવાનું છે, અને અનેક પ્રતિકૂલ પ્રસંગમાં તેનો ઉપયોગ કરવાનો છે. એક બે સદ્‌વિચારનું પણ જો અખંડ ચિંતન રહે અને આચારમાં ઉતરે તો જ ઇચ્છાની સિદ્ધિ થાય છે. સાધનનો અભ્યાસ એવો થવો જોઇએ કે જે પરિણામે સંસારમાં રહેવા છતાં તેના સંસ્કારથી નિર્લેપ રાખે. જગતની વસ્તુ મેળવવા માટે પણ તેનો અભ્યાસ કરવો પડે છે, તો સર્વોત્કૃષ્ટ વસ્તુ અભ્યાસ વિના મળે એ કેવલ અસંભવિત છે. માટે, બંધુઓ ! ફરી ફરીને અભ્યાસને સેવજો, વ્યવહારની ક્ષુદ્ર આસક્તતાને ત્યજીને, પ્રતિકૂલતાને વેઠીને પણ તન્નિમિત્ત સાધન રહેજો. જ્યાં સુધી સાધક દશામાં છીએ ત્યાં સુધી આપણે સાધવાનું છે, એ નિશ્ચયપૂર્વક ભગવાન્ ભજજો; વૃત્તિને ઉર્ધ્વગામી કરવાનાં અનેક નિમિત્તો ઉપજાવજો. અંતર્મુખના સાધનામાં સહાયક યુક્તિ તથા

ક્રિયાના સ્વરૂપને વિચારજો—વારંવાર વિચારજો. ગુરુદેવે આજ સુધી જે જે જણાવ્યું છે તેને અંતરમાં પચાવતાં ઇશિત્વને પ્રકટાવો.

આ શુભ કાર્યના અવધિએ સમારંભના આદ્ય સ્રષ્ટા શ્રીમાન્ વિશ્વવંદ્યનું પુણ્ય સ્મરણ કરી પુનઃ આ સમારંભના નિમિત્તરૂપ થનાર અહિંના સર્વ સાધકબંધુઓ તથા સજ્જનોનું શુભ ઇચ્છતા આપણા અંતર્યામી પ્રભુમાં સંલગ્ન થઇ છૂટા પડતાં પ્રભુના જ મધુર શબ્દોથી જ પ્રભુને પ્રાર્થીશું કે:

વત્સલપાલક ! પકડી ચરણીયાં, વિનવે બાલ તમારો,
દોષ વિસરજો, કરું છું પ્રણતિ,
પિતુ ! અંતની આજ સ્વીકારો—પ્રણતિ; વત્સલ૦
નથી કદી વળવા, નથી કદી વળવા,
આપતણા ઉપકારો; પ્રણતિ૦
આશિષ દો પિતુ ! યાચે આજે,
વહાલથી બાલ વિચારો; પ્રણતિ૦
તવ વહાલથી બાલ વિચારો, પ્રણતિ,
નવ હૃદયથી સદય ! વિસારો; પ્રણતિ૦*

શ્રી જ૦ દેવી.

# મંત્રયોગ.

( અનુસંધાન ગતાંક ૪૧ ના પૃષ્ઠ ૩૫૫ થી. )

એ પ્રમાણે એ દસ નાદાન્ત રૂપને પામ્યા પછી શક્તિસ્થાનમાં પહોંચીને લય પામે છે, એટલે કે નાદનો અનુભવ ન થતાં તે સ્થળે કેવલ આનંદનો અનુભવ કરાવનારા સ્પર્શરૂપે ભાસે છે. તેથી પણ ઉચે જેને શિવપદમાં સમાઇ જવાની દૃઢ ઇચ્છા છે તેવાઓએ ગુરુજનોથી સાંભળેલા અને શાસ્ત્રમાંથી વાંચેલા જ્ઞાનને ધ્યાનમાં રાખી આગળ વધવાનું. આનંદોદ્ભાવક સ્પર્શનો અનુભવ કરતે કરતે ઊર્ધ્વ પ્રવેશ કરતાં શક્તિસ્થાન. ઉપર વ્યાપિનીસ્થાનમાં એ સ્પર્શ એકદેશીય મટીને વ્યાપક થઇ પડે કે એ સ્થળ મસ્તકના ઉપરના ભાગમાં લલાટ અને કેશ ભાગની સંધિ વચ્ચે રહેલું છે તેથી પણ ઉંચે સમનાના સ્થાનમાં જઇને ટકવાનું. એ સ્થાન જ્યાં આપણે શિખા રાખીએ છીએ તે સ્થળે શિખાનાં મૂળ ઉંડા ઉતરી જાય છે તે જગ્યાએ ત્યાં સ્પર્શવ્યાપ્તિને બદલે સૂક્ષ્મતમ અમિત રૂપે મન ઉઠવું રહેવું, કેવલ મનનમાત્રરૂપે રહેવું અનુમનાય છે. તેથી

* આ લેખ સ્નાનસમારંભના છેવટના દિવસે વાંચી સંભળાવવામાં આવ્યો હતો અને અંતિમ પદ સર્વએ ઊભા થઇને ગદ્ગદ્ કંઠે ગાયું હતું.

ઉંચે એ જ હંસ શુદ્ધ આત્મારૂપે થઇ મનના અસ્મિતા અંશનું પણ ઉલ્લંઘન કરી એની સાથે સમસ્ત વિશ્વની અભેદભાવનાનો પ્રકાશ કરનાર ઉન્મનારૂપે થઇ રહે છે. એથી એ સ્થાનને ઉન્મના–એમ કહે છે. એથી 'આગળ વધતાં અખંડ એકરસ સચ્ચિદાનંદ શિવરૂપનું અને તેની વ્યાપક સત્તાનો પોતાની જોડે અભેદભાવથી અનુભવ થાય છે.

પ્રાણશક્તિ હકારના ઉચ્ચારણની હૃદયમાં લય પામેલી જાણે સજીવ થઇ હોય તેવી ભાસે છે, અને એ પ્રાણશક્તિ હકારમાં મળેલા અકારનું ઉચ્ચારણ કરતે કરતે હકારનો ત્યાગ કરી પ્રાણશક્તિના પુનર્જીવન સ્થાનરૂપ હૃદયનો પણ ત્યાગ કરી આગળ વધે છે, એ અકાર ઉકારનું રૂપ ધારણ કરે છે અને કંઠસ્થાન સુધી આવી શકે છે; ત્યાંથી એ ઉકારને બદલે મકાર જેવું રૂપ પકડે છે અને એ મકાર શબ્દનો ત્યાગ તાલુમધ્યે કરે છે. એ તાલુમધ્યે રુદ્રગ્રન્થિ રહેલી છે, એ ગ્રન્થિભેદ કરતા અને ઉપર જતા સાધકે પૂર્ણ સાવધ રહેવું પડે છે. જરા પણ પ્રમાદ થાય તો એથી ઉપર જઇ શકાતું નથી. તાલુસ્થાનથી ઉપર બંને ભમરની વચ્ચે નાકની દાંડીની સીધી લીટીમાં બિન્દુસ્થાન છે, અને તેની ઉપર અર્ધ ચંદ્ર અને તેની ઉપર નિરોધિકા રહેલા છે.

નિરોધિકા ઉપર જતાં તે હંસોચ્ચારણ વર્ણોચ્ચારનું રૂપ મૂકીને નાદ ( ભમરાના ગુંજારવના જેવું ) રૂપ ધારણ કરે છે અને એ રૂપ સૂક્ષ્મ સૂક્ષ્મ થતે નાદાન્ત સુધી પહોંચે છે. નાદાન્તની ઉપર શક્તિ, વ્યાપિની અને સમના–એ સ્થાનો રહેલાં છે અને ત્યાં પહોંચતાંમાં તો નાદનું રૂપ તજી સ્પર્શનું રૂપ ગ્રહણ કરે છે. એ સ્પર્શ પણ એક દેશી મટી વ્યાપક થાય છે. એ વ્યાપક મટી કેવળ સ્ફુરણ-માત્ર રૂપે રહે છે, તેથી ઉંચે જતાં ઉન્મનાનું પણ અતિક્રમણ કરતી વખતે પરમ શિવરૂપ થઇ સાધક શિવતત્ત્વમાં ભળી જાય છે.

હૃદયથી માંડી ઉન્મનાપર્યંત જવું તેને આરોહમાર્ગ કહે છે. ઉન્મનાથી માંડી હૃદયપર્યંત આવવું તેને અવરોહમાર્ગ કહે છે. જેમ જેમ સાધક સ્થૂલ ભાવને તજતો સૂક્ષ્મ ભાવને અનુભવતો જાય છે તેમ તેમ તે પુરુષ મુક્તિને માટે અધિક અધિક અધિકારી થતો જાય છે, અને તે મુક્તિને નજીક જતો હોય તેવો તેને અનુભવ પણ થાય છે. પરમ શિવતત્ત્વભાવને અનુભવીને સાધક જ્યારે અવરોહમાર્ગે નીચે નીચે આવવા માંડે છે ત્યારે ઉત્તરોત્તર અનુભવ સ્થૂલ રૂપમાં થતો જાય છે, અને તે અનેક સિદ્ધિઓને પણ પોતામાં રહેલી નિહાળી શકે છે અને તેનો ઉપયોગ પણ કરી શકે છે. હૃદયસ્થાનના અધિપતિ બ્રહ્મા, કંઠસ્થાનના અધિપતિ વિષ્ણુ, તાલુસ્થાનના અધિપતિ રુદ્ર, બિન્દુ-સ્થાનના અધિપતિ ઈશ્વર, નાદસ્થાનના અધિપતિ સદાશિવ, અને ઉન્મનામાં સાક્ષાત્ શિવતત્ત્વની પ્રાપ્તિ અનુભવાય છે સૃષ્ટિ અને સ્થિતિ તથા સંહાર–એ પ્રતિક્ષણ સધળે સ્થળે સદા સર્વદા સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને, થતાં, થઇ રહેલાં અને થશે થાતાં હોય તેમ સ્પષ્ટ દેખાય છે. સ્થૂલ વ્યક્તિઓને ઉપજતા, વ્યક્તિમાં આવતા અને ભાગતાં સ્થૂલ કાલ જોઇએ છીએ. સૂક્ષ્મ પદાર્થોને માટે એ જ પ્રમાણે સૂક્ષ્મ કાલ પ્રવર્તે છે. એ કેવલ સ્થૂલ અને સૂક્ષ્મ કાલ–એ બંને શબ્દો, બાહ્ય પદાર્થોના, સ્થૂલ

અને સૂક્ષ્મ પદાર્થના, ઉપર આધાર રાખતા સાપેક્ષ શબ્દો છે. સૂક્ષ્મ દૃષ્ટિવાળા સાધકોને સ્વપ્ન દશામાં અનુભવાતો કાલ સૂક્ષ્મ છતાં પણ અનુભવકાલે સ્થૂલ ભાસે છે. એ જ પ્રમાણે અંતર્મુખ વૃત્તિ સેવનારા સાધકને જાગ્રત્ દશાનો સ્થૂલ કાલ પણ અંતર્મુખ વૃત્તિ હોવાના કારણે સૂક્ષ્મ ભાસે છે. વ્યતિકરોના અંગમાં ઓતપ્રોત થયેલો કાળ, અંગઅંગઉપર દૃષ્ટિ નાંખીને ચાલીએ ત્યારે સ્થૂલ અને સ્થૂલરૂપ ગ્રહણ કરે છે. તેને બદલે વ્યતિકરો ઉપરથી દૃષ્ટિ ઉઠાવી લઇ ત્રિકાલ વ્યાપક એક અનંત કાલને દૃષ્ટિગોચર કરીને તેનાં અંગઅંગઉપર દૃષ્ટિ નાંખીએ ત્યારે સૂક્ષ્મ અને સૂક્ષ્મ દૃષ્ટિ નંખાતો જાય છે. આ નિયમને સમજી અનુભવમાં ઉતારનારા સાધકો શ્વાસોશ્વાસના એક આવાગમન જેટલા ટુંકા સમયમાં પણ એક ઘડી, એક દિવસ, એક પક્ષ, એક માસ, એક ઋતુ, એક અયન, એક વર્ષ—એમ ઉત્તરોત્તર સૂક્ષ્મ સૂક્ષ્મ અંશોનું અનુસંધાન કરીને ૧૨૦ વર્ષ જેટલા મહાન્ કાલનો અનુભવ લઇ શકે છે, એટલું જ નહિ પણ કાલાતીત પદમાં સ્થિતિ પણ ધારીને ઉન્મનામાં રહીને શક્તિ અને શક્તિમાન્‌ના સમ સામરસ્યનો અનુભવ કરીને કરાલ કાલથી પર એવા શિવભાવનો અનુભવ કરે છે, અને સામર્થ્ય વધતાં બીજાને એ અનુભવ કરાવી પણ શકે છે. (અપૂર્ણ.)

---

# શ્રી ભગવાન્ શ્રી રામચન્દ્રજીનું ગુણચિંતન.

જગતમાં એક નિયમ અખંડ પ્રવર્તતો જણાય છે કે ઉદય અને અસ્ત. પૂર્વ પૂર્વ કાલથી આ નિયમાનુસાર દૈવી સંપત્તિના ઉદયકાલ પશ્ચાત્ આસુરી સંપત્તિ અત્યંત પ્રમાણમાં પ્રસરણ પામી જેથી દૈવી સંપત્તિનો તે સમયે અસ્ત થતો, લય થતો, વિનાશ થતો જણાયો. આસુરી સંપત્તિવાળી પ્રજાનું પ્રાબલ્ય વૃદ્ધિ પામતાં પુનઃ જે નિયમ પ્રવર્તે છે તે નિયમે એક દૈવી તત્ત્વનો ઉદય થાય છે અને આસુરી સંપત્તિ અસ્ત પામે છે, વિલય છે આ પ્રકારના હેતુને લઇને જ પરમાત્માને અવતાર ધારણ કરવા પડ્યા છે. આજનો પરમ પુણ્ય સુદિન જેને જગત્ પૂજી રહ્યું છે તે તે જ દિન છે કે જે નવમીના મધ્યાહ્નને ભગવાન્ રામચન્દ્રે આસુરી સંપત્તિવાળી પ્રજાનો વિનાશ કરવા પૃથ્વીઉપર અવતાર ધારણ કર્યો જગતમાં એક પરમ દૈવી તત્ત્વનો પ્રાદુર્ભાવ થયો, જેના સામર્થ્યે રાવણઆદિ અસુરોનો નાશ થયો, પુનઃ દૈવી સંપત્તિનો ઉદય થઇ રહ્યો.

પરમાત્માનું અવતરણ જ્યારે જ્યારે થાય છે ત્યારે અનેકનાં કાર્યો, અનેકના પૂર્વકૃત સંકલ્પો, અનેકના સિદ્ધ સંકેતો હોય છે. અનેકના શાપ પૂર્ણ કરવા, કોઇને વરદાન આપવા, કોઇને ઉપાસનાની સિદ્ધિએ દર્શન દેવા, સ્વરૂપમાં અનેકને કર્માનુસાર મારવા, ઉદ્ધારવા, પોતે સ્વયં સ્થૂલનો આશ્રય લઇ કાર્ય કરે છે.

શ્રી રામનું પ્રાકટ્ય પણ આવા અનેકના મારણ, તારણ અર્થે થયું. પોતે માનવ લીલા વિગ્રહ ધારણ કરી મુખ્ય ભાગે ઉચ્ચ પ્રકારની માનુષી લીલાથી પણ દર્શાવી આપ્યું કે અનેક

પ્રકારના સદ્ગુણો, સાંસારિક ધર્મો, નીતિ, વર્ણાશ્રમતિના ધર્મ, વિવેક—એવા ઘણા ગુણો કે જે સેવવાથી મનુષ્ય સાચું માનવપણું પામી શકે છે તે શ્રી રામે જીવનમાં આચરી જગતને એક યોગ્ય અને ઉચ્ચ ધ્યેય આપ્યું.

જે મનુષ્ય ઉચ્ચગામી થવા ઇચ્છનાર છે તે આવા આવા ગુણો ન પામી શકે એમ નથી. આથી જ રામનું જીવન યોગ્ય મનુષ્ય બનવા ઇચ્છનારે સદા સર્વદા સેવ્ય છે, આચરણીય છે.

આ સિવાય દૈવી સામર્થ્યથી ભરપૂર તો એ હતા જ, અને તે દૈવી ભાનની જાગૃતિ પણ દૈવી સામર્થ્ય ઇચ્છનાર, દેવ થનાર, ઈશ થનાર ઉચ્ચ જીવનોમાં થય છે.

પ્રથમ વિચાર્યું તેમ અસુરોનો નાશ કરવા અર્થે તેમ અનેક ઋષિ, મુનિઆદિના ઇપ્સિતાર્થ સિદ્ધ કરવા અર્થે ભગવાન્ રામચંદ્ર જ્યારે વનવાસ પધાર્યા ત્યારે અનેક પ્રકારે સર્વના પૂજન, અર્ચન સ્વીકારી તેમને કૃતાર્થ કર્યા.

બીજી રીતે ઋષિ, મુનિઆદિ, ક્ષત્રિયને તેમ રાજાને વંદન કરવા યોગ્ય છે—એ ધર્મનું પાલન ભગવાન્ રામચન્દ્રે સર્વનું પૂજન, અર્ચન, વંદન કરી કર્યું. છતાં ઉચ્ચ પ્રદેશમાં વિહરનારા પરમાત્માભિન્ન તે ઋષિવર્યો સર્વજ્ઞ હોવાથી ભગવાન્ રામચન્દ્રને જાણતા હતા તેથી તેઓ પોતાનું કર્તવ્ય સાધી લઇ પરમાત્માના વિશેષ પ્રીતિપાત્ર થઇ રહ્યા.

શ્રી રામના જીવનમાં ઘણું ઘણું છે, તેમાં આગળ જણાઇ આવતી ત્યાગવૃત્તિ વિચારીએ.

જ્યારે જ્યારે જે જે ધર્મ પ્રાપ્ત થાય ત્યારે ત્યારે તે તે સર્વોત્તમ પ્રકારે સેવવો—એ રીતે પિતાની પ્રતિજ્ઞા અર્થે રાજ્યાભિષેક તથા બીજી બાજુ વનવાસ. આ કઠિન વિરોધી સ્થિતિને પ્રસન્નતાપૂર્વક સ્વીકારી રાજ્યનો ત્યાગ કર્યો. ક્ષુધા, તૃષા, તાપ, વૃષ્ટિ, શીતઆદિ કષ્ટોને તથા તિતિક્ષા, તપશ્ચર્યાને સ્વીકારી કોઇ વિચારથી ડગ્યા નહિ. એક નિશ્ચય સર્વ કરવા સમર્થ છે, એ રીતે કોઇની પ્રીતિથી, મોહથી, ભયથી, શંકાથી, દુઃખથી દુર્બળ ન થતાં દૃઢ નિશ્ચયાનુસાર સર્વ સહેતાં વચનપાલન કર્યું. સાચા ક્ષત્રિય વીર પુરુષો આભારવાત પાડ્યું કરે છે તે રૂપે યોગ્ય ક્ષત્રિયપણું—વીરપણું સિદ્ધ કર્યું.

આ તેમનો ત્યાગભાવ પ્રત્યેક મનુષ્ય પોતાના અર્થ સિદ્ધ કરવા લક્ષ્યરૂપે રાખે તો પણ ઘણું પામી શકે. ત્યાગ એ જીવનમાં અનેક સ્થિતિને સિદ્ધ કરાવી આપનાર અમોઘ સાધન છે, ભલે પછી તે શ્રેયસ્ અર્થે હોય કે પ્રેયસ્ અર્થે હોય, અને તેનું દિવ્ય દૃષ્ટાંત શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગના પાત્રો સર્વના લક્ષમાં હશે જ અને હોવાં જ જોઇએ.

કોઇ પણ એક સન્નિશ્ચયની સિદ્ધિ કરવી હોય છે તો અનેક વિચારોનો, સુખનો, અનેક વાસનાઓનો ત્યાગ કરવો જ પડે છે, અને તો જ તે સિદ્ધ થાય છે.

વિદ્યાર્થી વિદ્યાઅર્થે ગુરુવાસમાં જ બીજાં અનેક જાતનાં ચિંતનો પરિત્યજી, બીજાં સુખનો ત્યાગ કરી વિદ્યાઅર્થે સર્વ બળ વાપરે તો જ વિદ્વાન્ થાય. ધનાઢ્ય થનાર પણ એક ધ્યેયને

રાખી બીજી વાસના ત્યજતાં યોગ્ય રીતનો ધનાદય થાય. સાચો સેવક થનાર સુખમાત્રને તિલાંજલિ આપી સેવ્યને અનુસરતાં યોગ્ય અર્થ સિદ્ધ કરે. સેવક થઈ સુખની ઇચ્છા પણ કરવી એ જ અયોગ્ય. એ નિશ્ચય પ્રમાણે કાર્ય કરતાં તે ધાર્યું પામી શકે છે. આ જ રીતે સર્વ પ્રસંગમાં છે. યોગ સાધનારે, ભક્તિ કરનારે, ઉપાસના કરનારે મૂળ લક્ષ્યથી વિરોધી સર્વ ક્રિયા તથા ચિંતનનો ત્યાગ કરવાથી જ ઇચ્છ્યું મળી શકે છે.

આવા આવા અનેક વિચારો રામના જીવનમાંથી જડે છે. પાળી શકાય એવો એક નાનો વિચાર પણ સેવી શકાય તો આજનો સામાન્ય મનુષ્ય—પામર મનુષ્ય મહાન્ મનુષ્ય તો બને જ. એ શ્રી રામના જીવનથી સારી રીતે શિખાય તેમ છે લૌકિક અને અલૌકિક જીવન તેમણે આચરી જગતને ઘણું શિખવ્યું છે. લૌકિક જીવન આચરતાં સામાન્ય રીતે અણજાણ રહી ઋષિમુનિને મહત્તા આપી, પૂજ્ય સ્થાને કેવી વિવેકનીતિ પાલન કરવા જેવી છે—એ દર્શાવતો એક સુંદર પ્રસંગ ધ્યાનમાં લેવા યોગ્ય છે.

એક પ્રસંગે અરણ્યમાં ફરતાં ફરતાં ક્યાં નિવાસ કરવો એ જાણે પોતે જાણતા જ ન હોય તેમ એક ઋષિને માનપૂર્વક પૂજન, અર્ચન, વંદન કરી પૂછ્યું કે ભગવાન્ ! મારે ક્યાં નિવાસ કરવો ? યોગ્ય સ્થળ બતાવો. સર્વ જાણનાર પ્રભુ અજ્ઞાની જેમ વર્તી આ રીતે પૂછે છે તે જોઈ પ્રભુને પૂર્ણ રીતે ઓળખનાર તે મુનિએ હસીને ભાવભીના હૃદયે ઉત્તર આપ્યો: 'સ્વામિન્ ! જ્યાં તમે ન હો, ત્યાં તમે રહો. જ્યાં આપની કથા થાય ત્યાં રહો. આપનું સ્મરણ જે જીભ કરે ત્યાં રહો. આપના દર્શનની તૃષ્ણાએ ચાતકરૂપ જે નેત્રો છે ત્યાં રહો. બપૈયાની જેમ આતુર હૃદય-મંદિરમાં રહો. આપના યશ ગાનાર જીભમાં રહો. જે કંઈ આપને અર્પીને પ્રસાદીરૂપે લે છે ત્યાં રહો. જેના હૃદયમાં આપનો જ આશરો છે એવા એકાગ્રથી હૃદયમાં રહો. પોતાના ગુરુને આપનાથી અધિક જાણી ભાવથી સન્માનપૂર્વક સેવે છે ત્યાં રહો. જે સર્વના બદલામાં આપના ચરણની પ્રીતિ જ માગે છે ત્યાં રહો. જ્યાં કામ, ક્રોધ વગેરે માયા નથી ત્યાં રહો. સ્તુતિ, નિંદા જ્યાં સમાન છે ત્યાં રહો. જાગતાં, સૂતાં આપનો આશ્રય રાખનાર આપને છોડી બીજાનો આશ્રય નથી ત્યાં રહો. પારકી સંપત્તિ જોઈ રાજી થાય, પારકા દુઃખે પીડાય ત્યાં રહો.

આ પ્રમાણે વચનો કહી મુનિએ વંદન કર્યું. શ્રી રામચંદ્રજી તેમની ભક્તિ જોઈ આર્દ્ર બન્યા.

બંધુઓ ! આપણે આજે શ્રી રામની લીલા વિચારી તેમનું ગુણચિંતન યથાશક્તિ કર્યું અને છેવટે એ મુનિના વચન પ્રમાણે યાચના આપણા, રામચંદ્રથી અભિન્ન શ્રી ચિદ્ઘનભગવત્ સ્વરૂપ શ્રી ગુરુદેવને પ્રણામ કરી શ્રી ભગવાન્ રામચંદ્રજીને હૃદયમાં રહેવા, પ્રકટ થવા પ્રાર્થના કરી એ ચિંતનમાં જ વિરમીશું.

શ્રી પ્ર૦ બહેન.

## શ્રી ઉપેન્દ્રજયંતીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૮૪.

### (ઉત્તીર્ણ લેખો.)

### સાંપ્રદાયિક વિભાગ— (૧) 'યથાર્થ સદ્ગુરુનાં લક્ષણો.'

૧ [લેખક: મનમોહન હરિલાલ ભટ્ટ.]

(૧) જ્ઞાનવાન્ હોય, (૨) ગંભીર વદન હોય, (૩) કોઇના ઉપર વેરબુદ્ધિ ન હોય. (૪) સર્વ ઉપર પ્રેમ રાખવો. (૫) જે કાળે જે વ્યવહાર આવે તે કરી તે વ્યવહાર કોઇ પણ જાતના અહં વગર કરવો (વિરોધી કે અવિરોધી ભાવપૂર્વક કરવો). (૬) શિષ્યનો અધિકાર પારખી તે પ્રમાણે ઉપદેશ આપવો. (૭) નિર્ભય હોવું. (૮) અલ્પભાષી હોવું. (૯) ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર શિષ્યપાત્ર કરે માટે પણ ક્રોધને સ્પષ્ટ આજ્ઞા ન કરવી મગર કવચિત્ જ કરવી, એવો શિષ્ય ઉપર ભાવ હોવો. (૧૦) એવું વર્તન હોય કે સર્વ એમ સમજે કે મારા ઉપર ગુરુશ્રીનો અનુપમ ભાવ છે. (૧૧) શિષ્યનું હિત કરવામાં જ અખંડ પ્રવૃત્તિ રાખવી. (૧૨) શિષ્યને પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે અખંડ સહાય આપ્યા કરે અને તેનું શિષ્યને ભાન પણ થાય. (૧૩) અખંડ આનંદસ્વરૂપ રહે. (૧૪) શિષ્યને અખંડિત ઉત્સાહ આપ્યા કરે. (૧૫) સર્વ શંકાનું પ્રેમથી સમાધાન કરે.

---

૨ [લેખક: અ૦ સૌ૦ ચન્દ્રિકા બહેન.]

(૧) તત્ત્વજ્ઞાન. (૨) વ્યવહાર સેવતાં છતાં અલિપ્ત. (૩) અભય. (૪) સમદર્શી. (૫) સહનશીલતા. પોતાના દુઃખમાં સહન, અને પરદુઃખે મૃદુ. (૬) ચિત્તની પ્રસન્નતા. (૭) દયા. (૮) ક્ષમા. (૯) શાંતિ. (૧૦) નિસ્પૃહ. (૧૧) અક્રોધ. (૧૨) જીતેન્દ્રિય (૧૩) પ્રસન્નતા. (૧૪) તૃપ્તિ. (૧૫) ષડ્રિપુરહિત.

---

### (૨) 'યથાર્થ મોક્ષસાધકનાં મુખ્ય લક્ષણો.'

[લેખક: હરિલાલ ગુ૦ કાગળવાળા.]

(૧) સદ્વિચાર. (૨) ગુરુમાં અગાધ વિશ્વાસ. (૩) શાન્તિ. (૪) ગુરુભક્તિ-સેવા. (૫) ઉચ્ચધ્યેયપ્રતિ પ્રયત્ન. (૬) આત્મશ્રદ્ધા. (૭) ધૈર્ય. (૮) ક્ષમા. (૯) પ્રસન્નતા. (૧૦) વિષયપ્રતિ વિરાગ. (૧૧) સરળતા. (૧૨) સ્થૈર્ય. (૧૩) તિતિક્ષા. (૧૪) તત્ત્વાભ્યાસ. (૧૫) નિષ્કામ પુરુષાર્થ.

---

### (૩) 'પ્રાર્થના.'

૧ [લેખક: મ૦ પ૦ ચૈતન.]

દોહરા.

જય જય પ્રિયતમ પ્રભુ, પ્રણમું વારંવાર,<br>
કૃપા કરીને મૂકજો, મુજ શિર કરકમળ;

વેગો ઇન્દ્રિયમનતણા, રોક્યા નવ રોકાય,
તે વેગોને રોકવા, સહ્ય કરો પ્રભુ ! સહાય, ૨
મુજ મન આપવિષે રમે, રસના તવ લે નામ,
નેત્રો દર્શનકારણે, તલપો આઠે યામ, ૩
' પ્રભુ મારા, ' ' હું પ્રભુતણો, ' પ્રકટાવો ઉર ભાવ,
જેથી નિર્બંધ થઇ રહું, નડે ન જમના ઘાવ, ૪
અહંભાવ જે વિશ્વમાં, દુઃખમાત્રનું મૂળ,
સત્વર હરી, હરિ ટાળજો, જન્મમરણનું શૂળ, ૫

---

૨. [ લેખક..જમનાદાસ ગં૦ મહેતા ]

પ્રણામ છે મંગલ દિને, પુન પુન ગુરુરાય !
કરુણાદષ્ટિ ઢાળજો, કાયા સાર્થક થાય ૧
દાતા સમર્થ જાણીને, કરગરી યાચું આજ,
અપઠિત પણ કરશો નહીં, નિરાશ, હે મહારાજ ! ૨
આપવિષે શ્રદ્ધા અડગ, અભિમુખતાની સાથ,
સરલપણે સાધી શકું, દો વર, શિર ધરી હાથ, ૩
સધાવજો નૈષ્કર્મ્યને, ત્યજાવજો મમભાવ,
રસનાને જીતાવજો, ચલાવજો મુજ નાવ,[1] ૪
કસજો કસાય તેટલું, ( પણ ) ચસાવશો ના લેશ,
કુન્દનસમ કરજો મને, અન્તે હે પ્રાણેશ ! ૫

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૮૭

### પુરુષવિભાગ—" પાણી શબ્દ જેમાં વપરાય એવાં વાક્યો. "

[ લેખક - મ૦ ચ૦ શેલત. ]

૧ જવા દો, એનામાં કંઇ પાણી નથી.
૨ એ બિચારો પાણીથી પાતળો થઇ ગયો.
૩ પાણી પાવાથી તરવાર ઠીક થશે.
૪ એને સમજાવવો, એ પાણી વલોવવા જેવું છે.
૫ પાણી મે કહ્યું કે હાઝમાં પાણી.
૬ એવે હવે એ બાબતનું પાણી મૂક્યું છે

---

૧ મારી જીવનરૂપી હોડીને હંકારજો મારી ક્રિયામાત્રના નિયામક બનો

૭ ગમે તેમ કરો, પણ દૂધના દૂધમાં, ને પાણીના પાણીમાં.
૮ એ આઘને શોધે ત્યાંથી પાણીયું મળ્યું.
૯ એ પણ છરીપાણી લે છે.
૧૦ મોતીનું પાણી ઉતરી ગયું.
૧૧ એનાં નેત્ર કેવાં પાણીદાર છે.
૧૨ ગમે તેટલું કરો, પણ પત્થરપર પાણી.
૧૩ છેવટે કર્યા કારભારપર પાણી.
૧૪ એને પારકા પૈસાનું પાણી કરતાં ઠીક આવડે છે.
૧૫ આ પાણીમાં આવશો કે ?
૧૬ ઘોડો પાણીદાર જણાય છે.
૧૭ સમય પાણીના રેલાની માફક વહી જાય છે.
૧૮ ભોજનનું વર્ણન સાંભળી તેના મોંમાં પાણી આવ્યું.
૧૯ મારી વાત સાંભળી એ તો પાણી પાણી થઇ ગયો.
૨૦ છેવટે મેં કહ્યું: 'જા ભેંસ પાણીમાં.'
૨૧ થોડા વખતમાં વાગતાં પાણી થયાં.
૨૨ મેરી પાસ એટલું પાણી એ પીએ છે.
૨૩ ફુલ ફુલ તો પાણીનાં પકવાન.
૨૪ કુમસનાં હવાપાણી સારાં છે.
૨૫ એમણે થોડું લીધું પાણી લીધું હોય એમ લાગે છે.
૨૬ રાજાને ત્યાં પાણીપંથા અશ્વ હતા.
૨૭ એ મચ્યા નથી, ઉમરેનું પાણી છે.
૨૮ અમેને હજારનું પાણી થાય, પણ પાણી જવા દેવું નહિ.
૨૯ મોતીની કિંમતનો આધાર તેના પાણી ઉપર છે.
૩૦ હવે આવી રહ્યું. એમાં કંઇ પાણી નીકળે એમ નથી.
૩૧ ગમે તેમ કરો, એને પાણી ચઢે એમ નથી.
૩૨ એને કાળાપાણીની સજા થઇ.
૩૩ છેવટે રજપૂતનું પાણી છે ને, ડરે કેમ ?
૩૪ છેવટે ઘરાકને પાણીને મૂલે ઘોડો વેચ્યો.
૩૫ ભલે નુકસાન થાય, પણ પાણી જાય નહિ.
૩૬ એમની સર્વ મહેનત પાણીમાં ગઇ.
૩૭ એણે તો ઘાટઘાટનાં પાણી પીધાં છે, એટલે છેતરાય કેમ ?

૩૮ હવે હું ઉંડા પાણીમાં ઉતરવા માગતો નથી.
૩૯ ઉના પાણીથી ઘર બળે નહિ.
૪૦ એમને મુંબઇનું પાણી લાગ્યું
૪૧ ડોસાનાં બધાં વર્ષ પાણીમાં ગયા કે શું ?
૪૨ ડાહ્યા હો તો સો વખત ગાળીને પાણી પીવું.
૪૩ પાણી પીને ઘર પૂછવું એ મૂર્ખતા છે.
૪૪ જીંદગી પાણીના પરપોટા જેવી છે.
૪૫ ભલભલા એના આગળ પાણી ભરે તો તારો શો હિસાબ !
૪૬ પાણીમાં રહેવું અને મગર સાથે વેર.
૪૭ ડાહ્યા માણસો પાણી પહેલાં પાળ બાંધે છે.
૪૮ પાણીહેર કરવાથી લાભ થયો.
૪૯ લોહીનું પાણી કર્યું ત્યારે એ બાપ ઉછર્યો છે.
૫૦ એને પાણી ચઢાવતાં બહુ મહેનત પડી.
૫૧ પાણી જોવું હોય તો સામો આવી જાય.
૫૨ પાણી વલોવ્યે માખણ ન નીકળે.
૫૩ એની આગળ તો ભલભલાનું પાણી છૂટી જાય.
૫૪ મરણપથારીપરથી ઉઠ્યા છે એટલે માથે પાણી નાખશે જ તો.
૫૫ પાણીછાણી પરવારીને દર્શન કરવા જઇશ.
૫૬ એને લીધે અમારી ભીંતમાં પાણી મરે છે.
૫૭ સીધો રહેજે, નહિ તો એક એવી ચખાડીશ કે ફરી પાણી પીવા નહિ માગે.

---

# પતિવ્રતા—પ્રભાવ.

## બ્રાહ્મણ અને સ્ત્રીનો સંવાદ.

### પ્રવેશ. ૧

સ્થળ : નદી કીનારો—નિર્જન સ્થાન.

તપસ્વી બ્રાહ્મણ (સ્વગત) અહો ! મનુષ્ય શું કરવા શક્તિમાન્ નથી ? હું ધારું તે કરી શકું એમ છું. મારી શક્તિનો પ્રભાવ જોઇ રાજા મહારાજા પણ મને પ્રણિપાત કરતા આવશે. મારો એક દૃષ્ટિપાત સર્વને આકર્ષવા સમર્થ છે. જગતના સાધારણ સ્ત્રીપુરુષો મારો પ્રભાવ ક્યાંથી સમજે ! કેટલી ઉગ્ર તપશ્ચર્યાથી પ્રાપ્ત થતી આ સિદ્ધિનું માહાત્મ્ય એ બિચારાં શું જાણે ! જ્યારે આ વાત ધીમે ધીમે લોકોના જાણવામાં આવશે ત્યારે આ સ્થાન પણ

મનુષ્યોથી ભરપૂર થઈ જશે. અને મારા તપોબળથી કોઈ પણ સુખી થાઓ. હવે મારે કંઈ કર્તવ્ય નથી. હું પણ તેમનો અધિકાર જોઈ કંઈ કંઈ આપતો રહીશ. એક બે ચમત્કાર જોતાં જ સર્વ કોઈ સ્તબ્ધ થઈ જશે. પછી તો મારે ભિક્ષા માગવા પણ જવું નહિ પડે. ચમત્કાર વિના નમસ્કાર નથી.

( આમ વિચારતાં એક ઝાડ નીચે તપ કરવા બેસે છે. સમય જતાં એકાએક બગલા ચરક્યા. ) આવા સુંદર સ્થાનમાં આ શું ! આ મલિન પદાર્થ કોણે નાખ્યો ! મારો તપઃપ્રભાવ તેના જાણવામાં નહિ હોય. ( આમ તેમ જોતાં ક્રોધપૂર્ણ દૃષ્ટિથી ઉંચે જુએ છે તો એક બગલી નજરે પડી. તેની તીવ્ર દૃષ્ટિથી તે નીચે પડી મરી ગઈ. ) આ તો ઝાડ ઉપર બેઠેલી પેલી બગલી ! શું મરી ગઈ ! અરેરે ! ! ! બિચારું નિર્દોષ પ્રાણી ક્ષણમાં પડીને મરશે એમ નહોતું જાણ્યું. એનું આ ક્ષણે મૃત્યુ નિર્માણ હશે. પણ ધન્ય છે મારી તપશ્ચર્યાને. મારું જંગલમાં રહેવું સાર્થક છે. સહજ સાખી દૃષ્ટિ પડતાં જ આ પ્રમાણે થયું તો જ્યારે હું મનમાં એક વાતનો સંકલ્પ કરીશ ત્યારે જે ધારીશ તે કરીશ. મૂર્ખ લોકો તપના બળને જાણતા નથી અને તપસ્વી બ્રાહ્મણ યોગી આદિને નિંદે છે. એક વખત એ બગલાઓને પણ આવું કંઈ જણાશે કે ચમત્કાર થશે. મને મારી પોતાની ખાતરી થઈ. ભિક્ષા માટે ગામમાં પણ પ્રસંગ આવે કંઈ ચમત્કાર કરી કે જુઓ પછી ! આજ ભિક્ષાનો સમય થઈ ગયો છે. ગામમાં જઈ ભિક્ષા લઈ આવું.

( આ રીતે અભિમાન ધારતો તે ગામમાં એક ગૃહસ્થને ત્યાં ભિક્ષા માગવા જાય છે. )

---

## પ્રવેશ : ૨

સ્થળ : ગૃહસ્થનું ઘર.

પાત્રો : એક સ્ત્રી. તપસ્વી બ્રાહ્મણ. સ્ત્રીનો પતિ.

તપસ્વી બ્રાહ્મણ : ( સ્ત્રીને વાસણ માંજતાં જોઈ ) બહેન ! તપસ્વી બ્રાહ્મણને ભિક્ષા આપ. ( આમ બોલતો ઉભો રહે છે. )

સ્ત્રી : આવું છું, મહારાજ ! ( કહી ઘરમાં જાય છે. )

સ્ત્રીનો પતિ : ( બહારથી આવતાં ) અરે ! ભોજન તૈયાર છે કે !

સ્ત્રી : ( હસતે મુખે આવી ) હા જી, તૈયાર જ છે. આપ હાથપગ પ્રક્ષાલન કરી લો કે થાળ પીરસું.

પુરુષ : આજે મારે વેપારને માટે જવાનું છે, તેમ ક્ષુધા પણ વધારે જણાય તેથી આવ્યો છું.

સ્ત્રી : રસોઈ મેં તૈયાર જ રાખી છે. આપ પધારો એટલો જ વિલંબ.

( આ સર્વ પેલો બ્રાહ્મણ ઉભો રહી જુએ છે, અને અંતરથી બહુ જ ક્રોધી થાય છે. સ્ત્રી, પતિને પીરસી પછી ભિક્ષા આપવા આવે છે.

**સ્ત્રી :** ( પતિ જમે છે એટલામાં ભિક્ષા લઈ આવી ) મહારાજ ! સો આ ભિક્ષા

**બ્રાહ્મણ** - અરે બાઈ ! આટલી બધી વાર ! તને કંઈ ખબર છે કે હું કેવો છું. મને સાધારણ ભિખારી સમજી કે શું ? નક્કી જાણજે, મારી અવજ્ઞાનું તને કેવું ખોટું ફળ મળે છે ! તું દુઃખી થઈશ. તું તારા ધર્મને ક્યાં સમજે છે ? બારણે એક તપસ્વી ઉભો જ રહે પણ દરકાર જ નહિ !

**સ્ત્રી :** મહારાજ ! મેં તમને જાણી જોઈને અથવા બેદરકારીથી કે તિરસ્કારભાવથી રોકી રાખ્યા નહોતા. મારા ધર્મપ્રમાણે જ હું વર્તી છું પતિને જમાડવાની ઉતાવળ હોવાથી રોકાઈ. તમને ખોટી જ કરવા એવો વિચાર પણ આવ્યો નથી. પતિસેવાઅર્થે જ વિલંબ થયો. ક્ષમા કરજો ( કહી હાથ જોડે છે. )

**બ્રાહ્મણ** - અરે ! તને કંઈ જ ભાન નથી. બારણે એક અરણ્યવાસી તપસ્વીને આવી રીતે ઉભો રાખી પતિને જમાડવા રોકાઈ એ બેદરકારી નથી તો શું છે ? હું કોણ ! કેટલી કેટલી ઉગ્ર તપશ્ચર્યા કરનાર. આવો એક તપસ્વી શ્રેષ્ઠ કે જગતમાં સામાન્ય જીવન ગાળનાર ગૃહસ્થાશ્રમી ? મારી યોગ્યતાનો તો કાંઈ વિચાર કર. મને કેવલ તુચ્છવત્ ગણી ઉપેક્ષા કરી ! આ શું ક્ષમા આપવા જેવું નાનું સરખું કૃત્ય છે ? મારા માહાત્મ્યની ખબર પડશે ત્યારે જ જાણશે કે આ અનાદર કરવાથી શું થાય છે ! મારે તારી ભિક્ષા નહિ જોઈએ, તારા આવા અપમાન આપનારા કર્મનું ફલ હાલ જ તને બતાવી દઈશ.

છપ્પા.

જતલાવું ક્ષણમાંથી, કેવું બળ મુજમાં ભારી,
સહન કરું ના લેશ, અતિ અઘટિત કૃતિ તારી.
સમજે ના તું જરાય, ઉભો કોણ તારે દ્વારે,
મુજ દષ્ટિ પડતાં થાય, ખચિત વિપરીત અત્યારે.
સાધુના સામર્થ્યનો, અનુભવ કરજે આ ઘડી
એક જ શાપવચનથકી, ક્ષણમાં પ્રાણ જશે પડી. ૧.

**સ્ત્રી :** ક્ષમા કરો મહારાજ ! નથી આળસ કે કાંઈ,
પતિની સેવા કાજ, હતી હું તો રોકાઈ.
બ્રાહ્મણ છે હવે મુજ અધિકાર, ઘણી છે યોગની શક્તિ,
જોવા થા તૈયાર, પછી કર પતિની ભક્તિ
**સ્ત્રી .** સાંભળજો મુજ વાત, બોલો કંઈ પણ રીતથી,
ક્રોધ ત્યજી હો શાંત, પેલી બગલી હું નથી ૨

જરા શાંત થાઓ. બિચારી નિર્દોષ બગલી મને જાણી કે શું ? આ તમારી આંખોથી સહજમાં તરફડી મારી નાંખી પાપી હશે કેમ ?

**બ્રાહ્મણ .** અરે સાધ્વી બાઈ ! તમે આ વાત ક્યાંથી જાણી ? એ બનાવ બન્યો ત્યારે કોઈ પણ જોનાર ત્યાં હતું નહિ.

સ્ત્રી : તપસ્વી મહારાજ ! સાંભળો. જેને પુષ્ઠ ગુદરણ કરો છો તે જ મારા પતિદેવની સેવાથી અને એના પતિવ્રતપણાના ધર્મથી આ હું જાણી શકી છું. મેં કોઈ યોગશક્તિ મેળવી નથી કે મહા તપ કર્યાં નથી. જે જે ધર્મમાં હોય તે યથાર્થ પાળે તો તે ધર્મ તેને તપ રૂપ જ છે.

તમે જંગલમાં રહી તપ કર્યું, તેમ હું મારા ગૃહસ્થાશ્રમમાં રહી એ આશ્રમના જે ધર્મ છે તે પ્રમાણે પાળવા યત્નવાળી થઇ, જેના પરિણામે તમે જુઓ છો એ મેં મેળવ્યું છે. વિશેષ કાંઇ નથી.

બ્રાહ્મણ : ધન્ય છે માતા. તમને સહસ્ત્રવાર નમન કરું છું. મારું અભિમાન આજે નાશ પામ્યું. તમે જ મારા માર્ગદર્શક ગુરુ છો. મારે તપસ્વી થઇને ક્રોધ ન કરવો જોઇએ, પ્રાપ્ત થએલી શક્તિનો આવો દુરુપયોગ ન કરવો જોઇએ, એ સમજાયું. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ મનુષ્ય કેવા ઉચ્ચ અધિકારી થાય છે એ જાણ્યું. સહુ સહુને સ્થાને યથાર્થ ધર્મ પાળતાં ઉચ્ચ થાય છે એ પણ જાણ્યું. ( નમસ્કાર કરી જાય છે. )

શ્રી મ૦ બહેન.

---

# પરમ પૂજ્ય શ્રી ગુરુદેવની પાદુકાનું સ્થાપન.

## પ્રથમ વાર્ષિક મહોત્સવ.

અમદાવાદનું મંડળ કંઇને કંઇ શુભ પ્રવૃત્તિ અખંડ કર્યા જ કરે છે, તેવી જ આ એક પ્રવૃત્તિ કરી એ મંડળે અન્ય સ્થળવાસી બંધુઓને અનુસરવા યોગ્ય સત્કાર્ય કર્યું છે.

ચૈત્ર શુકલ પ્રતિપદાએ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યભગવાનની પાદુકાના સ્થાપનનો પુણ્ય વિધિ ઉજવ્યો છે.

ગુરુવારે સાયંકાલે ૭ વાગ્યાથી ચોવિસ કલાકના અનુષ્ઠાનનો આરંભ કર્યો. શ્રીમદ્ઉપેન્દ્ર-ભગવત્સ્તોત્રના પાઠ રોજ કલાક એક બંધુ કરે અને તરત જ અન્ય બંધુ શરૂ કરે. એમ ૨૪ બંધુઓએ વારા ફરતી એ કાર્યમાં શુદ્ધ ભાવથી, ઉત્સાહથી જોડાઇ કાર્ય પૂર્ણ કર્યું. સ્તોત્રની સમાપ્તિએ સર્વએ ઉભા થઇ સ્તોત્ર ભણતાં શ્રી પાદુકાઉપર ગુલાબના પુષ્પ ચઢાવી પૂજનના અંતની આરતી વગેરે કરી વિધિ સમાપ્ત કર્યો. કાર્યની પૂર્ણાહુતિનિમિત્ત એક બંધુએ, અનુષ્ઠાનમાં બેસનાર બંધુઓને શીખંડ પુરી તથા શાકનું ચોખ્ખું ભોજન આપ્યું હતું. પ્રસાદ લીધા પછી રાત્રિએ એક બહેને આરતી રાખી હતી. તે સમયે પણ કીર્તન, સેવાર્ચન વગેરે ક્રમ ગાળવામાં આવ્યો હતો. રાત્રે દશ વાગે પુનઃ આરતી વગેરે કરી સર્વ પી પ્રેમમિલન કરતાં છુટા થયા હતા.

આવાં આવાં સત્કાર્યોથી શ્રી ગુરુદેવની અધિકાધિક કૃપા મેળવી શકાય છે. શ્રી ગુરુદેવને અનેક નિમિત્તે નાના નાના ઉત્સવો કરવા અધિક પ્રિય હતા. પોતે અનેક પ્રકારનો શ્રમ સહીને સાધકોને સત્કાર્યમાં પ્રવૃત્ત રાખતા તે જ પ્રમાણે હજી પણ નિરંતર સત્કાર્યમાં પ્રવૃત્ત રાખી અધિકાધિક કલ્યાણ સાધે એ જ તેઓશ્રીપ્રતિ પુનઃ પુનઃ પ્રાર્થના.

---

## પ્રસાદ.

[વર્ણવનાર : અ૦ સૌ૦ શિવલક્ષ્મી બહેન ઓઝા.]

યથાર્થ રીતે આત્મતત્ત્વને જોનારા જે જ્ઞાનીની ગતિ આત્મતત્ત્વના અનુસંધાનમાંથી ખસતી ન હોય, તે પુરુષનું જ જીવવું શોભે છે.

જેના મનમાં અહંકાર જ ન આવતો હોય, જેની બુદ્ધિ વિષયોથી ન લેપાતી હોય અને જે સઘળા પદાર્થોમાં સમતા જ રાખતો હોય, તે પુરુષનું જ જીવવું શોભે છે

જે પુરુષ રાગદ્વેષથી રહિત થયેલી અને અંદર અત્યંત શીતળતાવાળી બુદ્ધિથી સાક્ષીની પેઠે આ જગતને જોયા કરતો હોય તે પુરુષનું જ જીવવું શોભે છે.

જેણે આત્મતત્ત્વને સારી રીતે સમજી, આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે એવી ભેદબુદ્ધિને છોડી દઇ પોતાના ચિત્તને સાક્ષીમાં જ લગાવી દીધું હોય તે પુરુષનું જ જીવવું શોભે છે.

મલિન કલ્પનારૂપી વિષયો, કે જેઓ રજ્જુ—સર્પાદિ જેવા છતાં સાચા જેવા લાગે છે, તેઓમાં આસક્તિ નહિ રાખતાં, જેણે પોતાના ચિત્તને બ્રહ્મમાં જ લીન કર્યું હોય તે પુરુષનું જ જીવવું શોભે છે.

જે પુરુષ સર્વમાં આત્મદૃષ્ટિ રાખી વાસનાઓથી રહિત થઇને લીલામાત્રથી આ જગતનાં કામકાજ કરતો હોય તેનું જીવવું શોભે છે.

જે પુરુષ વ્યવહાર કરતાં છતાં પણ સુખના કારણની પ્રાપ્તિથી મનમાં રાજી ન થાય, અને દુઃખના કારણની પ્રાપ્તિથી મનમાં કચવાય નહિ તેનું જીવવું શોભે છે.

જેમ મીઠા જળવાળા નિર્મળ સરોવરમાંથી હંસો નીકળ્યા કરે છે, તેમ જે સુજનોના સમાગમવાળા નિર્મળ પુરુષમાંથી સદ્‌ગુણો જ નીકળ્યા કરતા હોય તેનું જીવવું શોભે છે.

જેનું નામ સાંભળવાથી, જેને જોવાથી અને જેનું સ્મરણ આવવાથી પણ સર્વ લોકો આનંદ પામતા હોય તે પુરુષનું જીવવું શોભે છે

---

:: સાપ્તાહિક ::

Reg No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
" જીવન ઘડો. "

વર્ષ: ૪ અંક, ૨૬-૨૭
સં. ૧૯૯૪, વૈશાખ શુદ ૧૫
શનિવાર
તા. ૧૪ : ૫ : ૧૯૩૮

પત્રવ્યવહાર:
શ્રેયસ્સાધક, ચારિત્ર્યમંદિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં: રૂ. ૫-૦-૦
હિન્દ બહાર: દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમંદિર.
વિદ્યાર્થીને સાચુ ભણવા યોગ્ય સંસ્થા.
દાન દેવા યોગ્ય સંસ્થા.
મદદ કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યઘડતર કરતી સંસ્થા.
સ્થળ: વડોદરા.

આ પત્ર શ્રીવડોદરા... મિ. પ્રેસ, રાવપુરા, આગ... મહીમાં-વડોદરામાં ... દ્વારા છાપ્યું, ... શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક:
...લાલ ... ત્રિવેદી ... મંદિર ... અને પ્રકાશકે
... ... ...,
વડોદરા, મે ... પ્રસિદ્ધ કર્યું, તા. ૧૪ - ૫ : ૧૯૩૮

॥ ॐ શ્રી ॥

## સદ્વચનો.

દુઃખ જોઈ કાયર બનવાની કાયરતા ન સેવશો.

અસહાય જોઈ દુર્બલ બનવાની દુર્બલતા ન સેવશો.

વિપત્તિ જોઈ ભયભીત થવાના ભયને ન સેવશો.

પ્રતિકૂલ જોઈ સંકુચિત થવાના સંકોચને ન સેવશો.

સંપત્તિ અનુભવી ઉન્મત્ત થવાની ઉન્મત્તતા ન સેવશો.

× × × × ×

જ્યાં સુધી આનંદ ખોવાયો નથી ત્યાં સુધી કશું જ ખોવાયું નથી.

જો તમે સુખને ઓળખી સાથે મિત્રાચારી કરી શકયા હો તો બીજાઓને તેની ઓળખાણ કરજો.

ખોટમાં મોટું દુર્ભાગ્ય કયું? જેનાથી મનુષ્યનો મિત્ર ઉછળી ઉઠે છે.

શ્રી ગુરુદેવ.

---

# ક્રિયાને પોષણ આપો.*

પ્રિય બન્ધુઓ !

સર્વત્ર દષ્ટિ કરતાં જણાશે કે મનુષ્યમાત્ર કંઈ કંઈ ક્રિયા કરી રહ્યા છે. જ્યાં ક્રિયા છે ત્યાં જીવન છે ક્રિયા બંધ થતાં દેહ નિર્જીવવત્ થઈ રહે છે. તેથી નિશ્ચય થાય છે કે ક્રિયાની અત્યંત આવશ્યકતા છે. મનુષ્ય જ્યારે ક્રિયાત્મક બને છે, ત્યારે વ્યવહાર સિદ્ધિ કરે છે, વિદ્યા જ્ઞાન મેળવે છે. મહાપુરુષો વિવિધ પ્રકારની ક્રિયાથી ભક્તગણનું કલ્યાણ સાધે છે. ઋષિ કોટિ તથા દેવો અવતાર ધરીને અનેકનો ઉદ્ધાર કરે છે, ધર્મની સ્થાપના કરે છે. જ્યાં ત્યાં ક્રિયાનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. ક્રિયા પ્રત્યેક મનુષ્ય કરે છે, પણ જેવું કર્મ તેવું ફળ મળે છે. એકની એક ક્રિયા હોય, પણ એકની ક્રિયામાં પ્રાણ ભરેલો છે, અન્યની ક્રિયા પ્રાણ વિનાની છે. એક જ પ્રકારની ક્રિયા હોવા છતાં તેના ફળમાં ભેદ પડે છે. ક્રિયાની સાથે જ્યારે અંતરની શક્તિ-વિચાર જોડાય છે ત્યારે ક્રિયા સચેતન બને છે. કોઈ પણ ઉદ્દેશ વિનાનું, દેખાદેખી કરેલું કાર્ય વાસ્તવ લાભને ઉપજાવતું નથી.

વિદ્યાર્થી શાળામાં જાય પણ અભ્યાસ કરવામાં અંતરુત્સાહને ન વાપરે તો નિત્ય શાળામાં જવાની ક્રિયા પરિણામે નિરર્થક બને છે.

વ્યાપારી માલ ખરીદે, દુકાન માંડે પણ જોઈતી સાવધાનતા ન રાખે તો એ વ્યાપાર તેને અંતે ખોટમાં લાવે છે. જમવાની ક્રિયા સર્વે કોઈ કરે છે, પણ જમવામાં, ચાવીને જમવું, મિતાહારી રહેવું, પ્રસન્નતાથી જમવું, એ નિયમોનું જે પાલન કરે છે તે આરોગ્યને અનુભવે છે, જ્યારે બીજા વિવિધ વ્યાધિના ભોક્તા બને છે. ક્રિયા એવી થવી જોઈએ કે જે તેના યથાર્થ ફળનો અનુભવ કરાવે.

ક્રિયા આપણે કરીએ છીએ પણ ક્રિયાને પોષણ આપતા નથી. પોષણ વિના ક્રિયા જરૂરી ફળવતી થતી નથી. ઘણીવાર આપણા મનમાં ઊઠે છે કે આટલા આટલા જપ કર્યા, સંયમ કર્યો, પણ ફળ કેમ મળતું નથી તેનું કારણ એ જ છે કે ક્રિયાને જોઈતા પોષણનો અભાવ. ભૂમિમાં બીજને વાવીએ પણ જળથી તેને પોષણ ન આપીએ તો એ બીજ કદી અંકુર કાઢીને વૃક્ષરૂપમાં આવતું નથી. તે પ્રમાણે પ્રત્યેક ક્રિયાને પોષણની જરૂર છે. જે ક્રિયા સત્શાસ્ત્ર તથા સદ્ગુરુ સર્વોત્તમ માની સાધકજનને દર્શાવે તે ક્રિયા સર્વોત્તમ ફળને આપે એ નિઃસંશય છે છતાં આપણને તેનો અનુભવ સત્વર થતો નથી તેમાં ક્રિયાને જોઈતા આપણા બળનો અભાવ કારણભૂત છે. સંયમ જેવી સર્વોત્કૃષ્ટ ક્રિયા જે યોગીને સિદ્ધિનું ભાન કરાવે, જ્ઞાનીમાં અહં બ્રહ્માસ્મિનું ભાન જગાવે, નરસિંહ મહેતા જેવા ભક્તોનાં કાર્યો આપોઆપ સિદ્ધ કરે, એ સંયમ આપણને પામર-વિષયી રાખે એ શું સંભવિત છે ! કદી નહિ. પણ જે રૂપમાં સંયમ થવો જોઈએ તેવો આપણાથી થતો નથી. સ્પર્શમણિને સ્પર્શી લોઢું લોઢરૂપે કદી રહેતું નથી. સુરતરુને પામીને કોઈ પણ ઇચ્છા શેષ

* આ લેખ શ્રી સાધનસમારંભ પ્રસંગે વાંચી સંભળાવવામાં આવ્યો હતો.

રહેતી નથી, તેમ સંયમ જેવી ક્રિયા યોગ્ય રીતે થતાં કોઈ પણ જીવ જીવરૂપે રહેતો નથી. યથાર્થ કર્મ સર્વદા અનુકૂલ જ ફળને અર્પે છે.

સમારંભના સાત દિવસ જો સર્વોત્તમ રીતે સંયમને સાધીએ, સંયમમાંથી ઉઠીને પણ આખો દિવસ તેને અનુકૂલ પોષણ આપીએ તો સંયમ અદ્ભુત જાગૃતિ ઉપજાવે. સાત દિવસના કથાશ્રવણથી પરીક્ષિત મુક્તિ પામ્યા તો આપણે પણ આ સાત દિવસમાં ઘણું મેળવી શકીએ એમ છે. જોનારના મનમાં અનાયાસ ગૌરવ ઉપજે એવો સંયમ થવો જોઈએ. સંયમની પ્રત્યેક ક્રિયામાં સાવધાન રહેવું જોઈએ. આસન સ્થિર ટટાર બેસવા સાવધાનતા રાખવી, એ સાધકે પ્રથમ વિચારવા જેવું છે. આરંભક જેવી જણાતી ક્રિયા પણ મહાન ફળને પ્રકટાવે છે. એના તરફ અલક્ષ સેવીએ તો વૃત્તિ સત્વર સ્થિર થતી નથી. આસનયુક્ત ટટાર બેસવું એ સંયમનું એક અંગ છે. એ જો યોગ્ય રૂપમાં થાય તો આપણે એક પગથું આગળ વધ્યા એમ કહી શકાય. પછી દૃષ્ટિને સ્થિર રાખવાની છે, અને તેને માટે જ સદ્ગુરુ ધારણાનું સાધન આપે છે. ટટાર બેસીએ અને આમતેમ નેત્ર ફેરવી-જોયા કરીએ તો બેસવાનું કાર્ય અલ્પ લાભને પ્રકટાવે છે. નેત્રથી પદાર્થના સંસ્કાર આપણામાં પડે છે. ઝાડ જોઈએ, મંડપ જોઈએ તો તેના વિચારો જાગ્રત થાય છે. સંયમમાં બહારના વિચારો અટકાવવાના છે. તેથી નેત્ર બંધ કરી જે કંઈ સાધન આપણને મળ્યું હોય તેમાં દૃષ્ટિને સ્થાપવી, બહારથી વાળવી. એના પ્રતિ લક્ષ આપવાની આવશ્યકતા છે. સંયમનાં બે અંગ કદાચ સાધીએ, પણ હજી સાવધાન રહેવાની જરૂર રહે છે. પ્રશ્ન ઉઠશે, કોના પ્રતિ? આપણા મન પ્રતિ. સ્થૂલ ક્રિયા સમિતિયોગ કરવા છતાં જો મન તરફ અલક્ષ રહે છે તો ઉપરની ક્રિયા યોગ્ય ફળને પ્રકટાવતી નથી. જ્યાં મન હોય છે ત્યાં જ આપણી સ્થિતિ છે. સંયમમાં બેઠા અને ઘરનું ચિંતન થાય તો સમજવું કે આપણે સમારંભમાં આવ્યા નથી, સાધનમાં બેઠા નથી, પણ આપણે ઘેર જ છીએ. મન અનેક વિચારોની પરંપરા ચલાવે તો ઉપાસ્યનાં દર્શન કરવાનો હેતુ કદી સફલ થતો નથી. તેથી તે સમયે સાવધ બની એક પછી એક મંત્રશબ્દની ગોળીઓ ફેંકતાં સંકલ્પને છિન્ન ભિન્ન કરી નાખવા-મંત્ર પ્રવાહને વેગથી વહેવડાવવો.

ગુપ્ત બાગને જગાવનાર મન છે. ટટાર બેસવું, દૃષ્ટિને રોકવી એ સ્થૂલ ક્રિયા છે; મનને રોકવું એ સૂક્ષ્મ ક્રિયા છે. મન જ્યારે એકાગ્ર બને છે, ત્યારે આત્માનો આવિષ્કાર થાય છે. સ્થૂલ વિજ્ઞાનની શોધો જ્યાં જ્યાં થઈ છે ત્યાં ત્યાં તે તે શોધકો જ્યારે એક ચિંતનમાં એકાગ્ર બન્યા છે ત્યારે જ થઈ છે. એડીસન જેવાને પોતાના નામનું પણ વિસ્મરણ થયું છે. વસ્તુમાત્રનો આવિષ્કાર કરનાર મન છે. તેથી સંયમમાં મનને એકાગ્ર કરવાને બળ વાપરવાની અગત્ય છે. મનનું મનપણું જતાં અંતરનું ઉત્તમ સત્ત્વ નિકટ નિકટ અનુભવ-પરિણામે પ્રત્યક્ષ થશે. શરીર અને મનની સંપૂર્ણ સ્થિરતા એ જ સંયમ. આવો સંયમ જ્યારે થાય છે ત્યારે તેમાં પ્રાણ આવે છે; ચૈતન્યમય ક્રિયા બને છે.

બંધુઓ! આપણે ઉપર જણાવ્યું તેમ સંયમમાંથી ઉઠીને તેને અખંડ પોષણ આપવાની

જરૂર છે. સંયમસિદ્ધ પુરુષોને તેની જરૂર ન રહે, પણ સંયમના અભ્યાસી સાધકને તેની અગત્ય રહે છે. મન કોઈ એવી વિલક્ષણ વસ્તુ છે કે અણધારી ક્ષણે તે મનુષ્યને ગુલાંટ ખવરાવે છે, પતન કરે છે. આપણા સદ્‌ગુરુશ્રી બાપજીશ્રીએ કુંડરીકપુંડરીકના આખ્યાનથી એ વાતને સ્પષ્ટ કરી છે. વસિષ્ઠ જેવા પણ કહે છે કે, મનનો વિશ્વાસ કરવો નહિ, નિરંતર તેને 'હું ચક્ર છું' એ વિચારનો પટ આપ્યા કરવો. તેથી નિરંતર મનને સદ્‌ચિંતનમાં આરૂઢ રાખવું જોઈએ. સંયમમાં મેળવેલા ભાગને સાચવી રાખવા સર્વ વિષયમાં મનને નિરોધી રહેવાનો અભ્યાસ પાડવો જોઈએ.

સમારંભમાં શ્રી ગુરુદેવ પ્રાતઃકાળે મૌન પળાવતા, સાદું ભોજન લેવાને સૂચવતા, દિવસ ભરની ક્રિયાનું પત્રક ભરવાને આપતા, વગેરે. આ સર્વનો હેતુ સંયમને પોષક ક્રિયા કરાવવાનો હતો. આજે પણ આપણે એ સ્મરણમાં લાવીને ક્રિયા કરવાની છે.

શ્રી ઇષ્ટના અનુગ્રહથી સર્વ ઉત્તમ ક્રિયાને સાધો છો-કરો પણ વેગથી પ્રાણમય ક્રિયાને સાધતાં, અંતરની વિશિષ્ટતાને અનુભવતાં સજાગ બનો, બીજાને બનાવો.

શ્રી જ્ઞ૦ દેસી.

---

# શુદ્ધિ.

લે. મ૦ પ૦ શેલત.

" મનની ન શુદ્ધિ જે કરે, જીવ તે ન સુખમાં તો ઠરે. "
( શ્રીમન્નૃસિંહાચાર્યજી )

સુખ, આનંદ, ઐશ્વર્ય, જ્ઞાનાદિનું કારણ આત્મા છે. આત્મામાં સર્વ કંઈ ગુપ્ત રહેલું છે. આથી દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ અર્થે શાસ્ત્રો તેમ જ સત્પુરુષો સાધકને અધ્યાત્મમાર્ગના પ્રવાસીને સ્વાત્માનુભવ કરવા પ્રબોધે છે. દુઃખમાત્રની નિવૃત્તિ આત્માનુભવ-સ્વરૂપાનુભવથી થાય છે. શાસ્ત્ર કહે છે, तरति शोकं आत्मवित् આત્મવેત્તા શોકને તરી જાય છે. ભગવતી શ્રુતિ પણ आत्मा वाऽरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः આત્માનાં દર્શન, શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા તેનો અનુભવ કરવા ડિંડિમ નાદ કરે છે. પરંતુ જ્યાં સુધી ચિત્તશુદ્ધિ સધાય નહિ, ચિત્તનું ચાંચલ્ય શમે નહિ, ત્યાં સુધી આત્માનંદનો અનુભવ થઈ શકતો નથી. દીપકનો પ્રકાશ દેખવામાં તેનો ઉપાધિ મુખ્ય આધાર છે. દીપક ઉપર માટીના ઠીકરાને સ્થાપવામાં આવે તો પ્રકાશ બહાર આવી શકશે ? નહિ જ. પરંતુ જો દીપક ઉપર કાચનો સ્વચ્છ ગોળો સ્થાપવામાં આવે તો પ્રકાશ ઉત્તમ પ્રકારે બહાર આવશે. ગોળો મલિન હોય તો દીપકનો પ્રકાશ અંદર હોવા છતાં બહાર આવતો નથી. સરોવરનું જળ ગંદુ-મળવાળું હોય અને તેમાં અનેક તરંગો-લહરીઓ ઊઠતી હોય ત્યાં સુધી તેના તળિયાનું દર્શન કેવી રીતે થઈ શકે ? પરંતુ તરંગો શમી જાય અને પાણી સ્વચ્છ

અને શાંત હોય તો તેના તળિયાનું દર્શન કરી શકાય. મનશ્ચિત્તરૂપી સરોવરમાં વૃત્તિરૂપી અનેક તરંગો હોય અને તમો અને રજોગુણરૂપી મલ હોય ત્યાંસુધી તેના તળિયારૂપી આત્માનું કદી પણ દર્શન થઈ શકે નહિ. સ્વાત્માનુભવ માટે સાધવાનાં સંયમ, ધ્યાન, વગેરે ઉત્કૃષ્ટ સાધનો પણ શુદ્ધિના પ્રમાણમાં લાભપ્રદ થાય છે. આથી સિદ્ધ થાય છે કે સ્વાત્માનુભવાર્થે સાધકે પ્રથમ ચિત્તશુદ્ધિ સાધવાની અનિવાર્ય જરૂર છે. પરંતુ ચિત્તશુદ્ધિને અત્યંત ઉપકારક શરીરશુદ્ધિ હોવાથી તે સાધવાની પણ ખાસ જરૂર છે. આથી દીપકના ઉપાધિની માફક આત્માના ઉપાધિરૂપ શરીર, મન, પ્રાણ, બુદ્ધિ, આદિ કરણોની વિશુદ્ધિ થવી જોઈએ. માત્ર ફલ તરફ દૃષ્ટિ રાખવાથી કંઈ લાભ થતો નથી. નાનામાં નાનાં સાધન જ્યારે ઉત્તમ પ્રકારે સધાય છે ત્યારે ફલનો અનુભવ તો આપોઆપ થાય છે. આ વિશુદ્ધિ એ અધ્યાત્મજ્ઞાનસોપાનનું આરંભનું પગથિયું છે. વિશુદ્ધિ એ અધ્યાત્મ-પ્રદેશમાં પ્રવેશ કરવા માટે પ્રવેશદ્વાર છે. આમ હોવાથી પ્રત્યેક સાધકે અંતઃકરણ અને બહિર્ કરણોની શુદ્ધિ સાધવા પ્રયત્ન કરવો જોઈએ. શું બુઠ્ઠી તરવારે અમે તેવા વીરના હાથમાં હોવા છતાં યથાર્થ કાર્ય કરી શકશે ? સારામાં સારો લહિયો ભાંગેલી કલમથી સુંદર અક્ષર લખી શકશે ? નહિ જ. જ્યાં સુધી કરણો-સાધનો સારાં વિશુદ્ધ ન હોય ત્યાં સુધી તેનાથી કાર્ય કરનાર ગમે તેવો કુશળ કારીગર ઉત્તમ કાર્ય કદી પણ કરી શકે નહિ. આ અંતઃકરણ તથા બહિર્ કરણોની શુદ્ધિ એટલે ચિત્તશુદ્ધિ અને શારીરિક શુદ્ધિ.

આ બે શુદ્ધિમાં પ્રથમ આપણે શારીરિક શુદ્ધિ માટે વિચાર કરીએ. શારીરિક શુદ્ધિ સાધવામાં સાધકે પોતાના આહારપ્રતિ ખાસ લક્ષ આપવાની અગત્ય છે. આહારના અંતિમ પરિણામથી મનને પણ પોષણ મળે છે. જેવું પોષક તત્ત્વ આહારમાંથી ઉત્પન્ન થાય છે તેવી અસર મન પર થાય છે. આહાર સત્ત્વગુણ ઉત્પન્ન કરનાર છે કે રાજસ કે તમોગુણને ઉત્પન્ન કરનાર છે તેનો વિચાર કરી આહાર ગ્રહણ કરવો જોઈએ. ઉપનિષદ્‌માં સ્પષ્ટ કહ્યું છે કે, आहारशुद्धौ सत्त्वशुद्धिः, सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः આહારની શુદ્ધિ થાય છે ત્યારે જ બુદ્ધિની શુદ્ધિ થાય છે અને બુદ્ધિની શુદ્ધિ થતાં ધ્રુવા સ્મૃતિરૂપ ધ્યાનની સિદ્ધિ થાય છે. પૂર્વે આધ્યાત્મિક સાધન સાધનાર ઋષિમુનિઓ ફળ, કંદમૂળ જેવો સાત્વિક આહાર આ જ કારણથી ગ્રહણ કરતા. માટે શારીરિક શુદ્ધિ સાધવા માટે મરીમસાલાવાળા તેમ જ સર્વે ખાટા, ઉત્તેજક કે ઉદ્દીપક પદાર્થોનું સેવન અયોગ્ય છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીએ રસોઈ કરનાર પાચકની પવિત્રતા તેમ જ આચરણની શુદ્ધિ માટે શ્રી આમિનીભૂષણમાં ખાસ ધ્યાન ખેંચ્યું છે, તો પછી શુદ્ધ સાત્વિક આહાર માટે તો કહેવું જ શું ?

માત્ર સાત્વિક આહાર ગ્રહણ કરવા પૂરતી સાવધાનતા રાખવાથી શારીરિક શુદ્ધિ સધાય એમ નથી, પરંતુ આહારના પ્રમાણ પ્રતિ પણ વિશેષ લક્ષ આપવાની જરૂર છે. ગમે તેવો સાત્વિક આહાર પ્રમાણથી વિશેષ ગ્રહણ કરવાથી તે તામસી ફલને પ્રકટાવે છે. ક્ષુધા કરતાં એક ગ્રાસ પણ વિશેષ ગ્રહણ કરવો જોઈએ નહિ. ધ્યાન કે સંયમ જેવાં સાધન સાધવાની અભિલાષાવાળા સાધક આવી શુદ્ધ જમણની બાબત પ્રતિ જેમ જેમ વિશેષ લક્ષ આપે છે, તેમ તેમ તે સાધ્યની વિશેષ

સમીપ આવે છે. ગીતા કહે છે કે युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु......योगो भवति दु:खहा યુક્તાહાર–વિહારવાળાને જ આ યોગ સંસાર દુઃખનો હણનાર થાય છે. વાયુ તથા જલ માટે બે ભાગ રાખી પેટના બાકીના ભાગમાં અન્ન નાખવાનું છે. ગમે તેટલા જપ કે હરિ નામની ધૂન કરે કે કીર્તનોમાં કલાકના કલાક ગાળે છતાં જીહ્વાનો નિગ્રહ ન કરતાં ભોજનથી ઉદરને ઠાંસી ઠાંસીને ભરે અને પેટ તગડુમ કરે તે કોઈ કાલે પણ ચિત્તશુદ્ધિને સાધી શકતો નથી. જ્ઞાનગિરિશૃંગ ઉપર સ્થિતિ કરવાની ઇચ્છાવાળા જિજ્ઞાસુએ મિતાહાર પ્રતિ અત્યંત લક્ષ આપવાની અગત્ય છે. ભગવાન શંકરાચાર્ય 'સાધનપંચક' માં क्षुद्व्याधिश्च चिकित्स्यताम् ભોજનને–અન્નને ઔષધ ગણી ગ્રહણ કરવા કહે છે દવાના ડોઝ કે ઔષધનું પ્રમાણ જેવી રીતે કાળજીપૂર્વક શરીરને લાભ થાય તે પ્રમાણે લઈએ છીએ, તેવી રીતે આહાર પણ આરોગ્ય ટકાવી રાખવા માટે પ્રમાણસર લેવો જોઈએ. આરોગ્ય હોય તો જ આધ્યાત્મિક સાધનો થઈ શકે, શરીરમાં વ્યાધિ થતાં અન્યકાર્ય થઈ ન શકે તો પછી વૃત્તિનિરોધ–સંયમ જેવાં સાધન સાધવાની તો વાત જ શી કરવી ? મિતાહાર શારીરિક શુદ્ધિ સધાવે છે એટલું જ નહિ પણ આયુષ્ય તથા સત્ત્વબલની વૃદ્ધિ કરે છે. મહાત્મા તુલસીદાસજી મિતાહારના સંબંધમાં શું કહે છે તે શ્રવણ કરો: 'અલ્પાહાર અતિ સુખદાયી, દેવકલાકી હોત બડાઈ.' જેણે અજાત–દેવત્વ પોતાનામાં પ્રકટાવવું હોય તેણે મિતાહારનું સેવન કરવું જોઈએ. એક મહાત્માએ કહ્યું છે કે, " પેટ નહિ ભારી, અભ્યાસ સુખકારી. " ખરેખર જઠરમાં વિશેષ અન્ન પડવાથી જડતા આવે છે અને બુદ્ધિના વિષયમાં મગજ કામ કરી શકતું નથી. તો પછી આધ્યાત્મિક સાધનમાં વિક્ષેપ કેમ ન થાય ? ચિત્ત–પ્રસાદનો અનુભવ કરવાનાં સાધનોનું વર્ણન કરતો નીચેનો એક શ્લોક સ્મૃતિપર તરી આવે છે તેમાં પણ મિતાહારને સ્થાન આપેલું છે. एकान्तवासो लघुभोजनादि, मौन, निराशा, करणावरोध: આથી સ્પષ્ટ થાય છે કે શારીરિક શુદ્ધિ માટે સાત્ત્વિક આહારની જેટલી જરૂર છે તેના કરતાં પણ મિતાહારની વિશેષ જરૂર છે કારણ કે પ્રમાણ કરતાં વિશેષ પ્રમાણમાં લીધેલો સાત્ત્વિક આહાર તામસ આહાર જેવું જ ફલ પ્રકટાવે છે. તે ઉપરાંત એ વાત લક્ષમાં રાખવા જેવી છે કે એક જ ટંકે ઘણો આહાર લેવા કરતાં બે ત્રણ ટંકે થોડો થોડો આહાર લેવો એ શુદ્ધિ માટે લાભપ્રદ છે. એક વખત જમનાર ઘણા મનુષ્યો ઠાંસીને જમે છે, પરંતુ તેમ કરવાથી તેમને યથાર્થ લાભ થવાનો નહિ. ભલે એક વખત જમો, પરંતુ મિતાહારનું સ્ખલન કદાપિ થવું ન જોઈએ. વળી સાધનાભ્યાસના વિશેષ આગ્રહવાળા સાધકોએ તો બને તો વચ્ચે વચ્ચે થોડા દિવસ માત્ર પ્રવાહી પદાર્થ લેવાનો અભ્યાસ પાડવો જોઈએ. આ પ્રમાણે શારીરિક શુદ્ધિ પ્રતિ વિશેષ લક્ષ આપતાં ચિત્તશુદ્ધિ સત્વર સધાય છે. હવે ભોજનગ્રહણ એ યજ્ઞ–પ્રાણાગ્નિહોત્ર કેવી રીતે બને તે વિષે વિચાર કરીશું.

( અપૂર્ણ )

# મંત્રયોગ.

( અનુસંધાન અંક ૪૪ ના પૃષ્ઠ ૩૮૨ થી. )

પ્રણવોચ્ચારણ કરતે કરતે સાધક સાવધાન રહીને ક્રમશઃ ઉચ્ચ ભૂમીમાં વિચરતાં વિચરતાં વિશ્રાન્તિ સ્થાનોનું ધ્યાન રાખીને–ધ્યાન જાગ્રત્ રાખીને–જાગ્રત્ થયેલો જાય તો તેને તે તે વિશ્રાન્તિ સ્થાનમાં બ્રહ્માનંદનો બોધ અને ક્રમશઃ અધિક અધિક અનુભવ થતો જાય છે. એ ક્રમને શૂન્યપદપ્રાપ્તિ, એમ પારિભાષિક શબ્દોમાં કહે છે. શૂન્ય સાત કહેવાયમાં આવે છે. ઊર્ધ્વ શૂન્ય, અધઃ શૂન્ય, મધ્ય શૂન્ય, વ્યાપિની શૂન્ય, સમના શૂન્ય, ઉન્મના શૂન્ય અને મહા શૂન્ય.

શૂન્ય એ નામ આપવાનું કારણ એ છે કે એ સ્થળે પ્રાણસંચાર અને મનઃસંચાર થતાં શબ્દોથી ન કહી શકાય તેવું પરિચ્છિન્ન પોતાપણાનું અભિમાન મટી જાય ત્યારે અનુભવાતું સચ્ચિદાનંદ રૂપ. અધઃ શૂન્ય એ પ્રાણસ્પંદની પૂર્ણની હદમાં રહેલી મનઃ સ્થિતિ.

મધ્ય શૂન્ય—ક્રમશઃ સ્થૂલ સ્થૂલ ભાવના પરિત્યાગ પુરઃસર સૂક્ષ્મ સૂક્ષ્મ ભાવને અનુસરતી કંઠ–તાલુ–ભ્રૂ–મધ્ય લલાટ અને બ્રહ્મરંધ્રમાં પ્રાણવિશ્રાન્તિને સમયે કલ્પનાતીત વિશ્રાન્તિ રૂપ સ્થિતિ, તેનું નામ મધ્ય શૂન્ય. નાદાન્ત પર્યન્તના સમસ્ત પાશને શાન્ત પાડી દઈ શક્તિ પદમાં સ્થિતિ થાય તેને ઊર્ધ્વ શૂન્ય કહે છે.

પરતત્વની વ્યાપ્તિ અનુભવાતાં જે સ્થિતિ થાય છે તેને વ્યાપિની શૂન્ય કહે છે.

સમના—પદ પ્રાપ્ત થતાં અનુભવાતી સ્થિતિનું નામ સમના કહેવાય.

મનઃસ્પંદની અભાવાત્મક સ્થિતિ તે ઉન્મના કહેવાય–એ સર્વ શૂન્યનો પરિત્યાગ કરી સર્વોવસ્થા વિવર્જિત સચ્ચિદાનંદ ઘન પરમ ચિતત્ત્વનો અનુભવ જે સ્થિતિમાં થાય છે તે સ્થિતિ–સાતમું મહા શૂન્ય કહેવાય છે. તે સ્થિતિમાં સમસ્ત ભાવ અને અભાવાત્મક પદાર્થો સ્વપ્રકાશ સ્વાત્માથી અભિન્ન રૂપે ભાસે છે એટલે સમસ્ત ભેદનું પ્રશમન થવાથી મહાસત્તા રૂપે અનુભવાય છે. એ જ મહાસત્તા. અધઃ સ્થ પ્રદેશોમાં વ્યાપ્ય રૂપે રહે છે, અને આ સઘળું જગત્ વિવિધ રૂપે એ જ પ્રકાશથી પ્રકાશિત થયને ભાસે છે. ટુંકામાં એ જ એક વ્યાપક મહા પ્રકાશાત્મા પોતાની સ્વતંત્ર શક્તિને લઈને ભિન્ન ભિન્ન ઉપાધિઓને લીધે સ્થૂલાકાર રૂપે સ્ફુરે છે.

જે પુરૂષની સ્થિરાતિ ધ્યાનશક્તિના વિકાસને લીધે આ વસ્તુને સમજવાને અને તેની દૃઢ ભાવના કરવાને સમર્થ હોય છે તે દૃઢ ભાવનાના બળે ધ્યાનશક્તિના અવલંબન વડે તન્મયતાનો લાભ પામી કૃતાર્થ થાય છે, અને જે પુરૂષની બુદ્ધિ આ રહસ્યાર્થમાં આરોહણ પામવા જેટલી શુદ્ધ નથી તેને ઉદ્દેશીને ક્રમશઃ પ્રક્રિયા કહેવામાં આવેલી છે.

• આ સકલ સૃષ્ટિનું આદિ કારણ બ્રહ્મ કહેવાય છે કારણ એ બ્રહ્મ જ આ સૃષ્ટિને ઉપજાવે છે, પાળે છે, લય કરે છે, પોતામાં સમાવે છે, અને સૃષ્ટિકાળે પોતામાંથી પ્રકટ કરે છે. બીજી આ સૃષ્ટિનું કારણ બ્રહ્મા કહેવાય છે. બ્રહ્માને વિષ્ણુ ઉપજાવે છે, પાળે છે, સંહાર કરી પોતામાં

સમાવે છે અને પાછા સૃષ્ટિકાળે પોતામાંથી બહાર પ્રકટાવે છે. એથી વિષ્ણુ બ્રહ્માનું કારણ કહેવાય છે વિષ્ણુનું કારણ એ જ રીતે રુદ્ર કહેવાય છે. રુદ્રનું કારણ ઈશ્વર અને ઈશ્વરનું કારણ સદાશિવ મનાય છે. અને એ સદાશિવનું પણ કારણ સૂક્ષ્મતમ ભાવરૂપે શિવ કહેવાય છે. એટલે કે જગત્‌નું કારણ બ્રહ્મા, એ વિષ્ણુનું કાર્ય, અને એ કાર્યનું કારણ વિષ્ણુ, એમ સદાશિવ પર્યન્ત સમજવાનું. એ સદાશિવનું કારણ પણ શિવતત્ત્વ. એ શિવતત્ત્વ કોઈનું કાર્ય નહિ, પરન્તુ એ શિવતત્ત્વનું કાર્ય સદાશિવતત્ત્વ. આ પ્રમાણે કાર્યકારણભાવ સમજવો. કારણ કરતાં કાર્ય હંમેશાં સ્થૂલ હોય છે અને કાર્ય કરતાં કારણ હંમેશાં સૂક્ષ્મ હોય છે. સૃષ્ટિનો અનુભવ પ્રાણસંચારકાલે થઈ શકે છે, અને પ્રાણનો સંચાર હૃદયમાંથી થાય છે તેથી સૃષ્ટિ કરતા બ્રહ્માનું સ્થાન શૈવાગમના જ્ઞાતાઓ હૃદયમાં માને છે. અને એ પ્રમાણે ઉત્તરોત્તર કારણરૂપ તત્ત્વોના અધિષ્ઠાતાઓનું સ્થાન ઊર્ધ્વ ઊર્ધ્વ ભાગમાં માનેલું છે. વિષ્ણુનું સ્થાન કંઠમાં, રુદ્રનું સ્થાન તાલુમાં, ઈશ્વરનું ભ્રૂમધ્યમાં, લલાટના મધ્યમાં સદાશિવનું સ્થાન અને બ્રહ્મરંધ્રમાં શિવતત્ત્વનું સ્થાન માનેલું છે.

પ્રાણસંચારની સાથે મનનો સંચાર પણ માની લઈને ચિત્તવૃત્તિની એકાગ્રતા કરીને, તે તે સ્થાનમાં ધ્યાન કરતાં તે તે દેવતાઓનો સાક્ષાત્કાર સાધક સાધી શકે છે.

એમ સામાન્ય બુદ્ધિના સાધકોને માટે એ કારણત્યાગની પ્રક્રિયા વર્ણવેલી છે એમ શૈવાગમમાં કહેલું છે. એ કારણત્યાગની પ્રક્રિયા તે તે સ્થળે વિશ્રાન્તિ કરી સ્વાત્મશક્તિને એક કેન્દ્રાવસ્થિત કરી, તેનું સમસ્ત બળ એકત્ર કરી એકેક પદ ઉલ્લંઘન કરતે કરતે સાતમા શિવપદમાં ઠરી ઠામ થવાથી કૃતાર્થ થવાય છે.

એ કારણત્યાગપ્રક્રિયા જોડે કાલત્યાગ પ્રક્રિયા પણ સમજવા જેવી છે. પ્રાણસંચાર સોળ ત્રુટિ પર્યંત બહાર પ્રસરતો થાય છે, અને એ જ રીતે અંતઃપ્રસાર પ્રાણ સોળ ત્રુટિ પર્યંત અંતરૂ થાય છે. પ્રાણનો ઉદય થતાં, પ્રાણોદય વિના નહિ ભાસતી, બાહ્ય અને અંતરૂમાં નહિ ભાસતી નીલ, પીત, શીત, ઉષ્ણ, સુખદુઃખાત્મક વસ્તુઓ પ્રાણના ઉદયથી જ અસ્તિત્વમાં આવે છે, પ્રાણના ઉદયથી જ ટકી રહે છે અને પ્રાણનો લય થતાં લય થાય છે. એ જ પ્રાણોદય સ્વાત્મશક્તિને લઈને ઉઠે છે તેથી જ એ સ્વાત્મશક્તિમાં પ્રાણનો લય માનનારા, પ્રાણોદયને સમયે કાલને દેખનારા, પ્રાણવિલયન સમયે કાલનો અભાવ અનુભવનારા પોતાના આત્માને પ્રકાશમય પરમાત્મારૂપે નિહાળી કાલ અને તેની કલ્પનાથી પર સ્થિતિ અનુભવે છે.

સમભાવને પ્રાપ્ત કર્યા સિવાય નિરુપાધિક સર્વવ્યાપક પ્રકાશસ્વરૂપ આત્માનું સમ્યગ્ ભાન થઈ શકતું નથી. અને એથી એ સમ્યગ્ ભાન પ્રાપ્ત કરવા માટે સામ્ય સાધવાની અતિ આવશ્યકતા છે. અસંખ્ય વિચિત્ર ભેદોથી ભાવિત થયેલું અંતઃકરણ સર્વવ્યાપક એકરસ સર્વસમતત્ત્વનો જલદીથી અનુભવ કરી શકતું નથી, તેથી એ સમતત્ત્વનો અનુભવ વધતો જાય, ઉપાધિજન્ય વિવિધ ભેદોના અંતઃકરણ ઉપર પડેલા સંસ્કારો શમન પામે એ ઉદ્દેશથી સામરસ્યના અનુભવની પ્રક્રિયા શિવ યોગીઓએ યોજી

કાંઈ જગત્ હિતાર્થે શિષ્ય પ્રશિષ્યદ્વારા પ્રચારમાં મૂકી છે. એ સામરસ્યાનુભવની ક્રમશઃ સાત ભૂમિકાઓ છે: આત્મ સામરસ્ય, અંતર્ સામરસ્ય નાડી સામરસ્ય, શક્તિ સામરસ્ય, વ્યાપિની સામરસ્ય, સમના સામરસ્ય અને તત્ત્વ સામરસ્ય.

આત્મ સામરસ્ય–પોતાના આત્માને પુર્યષ્ટકના જ્ઞાન સહિત જ્ઞાનશક્તિસ્વરૂપ ચૈતન્ય માત્ર સ્વયંપ્રકાશ આત્મતત્ત્વમાં સંયોગ કરીને પરસ્પર વિકલ્પ ભારથી રહિત થઈ અવિકલ્પ ભાવમાં વિશ્રાન્તિ પમાડી સમરસ કરવું તે.

કુંભકના બળથી પ્રાણાપાનને સમાન કરી દઈ એ સમાન સ્થિતિમાં સમાન વાયુદ્વારા સર્વ નાડીઓનું આક્રમણ કરવું. એમ સમાન વાયુદ્વારા આક્રમણ થતાં દેહમાં રહેલી સઘળી નાડીઓ ઉંચે નીચે અને ચારે તરફ પસરેલી ખેંચાઈ આવે છે, સર્વનો સંબંધ એકીભાવને પામે છે, અને એ નાડીમાં રહેલો વાયુ પ્રાણવાયુ જોડે સમરસ ભાવને પામી જાય છે. એથી સઘળી નાડીઓનું સુષુમ્ણા નાડી જોડે ઐક્ય સધાય છે, એ નાડી સામરસ્ય. આત્મ સામરસ્ય અને નાડી સામરસ્ય સાધ્યા પછી સાધકે મંત્ર સામરસ્ય સાધવાનું. સાવધાન ચિત્તવાળો સાધક મંત્રોચ્ચારણ સાથે પ્રાણની પણ ઊર્ધ્વ ગતિ થાય છે તેવું ભાન ભાવનાદ્વારા સંપાદન કરે. એ પ્રાણ ઉંચે ચઢતે ચઢતે જ્યાં ધ્વનિ અવ્યક્ત સ્વરૂપને ધારણ કરે છે તે સદાશિવ સ્થાનમાં નાદમાં લીન થએલું ચિન્તન કરે.

---

## श्री उपेन्द्रजयन्तीमहोत्सवनुं સાહિત્ય—સં૦ ૧૯૮૯.

### પુરુષ વિભાગ—એક શ્રેયસ્સાધકનો અન્ય શ્રેયસાધકપ્રતિ પત્ર.

॥ ૐ શ્રીં ॥

મુંબઈ, તા૦ ૩૧–૧૦–૩૩, મંગળવાર.

પરમ પ્રિય શ્રીયુત ભાઈ.......

શ્રી ઇષ્ટકૃપાથી અત્ર સર્વ કુશળ પ્રવર્તે છે. આપ સર્વ પણ તે જ પ્રભુશ્રીના અનુગ્રહથી સુખરૂપ હશો. પરમાત્માની વિશેષ કૃપાથી અને આપણા પૂર્વના સંસ્કાર યોગથી, આપણો પુણ્ય સંબંધ થયો છે, અને શ્રી શ્રેયસાધક વર્ગના એક પવિત્ર અને પ્રગતિકારક બંધુત્વમાં આપણે જોડાયા છીએ. પરમકૃપાળુ પ્રભુનો અને શ્રી સદ્ગુરુ પરમાત્માનો પરમ ઉપકાર આપણે માનવો જોઈએ છે. જગતમાં સ્વાર્થના સંબંધો ઘણા છે, નિત્ય નવા થાય છે અને તૂટે છે. તેમાં કાંઇ નવીનતા નથી, પ્રગતિ નથી, સુખ નથી. જ્યાં સુધી સ્વાર્થ, દેહસંબંધ અને સ્થૂલ વિષયસુખોને પોષણ મળતું હોય, કંચન કામિની અને માનપાન મળતાં હોય, ત્યાં સુધી જ એ સંબંધો ટકે છે, અને લાખ બીજા દેખાય છે. પણ તે સ્વાર્થના અને તુચ્છ વાસનાના સંબંધો ધીમે ધીમે ખપાતા જાય છે. આપણો

સંબંધ ક્ષણિક વિષયોની લાલસાઓના ચણતર ઉપર રચાયો નથી. આપણો સંબંધ પરમાર્થના પહાડ ઉપર, સંગીન પાયા ઉપર રચાયો છે. આપણો સંબંધ ક્ષણિક સુખો પ્રાપ્ત કરવા માટે નથી થયો, પણ આત્માનાં સ્થાયી સુખો માણવા માટે થયેલો છે. આત્માથી આત્મા જાણવા માટે થયો છે અને તે રીતે પરમાત્માના પરમ યોગને સાધવા માટે થયો છે.

શ્રેયસ્સાધક તરીકે જ્યારથી જે કોઈ પુરુષ અથવા સ્ત્રી ઓળખાવાનો યત્ન કરે છે ત્યારથી હૃદયમાં નવી ઊર્મિઓ અનુભવે છે. તે સ્વાર્થ, અસત્ય, પ્રપંચ અને જગતની ઘણી મિથ્યા વાતો, વિશ્રહો અને સિદ્ધિઓને ગૌણ ગણે છે. તેનું હૃદય ઉચ્ચ, ઊર્ધ્વગામી થાય છે. ઉત્સાહ, પ્રસન્નતા, સદ્વિચાર, સત્સંગ, ભક્તિ બંધુભાવ વગેરે તેનામાં પ્રકાશી નીકળે છે, અને તેનો મધુર સુવાસ તે ચારે દિશામાં ફેલાવે છે.

શ્રેયસ્સાધક એક શૂન્ય શબ્દ નથી. તે ગંભીર અર્થસૂચક શબ્દ છે. તેમાં બળ, તેજ, નિર્ભયતા, પ્રસન્નતા, સેવાભાવ, નમ્રતા, વિવેક, ભોગ આપવાની શક્તિ, સંસારના અનેક વિષ ગળી જવાની શક્તિ, અને પરમાર્થના સાધનના મીઠા ઘુંટડા પીવાની આતુરતા, એ સર્વ તેનામાં સહજ છે. કષ્ટસ્મરણ અને કષ્ટહરણ સર્વ દેશ, કાળ અને પરિસ્થિતિમાં તેનાં લક્ષણ છે. સહૃદયમાં સહાનુભૂતિ અને અન્ય વસ્તુમાં સૌમ્ય નિરોધ, તટસ્થતા, કર્મસત્તાની ન્યાય આપવાની વાટ, તે જુએ છે. શ્રેયસ્સાધક ઉતાવળો થતો નથી, તેમ પ્રમાદી પણ થતો નથી. ધૈર્યથી કાળ વીતાવે છે અને પ્રાપ્ત કર્તવ્યને કરતાં, કષ્ટસ્મરણમાં પ્રીતિવાળો રહી પ્રસન્ન રહે છે.

શ્રેયસ્સાધકનાં લક્ષણ અને કર્તવ્ય, આપણે આપણા અનેક સદ્ગ્રંથોદ્વારા અને આપણા પરમ ઉપાસ્ય શ્રી સદ્ગુરુ, ગુરુદેવ, શ્રીમાન્ વિશ્વવંદ્ય આદિ સમર્થ મહા પુરુષોની દિવ્ય વાણી દ્વારા જાણ્યાં છે. તેમનું પુનઃ પુનઃ સ્મરણ વાચન વગેરે ઉપસ્થિત કરી આપણા કર્તવ્યની સર્વ દિશામાં આપણે સાવધ રહેવું ઘટે છે, અને આપણા ધ્યેય તરફ આગળ અને આગળ વધવું જોઈએ છે. સામાન્ય મનુષ્ય માટે નિત્ય નૈમિત્તિક કર્તવ્યો અમુક જ હોય છે અને તેમાં તેની દિનરાત્રિનો અને અને સમગ્ર આયુષ્યનો ક્ષય થાય છે. પણ જે પુરુષો, શ્રેયસ્સાધક જેવા, આ જગતમાં ઉત્તમોત્તમ અધિકારને પામવા સજ્જ થયા છે, અને જેમનું ધ્યેય ઉચામાં ઉંચું મુકરર થયું છે તેમનાં નિત્ય નૈમિત્તિક કર્તવ્યો વિશેષ મહત્તાવાળાં, સૂક્ષ્મ અને સાવધાનતાથી સેવવાનાં હોય છે. શ્રેયસ્સાધક વાણીમાં કહેવાયાથી આપણું કશું વળતું નથી પણ જ્યારે તેનો મર્મ આપણા શરીર, મન, બુદ્ધિ આદિ સર્વ કોષમાં ઊંડા ઉતરી જાય છે, ત્યારે આપણું નવું રૂપાંતર થઈ જાય છે. આપણું સ્થૂલ અને સૂક્ષ્મ શરીર બદલાઈ જાય છે. આપણી સર્વ—નાની મોટી—કૃતિઓ નવા અર્થની સૂચક થાય છે અને તેનું પ્રતિબિંબ જગતમાં કોઈ ઓર જ પડે છે. શ્રેયસ્સાધકનો વ્યવહાર અને પરમાર્થ જગતના જીવોને અટપટો દેખાય છે પણ તે હંમેશાં આકર્ષક પ્રિય, મધુર અને જ્ઞાનથી ભરપૂર હોય છે. પણ આંથી એમ કહેવું કે માનવાનું નથી કે શ્રેયસ્સાધક ભૂલ જ ન કરે, તેનામાં દોષ ન હોય. ભૂલ થવી અને દોષ હોવો, એ માનવ દેહમાં આશ્ચર્ય જેવું નથી, તે સ્વાભાવિક છે. પણ આ ભૂલ અને દોષ ઉચ્ચ

વસ્તુની સિદ્ધિના અખંડ પ્રયત્નમાં બદલાઈ જાય છે, તેમનું રૂપાંતર થઈ જાય છે. ભૂલ અને દોષ અખંડ સુખની સીડી ઉપર ચડવા માટે સાધન રૂપ થઇ રહે છે. ભૂલ અને દોષ સાધકના પ્રયત્નને વધારે દઢ અને બળવાન્ કરનાર થઇ પડે છે, શક્તિના ઉત્પાદક થાય છે. અને પરિણામે શ્રી ઇષ્ટ-કૃપાથી પરમાર્થની પરમ સિદ્ધિના પાયા રૂપ થાય છે.-શ્રેયસ્સાધક ભૂલ અને દોષરાશિ કાયમ કદી પણ રહેતો નથી. તેનાં તે પગથીઆં કરે છે, અને તેના ઉપર જોરથી પગ દાબી ઉચ્ચ કર્તવ્યમાં જાગ્રત થાય છે.

પ્રિય ભાઇ! ઉપરનું મંતવ્ય મારી પોતાની શુદ્ધિ અને જાગ્રતિ માટે કર્યું છે. તમને બોધ આપવાનો મારો ધર્મ નથી અને આ સ્થળે આશય નથી. મારા વિચાર મને પ્રોત્સાહન આપનાર થઇ પડે, અને તમારા સરખા સુહૃદનો આશીર્વાદ મળે, યોગ્ય પ્રેરણા મળે અને શ્રી ઇષ્ટનું સ્મરણ આપણા પરમાર્થ સંબંધના વિચારથી વૃત્તિમાં રમ્યા કરે, એ જ શુભ ભાવનાથી પ્રેરાઇ આટલું વિવેચન કર્યું છે.

શ્રી ઇષ્ટ તમારું સર્વ રીતે કલ્યાણ સાધો અને એક 'સહબંધુ તરીકે રહી અનેક બંધુઓના ઉદ્ધારણમાં સહાયક થાઓ એ જ પ્રાર્થના.

લી. ભોગીલાલ જે. ઓઝાના
ઇષ્ટસ્મરણ સહ સપ્રેમ જયગુરુવંદન.

---

## શ્રી ઉપેન્દ્રજયંતીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૭૭.

### સ્ત્રી વિભાગ—' બોધક અને રસમય વાર્તા. '

[ લેખક : સુલોચના બ્હેન. ]

### એક તપસ્વિનીની જીવનકથા.

ઉનાળાના દિવસ હોવાથી પ્રવીણા તેના કુટુંબ સહ મહાબળેશ્વરના સુંદર, શીતલ, શાંતિપ્રદ સ્થાનમાં આવી હતી. આનંદ, વિશ્રાંતિ, આરોગ્યાદિને સારુ જ બધાં આવ્યાં હતાં. જેથી સર્વ પ્રાતઃકાલે તથા સાયંકાલે યથાવકાશ નિયમિત રીતે શુદ્ધ હવા, વ્યાયામ, પ્રકૃતિસૌંદર્યથી મેળવાતા વિવિધ લાભો મેળવવા બહાર ફરવા જતાં.

આ કુટુંબનાં નાનાં મોટાં સર્વ મનુષ્યો કેળવાયેલાં સુશીલ, વિનયી ને વિવેકી હતાં, જેણે તેમણે વિદ્યા, કલાની વૃદ્ધિ કરી હતી, તેવી જ હૃદયની કેળવણી પણ ઉચ્ચ પ્રકારની પ્રાપ્ત કરી હતી. આ કેળવણીની પ્રાપ્તિથી આ કુટુંબ જેના જેના સહવાસમાં આવતું તેને પણ પ્રિય થઈ પડતું. એકલું પ્રીતિને મેળવતું નહિ, પરંતુ સાથે સાથે તે અન્યને પોતાને પ્રાપ્ત સદ્ગુણો અર્પતું.

પ્રતિદિવસ આ કુટુંબ ફરવા માટે જતું હતું, જેથી આ મહાબળેશ્વર જેવા સ્થાનમાં જે જે મનુષ્યો બહાર ગામથી આવ્યાં હતાં તે સર્વની દૃષ્ટિના વિષયરૂપ આ કુટુંબ થઈ રહ્યું હતું.

પ્રવીણા આ કુટુંબમાં સર્વથી અધિક સદ્‌ગુણસંપન્ના સ્ત્રી હતી. કેવલ સદ્‌ગુણને પ્રાપ્ત હોવા ઉપરાંત કંઈક સવિશેષ તેનામાં હતું, જે આપણને આગળ ઉપર જણાશે. તેને એકાંત જીવન પ્રિય હતું છતાં તે સર્વની પ્રીતિ મેળવી શકતી હતી તેમ અન્યમાં પ્રેમ ઉપજાવી જાણતી હતી. એકાંતવાસ, શાંતિ તેને ગમતાં હતાં, પણ જ્યારે જ્યારે સમુદાયમાં ભળતી ત્યારે ત્યારે કોઈના પ્રતિ તિરસ્કાર, અણગમો કે ચીડીયાપણું બતાવતી નહિ. તેની દૃષ્ટિ વિશાલ હતી. હૃદય ઉદાર હતું.

નિત્ય નવીન નવીન સ્થળે પ્રવીણાઆદિ સર્વ બહાર જતાં. સર્વ પોતપોતાના દૃષ્ટિબિંદુથી આનંદ અનુભવતાં હતાં. ઘણે ભાગે પ્રવીણા એકાદ એકાંત જગા શોધી સ્વતંત્ર બેસતી. બીજાં બધાંય તેના સ્વભાવની માહિતી હોવાથી તેને અનુકૂલ પડે તેમ બેસવા દેતાં, વચમાં ખરખર કરતાં નહિ.

પ્રવીણા નિત્ય નિવૃત્તિથી બેસી ઈશ્વરની આ અગમ્ય કૃતિને નિહાળતી. કુદરત પણ આ સ્થળે પૂર્ણ રીતે પ્રકાશી હતી. જેની વિચાર શ્રેણી અખંડ વહ્યા કરતી હોય તેવાના વિચારો આ સ્થાનમાં શમી જતાં. સુંદર દૃશ્યમાં મન પરોવાઈ રહેતું હોય તેવું સર્વને લાગતું; ત્યારે પ્રવીણા કે જેનું મન અનેક પ્રકારની અશાંતિમાંથી શાંતિને શોધનારું, એક જ ચિંતનમાં લાંબો કાળ ટકી રહેનારું, સ્થિર હતું, તે આ સ્થળે આવતાં સહજ સ્વભાવે નિઃસંકલ્પ થઈ જતું હોય એવું પ્રવીણાને અનુભવાતું. આથી તે વિશેષ પ્રસન્ન હતી.

એક દિવસ નિત્ય નિયમ પ્રમાણે તે એક મોટા પહાડ પ્રતિ જોઈ રહી હતી ત્યાં તેની દૃષ્ટિએ એક અદ્‌ભુત દૃશ્ય જોયું.

એ પર્વત અતિશય મોટો હતો. તેનાં કેટલાંક શિખરો આકાશને અડકી રહ્યાં હોય એવું દૂરથી જોનારને જણાતું. તાજી વનસ્પતિથી ભરપૂર હોવાથી એકદમ લીલો જણાતો. કોઈ કોઈ સ્થળેથી પાણીનાં ઝરણો વહી રહ્યાં હતાં. આ જોતાં જ પૂર્વના ઋષિમુનિના જીવનનું સ્મરણ સહજ થઈ આવતું. પ્રવીણા શાંત ચિત્તે સ્થિર દૃષ્ટિથી જોઈ રહી હતી. એટલામાં એ પર્વતના શિખર સાથે જોડાઈ રહેલા આકાશ પ્રતિ દૃષ્ટિ સ્થાપતાં કેટલાંક સુંદર સુંદર રંગનાં અભ્રો ઘણા જ વેગથી જતાં જોયાં. કેટલાંક જતાં રહ્યાં, તેમ તેમ બીજાં આવતાં પણ હતાં. એવામાં એક શ્વેત રંગનું અભ્ર જણાયું. તે તત્કાળ ખસી જતું જણાયું નહિ. થોડી ક્ષણ જ નહિ થઈ હોય ત્યાં પ્રવીણાએ શું જોયું ! તે અભ્રમાં આછી આછી આકૃતિ જણાવા લાગી. પ્રવીણાએ વિચાર્યું કે ક્યારની હું સ્થિર દૃષ્ટિથી જોઈ રહી છું, જોતાં મારો દૃષ્ટિ–દોષ જ આ જણાવામાં કારણ રૂપ છે. આંખો ચોળી નાખી આમતેમ જોતાં પુનઃ દૃષ્ટિ ત્યાં જ સ્થપાઈ. ભ્રાંતિ અસત્ય લાગી. પોતાની ધારણા સત્ય ભાસી.

હવે તો શરીર સ્પષ્ટ જણાવા લાગ્યું. આશ્ચર્ય ! આશ્ચર્ય ! આશ્ચર્યના ઉદ્‌ગાર ભરતાં

પ્રવીણાથી બોલાઈ જવાયું, કે આ તો કોઈ સ્ત્રી જણાય છે. અને અગોપાઈ ગયું. શરીર સ્થાઈ રહ્યું. ત્યાં એક પૂર્ણ તેજસ્વી શ્વેતવસ્ત્રધારિણી, તપસ્વિની સ્ત્રી જણાઈ.-

પ્રવીણાના આશ્ચર્યનો અવધિ નહોતો. ઘણે દૂર શિખરે સ્થિત તે તપસ્વિનીના સૂક્ષ્મ હાવભાવો જણાતા નહોતા; તો પણ પ્રવીણાના અંતર મને તો તે પવિત્ર આકૃતિને ઘણી સારી રીતે પોતાનામાં અંકિત કરી લીધી હતી. પાંચ સાત ક્ષણમાં તે આકૃતિ અદૃશ્ય થઈ ગઈ. સાથે સાથે પ્રવીણાના સંબંધીઓ પણ સાયંકાળ થઈ જવાથી આવી પહોંચ્યા. સર્વ ઉતર્યા.

માર્ગમાં કેટલોક સમય સર્વ કોઈ પણ બોલ્યા વિના ચાલ્યા જતા હતાં. પ્રવીણાના પગ ચાલવાનું કામ કરી રહ્યા હતા, મન તપસ્વિનીમાં જોડાઈ રહ્યું હતું, જેથી વાતચીત કરી શકે તેવી તેની સ્વતંત્રતા નહોતી. ઘેર આવ્યા પછી કોઈએ પ્રશ્ન કર્યોઃ પ્રવીણા બહેન આજે રોજ કરતાં પણ વિશેષ શાંત થઈ ગયાં છે, એનું કાંઈ કારણ કોઈને સમજાય છે ?

પ્રવીણાએ ચર્ચા સાંભળી, તેણે જોયેલું દૃશ્ય કહી બતાવ્યું. કેટલાક આશ્ચર્યભાવ જ દર્શાવી રહ્યા. કોઈએ ભ્રાંતિ કહી. કોઈ સ્વપ્ન કહ્યું. પ્રવીણાએ કોઈ રીતનો વાદવિવાદ ન કરતાં સર્વનું કહેલું શ્રવણ કર્યું. તેણે પ્રત્યક્ષ જે જોયું હતું તે કદી પણ ભ્રાંતિ, સ્વપ્ન કે તદ્રૂપે સ્વીકારી શકે એમ નહોતું.

બીજે દિવસે આ સર્વ વૃત્તાન્ત પ્રવીણાએ પોતાના ગુરુદેવ ઉપર લખી મોકલ્યો. ઉત્તરની રાહ જોતી તે પ્રતિક્ષણ અધિક સત્‌ચિંતનમાં રહેવા લાગી. જ્યારથી તેના અંતર મનમાં તે દિવ્ય દૃશ્ય સ્થાયું હતું ત્યારથી તેનો ઉત્સાહ અધિક વધ્યો હતો. કોઈ નૂતન અજાનું ભાન સ્ફુરતું અનુભવતી આનંદમાં રહેતી.

આ પ્રસંગ પછી આઠેક દિવસે સર્વને સ્વસ્થાને જવાનો વિચાર થયો હતો. જતાં પહેલાં પુનઃ એક વાર તે સ્થાનપ્રતિ પ્રવીણાને જવાનું મન હતું. તે નિશ્ચયપૂર્વક જાણતી હતી કે વારંવાર તેનું તે દૃશ્ય ક્યાંથી જોઈ શકાય, છતાં જેમ પુણ્ય તીર્થમાં જવા મનુષ્યોને વૃત્તિ રહે છે તેવી વૃત્તિ પ્રવીણાને ઉઠી હતી. જવાના આગલા દિવસે સર્વ ત્યાં ગયાં. સૂક્ષ્મ રીતે પ્રવીણાએ અવલોકન કર્યું. કાંઈ જ ન જણાયું. છતાં પ્રેમભર્યા હૃદયે તે સ્થાનને નમસ્કાર કરી પ્રવીણાએ અંતર ઉદ્‌ગાર કાઢ્યા કે ' હે અગમ્યને ગમ્ય કરનાર ગુરુદેવ ! આપ જ આ રહસ્યનું જ્ઞાન કરાવી મારી ઉન્નતિ કરશો. '

ઘેર આવી જોતાં ગુરુદેવનો પત્ર આવેલો હતો. તેઓશ્રીએ ઉત્તરમાં જણાવ્યું હતું કે ' પરમાત્માને યોગ્ય જણાશે ત્યારે સર્વ સ્પષ્ટ કરશે. ' આટલું વાંચતાં પ્રવીણાને અત્યંત હર્ષ થયો, દીઠેલો વ્યતિકર ભ્રાંતિરૂપ કે સ્વપ્નરૂપ નથી તેનો નિશ્ચય થઈ ગયો.

પ્રવાસથી આ કુટુંબ સ્વસ્થાનવાસી થઈ ગયું. થોડા દિવસ સર્વને તે સુખદ, સુંદર સ્થાનનું સ્મરણ રહ્યું. સમય જતાં વિસ્મરણ થવા લાગ્યું. પ્રવીણા એક જ તેનું વિસ્મરણ કરી શકી નહોતી.

ગુરુદેવના વચનની સિદ્ધિ ક્યારે થશે, એ વિચાર તેનો નિત્યનો હતો. તે વિચારતી કે શું તપસ્વિનીના જીવન જેવું મારે જીવન કરવાનો આ સંકેત હશે !

વળી તેનો ઉત્તર તે પોતે જ ઘડી કાઢતી કે જો તેના જીવન જેવું મારે જીવન કરવાનું હોય તો શી રીતે કરવું, મને તે કોણ જણાવે ! આ પ્રકારના તર્કને વશ થતાં તત્કાળ ગુરુદેવનું વચન સ્મરણમાં આવતાં સાવધ થતી, વિચારતી.

' અનુકૂલ સ્થિતિને આકર્ષી લાવનાર વા તેને દૂર કરનાર આ ચંચલ મન છે. આ મનને જો નિઃશંકપણું પ્રાપ્ત થાય તો પ્રતિકૂલ વિચારોનો પ્રવાહ સહજમાં નિર્મૂલ થઇ શકે. પ્રતિકૂલ વિચારો નિર્મૂલ થતાં એક સુસ્થિર સ્થિતિ પ્રાપ્ત થઇ શકે છે. એક જ વૃત્તિના એક જ પ્રકારના વિચારો વાતાવરણમાંથી અનુકૂલ પ્રસંગોને આકર્ષી શકે છે. આ સઘળું જાણવામાં છતાં ગુરુદેવના વચનમાં પણ શંકા ધરતું આ મૂઢ મન લજાતું નથી ! વાસ્તવે ગુરુ શરણ થયા પછી સાધકે સ્વતંત્ર અહમનો ક્ષય કરી નાંખવો જોઇએ. જ્યાં સુધી તે પૃથક્ અભિમાન ધારણ કરે છે ત્યાં સુધી તે યથાર્થ સાધક વા શિષ્ય ન ગણી શકાય, એવું વારંવાર શાસ્ત્રથી તથા મહાપુરુષોથી જાણ્યું છે, તથાપિ વારંવાર શંકા, વારંવાર શંકા ! કેટલી અધમતા ! '—આ રીતે વિચારી બળપૂર્વક મનના વેગોને દબાવતી, ગુરુદેવમાં વિશ્વાસ ધારતી પ્રવીણા યથા પ્રાપ્ત કાર્ય કરતી સમય ગાળતી.

આ રીતે કાર્ય કરતાં પુનઃ એક વ્યતિકર બન્યો. નિવૃત્તિના સમયે તે સૂતી હતી. કંઇક કંઇક નિદ્રા હતી, કંઇક જાગ્રતિ હતી. ત્યાં તો પેલું શરીર જણાયું. અત્યંત સમીપ હોવાથી સ્પષ્ટ જોયું. ઉંઘમાં ને ઉંઘમાં પ્રવીણાએ પ્રણામ કર્યા.

ક્ષણભર સ્વરૂપ જોતાં મુગ્ધ બની રહી. અનુપમ સૌંદર્યસહ ગૌરવર્ણ, એ ગૌરવર્ણમાં હૃદયની ઉજ્જ્વલતા વિશેષ વૃદ્ધિ કરી રહી હતી. પ્રેમભર્યાં, ખુમારી દર્શાવતાં, રમણીય, મોહક, આકર્ષક નેત્રો, શાંતિને દર્શાવતાં. હાવભાવ દર્શાવતી તે તપસ્વિની પ્રતિ અતિશય મૃદુ, મધુર, વિનયી સ્વરે પ્રવીણા બોલી: માતા ! પેલા શિખર પર અશોકની હિમ્મતરૂપ આપે હું આપને ઓળખું છું તે શું સત્ય છે ?

આ શ્રવણ કરી તે દિવ્ય ઓએ મંદ સ્મિતપૂર્વક હકારમાં નેત્રનો ભાવ પ્રદર્શિત કર્યો. પ્રવીણા કંઇક પૂછવાની તૈયારી કરે છે, ત્યાં તો સ્વપ્ન વિલાયું. શરીર અદૃશ્ય થયું.

પ્રવીણાએ હવે દૃઢ માન્યું કે 'ગુરુદેવના વચનમાં જેટલી શંકા સ્ફુરતી હતી તેટલો સમય વિલંબ થયો. જ્યારે મનને દૃઢ કરી વચનમાં અનુકૂલ ભાવના ધારી ત્યારે આજનો પ્રસંગ જોવા ભાગ્યશાળી થઇ. પ્રવીણા હવે એ સત્ય સ્વીકારતી હતી કે ગુરુદેવ અવશ્ય આ વ્યતિકરનો મર્મ જણાવશે.

વિવિધ પ્રકારની શંકાઓ ઉકલવાનો બંધ થતાં એક જ વિચારનો પ્રવાહ પ્રવીણાના હૃદયમાં વહેતો હતો. આ તેના વિચારના પ્રવાહે અનુકૂલ સ્થિતિ રચી. પુનઃ તેને પ્રવાસનો યોગ આવ્યો.

એક તીર્થક્ષેત્રમાં તેને જવાનું થયું. આ પુણ્ય ક્ષેત્ર તાપી નદીના રમણીય તટે આવ્યું હતું: શિવરાત્રિના પરમ પુનિત દિવસે એક ગાઉ દૂર આવેલા શિવાલયના દર્શન અર્થે પ્રવીણાનું જવું થયું. સર્વ સાથીઓ સ્નાન કરી, દર્શન કરી, સમીપની ધર્મશાળામાં વિશ્રામ લેતાં બેઠાં. પ્રવીણા નદીના તટે એક ખડક ઉપર ઇષ્ટસ્મરણ કરતી બેઠી હતી. સાયંકાલે જ ગૃહપ્રતિ જવાનું હતું. જેથી નિવૃત્તિપૂર્વક આ સ્થલે વિશ્રાંતિ લેવાનો વિચાર સર્વેએ કર્યો હતો અને પૂર્ણ અનુકૂલતાથી, શાંતિપૂર્વક પ્રવીણાએ ઇષ્ટસ્મરણ કરવાનું સ્થાન શોધી કાઢ્યું હતું.

પુણ્ય સ્થાન હતું. પુણ્ય દિવસ હતો. સહસા પ્રવીણાનું ચિત્ત તે કારણથી અંતર્મુખ થતું હતું. અંતરમાંથી પૂર્ણ ઉત્સાહના તરંગને આવતા અનુભવતી હતી. એ તરંગ સાથે એક વિચાર એ તેને આવ્યો કે અમુક દિવસે પુણ્યનો ઉદય થાય ત્યારે જ ઈપ્સિતાર્થની સિદ્ધિ થઈ શકે, એવું શા માટે માનવું. તે પુણ્ય ક્ષણ તે આ જ સમયની કે આ જ ક્ષણ કેમ ના હોઈ શકે !

જ્યારે પણ તે ધન્ય ક્ષણનો અનુભવ થશે ત્યારે તે આ ક્ષણમાંની જ એક હશે. આ વિચારથી પ્રવીણા અંતરની મસ્તીના પૂર્ણત્વનો અનુભવ કરવા લાગી.

ખરેખર, તેના જીવનની ધન્ય ક્ષણ આવી લાગી. એક જીવનપ્રદ સ્વર સંભળાયો: 'નેત્ર ઉઘાડ.' આટલા શબ્દો સાંભળતાં નેત્ર ખુલી ગયાં. તે શું જુએ છે ? નદીના સામા તટ ઉપરના ખડક ઉપરથી પેલી દિવ્ય તપસ્વિની ચાલી આવે છે. જોતાં જ પ્રવીણાથી બોલી જવાયું: અરે ! આ તો એ જ ! આ શબ્દોની સાથે તે ઉભી થઈ. ઉભી થઈ ગઈ નહિ પણ તે તપસ્વિની આવતી હતી તે પ્રતિ તેના ચરણ ચાલવા લાગ્યા. તપસ્વિની સમીપ આવી લાગી. પ્રવીણાએ ભક્તિપુરઃસર આર્દ્ર હૃદયે પ્રેમપૂર્વક નમસ્કાર કર્યા. વાત્સલ્યભાવથી તેનો હાથ પકડતાં, કંઈ પણ બોલ્યા વિના આગળ ચાલવા માંડ્યું. જ્યાં કેવલ મનુષ્યોની અવર જવર નહોતી, એવા એક મોટા ખડકી૫ જેવું સ્થાન તપસ્વિની સ્ત્રીએ યોગ્ય ગણી ત્યાં બેસવાનો ભાવ પ્રવીણાને સૂચવ્યો.

પ્રવીણાની આ સમયની સ્થિતિ વિલક્ષણ હતી. જેને ભ્રાંતિ રૂપે તર્ક ગણતી સ્વપ્નમાં જોતી હતી તેને દૃષ્ટિ સમીપ હાલતાં ચાલતાં, પૂર્ણ ભાનવાળી સ્થિતિમાં જોતાં તે નિર્વાક્ બની રહી હતી. નદીતટથી આ સ્થાન સમીપ ચાલીને આવતાં છતાં દોરી ખેંચેલા યંત્રો જેમ કાર્ય કરી બતાવે, તદ્વત્ તેનો આ વ્યાપાર થયો હતો.

તપસ્વિનીએ પ્રવીણાનો હૃદયગત ભાવ સંપૂર્ણ રીતે જાણી લીધો. જેથી તેણે જ બોલવાનું શરૂ કર્યું. પ્રવીણાને આ દિવ્ય સ્ત્રીનો સ્વર પ્રથમ જ શ્રવણ કરવાનો હતો. આ સ્વરે તેને મોહિત કરી તેમ જાગૃત કરી, કેમકે આ અન્ય સ્વરો જેવો નિર્માલ્ય હતો નહિ. તે મંગલપ્રદ, સામર્થ્યપ્રદ હતો તેટલો જ પ્રેમવાળો હતો. એ સ્વરમાં સવિશેષ મોહિની હતી.

( અપૂર્ણ. )

**લવાજમ સંબંધી.**

જેમણે લવાજમ નહિ મોકલ્યું હોય તે હવે સત્વર મોકલી આપવા કૃપા કરે. વર્ષ લગભગ પુરૂં થવા આવ્યું છે. જેમનું લવાજમ નહિ આવ્યું હોય તેમના પર પચાસમો અંક વી. પી.થી મોકલવામાં આવશે. સજ્જનો તથા બંધુઓ આ અંક મળ્યે સત્વર લવાજમ મોકલી આપશો.

---

## श्री सद्बोधमन्दार.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ શ્રેયસાધકોને તથા સજ્જનોને પ્રસંગોપાત્ત જે પત્રો લખ્યા હતા તેમાંથી બોધક ભાગોનો આ ગ્રન્થમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આ ગ્રન્થમાં વેદાન્તના સિદ્ધાન્તોથી ઓતપ્રોત, આબાલવૃદ્ધને ઉપયોગી વિચારો અત્યન્ત રસવાળી શૈલિથી જણાવ્યા છે. શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્‌નું 'રસદર્શન' વગેરે સુન્દર ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ રસવાળું છે એમ તેને જોનાર, વાંચનાર મુક્તકંઠે મુગ્ધ ભાવથી પ્રશંસા કરે છે. તેવો જ અદ્ભુત આ ગ્રન્થ છે. વાંચનારનું ચિત્ત ઉચ્ચ વસ્તુપ્રતિ સહજ સ્વભાવે આકર્ષાય છે, અને તેમાં દર્શાવેલા વિચારોને આચારસિદ્ધ કરવા વેગ પ્રકટાવે છે.

**ગ્રન્થમાં શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની સુન્દર ત્રિરંગી**
**છબી તથા હસ્તાક્ષર મૂકવામાં આવ્યા છે.**

જીવનમાં ઉચ્ચ આનંદ, ઉત્કર્ષ તથા સુખ અનુભવવા હોય તો આ પુસ્તક તાકીદે મંગાવો.
મૂલ્ય; રૂ૦ ૨—૦—૦ (પોસ્ટેજ જૂદું)

---

## श्रीमद् उपेन्द्रभगवत्स्तोत्र.

(રચનાર : श्रीमती जयन्तीदेवी.)

પરમ પૂજ્ય શ્રીમદ્ઉપેન્દ્રભગવાન્‌ના અપૂર્વ મહિમાને જાગ્રત્ કરનાર વસંતતિલક વૃત્તમાં લખાયેલું આ સુંદર સ્તોત્ર હાલ પ્રસિદ્ધ થયું છે. સ્તોત્રમાં પૂ૦ ગુરુદેવની દ્વિરંગી પ્રતિમા મૂકવામાં આવી છે. મૂલ્ય : રૂ. ૦—૬—૦ પોસ્ટેજ રૂ. ૦—૧—૦.

---

: : સાપ્તાહિક : :

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ.
"જીવન શ્રી."

વર્ષ: ૪ અંક: ૪૮
સં૦ ૧૯૯૪, વૈશાખ કૃષ્ણ ૭
શનિવાર
તા૦ ૨૧ : ૫ : ૧૯૩૮

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ચાર કાજીની મસ્જીદમાં—વડોદરામાં ઉમાશંકર લાલભાઇ પંડ્યે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક :
ગોવિન્દલાલ મ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વંભર-ધ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૧ : ૫ : ૧૯૩૮

॥ ॐ श्री ॥

## मुलतवी राखो.

આ જગતમાં અખંડ એવું કશું જ નથી; તેથી આજનાં દુઃખો આવતી કાલ એના એ જ રૂપમાં કદી દેખાવાનાં નથી. પ્રતિકૂલતાની આજની કસોટી જે તમને અતિ અસહ્ય લાગે છે, બીજો કોઈ વિલક્ષણ પ્રસંગ બને (કાંઈ સહાય–અનાયાસ સહાય–આવી મળે) નહિ તો અત્યંત કષ્ટપ્રદ લાગે છે તે કસોટી અથવા પ્રસંગ, થોડો સમય જ વીત્યા પછી એવો ને એવો કદી દેખાવાનો નથી. કારણ કાંઈ અખંડ નથી. આથી ધૈર્યપૂર્વક શ્રદ્ધાળુ રહો, પરમાત્માની દયાળુતામાં વિશ્વાસ દઢાવતા રહો, વધારે વધારે પ્રેમમય બનો, દઢતાથી–અતિ દઢતાથી સહી લો. આજ આટલું કરી લેતાં કાલ તમને જ તમારું દુઃખ હલકું લાગશે. આજ ધૈર્ય બતાવો; કાલથી તમારું તેના ઉપર સ્વામિત્વ સ્થપાતું અનુભવશો. આજનું પ્રતિકૂલ આજ જેવું કાલ નથી જ રહેતું. તેથી આજ અકળાવાનું મુલતવી રાખો, અને કાલ તમને અકળાવાનો પ્રસંગ જ નહિ આવે.

श्री गुरुदेव.

# સુખપ્રાપ્તિ.

પ્રિય બંધુઓ !

મનુષ્યની વૃત્તિ એક જ વસ્તુને પ્રચ્છી રહી છે. એ વસ્તુ તે સુખ. નાનું બાળક કે વૃદ્ધ જેને જોશો તો જણાશે કે તે સુખને શોધે છે, અહોરાત્ર તેને માટે પ્રયત્ન કરે છે. કોઈ વ્યાપાર તો કોઈ નોકરી, કોઈ પ્રવાસ તો કોઈ વિવિધ પ્રકારની શોધ કરવા મથે છે. આ સર્વનો હેતુ સુખની પ્રાપ્તિ. અનેક પદાર્થો મેળવવા છતાં મનુષ્યની વૃત્તિ સુખને અનુભવતી નથી. પદાર્થમાં સુખ માને છે, પણ વાસ્તવ દૃષ્ટિથી વિચાર કરતાં સુખદુઃખના કારણ રૂપ કોઈ પણ વસ્તુ નથી. કારણ એક વસ્તુ એકને સુખકર લાગે છે, બીજાને દુઃખપ્રદ ભાસે છે. અને તેથી નિશ્ચય થાય છે કે સુખ દુઃખના કારણ રૂપ વિશ્વના કોઈ પણ પદાર્થ નથી, પરંતુ મનુષ્યનું અંતઃકરણ જ કારણ રૂપ છે. અંતર જેને સુખરૂપ માને છે, તે પદાર્થ તેને માટે સુખપ્રદ છે; અન્યને માટે નહિ. જો વસ્તુમાં સુખ આપવાનું સામર્થ્ય હોય તો પ્રાણી માત્રને સુખકર ભાસવું જોઈએ, પણ દૃષ્ટિ કરતાં તેમ જણાતું નથી. કોઈ વિદ્યામાં, કોઈ સ્ત્રીમાં તો કોઈ પુત્રમાં, કોઈ ધનમાં સુખ માને છે, અને તેમ થવામાં તેમનું અંતર હેતુ રૂપ છે મનુષ્ય જેમાં સુખ જોઈ રહ્યા છે, તે સાચું સુખ નથી. અખંડ ટકનાર સુખ વિશ્વની કોઈ પણ વસ્તુથી મળતું નથી, કારણ જગત્ મિથ્યા છે. તો એનાથી મળતાં સુખો શી રીતે સ્થાયી રહે ? સત્ય સુખ તો એ જ છે કે અંતઃકરણનું વિકાસન. સંકુચિત હૃદયમાં જગત્ સુખની ભાવના, લાલસા રહે છે. વિકાસ પામેલા હૃદયમાં સ્વરૂપ સુખની ઇચ્છા ઉદ્ભવે છે, જે કદી પણ વિનાશીપણાને પામતી નથી. જ્યાં પૂર્ણતા છે ત્યાં જ સુખ, સૌન્દર્ય, ઐશ્વર્ય, પ્રકાશ પ્રગટે છે. પેલી બીડાયલી પુષ્પકળી જુઓ અને ખીલેલું પુષ્પ જુઓ. તરત જ જણાશે કે ખીલેલા પુષ્પમાં સુંદરતા, સુવાસ કળી કરતાં અધિક પ્રમાણમાં છે. દ્વિતીયાનો ચંદ્ર અને પૂર્ણિમાનો ચંદ્ર જોતાં ઉભયનો ભેદ તત્કાલ જ દૃષ્ટિએ આવશે. એક જ ચંદ્ર હોવા છતાં પૂર્ણિમાએ એ પૂર્ણરૂપમાં વિકાસને સાધે છે, તેજસ્વી બને છે, જગતને પ્રકાશિત કરે છે. વસ્તુના વિકાસમાં અદ્ભુત સામર્થ્ય રહ્યું છે.

આપણું અંતર જો વિકાસ પામે તો સુખ સહસા તેના પ્રતિ આકર્ષાય છે. તેથી આરંભમાં જે કંઈ પ્રયત્ન કરવાનો છે, તે સુખને માટે નહિ પણ વિકાસને માટે કરવાનો છે. પ્રકાશ જોઇતો હોય તો પ્રથમ દીપકને પ્રકટાવવાનો યત્ન કરવો પડે છે, તેમ સુખને માટે પ્રથમ વિકાસને સાધવો પડે છે.

અંતઃકરણના વિકાસ માટે અંતરની શુદ્ધિ થવી જોઇએ. મલિન હૃદય કદી વિકાસને પામતું નથી. બહારના વિવિધ પ્રયત્નો મલિનતાને ટાળતા નથી; એને યોગ્ય પ્રયત્ન થાય છે ત્યારે જ હૃદય શુદ્ધને પામે છે એને માટે યોગ્ય સાધન સત્પુરુષોએ સંયમ માન્યું છે. સંયમથી જ વિકાસ થાય છે. સંયમ વિનાના સર્વ યત્નો મિથ્યા છે, ક્ષણિક સુખને આપનારા છે, અને તેથી જ સમારંભમાં સંયમને પ્રધાનતા આપી છે. સુખ બહારના પ્રદેશમાં નથી, પણ આપણા પોતાના મૂળમાં જ છે. ઉંડાણમાંથી રસને ખેંચનાર વૃક્ષ અખંડ નવપલ્લવિત રહે છે. બહારથી જળને ગ્રહનાર છોડ કદી કદી કરમાઈ જાય છે.

સંયમ એટલે શું ? આત્માના જ્ઞાન અને સામર્થ્યના વહેતા પ્રવાહની મધ્યમાં સ્થપાવું, સુખના મૂળમાં સ્થપાવું, પૂર્ણ તૃપ્તિના સ્થાનમાં આવવું.

બંધુઓ ! સુખને શોધનાર આપણે સંયમને જ બળવાનપણે સાધવો જોઈએ. સમારંભના આદ્ય સ્રષ્ટા પણ એ જ સંભળાવી રહ્યા છે, શ્રવણ કરો.

સુખમૂળ ઠરીએ જઈ, સંયમમાંહી વહી,
છોડી આ સઘળા તાનને;
ગુરુએરી યુક્તિ ગ્રહી, આળસ દૂરથી દહી,
ધરીએ અવિચલ ધ્યાનને.

સંયમદ્વારા સુખના મૂળમાં ઠરવાનો પ્રબોધ કરે છે. અન્ય મિથ્યા વિષયના વેગને છોડી, આળસને ત્યજી, ધ્યાન કરો એમ જણાવે છે. છતાં આપણા મનમાં શંકા ઉઠે છે કે સંયમમાં સામર્થ્ય હશે ? તો કહે છે કે—

સંશયની સઘળી ગ્રંથિઓ, સંયમ સમય છૂટી જતી,
સાચું શું છે ખોટું શું છે, વાસ્તવ પ્રતીત તો થતી,
હલકા વિષયના મોહની, આસક્તિની થાતી ક્ષતિ,
અતિ ઉચ્ચ લક્ષ્યો સાધવા, વૃત્તિ ગગનમાં ઉડતી,
આ સદ્‌ગુણ સઘળા ગ્રહી, બાહ્યાંતર શુદ્ધ થઈ,
આકર્ષીએ નિજ પ્રાણને.

સંશય, આસક્તિ વગેરે હોય છે ત્યાં પર્યંત હૃદય સંકુચિત રહે છે. બાહ્યાંતરની શુદ્ધિ વિકાસના હેતુરૂપ છે, એ આપણે વિચારી ગયા. સંયમદ્વારા સંશયની નિવૃત્તિ, સત્યની પ્રતીતિ થાય છે, એની ખાત્રી સંયમસિદ્ધ થી વિશ્વવંદ્ય પણ આપી રહ્યા છે.

આપણા મધ્યબિંદુરૂપ, આપણા મૂળરૂપ થી ગુરુદેવ પણ એ જ ઉપદેશ આપે છેઃ—

જે મળે ન વિશ્વ ફર્યાથી, જે મળે ન સિંધુ તર્યાથી,
જે મળે ન રાજ્ય કર્યાથી, જે મળે ન શ્રુતિ ઉચ્ચર્યાથી,
તે સઘળું મળતું સાધ્યે ધ્યાન પરમ,
ઈશ્વરમય થઈ રહેતો જન હોય અધમ,
સાધ્યે સંયમ સહ આવે, ઈપ્સિત ફળને પ્રકટાવે,
અજ્ઞાન માત્ર વિલાવે, સામર્થ્યપૂર્ણ તે કહાવે,
સંયમસિદ્ધિ થાતાં નહિ મૃત્યુ જન્મ,
કાં જે તેનું નહિ ભિન્ન સ્વરૂપથી કદમ.

આવું સંયમનું અપૂર્વ માહાત્મ્ય સદ્‌ગુરુદેવે જણાવ્યું છે. આપણને આજ સુધી અનેક પ્રવચનદ્વારા સંયમ સાધવાને સૂચવતા. ઈશ્વરના અનુગ્રહથી આપણને વર્ષમાં સાત દિવસનો સુયોગ પ્રાપ્ત થાય છે. સંયમને અનુકૂળ વાતાવરણ મળે છે. સંયમ સમયે આપેલા ઉપદેશ—

વચનો સહસા વૃત્તિમાં જાગ્રત્ થાય છે સર્વ પ્રકારની ઉત્તમ સામગ્રી પ્રાપ્ત છે એવા સમયનો સદુપયોગ સાધી લેવો એ આપણું કામ છે

સમારંભમાં મળતા બહારના વિવિધ આનંદો ભોગવીએ, પણ તેમાં આસક્તિથી જોડાઈ ન જઈએ એટલી સાવધાનતા રાખવાની છે, કારણ સાચા સુખને પામવાનો આપણો આશય છે એ આશયને સત્વર સિદ્ધ કરાવનાર સાધન સંયમ છે, તો તેના પ્રતિ જ આપણી વૃત્તિને વાળવી અનુભવી પુરુષોના વચનો સર્વદા સત્ય જ છે એ શ્રદ્ધાપૂર્વક તેમણે બતાવેલા સાધનમાં આગ્રહ ધરવો એ સાચા સાધકનું કર્તવ્ય છે

ગુરુદેવ વારંવાર ઉપદેશ આપતા કે તમે તમને તપાસો, અંતરનું શોધન કરો અહા ! કેવાં મર્મસૂચક વચનો ! મનુષ્ય જગતને તપાસે છે, પણ પોતાને તપાસતો નથી, તેથી સદા સંકુચિત રહે છે. પોતાના અંતરનું શોધન કરતાં સત્સુખની કુંચી હાથ લાગે છે, સત્સુખને અનુભવે છે પદાર્થો સુખદુઃખના હેતુરૂપ નથી પણ અંતઃકરણ જ છે એ નિશ્ચય કરી તેની શુદ્ધિ માટે પ્રયત્ન કરી અંતરનો વિકાસ કરવાને આગ્રહ વધારવો, અને તે સંયમદ્વારા જ થઈ શકે છે એમ દૃઢપણે માનીને સંયમ સાધવા ઉગ્ર પ્રયત્નને સાધવો, એ જ આપણું સમારંભમાં તથા જીવનમાં મુખ્ય કર્તવ્ય છે

ગુરુદેવના કૃપામૃતવડે શીઘ્ર મંગલમાં મગ્ન થઈ અનુપમ સુખના ભોક્તા થઈ રહીએ એ જ અભિલાષા

શ્રી જ્ઞ૦ દેવી.

---

# श्री योगसार.

( અનુસંધાન અંક ૪૨ ના પૃષ્ઠ ૩૯૬ થી )

આ પ્રમાણે સંક્ષેપમાં આ ત્રણ પ્રકારની અવિદ્યાનાં સ્વરૂપો છે, પણ એ ત્રણે અવિદ્યાના આધારરૂપ, એ ત્રણેની માતારૂપ અને સર્વ સંસારપ્રપંચના પરમ આધારરૂપ અવિદ્યા તે ચતુર્થ પ્રકારની અવિદ્યા છે એ અવિદ્યા તે અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિ થવી તે છે. આત્માનું જ્ઞાન થયા પછી કોઇને કોઈ જાતિની અવિદ્યા રહેતી નથી તેથી આત્મામાં અનાત્મ બુદ્ધિ થવાનો સાક્ષાત્ સંભવ નહિ હોવાથી અત્ર અનાત્મામાં, જે અનાત્મ વસ્તુ છે તેમાં આત્મબુદ્ધિ થવી તેનું નામ ચતુર્થ પ્રકારની અવિદ્યા કહી છે ત્યાં જે અત્યન્ત મંદ બુદ્ધિવાળા છે તેમને પોતાના શરીરથી બહારના અનાત્મ પદાર્થોમાં આત્મબુદ્ધિ થાય છે સ્ત્રીપુત્રાદિનાં શરીરોમાં 'એ મારાં છે' એ પ્રકારનો મમત્વસંબંધ તો વિદ્વાનોને પણ થાય છે પણ કેટલાકને તો એ મમત્વસંબંધ છૂટતો દૃઢ થયેલો હોય છે અને એટલી કક્ષા સુધી વધેલો હોય છે કે તેઓ સ્ત્રીપુત્રાદિનાં સુખદુઃખે પોતને બરાબર તેટલાં જ સુખીદુઃખી માને છે અને કોઈ કોઈ તો પોતાને તેથી અધિક સુખી દુઃખી માને છે, સ્ત્રીપુત્રાદિને સહજ સુખ થતાં પોતાને યોગ નંદ મળ્યો હોય તેમ સમજે છે, અને તમને સહજ દુઃખ થતાં એમનો જીવ મારે કપાઈ જાય છે, એમનું હૃદય કંપી ઉઠી ફાટી જવાનું બાકી રહે છે આવા મનુષ્યોને એ સ્ત્રીપુત્રાદિ શરીરો વિષે અહંબુદ્ધિ સ્પષ્ટપણે નહિ હોય છતાં

અહંબુદ્ધિથી થતાં કાર્યો થાય છે તેથી અહંબુદ્ધિ જ ગણવી પડે છે. આ જ પ્રકારે કોઈ કોઈ મંદબુદ્ધિ મનુષ્યોને ધન આદિ માટે પણ એટલો મમત્વાધ્યાસ થયેલો હોય છે કે તેઓ પોતાના પ્રાણથી પણ ધનને પ્રિય ગણે છે, ધનને જ જાણે પોતાના આત્મરૂપ ગણે છે. કદાચ આ મમત્વાધ્યાસની પરાકાષ્ઠા ગણીએ તો પણ પ્રાયશઃ સર્વને પોતાના શરીરરૂપ અનાત્મ પદાર્થો વિષે તો આત્મબુદ્ધિ થયેલી નિર્વિવાદ દેખાય છે. ત્યાં શરીરમાં કારણશરીર, લિંગશરીર અને સ્થૂલ-શરીર એ ત્રણનું ગ્રહણ થાય છે. સર્વ પુરુષોનું કારણશરીર તે પ્રકૃતિ અથવા અવ્યક્તનું બન્યું છે. પૂર્વે પ્રકૃતિ આદિ તત્ત્વોના પ્રતિપાદનમાં જણાવવામાં આવ્યું છે કે પ્રત્યેક વિકારની આસપાસ તેના પોષક દ્રવ્ય રૂપે તે વિકારનું જે ઉપાદાન કારણ હોય, તે વિકારની જે પ્રકૃતિ હોય તેનું વાતાવરણ રહે છે અને એ જ તે તે વિકારનું બળ કહેવાય છે. જેમ જલની અંદર નવનીતની ગોળી કરી મૂકી હોય તો તે ગોળી જલમાં તરતી રહે છે, તેની આસપાસ જલનું વેષ્ટન થઈ રહે છે, તે જ પ્રમાણે સર્વ વિકારના અણુઓ પોતાની પ્રકૃતિના દ્રવમાં તરતા રહે છે. આપણે જાણીએ છીએ કે સર્વ સ્થૂલશરીરો બંધાય છે તે શુક્ર અને રેતસ્ના સંમેલનથી જે એક પોટા ( સેલ ) રૂપ આદ્ય ગર્ભની પિંડી થાય છે તેનો જ વિકાસ થતાં રચાય છે. એ પોટાની અંદર એક જાતનો દ્રવ રહે છે તેને હાલનું સાયન્સ પ્રોટોપ્લેઝમ નામ આપે છે અને એ પ્રોટોપ્લેઝમના મધ્યમાં ખરા શરીરરૂપ જે એક સૂક્ષ્મ ભાગ રહે છે તેનું નામ ન્યુક્લિયસ છે. એ ન્યુક્લિયસ જેમ પ્રોટોપ્લેઝમમાં તરતું રહે છે, જેમ પ્રોટોપ્લેઝમ એ ન્યુક્લિયસને પોષણ આપે છે તે જ પ્રમાણે આ પ્રકૃતિના દ્રવમાં લિંગશરીર તરતું રહે છે અને એ લિંગશરીરને પોષણ આપતું રહે છે. એ પ્રકૃતિનો દ્રવ તે કારણશરીર છે. એ કારણશરીર પ્રકૃતિના અણુરૂપ હોવાથી અવ્યક્ત છે, એના ધર્મો સ્ફુટ દશાને પામેલા હોતા નથી તેથી ઘણા ખરાને એનું જ્ઞાન હોતું નથી. પણ જેઓ શાસ્ત્ર-દ્વારા એનું જ્ઞાન પ્રાપ્ત કરી પછી એને જ આત્મબુદ્ધિવડે ઉપાસે છે તેમને એનું સ્પષ્ટ જ્ઞાન થાય છે અને તે પુરુષો પૂર્વે કહી ગયા તે પ્રમાણે પ્રકૃતિલય થઈ રહે છે. આ પુરુષોને આ કારણશરીર જે અનાત્મ વસ્તુ છે તેમાં આત્મબુદ્ધિ થયેલી છે, એ અનાત્મરૂપ કારણશરીરને તેઓ "હું" એ રૂપે જાણે માને છે અને તેને લીધે જ ઉપાસનાનો ભારે પ્રયત્ન કર્યા છતાં તેઓ કૈવલ્યરૂપ મોક્ષને પામતા નથી, પણ સંસારાન્તર્ગત પ્રકૃતિલય નામની સ્થિતિને જ માત્ર પામે છે. તેથી આ કારણ-શરીરરૂપ અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિ તત્ત્વજ્ઞાની મહાત્મા સિવાય ઇતર સર્વને હોય છે છતાં એ કારણશરીરનું સ્પષ્ટ જ્ઞાન નહિ હોવાથી એમાં થતી આત્મબુદ્ધિરૂપ આ ચતુર્થ પ્રકારની અવિદ્યા પણ સર્વને તેટલી સ્પષ્ટ હોતી નથી.

સર્વ પુરુષોનું દ્વિતીય શરીર તે લિંગશરીર છે. એને લિંગ કહેવાનું કારણ એ છે કે એ પ્રકૃતિમાં લયને પામે છે. આ શરીરના અવયવોમાં મહત્ તત્ત્વ એટલે બુદ્ધિસત્ત્વ અથવા ચિત્ત, અહંકાર, મન, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, અને પાંચ ભૂત સૂક્ષ્મનું સૂક્ષ્મ શરીર—એકઠાની ગણના કરવામાં આવે છે. આમાં અહંકારનો બુદ્ધિમાં સમાવેશ કરી કોઈ કોઈ સ્થળે સપ્તદશ તત્ત્વોનું લિંગશરીર પણ કહેવામાં આવે છે, પણ તે સાથે વિરોધ નથી, કેમકે એના અવયવો ત્યાં પણ

આ જ ગણાય છે. આ અવયવરૂપ તત્ત્વોમાં પ્રથમ તત્ત્વ તે મહત્ અથવા બુદ્ધિ છે. એનું વિવેચન પૂર્વે મહત તત્ત્વના પ્રસંગમાં તથા ચિત્તના પ્રસંગમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે, છતાં અત્ર પ્રસંગ પ્રાપ્ત થવાથી સંક્ષેપમાં જણાવીએ છીએ કે એ બુદ્ધિ તત્ત્વના અણુનો મુખ્ય ધર્મ તે અધ્યવસાય છે. વ્યવહાર કરનાર સર્વ પ્રાણીઓ "હું આ કરવા અધિકૃત છું" એ પ્રકારે અભિમાન ધરી "તેથી મારે આ કર્તવ્ય છે" એ પ્રકારના નિશ્ચયને કરે છે. અને એ નિશ્ચય કરી પછી પ્રવૃત્ત થાય છે—એમ લોકમાં પ્રસિદ્ધ છે, ત્યાં "મારું એ કર્તવ્ય છે" એ પ્રકારનો જે નિશ્ચય તે અધ્યવસાય છે અને એ જ બુદ્ધિનો અસાધારણ ધર્મ છે. આ પ્રકારની બુદ્ધિ યદ્યપિ પ્રધાનપણે સત્ત્વનું કાર્ય છે, યદ્યપિ એ અણુની સપાટી ઉપર સત્ત્વ રહે છે. છતાં એ ત્રિગુણાત્મિકા પ્રકૃતિનું કાર્ય છે, અને તેથી ત્રિગુણાત્મક છે. આથી કોઈ કોઈમાં સત્ત્વગુણની પ્રધાનતા અને ઈતર બે ગુણોની ગૌણતા હોય છે. અને તે બુદ્ધિસત્ત્વ સાત્ત્વિક કહેવાય છે. કોઈમાં રજસની પ્રધાનતા અને સત્ત્વ તથા તમસની ગૌણતા હોય છે. અને તે બુદ્ધિસત્ત્વ રાજસ કહેવાય છે તથા ઇતરમાં તમસની પ્રધાનતા અને રજસ તથા સત્ત્વની ગૌણતા હોય છે તેથી તે તામસ કહેવાય છે.

(અપૂર્ણ.)

---

# શુદ્ધિ.

(અનુસંધાન ગતાંક ૪૭ ના પૃષ્ઠ ૩૯૮ થી.)

નાની મોટી પ્રત્યેક ક્રિયામાં જ્યારે વિચાર ભળે છે ત્યારે તે ઉચ્ચ ફળ પ્રકટાવે છે. વળી તે ક્રિયા વિચારપૂર્વક—વિધિસર કરવામાં આવે છે ત્યારે જ અલ્પ કાળમાં વિશેષ લાભપ્રદ થાય છે. ખાસ કે ગમે તેવા કચરાની તાપણીમાં ઘૃતની આહુતિ આપવામાં આવે તો તે યજ્ઞ કે હોમ કહેવાય નહિ, પરંતુ વિધિસર યજ્ઞના કુંડમાં મંત્રોચ્ચારસહ અગ્નિમાં આહુતિ આપે તો તે યજ્ઞ કે હોમ કહેવાય અને ફલની પ્રાપ્તિ થાય. વિધિ વિનાની ક્રિયા ફલને પ્રકટાવતી નથી એટલું જ નહિ પણ પ્રસંગે તેથી હાનિ થવાનો પણ સંભવ છે. આમ હોવાથી ભોજનગ્રહણ કરવાની ક્રિયા પણ વિધિસર કરવાની અત્યંત અગત્ય છે. શાસ્ત્રોમાં આ ભોજનગ્રહણની ક્રિયાને યજ્ઞનું રૂપ આપવામાં આવ્યું છે અને તે વિધિસર થતાં મહાન પુણ્યને પ્રકટાવે છે. તેથી શારીરિક શુદ્ધિનું ફલ પ્રાપ્ત કરવા સારુ તે ઉત્તમ પ્રકારે કરવાની છે. ભોજન ગ્રહણ કરતા પૂર્વે મંત્રથી અન્નને પવિત્ર કરી અપોશણ વિધિ કરી પ્રસન્નતાપૂર્વક પ્રાણાગ્નિમાં ભાવનાપૂર્વક અન્નની આહુતિ અર્પણ કરવી જોઈએ. આપણા પરમ કૃપાળુ ગુરુદેવ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને ભોજનયજ્ઞના આરંભમાં "હે ! વૈશ્વાનર સુપ્રસન્ન બનજો આ અન્ન આહુતિથી "......અને અંતે આ અન્નથી "પ્રભુ પુષ્ટિ આપી સત્ત્વબળ પ્રકટાવજો,"......વૈશ્વાનરની સ્તુતિ બોલવાનો ક્રમ સ્થાપી સામાન્ય મનુષ્યને નજીવી જણાતી ક્રિયા કેવી ઉત્તમ રીતે કરવાની છે અને તેથી કેવું મહાન ફલ પ્રકટી શકે છે તે પ્રતિ સાધકનું લક્ષ ખેંચ્યું છે. આ પ્રમાણે વિધિસર કરેલી ભોજન ક્રિયા તે સ્તુતિમાં દર્શાવેલાં, સામર્થ્ય, સુરૂપતા, સત્ત્વબલાદિ ફલ પ્રકટાવે છે. શાસ્ત્રો જેની ઉચ્ચ ભાવનાપૂર્વક આ ક્રિયા

કરવા સૂચવે છે ? શાસ્ત્રો કહે છે, ધર્મ બ્રહ્મા રસો વિષ્ણુઃ ભોક્તા દેવો મહેશ્વરઃ કેવી ઉચ્ચ ભાવના ! ખરેખર જેને અધ્યાત્મજ્ઞાનના ગિરિશૃંગપર સ્થિતિ કરવાની ઇચ્છા હોય તેણે ચિત્તશુદ્ધિને ઉપકારક શારીરિકશુદ્ધિ સધાવનાર સર્વ ક્રિયા વિચારપૂર્વક ઉત્તમ પ્રકારે સાધવી જોઇએ એમાં શું આશ્ચર્ય ? મિતાહાર અને વિધિ માટે સાવધાનતા સેવવાની અગત્ય છે તે જ પ્રમાણે પ્રત્યેક ગ્રાસનું યથાર્થ ચર્વણ થવાની પણ જરૂર છે. પ્રત્યેક ગ્રાસનું બરાબર ચર્વણ ન થાય તો તેમાં રહેલું પોષકતત્ત્વ—જીવનતત્ત્વ અન્નમાંથી છૂટું પડતું નથી અને તેથી સત્ત્વગ્રહણનો પૂર્ણ લાભ મળતો નથી. આથી સ્પષ્ટ થાય છે કે લપલપાટ કરી મોટા મોટા કોળિયા મુખમાં મૂકી શુદ્ધ આહાર, મિતાહાર કે ચર્વણક્રિયા પ્રતિ લક્ષ ન આપતાં, ગ્રાસવું તે ગ્રાસવું એવા વિચારથી ભોજનક્રિયા કરનારને શારીરિકશુદ્ધિનો યથાર્થ લાભ પ્રાપ્ત થતો નથી, એટલું જ નહિ પણ તે અન્નથી બનતા તેવા શરીરમાં સપ્ત ધાતુ વિકારી–અશુદ્ધ થવાથી તેની ઇંદ્રિયો પણ વિકારી–ઉન્મત્ત થાય તો પછી ચિત્તશુદ્ધિની તો આશા જ શી ? માટે ભોજનગ્રહણની ક્રિયા પ્રાણાગ્નિહોત્રરૂપ થઈ ઉત્તમ ફલપ્રદ થાય તે માટે ખાસ લક્ષ આપવાની અધ્યાત્મમાર્ગના પ્રવાસીને અનિવાર્ય અગત્ય છે. નાનામાં નાની ક્રિયા પણ ઉત્તમ પ્રકારે સાધવાથી ઉત્તમ ફલ સત્વર પ્રાપ્ત થાય છે એ નિયમ સાધકે લક્ષમાં રાખી પ્રત્યેક ક્રિયા કરવાની ખાસ જરૂર છે

ઉપવાસ—અત્યાર સુધીમાં આપણે શરીરશુદ્ધિ નિમિત્ત આહાર, મિતાહાર અને ભોજનગ્રહણ વિષે વિચાર કર્યો. હવે આ શુદ્ધિમાં ઉપવાસ કેવો ઉપયોગી છે તે વિષે વિચાર કરીએ. શરીરમાં એકઠા થયેલા કચરાનો ક્ષય કરવા માટે તેમ જ જઠરને વિશ્રાંતિ આપવા માટે ઉપવાસ પાલન કરવાની અગત્ય છે. શરીરમાં કચરો—મલ એકઠો થવાથી જ્વરાદિ વ્યાધિ થતાં પથારીવશ થઈ બળાત્કારે દિવસોના દિવસ કુદરત અનશનવ્રત કરાવે અને ડોક્ટરોને દંડ રૂપે દ્રવ્ય અપાવે તેના કરતાં જે તનુમંદિરની શુદ્ધિથી પરમાત્માનો દિવ્ય પ્રકાશ પ્રાપ્ત થાય તે તનુમંદિરના કચરા–મલનો સ્વેચ્છાથી ઉપવાસ પાલન કરી શા માટે ક્ષય ન કરવો ! શાસ્ત્રો એકાદશી વગેરે વ્રતપાલન કરવાનો વિધિ આ હેતુથી જ પ્રબોધે છે. મહાત્મા ઇશુખ્રિસ્ત, મહમદ પયગંબર, મહાવીર સ્વામી તથા ઋષિ મુનિઓએ પણ ઉપવાસનું પાલન કરી આપણને તેની મહત્તા દર્શાવી છે. આપણા સદ્‌ગુરુ શ્રીમદ્ રવિન્દ્ર ભગવાને પણ એકત્રીસ દિવસ માત્ર જલપર રહી ઉપવાસની ઉપયોગિતા પ્રતિ આપણું લક્ષ ખેંચ્યું છે. અઠવાડિયામાં એક નિર્ણીત કરેલે દિવસે ઉપવાસ કરવો. જલસિવાય કંઇ બીજી જ વસ્તુ પણ તે દિવસે ન લેવાનો આગ્રહ રાખવો. આ પ્રમાણે ઉપવાસના સેવનથી શરીરનો કચરો નિવૃત્ત થવાથી-મનને અયોગ્ય પોષણ બંધ થશે અને તેથી મનના સ્થૂલ મલનો ક્ષય થશે. આરંભમાં કંઈક કઠિનતા જણાશે પરંતુ અભ્યાસ થતાં ઉપવાસ કરવો વિશેષ સરલ ભાસશે એટલું જ નહિ પરંતુ આનંદ તથા ચિત્તપ્રસાદનો પણ અનુભવ થશે. જેમ જેમ અભ્યાસ વૃદ્ધિ પામશે તેમ તેમ સૂક્ષ્મ અણુઓની પણ શુદ્ધિનો લાભ પ્રાપ્ત થશે અને શરીરમાં ઉચ્ચ નવીન અણુઓ રચાશે. ઉપવાસને દિવસે મનને સદ્વિચાર, ઉચ્ચ ચિંતન કે પ્રભુસ્મરણમાં જોડવા આગ્રહ રાખવાથી શરીર સાથે વિશેષ મનની વિશુદ્ધિ પણ સધાશે.

વ્યાયામ—શરીરમાંથી કચરાને દૂર કરી શરીરની અને સ્ફૂર્તિની વિશુદ્ધિ માટે વ્યાયામની પણ જરૂર છે. ખાબોચિયાનું જલ ગંધાઈ ઊઠે છે. પરંતુ વહેતું જલ નિર્મલ રહે છે. તલવારજેવું સાધન ઉપયોગ ન થવાથી કટાઈ જાય છે; તે જ પ્રમાણે હલનચલનવિના શરીરમાં પણ મલ–કચરો અને જડતા વૃદ્ધિ પામે છે. વ્યાયામ શરીરમલ બાળે છે, જુનાં પરમાણુ ટાળે છે, નવા પરમાણું લાવે છે અને નવીન બળ ઉપજાવે છે. વ્યાયામ ઉત્સાહ આનંદ અને રસપૂર્વક કરવાથી યથાર્થ લાભ થાય છે. તે વિના માત્ર પરિશ્રમ મજૂરમાફક કરવાથી ન્યૂન લાભ થાય છે. વ્યાયામ માટે અનેક પ્રકારની પદ્ધતિઓ કે રમતગમતોમાંથી પોતાને અનુકૂલ એકાદ પસંદ કરી તે ખુલ્લી હવામાં નિયમિત રીતે સતત કરવાથી પૂર્ણ લાભ થયા વિના રહેતો નથી. આપણો મુખ્ય ઉદ્દેશ ચિત્તની વિશુદ્ધિ સાધવાનો છે, તે ધ્યાનમાં રાખી વ્યાયામનું સેવન કરવાનું છે. મલ્લ કે પહેલવાનના જેવા ઉદ્દેશથી સાધકે વ્યાયામનું સેવન કરવાનું નથી. પરંતુ જેથી શરીરનો કચરો દૂર થાય અને શુદ્ધિ સધાય તેવા પ્રકારના મધ્યમસર વ્યાયામનું ઉલ્લાસ અને રસથી સેવન કરવું જોઇએ. શારીરિકશુદ્ધિ માટે યોગના કેટલાક આસનો પણ ઘણાં ઉપયોગી થઈ પડે એમ છે. પરંતુ તે દરરોજ નિયમિતપણે અને પદ્ધતિપ્રમાણે કરવાં જોઇએ. તેના યથાર્થ જ્ઞાનવાળા કોઈ યોગસાધક કે તેના સાચા અભ્યાસી પાસેથી શીખીને તે કરવા જોઇએ. પ્રાણનો જય કરી તે દ્વારા મનોજય–ચિત્તશુદ્ધિ સાધવાનાં યોગનાં અષ્ટ સાધનોમાં આસનોને પણ સ્થાન આપવામાં આવ્યું છે. એક મહાત્મા આસનોના સંબંધમાં કહે છે કે,

"Asanas make you strong and healthy and eradicate many diseases" "Constipation is removed by the practice of Bhujang, Salab and Dhanur Asanas." "Sheershasan is King of all Asanas. It transmutes seminal energy into Ojas, developes memory and intellectual capacity, and removes lot of ailments." Pachimottasan removes fat, increases the gastine fill and eradicates diseases of the stomach.

ભાવાર્થ—આસનો તમને મજબુત, આરોગ્યવાન બનાવે છે અને ઘણા વ્યાધિઓને દૂર કરે છે.

"ભુજંગ, સલભ અને ધનુરાસનના અભ્યાસથી બંધકોશનો વ્યાધિ દૂર થાય છે."

"શીર્ષાસન સર્વ આસનોમાં શિરોમણિ છે. તે વીર્યનું ઓજસમાં રૂપાન્તર કરે છે. સ્મરણશક્તિ અને બુદ્ધિશક્તિનો વિકાસ કરે છે, અને અનેક રોગનો નાશ કરે છે."

"પશ્ચિમોત્તાનાસન ચરબી દૂર કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને ઉદરના વ્યાધિઓનો ક્ષય કરે છે."

( અપૂર્ણ. )

મ૦ પ૦ શેલત.

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ :
" જીવન ઘડો."

વર્ષ : ૪ અંક : ૪૯
સં૦ ૧૯૯૪, વૈશાખ કૃષ્ણ ૧૨
શનિવાર
તા૦ ૨૮ : ૫ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમઃ—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-
યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપ-
નાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે
મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક
પ્રિં. પ્રેસ, રાવપુરા, વાઘ
કાજેની વાડીમાં–વડોદરામાં
ઉદાસલાલ લાલભાઈ પરીખે,
શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ મ૦ ત્રિવેદી
માટે છાપ્યું અને પ્રકાશકે
શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ
કર્યું. તા૦ ૨૮ : ૫ : ૧૯૩૮

॥ ॐ શ્રી ॥

## विभव अने उपाधि

ઉપાધિથી ડરવાનું, વિભવથી નહિ. વિષ્ણુને પ્રાપ્ત વસ્તુ તેમના ઉપાધિરૂપ નથી, વિભવરૂપ છે. ઉપાધિ કર્તૃત્વઅભિમાન રખાવે છે, વિભવ નહિ. તેમાં કાંઇ જાય તો તેની તેને ચિંતા નથી–ક્ષોભ નથી. મનુષ્યને ઉપાધિ ન હોય–વિભવ તો જોઇએ. વિભવ વિનાનો મનુષ્ય જ નથી. ઉપાધિ ત્યાજ્ય તેમ વિભવ સ્થિતિ ગ્રાહ્ય છે. સાધુની સાધુતા પણ ઉપાધિરૂપ હોય ત્યાંસુધી દુઃખદ. વિભવરૂપ થતાં સુખદ થાય. સાધુની રેશમી કંથા જાય તો દુઃખ ન કરાવે તો તે તેના વિભવરૂપ છે. કંતાનની કંથા જાય ને દુઃખ થાય તો તે તેના ઉપાધિરૂપ છે. જે સ્વભાવરૂપ થયેલા વિભવને ત્યજે છે, તે પોતાનામાં રહેલા સ્વાભાવિક-વિષ્ણુત્વને ત્યજે છે. મનુષ્યે પોતાનામાં રહેલા બ્રહ્મપણાને, વિષ્ણુપણાને અને શિવપણાને જાળવવાની જરૂર છે, ભલે તે ત્યાગી કે સંસારી હોય. ત્રણે વસ્તુ ઉત્તમ રૂપે પોતાનામાં પ્રકટાવે તે જીવન ઉચ્ચતમ્ થાય.

શ્રી ગુરુદેવ.

---

# श्री योगसार.

( અનુસંધાન ગતાંક ૪૮ ના પૃષ્ઠ ૪૧૪ થી. )

આ પ્રકારે એ બુદ્ધિસત્ત્વના ત્રણ વિભાગ પડે છે અને એને લીધે જ અમુક મનુષ્ય સાત્ત્વિક છે, અમુક રાજસ છે, અમુક તામસ છે ઇત્યાદિ લૌકિક વ્યવહાર થાય છે. તેમાં પણ એ પ્રધાનતા અને ગૌણતા સૌમાં સરખી હોતી નથી અને તેથી સાત્ત્વિક બુદ્ધિસત્ત્વમાં પણ સત્ત્વની પ્રધાનતાના તારતમ્યને લીધે અનંત ભેદ હોય છે, તે જ પ્રમાણે રાજસ બુદ્ધિસત્ત્વમાં પણ રજસ્‌ની અને તામસ બુદ્ધિસત્ત્વમાં પણ તમસ્‌ની પ્રધાનતાના તારતમ્યને લીધે અનંત ભેદ થાય છે વળી જે ઇતર બે ગુણોની ગૌણતા તેમાં પણ તારતમ્ય હોય છે અને તેને લીધે પણ એક જ વર્ગના બુદ્ધિસત્ત્વમાં અનંત ભેદો થાય છે, આમ હોવાથી સર્વ બુદ્ધિસત્ત્વના અણુઓ એક બીજાથી ભિન્ન છે અને કોઇ પણ બે બુદ્ધિસત્ત્વના અણુઓ સંપૂર્ણ અંશે એક સરખા હોતા નથી. છતાં પ્રતિપાદનની સુકરતાને લીધે સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ વર્ગમાં સર્વ બુદ્ધિસત્ત્વના અણુઓનું વર્ગીકરણ કરાય છે. આ ત્રિવિધ ભેદને લીધે એ બુદ્ધિનો ધર્મ, જ્ઞાન, વિરાગ, ઐશ્વર્ય એ ચાર સત્ત્વના કાર્ય તથા અધર્મ, અજ્ઞાન, રાગ અને અનૈશ્વર્ય એ ચાર તમસ્‌નાં કાર્યો મળી આઠ ધર્મો ઉપલબ્ધ થાય છે. ત્યાં જે અભ્યુદય અથવા નિઃશ્રેયસનો હેતુ છે તે ધર્મ કહેવાય છે આ ધર્મ બે પ્રકારનો છેઃ ( ૧ ) અભ્યુદયના હેતુરૂપ અને ( ૨ ) નિઃશ્રેયસના હેતુરૂપ. યાગ, દાન આદિના અનુષ્ઠાનથી ઉત્પન્ન થનાર જે ધર્મ તે અભ્યુદયના હેતુરૂપ ધર્મ છે અને અષ્ટાંગ યોગના અનુષ્ઠાનથી ઉત્પન્ન થનાર ધર્મ તે નિઃશ્રેયસના હેતુરૂપ છે. અભ્યુદય એટલે ઉત્તમ લોકની પ્રાપ્તિ તેને સધાવનાર ધર્મ અભ્યુદયનો હેતુ કહેવાય છે અને કૈવલ્ય એટલે મોક્ષ તેને પ્રાપ્ત કરાવનાર ધર્મ નિઃશ્રેયસના હેતુરૂપ છે. એ કૈવલ્ય અથવા મોક્ષ એ પરં નિશ્ચિત શ્રેયસ્ છે માટે નિઃશ્રેયસ છે. જ્ઞાન એટલે બુદ્ધિ તથા પુરુષના સાક્ષાત્કારદ્વારા થતું એ બેના ભેદનું જ્ઞાન. એને જ તત્ત્વજ્ઞાન પણ શાસ્ત્રકારો કહે છે કેમકે એ જ યથાર્થ જ્ઞાન છે અને પૂર્ણ જ્ઞાન છે. એ જ્ઞાનની પ્રાપ્તિ થવા પછી પ્રાપ્તવ્યનો અંત આવે છે. વિરાગ એટલે રાગનો અભાવ અથવા રાગથી વિરુદ્ધ ચિત્તની સ્થિતિ એ વિરાગ ચાર પ્રકારનો છેઃ યતમાનસંજ્ઞા, વ્યતિરેકસંજ્ઞા, એકેન્દ્રિયસંજ્ઞા અને વશીકારસંજ્ઞા. રાગદ્વેષાદિ બુદ્ધિસ્થ વિકારોનું નામ કષાય છે. એ કષાયને લીધે સર્વ ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રેરાયલી રહે છે. એ કષાયને પક્વ કરી નિવૃત્ત કરવા માટેનો વિષય દોષદર્શનમાં કરાતો જે આરંભક યત્ન તે યતમાનસંજ્ઞા નામનો વિરાગ છે. એ પરિપાચન ક્રિયાનું અનુષ્ઠાન કરતાં કેટલાક કષાય પક્વ થાય છે અને કેટલાક અપક્વ રહે છે. તેમાં અમુક અમુક પક્વ થયા અને અમુક પક્વ થયા નથી એ પ્રકારે પક્વ કષાય તથા પચ્યમાન કષાયનો ભેદ પાડવો તેનું નામ વ્યતિરેક-સંજ્ઞા વિરાગ છે. જે કષાય પક્વ થઇ ગયા છે તે નિવૃત્ત થયા છે અને તેથી ઇન્દ્રિયને

પ્રવૃત્તિ કરાવવા તે અસમર્થ છે છતાં ઔત્સુકય માત્ર રૂપે તે મનમાં જ રહે છે. તેને પકડ કરી ક્ષય કરવો તેનું નામ એકેન્દ્રિય સંજ્ઞા છે અથવા ઇન્દ્રિયોમાં રાગદ્વેષાદિવડે પ્રવૃત્તિ થતી અટકે છતાં તેનું મનમાં અવસ્થાન થવાથી એ મનરૂપ એક જ ઇન્દ્રિયના માન, અપમાન આદિ વિષયોવિષે રહેલા રાગદ્વેષાદિનો રાગદ્વેષાદિના જ્ઞાનપૂર્વક કરાતો ક્ષય તે એકેન્દ્રિયસંજ્ઞા નામનો વિરાગ છે. આ ત્રણ પ્રકારની ભૂમિકાની સિદ્ધિ થયા પછી "હું વિષયને વશ નથી પણ વિષયો મારે વશ છે" એ પ્રકારની જે વિરાગની સિદ્ધ દશા થઈ રહેવી તેનું નામ વશીકારસંજ્ઞા છે. (આ ચારે પ્રકારના વિરાગનું સ્વરૂપ આગળ સાધનનિરૂપણપ્રસંગે વિસ્તારથી આવે છે તેથી અત્ર પુનરુક્તિ કરી નથી.) આ ચારે પ્રકારનો વિરાગ તે બુદ્ધિનો ધર્મ છે અને સાત્ત્વિક બુદ્ધિમાં સત્ત્વની પ્રધાનતાના પ્રમાણમાં એનો ઉદય થાય છે. ચતુર્થ ધર્મ તે ઐશ્વર્ય છે કે જેને લીધે અણિમા (સૂક્ષ્મ થઈ જવાનું સામર્થ્ય), લઘિમા (લઘુ-હલકા થઈ જવાનું સામર્થ્ય કે જેવડે સૂર્યના રશ્મિનું અવલંબન કરી યોગી સૂર્યલોકમાં ચઢી શકે છે વગેરે), ગરિમા (ગુરુપણું, ભારેપણું કે જેને પામેલો યોગી હજારો મનુષ્યવડે પણ ખસેડી શકાતો નથી), મહિમા (મોટાપણું—અણિમાથી ઉલટું), પ્રાપ્તિ (કે જેના બળથી ભૂમિઉપર ઉભેલો યોગી ચંદ્રમાને પણ અંગુલિના અગ્રવડે સ્પર્શ કરી શકે છે), પ્રાકામ્ય (કે જેવડે એની ઇચ્છાનો કોઈ પણ ભૂત અભિઘાત કરી શકતા નથી, જેમ જલમાં ડુબકી મારી પાછા નીકળાય છે તે જ પ્રમાણે ભૂમિકામાં—પૃથ્વીમાં—પણ પ્રવેશી બહાર નીકળી શકાય વગેરે સામર્થ્ય), વશિત્વ (કે જે બળવડે ભૂત અને ભૂતનાં સઘળાં કાર્યો—વિકારો—આ યોગીને વશ વર્તે છે), ઇશિત્વ (કે જેવડે એ યોગી ભૂત અને ભૂતના વિકારોને ઉત્પન્ન કરી શકે છે, અમુક અમુક રચનામાં ગોઠવી શકે છે અને તે જ પ્રમાણે જ્યારે ત્યારે વિલાવી પણ શકે છે) અને કામાવસાયિત્વ (એટલે સત્યસંકલ્પતા, જેવો સંકલ્પ કરે કે તરત જ તેની વ્યવસ્થા થઈ રહે) એ સિદ્ધિઓનો પ્રાદુર્ભાવ થાય છે. આ ચાર તે સાત્ત્વિક બુદ્ધિના ધર્મો છે અને એ ચારથી વિપરીત જે અધર્મ, અજ્ઞાન, અવિરાગ અને અનૈશ્વર્ય તે તામસ બુદ્ધિના ધર્મો છે. બુદ્ધિની પ્રવૃત્તિમાત્રમાં રજસ્‌ની અપેક્ષા રહે છે, રજસ્ વિના કોઇ પણ પ્રકારની ક્રિયા થઇ શકતી નથી. તેથી આ આઠ ધર્મમાંથી જડત્વાદિ ધર્મોરૂપ અશુદ્ધિથી રહિત હોવાથી શુદ્ધ છે. છતાં તે વ્યુત્થાન દશામાં ઉપર વર્ણન કર્યું છે તેમ ઉપદ્રષ્ટા થઇ રહે છે. બુદ્ધિની વૃત્તિને પ્રકાશ કરવી એ પુરુષનો વ્યાપાર છે જ નહિ તેથી પુરુષ દ્રષ્ટા થતો નથી. ઉદાસીન અને કૂટસ્થરૂપે સ્થિત થઇ રહેલા છતાં તેના પ્રતિબિંબદ્વારા બુદ્ધિ ચેતનવતી થઇ રહેવાથી પુરુષમાં દ્રષ્ટત્વનો એ દશામાં આરોપ થાય છે. આથી સિદ્ધ છે કે જેમ હું મનુષ્ય છું ઇત્યાદિ પ્રતીતિઓ કેવલ ભ્રાન્તિરૂપ છે તે જ પ્રમાણે હું જ્ઞાનવાળો છું, હું સુખી છું ઇત્યાદિ પ્રતીતિઓ પણ ભ્રાન્તિરૂપ જ છે અને તેથી પુરુષનું જે વાસ્તવ સ્વરૂપ કહ્યું તે બાધિત થતું નથી અને તેસાથે વ્યવહારકાલનો અનુભવ પણ ઉપપન્ન થઇ શકે છે.

(અપૂર્ણ.)

# काम करवुं ते.

હૃદયના સાચા ભાવપૂર્વક.
હૃદયના પૂર્ણ ઉલ્લાસથી.
સંપૂર્ણ આલસ્યના ત્યાગપૂર્વક.
કોઇ પણ પ્રકારના બદલાની આશાવિના.
કોઇની પણ સહાયની અપેક્ષા રાખ્યાવિના.
પાછળ પણ આપણાં વખાણ થાય છે કે કેમ ? એ પણ જાણવાની સ્પૃહાવિના.
ઠપકો મળતાં છતાં, જેનું કામ કર્યું તેના પ્રતિ અણગમો ન ઉપજાવતાં.
કામ કરવાને બહાને અન્યને ત્યાં પ્રવેશી તેના છિદ્ર જોવાની ક્ષુલ્લક વૃત્તિથી નહીં.
ધુંધવાતા મુખથી, કડવી વાણી સંભળાવતાં કે તાણું કરવાના ભાવથી નહીં.
કોઇને ઉપરથી સારૂં લગાડવાના હેતુથી નહીં
કિંચિત્ પણ કે ઇને ક્ષોભ પ્રકટાવ્યાવિના.
કોઇની સાથે તુલના કરવાના વિચારથી નહીં.
સહજ પણ દ્વેષભાવનાને પોષણ ન મળે એવી સાવધાનતાથી.
સૂક્ષ્મ બુદ્ધિપૂર્વક અને સૂક્ષ્મ અવલોકન કરીને.
સમજણપૂર્વક, વિવેકવૃત્તિથી
કરીને કહી બતાવવાના ક્ષુદ્ર વિચારથી રહિત.
સમયસૂચકતા વાપરી, શાંતિસહિત.
ક્રોધ, લોભ, મોહનો જય સાધીને.
જેનું કામ કર્યું હોય તેની નિંદા ન કરતાં.
પ્રતિકૂલ પરિસ્થિતિની મધ્યમાં રહીને.
યશની લાલસા ત્યજીને.
કોઇને ઉતરી કામ કાઢી લેવાના દુષ્ટ ભાવથી નહીં.
આપણી સંપૂર્ણ શક્તિનો ઉપયોગ કરીને.
સેવકધર્મની સાચી નીતિ સમજીને.
ફલની ઇચ્છા આરંભથી જ મૂકીને.
પૂર્ણ સેવાભાવથી ક્રિયાનો મર્મ જાણીને.
સ્વાર્થ વૃત્તિને મૂળમાંથી દાબી દઇને.
પ્રતિકૂલ વચનો સહન કરીને.
કામ એ શરીર અને મનની શુદ્ધિ સાધે છે એ વિચારથી.
શુદ્ધ નિષ્ઠાથી, સ્વચ્છ બુદ્ધિથી, પૂર્ણ આનંદથી.

## શ્રી ઉપેન્દ્રજયંતીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૭૭.

### સ્ત્રી વિભાગ—' બોધક અને રસમય વાર્તા. '

[ લેખક : સુલોચના બહેન. ]

### એક તપસ્વિનીની જીવનકથા.

( અનુસંધાન ગતાંક ૪૭ ના પૃષ્ઠ ૪૦૭ થી. )

મારા માતાપિતા હવેથી પૂર્ણ સ્નેહભાવથી મારું સંરક્ષણ કરતાં મારા શુભ ભાવિની પ્રતીક્ષા કરતાં રહ્યાં. હું પણ મારા પૂર્વ સંસ્કારના યોગે તથા ઉત્તમ પિતાના શાનવડે ઉંચા ઉંચા સદ્ગુણો, વિચારો, વર્તન કરતી સર્વને જણાવા લાગી. આ જોતાં માતાપિતા પણ પોતાને ધન્ય માનવા લાગ્યાં.

આ રીતે સમય જતાં એક કન્યાને આપવું ઘટે તેવું અપૂર્વ શિક્ષણ મારી માતાએ મને આપવામાં અપૂર્ણતા રાખી નહોતી. લગ્ન કરવા યોગ્ય વય થતાં તેના વિચારો માતાપિતા કરતાં, પરંતુ મારા ભાવિનું તથા પેલા યોગીના વચનોનું સ્મરણ કરી શાંતિપૂર્વક રહેતાં.

પુનઃ એ જ યોગીએ પિતાને દર્શન દીધું. યોગીએ એટલી જ સૂચના કરી કે ' હરદ્વારમાં એક ઋષિઆશ્રમમાં એક ઉત્તમ બ્રહ્મચારી છે, જેને હવે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાનો સંધિ આવી લાગ્યો છે તે તમારી કન્યાને યોગ્ય છે, ત્યાં જઈ તેને મળો. સર્વ રીતે શુભ થશે. '

યોગી આટલાં વચનો કહીને ગયા. મારા પિતાએ તાત્કાળ માતાસાથે વાત કરી તે પુણ્ય સ્થાનપ્રતિ પ્રયાણ કર્યું. હરદ્વાર આવી પહોંચ્યા. માર્ગમાં એક ઋષિકુમાર મળ્યો. તેણે જ મારા પિતાને પૂછ્યું ' તમે શ્રીનગરથી આવો છો ? ' પિતાએ હા કહી.

તે ઋષિકુમારે પોતાની સાથે ચાલવા પિતાને દર્શાવ્યું. તેઓ તેની સાથે ચાલવા લાગ્યા. મારા પિતાને આ બધા પ્રસંગોથી મારે વિષે અધિક અધિક પ્રીતિયુક્ત મદદ ભાવના ઉગવા લાગી. તે સાથે પિતાના સંબંધથી સ્નેહભાવે હૃદય ઉભરાવા લાગ્યું.

ઋષિઆશ્રમ જણાયો. આશ્રમના મુખ્ય અધિષ્ઠાતાના દર્શન કરી પિતા એક આસને બેઠા. તે ઋષિ પૂર્ણ પ્રતિભાયુક્ત, જ્ઞાનયુક્ત, દૈવી ઐશ્વર્યસંપન્ન જણાતા હતા. આ તપસ્વીના શિષ્યો સર્વોત્તમ હોય એવું સર્વને સમજાય તેમ હતું.

પ્રસન્ન વદને તે અધિષ્ઠાતા બોલ્યાઃ ' તમારી કન્યામાટે યોગ્ય બ્રહ્મચારી તૈયાર છે. તમને યોગીએ જણાવ્યું છે તે સત્ય છે. ' એમ કહી મારે માટે જે ઋષિકુમાર પેલા યોગીએ કહ્યો હતો તે બતાવતાં તે પુરૂષે કહ્યું ' આ સર્વ રીતે યોગ્ય છે. આ કુમારસાથે લગ્નથી જોડાઇ તમારી કન્યા લૌકિક, પારલૌકિક સુખોને પ્રાપ્ત કરશે. સ્ત્રીપુરૂષે લગ્ન કરી કેવલ પામરતામાં જ જીવન ગાળવાનું નથી. ઉંચા ઉંચા વિચારોવડે ઉત્તરોત્તર પરસ્પરે એક થઇ આત્મવિકાસ કરવાનો છે. આ બ્રહ્મચારી તથા તમારી કન્યા પરસ્પર સર્વ પ્રકારે અનુકૂલ હોવાથી તેઓ, ગૃહસ્થાશ્રમ કેવો હોવો જોઇએ તેનું દૃષ્ટાંત જગતસમીપ મૂકશે, એ નિઃસંશય છે; જેથી સુખપૂર્વક લગ્ન કરો. '

આ સાથે તે ઋષિકુમારને પણ કહેવાયોગ્ય શબ્દો કહી આશીર્વાદ આપ્યો ઉત્તમ ઉત્તમ ઋષિવરોના અને તે યોગીના વચનપ્રમાણે લગ્ન થયું માતાપિતાના આનંદનો અવધિ નહોતો તેમનો શુભાશીર્વાદ મેળવતાં હું પતિગૃહવાસિની થઇ

મારા જીવનનું મધ્યબિંદુ મારા પતિ હતા એક પતિરૂપે જેટલા જેટલા ધર્મો શાસ્ત્રે સૂચવ્યા છે તેનું યોગ્ય જ્ઞાન તેમને પ્રાપ્ત હતું. વિશેષમાં બ્રહ્મચર્યાશ્રમમાં ગુરૂમુખેથી ગૃહસ્થાશ્રમની અગત્ય, કેવો ગૃહસ્થાશ્રમ યોગ્ય કહી શકાય, યોગ્ય ગૃહસ્થાશ્રમ કરવાનું કર્તવ્ય, સર્વ જાણ્યું હતું જેથી તે એક સર્વોત્તમ ગૃહસ્થ હતા, સર્વોત્તમ પતિ હતા

વચમાં જણાવી લઉં કે પ્રતીજ્ઞાને આ સર્વ વિચારોની ગુંચ પડી હતી. ગૃહસ્થજીવન-ભાવદાંપિક જીવન કેવું હોવું જોઇએ, આ જીવનમાં સ્ત્રીપુરુષોનું શું કર્તવ્ય છે, પરસ્પર કેવા વિચારથી ઉન્નતગામી બની શકે-આ સઘળું તેના વિચારનો મુખ્ય વિષય હતો, તે જ વિચારો તપસ્વિનીના મુખેથી શ્રવણ કરતાં તેના પતિને અત્યંત આનંદ લાગતો-કોઇ પ્રશ્ન પૂછવા વૃત્તિ વેગવાળી થતી જણાતી ત્યાં તે તાપસીની આજ્ઞા સ્મરણમાં આવતી, જેથી વૃત્તિ શમી રહેતી ત્યાં તો શંકાનું સમાધાન થઇ જતું.

હવે મૂળ પ્રસંગ જોઇશું

તે તપસ્વિનીની વાણી અસ્ખલિત વહી રહી હતી આજે જગતમાં પુરુષો જેટલી સ્ત્રીની અધમતા, નિકૃષ્ટતાનો નિર્ણય કરે છે, તેવા સંકુચિત વિચારો મારા પતિના નહોતા સર્વ વિષયોમાં તે સ્ત્રીને સહભાગી કરવી એવું તેમનું મંતવ્ય હતું કેવળ છોકરાં ઉછેરવાં અને રસોડાના રાજ્યની રાણી તેને બનાવી દેવી એવું કદી તે માનતા નહિ તેમ સ્ત્રીની સ્વતંત્રતા પણ તેમને પ્રિય નહોતી કે ગૃહકાર્ય એ હલકાં છે તેથી સ્ત્રીએ તે ન કરવાં, ગૃહવ્યવસ્થા ન રાખવી પાકકલાનું જ્ઞાન ન હોય તોપણ ઠીક એવા વિચારોને પણ તે પ્રધાનપણે સ્થાપતા નહિ સ્ત્રી, એ અર્ધાંગના હોવાથી તેને જો યથાર્થ કેળવવામાં ન આવે તો જેમ પોતાના એક અંગને લકવો થવાથી અથવા એવો જ કોઇ વ્યાધિ થવાથી જે ભાન થાય છે તેવું જ ગૃહસ્થાશ્રમનું એક અંગ તે પુરુષ છે, બીજું અંગ તે સ્ત્રી છે. જેથી એક ઉન્નતિના શિખરે સ્થિત હોય અને અન્ય કાદવમાં ભૂમિમાં રગદોળાતી સ્થિતિમાં હોય તેવા ગૃહસ્થાશ્રમની શી દુર્દશા ! આ પ્રકારના વિચારોવડે તે મારામાં અનેક સદ્વિચારો સ્થાપતા, સદ્‌ગુણોનું સિંચન કરી મને ઉન્નતિના માર્ગે દોરવતા હતા આ કર્તવ્ય તે તેમના ગૃહસ્થજીવનનું મુખ્ય કર્તવ્ય હતું. જ્યારે આજે પુરુષો આ મુખ્ય કર્તવ્યપ્રતિ દષ્ટિપાત સરખો પણ કરતા જણાતા નથી વ્યાપાર કેમ કરવો, દ્રવ્ય કેમ લેવું દેવું, ઉપરીની મરજી કેમ સાચવવી-આ સિવાય વળી ન્યાતજાતમાં મોગ કેમ મળી શકાવાય-આથી અધિક તો દેશોન્નતિ શી રીતે કરવી ! દેશમાં સ્ત્રીજાતિનું શું કર્તવ્ય છે, તેમની સુધારણા કરવા સમાજ કે કોઇ આશ્રમોની સ્થાપના કરવી-આવા આવા વિચારો નિત્ય કરતા જોવામાં આવે છે પરંતુ પોતાના જ ગૃહની, અરે ગૃહની શું પણ પોતાના જ અંગની ઉપેક્ષા કરે છે કેટલું શોચનીય !

( અપૂર્ણ )

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
"જીવન ઘડો."

વર્ષ : ૪ અંક : ૫૦
સં૰ ૧૯૯૪, જેઠ શુક્લ ૭
શનિવાર
તા૰ ૪ : ૬ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૫-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાર કાછેની ગલીમાં—વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ બ્ર૰ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-ભુવન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૰ ૪ : ૬ : ૧૯૩૮

॥ ॐ શ્રી ॥

## સદ્વચનો

+ + + દુબળા થાઓ, એવા દુબળા થાઓ કે અખંડ પ્રભુને જ વળગી રહેવાય.

+ + + દુઃખનું કારણ નીચી વસ્તુનું સ્વામિત્વ. જે દુઃખરૂપ જે નીચું તેમાંથી સ્વામિત્વ હઠાવી ઊંચામાં સ્થાપો. જેને જ્યારે દુઃખરૂપ જાણો ત્યારે તેને નીચું સમજી છોડી દો.

+ + + + + + +

નિઃસંકલ્પ થતાં હું હલકો થઇશ, પછી ઊડી શકીશ.

+ + + પારકાને પ્રસન્ન કરવાથી આપણે પ્રસન્નતા પામવાની કળા શીખીએ તો આપણી પ્રસન્નતા વધારે જળવાય.

× × × શરીરની ક્રિયાઓ ઉપર અંકુશ લાવવાથી મન જીતાય છે. મનના વિચારમાં અંકુશ લાવવાથી શરીર જીતાય છે. શરીર અને મન જીતનાર જગત્ જીતે છે.

શ્રી ગુરુદેવ.

# શાન્તિ

પ્રિય બંધુઓ !

જીવનની સર્વોત્તમ અવસ્થા, સાધનના ફળરૂપ સ્થિતિ તે શાંતિ છે. કોઇ પણ ક્રિયાના અંતમાં શાંતિ ન પ્રકટે તો જાણવું કે યથાર્થ ક્રિયા થઇ નથી. સાધનનો અવધિ શાંતિ છે. સર્વ કોઇ શાંતિને ઇચ્છી રહ્યું છે, કારણ કે સંકલ્પની સિદ્ધિ શાંતિમાં છે. પ્રકૃતિ પણ વરસાદમાં ખળભળાટ ઉપજાવીને તેને પરિણામે શાંત કરે છે. સમુદ્ર ભરતીના સમયે ખળભળી શાંત બને છે. દધિ મંથનદ્વારા ખળભળીને સ્થિર થાય છે, ત્યારે તેમાંથી સત્ત્વરૂપ નવનીત મળી આવે છે. અનેક યોગ્ય પ્રવૃત્તિના અંતે સાચી શાંતિનો અનુભવ થાય છે. અને તેથી નિર્ણય થાય છે કે બેગરના યોગ્ય જો કોઇ પણ સ્થિતિ હોય તો તે અંતરની શાંત અવસ્થા છે. એ સ્થિતિમાં જ સંકલ્પનું શમન, અને સંકલ્પની સિદ્ધિ થાય છે. શાંતિ અનેક વસ્તુઓને બહાર કાઢે છે; કેટલીક વસ્તુને ભરે છે. શાંતિ એક અદ્ભુત સ્થિતિ છે. શાંતિને માટે વાસ્તવિક ફળ જેમાંથી નથી મળતું, એવી નિદ્રાને પણ આપણે ઇચ્છીએ છીએ. નિદ્રા ન આવે તો આપણું મગજ અવ્યવસ્થિત થઇ જાય છે. અને તેથી જ આખો દિવસ કામ કરીને નિદ્રા લઇએ છીએ. નિદ્રા જો કે સાચી શાંતિની છાયારૂપ સ્થિતિ છે તો પણ તેને પ્રાણી માત્ર ઇચ્છે છે, અને તેથી સમજાય છે કે શાંતિ સુખદાયક છે.

શાંત દૃશ્ય અનુકૂલ પ્રતિકૂલ પ્રસંગમાં હર્ષ કે ખેદને અનુભવતું નથી, સદા સમસ્થિતિમાં રહે છે. આવી શાંતિ પ્રયત્નના અવધિએ પ્રકટે છે. અને તેથી જ સત્સાધનોની ઉપયોગિતા વર્ણવાય છે. આખો દિવસ કામ કરનાર મજૂર સ્વસ્થપણે નિદ્રા લઇ શકે છે. તેવી નિદ્રા દિવસભર બેસી રહેનાર મનુષ્યને આવતી નથી, એ પણે સ્થળે જોઇએ છીએ. નાનું બાળક અનેક રમતોમાં પ્રવૃત્ત રહે છે. તે બાળક ઘસઘસાટ ઊંઘ લે છે. બાળકને કદી આમતેમ આળોટી પાસા ફેરવતાં નિદ્રા લેવી પડતી નથી તેનું કારણ એક જ છે કે એણે દિવસભર શરીરને શ્રમ આપેલ છે. તે જ પ્રમાણે યોગ્ય સાધનથી શ્રમિત થયેલી મનવૃત્તિથી આપણે શાંતિના ભોક્તા થઇએ છીએ. સાધન વિના જો શાંતિ પ્રકટતી હોય તો સાધનો તથા સદ્ગુરુની આવશ્યકતા રહે નહિ પરંતુ પરંપરાગથી તેની આવશ્યકતા મનાય છે, તેથી સિદ્ધ થાય છે કે આરંભમાં સાધકે સાધનો સેવવાં જોઇએ.

કયાં સાધનો ક્ષણિક શાંતિને તથા કયાં સાધનો સ્થાયી શાંતિને ઉપજાવે છે તેનો નિર્ણય મનુષ્યે કરવાનો છે. ક્ષુધા લાગી હોય તો ક્ષુધા નિવૃત્તિનો પ્રયત્ન સેવવો જોઇએ. ક્ષુધા લાગી હોય અને તે સમયે કોઇ વ્યાપાર કે એવો કોઇ વસ્તુનો પ્રયત્ન થાય તો ભૂખ ભાગતી નથી. જે ઉદ્દેશ હોય તેને અનુરૂપ પ્રયત્ન થવો જોઇએ. આપણે શાશ્વત શાંતિને ઇચ્છીએ છીએ તો તેને અનુકૂલ સાધનો સાધવા પ્રતિ આગ્રહ તથા પ્રેમ પ્રકટાવવાની જરૂર છે.

જગતના મનુષ્યો ગમે તેમ કહે, પણ તેથી ડગવાનું નથી. કારણ આપણો ઉદ્દેશ અન્યથી ભિન્ન છે. બીજાને સંકલ્પોના ગૂંચળાં વાળવાં છે, આપણે તેને શિથિલ કરવાં છે, ગુરુના

અનુભવથી જોવાયું છે કે સંકલ્પોનું શમન એ જ શાંતિનો અમોઘ ઉપાય છે. તેથી સદા પ્રાપ્ત સાધનોમાં જાગ્રત રહેવું એ કર્તવ્યરૂપ છે.

જગતની સત્તા, જગતનું ગ્નાન વગેરેથી મળતી શાંતિ ક્ષણિક છે, એ આજ સુધીના અનુભવે આપણું હૃદય કહી રહ્યું છે. અને તેથી જ્યાં જગત નથી, જગતવિકાર નથી એવી શાંતિને અનુભવવા આપણે મથીએ છીએ–સમારંભમાં આવીએ છીએ.

જ્યાં સર્વ કાંઈ બહારનું ભુલાય છે, એવું સ્થાન તે આપણું હૃદય છે. હૃદયમાં ઊતરવાનું સાધન સંયમ છે. જેટલા પ્રમાણમાં અંતરમાં ઊતરી શકીએ તેટલા પ્રમાણમાં તેના ફળને અનુભવીએ છીએ, અધ્યાત્મસમૃદ્ધ થઈએ છીએ. પ્રયત્ન એક વાર સફળ ન થાય તો તેથી વિકળ ન થતાં પુનઃ પુનઃ એનો એ જ યત્ન આદરવાનો છે. સાધનના અવધિએ પૂર્ણ શાંતિ મળે છે એ આપણે જાણીએ છીએ તો પછી વિકળ થવાનું લેશ પણ પ્રયોજન નથી. સાપને પકડવા જઈએ ત્યારે એ વધારે વેગથી છટકે છે, છટકવાનો યત્ન કરે છે; છતાં પકડનાર ભયને પામતો નથી તો આખરે સર્પને પકડે છે. તે પ્રમાણે મનને અંકુશમાં લાવતાં એ વધારે વેગ ધરે, એ સ્વાભાવિક છે. પણ જો શાંતિથી યત્ન ચાલુ રહે છે તો મનને અધીન કરી શકાય છે. મન સામું આવી આવીને ભલે તે કોલાહલ મચાવે તો તેના પ્રતિ અલક્ષ કરીને હૃદયમાં ઊંડે જવાનો વેગ પ્રકટાવવો, થોડે કાલે મન નિર્બળ થઈ જશે. મન આપણું છે; મનના આપણે નથી. સર્વોપરી સત્તા જેની છે તેનો જ આખરે વિજય થાય છે.

સુખદુઃખનું ભાન કરનાર મન છે. એ જ્યાં નિઃસંકલ્પ થયું એટલે સર્વ અસ્વસ્થતા શમી જશે. એક બળવાન સંકલ્પ કરીને સંયમસિદ્ધ પુરુષો શાંત બને છે અર્થાત્ નિઃસંકલ્પ રહે છે; સંકલ્પને બળ આપે છે, અને એ સંકલ્પ પ્રમાણે કાર્ય બને છે.

સર્વ કરણનો નિરોધ કરીને આત્મપ્રદેશમાં આવીને ઠરવું, એ જ શાંતિનું સાધન છે. તત્ત્વવિચારકો, યોગીઓ, ભક્તો એ જ કહે છે. શાંતિ એ જ તેમનું ધ્યેય છે. આપણું પણ તે જ છે. જેને માટે બહારની કોઈ પણ ભારે કડાકૂટ કરવાની નથી, બહારના પદાર્થો છોડવાના નથી, રણસંગ્રામમાં ઊતરવાનું નથી, ગિરિ ગહ્વરો શોધવાના નથી, માત્ર હૃદયમાં જવાનું છે. અહો, કેવું સરળ સાધન ! મનુષ્ય ધારે તો એક ક્ષણમાં કરી શકે.

પ્રિય બંધુઓ ! સંયમથી અંતરાલમાં પ્રવેશો; આગ્રહથી પ્રવેશો, પ્રેમથી પ્રવેશો. જગતનું એક પણ સ્થાન, એક પણ પરિસ્થિતિ, એવી નથી કે જે અખંડ શાંતિનું ભાન કરાવે. જે વસ્તુઓ ક્ષણિક છે તેનાથી અખંડ શાંતિ શી રીતે મળે ? જે અખંડ વસ્તુ હોય તે જ અખંડ શાંતિ આપે છે. એવી વસ્તુ તે આપણું સ્વરૂપ છે–શાંતિનું પ્રભવસ્થાન છે. સ્વરૂપને સ્પર્શી રહેતાં જગતનો એક પણ વ્યતિકર એવો નથી કે જે આપણી શાંતિનો ભંગ કરે; કારણ બહિર્મુખતાના સ્વભાવધર્મને આપણે તે સમયે ઉલ્લંઘી ગયા હોઈએ છીએ.

પ્રકૃતિના સામ્રાજ્યમાં ખળભળાટ છે; સ્વરૂપસામ્રાજ્યમાં અપૂર્વ શાંતિ છે. સંયમથી બહિર્મુખતાના સ્વભાવધર્મને અંતર છોડે છે, તેથી ફરી ફરીને સંયમમાં બળવાન રહેવાનો યત્ન કરજો.

બહારની પ્રવૃત્તિમાં સદ્‌વિચારથી અને સંયમમાં એકાગ્રતાથી આમળ વધી શકાય છે. સત્પ્રવૃત્તિ સેવવાની અગત્ય છે. શુભ પ્રવૃત્તિ અને સંયમમાં જપથી મનને શ્રમિત કરવું જોઇએ. પ્રવૃત્તિ અને નિવૃત્તિની ઉત્તમ કલાથી આજના જાગ્રત મનને નિદ્રિત કરજો. એ નિદ્રા અવશ્ય શાંતિ આપશે.

આવી નિદ્રાને પામેલા ને સ્વરૂપધ્યાનમાં જાગેલા શ્રીમાન્ વિશ્વવંદ્ય શું કહે છે. શ્રવણ કરો. ' આવો...આવો...ઊંડા...ઊંડા...ઊંડા હૃદયના અંતરતમ પ્રદેશમાં આવો. આજે આ જેવો પ્રયત્ન કર્યો તેવો નિત્ય હૃદયમાં ઊતરવાનો પ્રયત્ન શાંતિથી, સ્વસ્થતાથી કર્યાં કરજો. નિયમિત સમયે કરજો. આગ્રહથી કરતા જ રહેજો. ચિતિશક્તિમય મનની તથા શરીરની શાંત, અચલ, અક્રિય સ્થિતિ એ જ સાચી વિશ્રાંતિ છે. '

બંધુઓ ! આ આજ્ઞાનુસાર આપણે તેવી વિશ્રાંતિ મેળવવાની છે. ધ્યાન ધારણા આદિ અનેક શાંતિનાં સાધનો ગુરુદેવે આપ્યાં છે. તેનો યથાર્થ ઉપયોગ કરી, શાંતસ્વરૂપ ગુરુદેવમાં તન્મય થઇ, એકતાને અનુભવી, શાંતિના કોઇ વિલક્ષણ સુખમાં લીન થઇ, ' અમ મેં ભી જાય જમરાયા ' એ લ્હાવો આ જીવનમાં લેતાં શેષ જીવનને વિતાવીએ, એ જ આજે આપણા શાંત બનેલા હૃદયની ઇચ્છા તથા અભ્યર્થના.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

શ્રી જ૦ દેવી.

---

## શ્રી ઉપેન્દ્રજયંતીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૭૭.

### સ્ત્રી વિભાગ—' બોધક અને રસમય વાર્તા. '

[ લેખક : સુલોચના બહેન. ]

### એક તપસ્વિનીની જીવનકથા.

( અનુસંધાન ગતાંક ૪૭ ના પૃષ્ઠ ૪૦૭ થી. )

' કેમ બાલિકા ! તારા ગુરુદેવનું વચન સિદ્ધ થયું ? ' આ પ્રકારનો પ્રશ્ન કરી તપસ્વિનીએ પ્રવીણાને મસ્તકે તેનો સુંદર હસ્ત ફેરવતાં મૃદુ હાસ્ય કર્યું.

પ્રવીણા પોતાને સુષુપ્તિમાંથી જાગ્રદવસ્થામાં આવતી જણાઇ. તેના શરીરના હલનચલન વ્યાપાર થવા લાગ્યા, નેત્રોમાં ચેતન જણાયું.

તે તાપસીએ પુનઃ તેના પ્રતિ વિલક્ષણ નેત્રથી જોયું. આ પ્રકારે જોતાં જ કંઇક ચમકારો પ્રવીણાને થતો સમજાયો. તે સંપૂર્ણ જ્ઞાનવાળી, ભાનવાળી થઇ ગઇ.

તે સ્ત્રીએ પુન પ્રશ્ન કર્યો, ' તારા ગુરુદેવનું વચન સિદ્ધ થયું ને ? '

આ વચન શ્રવણ કરતાં જ પ્રવીણાનું વાણીસ્થાન ઊપડ્યું. અત્યંત ભાવભર્યા હૃદયથી તે બોલી ! માતા શું મારા ગુરુદેવે જ આપને અહીં મોકલ્યાં છે ? ગુરુદેવની વાર્તા આપે કયાંથી જાણી ?

મેં કદી પણ મારા ગુરુદેવઆશ્રમમાં આપને જોયાં નથી. આજે મારી મતિ સ્તબ્ધ બની ગઈ છે. આપ જ હવે આ રહસ્યનો સ્ફોટ કરશો; હું અજ્ઞાન છું, જેથી અવિનયથી, આવેશથી બોલી હોઉં તે પ્રતિ ઉપેક્ષા કરી મારા હૃદયની વાર્તા જાણી સમાધાન કરવા કૃપા કરશો. આટલું કહી પ્રવીણા તપસ્વિનીના મુખપ્રતિ જોઈ રહી.

તપસ્વિનીએ કહ્યું: તારા ગુરુદેવ તે મારા પણ ગુરુદેવ છે. હું અનેક વખત આશ્રમમાં આવી છું. કોઈના જાણવામાં તે નથી. તેમ થવામાં ગુરુની આજ્ઞા છે.

પ્રવીણાથી વચમાં જ બોલી ઉઠાયું: મને શિખર ઉપર જણાવામાં, સ્વપ્નમાં જણાવામાં, આજ પ્રત્યક્ષ થવામાં શું ગુરુદેવની આજ્ઞા છે?

ગંભીર ધ્વનિથી 'હા' એટલો ઉત્તર તપસ્વિનીએ આપ્યો.

પ્રવીણાનું હૃદય આ ક્ષણે ગુરુદેવનું ગુણગાન કરી રહ્યું હતું. ગુરુદેવનું સ્મરણ થઈ આવતાં પ્રેમથી, ભક્તિથી તેનું હૃદય ડબ્યું. નેત્ર સજલ થયાં.

આ વિચારથી સાવધ થતાં પ્રવીણાએ તપસ્વિની પ્રતિ યાચના કરી કહ્યું; આપ કોઈ દિવ્યસ્વરૂપા દેવી છો. આપનું વૃત્તાંત તેનું જ અગમ્ય, બોધક, ત્રિતાપહારક, અલૌકિક હશે, તો આપને તેનો કંઈ પ્રતિબંધ ના હોય તો શ્રવણ કરાવી મને ભાગ્યશાલી કરશો, પુનિત કરશો.

શાંતિપૂર્વક કંઈક ગંભીર ધ્વનિમાં તપસ્વિનીએ કહ્યું: બાલિકા! ગુરુદેવની આજ્ઞા સિવાય મારાથી કંઈ જ થઈ શકતું નથી; હું યંત્ર છું તે ચાલક છે, હું હાડમાંસની આ પૂતળી છું, તે પ્રાણ છે, તે જીવન છે. જેથી મારી જીવનકથામાંથી જે જે વાર્તા મને કહેવાની આજ્ઞા થઈ તે જ હું કહી શકીશ. મારાથી સ્વતંત્ર રીતે કંઈ જ કહેવાશે નહિ. તારા સઘળા પ્રશ્નોના ઉત્તર આ જીવનમાંથી મળી આવશે. તું જે માટે નિત્ય મથન કરે છે તેનો સ્ફોટ આથી થઈ જશે. માત્ર એક જ વાર્તા તને જણાવવાની છે કે જ્યાં સુધી હું મારી વાણીને અટકાવું નહિ ત્યાં સુધી એક પણ પ્રશ્ન મધ્યે પૂછીશ નહિ. તને કર્તવ્યનું ભાન થશે, દિશા ગમ્ય થશે, શંકા નિવૃત્ત થશે. આ પ્રકારે મારુ તારુ મળવુ થવામાં ગુરુદેવનો સંકેત છે. એ સંકેતાનુસાર મારી સઘળી પ્રવૃત્તિ છે.

જ્યારે તે યોગિની પ્રવીણાને સઘળી સૂચના કરતી હતી ત્યારે તેના નેત્રની ખુમારી અલૌકિક જણાતી. તેની પ્રતિભાથી પ્રવીણા અંજાઈ ગઈ હતી. કંઈ પણ પૂછવાનું તેને સ્ફુર્યું નહિ. એક જ વિચાર તેને પ્રકટ્યો તે એ હતો કે ગુરુદેવે આ દેવી દ્વારા જ મારું હિત કરવું યોગ્ય ગણ્યું છે, જેથી પ્રશ્નપરંપરા ઉપજાવતાં ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું જ કહેવાય, આ રીતે વિચાર કરી લઈ તે સાવધ થઈ બેઠી.

• એટલામાં તપસ્વિનીએ કહ્યું: તારા સદ્વિચારનો પરિપાક થયો છે, જેથી તું ગુરુકૃપા મેળવવા ભાગ્યવતી થઈ છે. સદ્ગુરુ શરણ પ્રાપ્ત કરી જે જીવનનો વિકાસ કરવા યત્ન આદરતા નથી તે વાસ્તવ કલ્યાણને પામતા નથી યથાર્થ કર્તવ્યને માર્ગે પ્રમાદ રહિત ઉત્સાહપૂર્વક ચાલનારને શ્રી ગુરુદેવ સમય આવે અનેક રીતે માર્ગ દર્શાવ્યા વિના રહેતા જ નથી. તેં અનેક પ્રકારના

સદ્વિચાર, સત્ક્રિયાં નિત્ય કરી છે, જેથી હવે એક સીધો, સરળ માર્ગ ગુરુદેવની કૃપાથી જાણી તું સંપૂર્ણતાને પ્રાપ્ત થશે.

આટલી સૂચના કરી તેણે તેનું જીવન કહેવાનો આરંભ કર્યો.

મારો જન્મ આજથી ચાળીસ વર્ષ પૂર્વે શ્રીનગરમાં થયો હતો. મારા માતાપિતાએ પુત્રની આશા રાખી હતી તેમાં પુત્રીજન્મથી તેમને શોક થયો. માતા કંઈક વિચારવાળી હતી, જેથી યોગ્ય શબ્દોમાં પિતાનું સમાધાન કર્યું; પરંતુ પિતાને શાંતિ ના થઇ.

મારા પિતાને એક સમયે એક યોગી જેવા જણાતા પુરુષે નિદ્રામાં દર્શન દીધું. પિતાએ પૂછ્યું: આપ કોણ છો ? તે યોગી પુરુષે જણાવ્યું: હું હિમાલયવાસી યોગી છું. તને એક વાત કહેવા આવ્યો છું. તું પુત્રીજન્મથી શોક ના કર. એ પુત્રીથી જ તારું કલ્યાણ છે. તેનાં લગ્ન કરવામાં ઉતાવળ ના કરીશ તેને માટે યોગ્ય પતિ તૈયાર થાય છે. પિતાએ પૂછ્યું: તે ક્યાંથી મળશે ? ' સમય આવ્યે મળી આવશે, ' યોગીએ કહ્યું. પિતાને આટલું જણાવી તે યોગી ચાલ્યા ગયા. નિદ્રા પૂર્ણ થઇ.

મારા પિતાએ મારી માતાને આ વાત જણાવી. આ વાત વધારે સત્યરૂપે સ્વીકારવામાં અન્ય કારણ પણ મળ્યું. અમારા કુટુંબના એક વૃદ્ધ જોષી કે જે જ્યોતિષ્શાસ્ત્રમાં પૂર્ણ હતા તેમણે પણ પેલા યોગી પુરુષને મળતાં જ વચનો કાઢ્યાં હતાં. વિશેષ એ પણ સૂચવ્યું કે તમે પુત્રેષણાનો ત્યાગ કરી આ પુત્રીથી સુખી થાઓ. આ એક સામાન્ય કન્યા નથી. અજ્ઞાન મનુષ્યો માત્ર પુત્રમાં અહોભાગ્ય સમજી પુત્રીના રક્ષણમાં, પાલન કરવામાં, વિદ્યા અર્પવામાં–સર્વ પ્રકારે ઉપેક્ષા રાખે છે. તેવું તમે ન કરશો. માતાપિતારૂપે પ્રજાને શિક્ષણ આપવામાં સમાન ધર્મ રહ્યો છે. જો પુત્રીને પણ સ્ત્રીધર્મનું યથાર્થ ઊંચા પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું હોય છે તો એ શ્વસુર પક્ષને, પતિને, બાલકને પ્રત્યેકના ધર્મ પ્રમ સૌ સુખી કરે છે. આ સઘળું તમે સંસ્કારી હોવાથી પૂર્વના દૃષ્ટાંતથી સમજો છો. જેથી ભાઇ ! હું તમને સત્ય કહું છું કે આ કન્યા પ્રતિ સ્નેહ પણ અવશ્ય ન કરશો. તે એટલી બુદ્ધિસંપન્ના, જ્ઞાનસંપન્ના થશે કે તમે સહજ પ્રયત્ન કરશો તો તમે પ્રયત્નના પ્રમાણમાં અનેક ગણું ફલ જોઇ શકશો–એટલી તેનામાં યોગ્યતા છે આ કન્યામાં પૂર્ણ યોગ્યતા સ્વતઃ છે, પણ તેને પ્રકાશમાં લાવવાનું કાર્ય તમારું છે. ઘણું સુંદર બીજક હોય પણ તેને ભૂમિમાં રોપી વિધિપૂર્વક જલસિંચન, ખાતર આદિથી પોષવામાં ન આવે તો ક્યાંથી તે સુંદર ફલ અર્પી શકે ? તમારું કર્તવ્ય આટલું જ છે, તેને સમયે સમયે વય વધતાં, જે જે ગુણો જોવામાં આવે તેને અનુકૂલ વિચારથી પોષતા રહેજો. તત્કાલ તે તમારો બોધ ગ્રહણ કરી લેશે. સ્વલ્પમાં એ જ સમજું છું કે આનંદપૂર્વક આ કન્યાનું રક્ષણ કરતા રહેજો. આટલાં વચનો કહી તે વૃદ્ધ જોષી ઊઠયા. માતાપિતાએ તેને દક્ષિણા આપી વિદાય કર્યા. ( અપૂર્ણ. ) •

( આગળ માટે શ્રેયસ્સાધક અંક ૪૯ પૃષ્ઠ ૪૨૩ જુઓ. )

# શુદ્ધિ.

( અનુસંધાન મતાંક ૪૯ ના પૃષ્ઠ ૪૨૧ થી. )

બાહ્યકરણશુદ્ધિ: શરીરશુદ્ધિ વિષે કરવા યોગ્ય વિચારો કરીને હવે બાહ્યકરણો–ઇંદ્રિયશુદ્ધિ વિષે વિચાર કરીએ. ચિત્તશુદ્ધિ માટે શરીરશુદ્ધિ જેટલી અગત્યની છે તેના કરતાં પણ ઇંદ્રિયશુદ્ધિ વિશેષ અગત્યની હોવાથી તે પ્રતિ વિશેષ લક્ષ આપવું ઘટે છે. સ્થૂલ શરીર કરતાં ઇંદ્રિયો સૂક્ષ્મ હોવાથી ઇંદ્રિયોની શુદ્ધિ તરફ વિશેષ સાવધાનતા સેવવાથી શારીરિક તેમજ માનસિક ઉભય પ્રકારની શુદ્ધિને સહાય પ્રાપ્ત થાય છે. ઇંદ્રિયોના સદુપયોગથી કે દુરુપયોગથી કેવો લાભ કે હાનિ થાય છે તે વિષે વિચારપૂર્વક તેઓદ્વારા ક્રિયા કરનાર ઘણા ઓછા મનુષ્યો હોય છે.

આપણે હસ્ત તથા પાદના ઉપયોગ વિષે વિચાર કરીએ. હસ્તથી સુપાત્રને દાન કરવાથી, જન સમાજને ઉપયોગી થઇ પડે એવા વિચારપૂર્ણ લેખ લખવાથી, પ્રસંગે કોઇ પણ કાર્યમાં હસ્તદ્વારા સહાય અર્પવાથી, રોગીની સેવા કરવાથી તેમજ વિવિધ પ્રકારની સેવાથી હસ્તની શુદ્ધિ થાય છે. વળી સદ્‌ગુરુ કે સંતોની સેવાથી જે શુદ્ધિ સધાય છે તે તો કલ્પનામાં પણ આવે એમ નથી. તેમનું પૂજન અર્ચન, તેમની પાદસેવા, તેમનાં વસ્ત્ર ધોવાથી, તેમને માટે પાચકનું કાર્ય કરવાથી, જલ લાવી શરીરને સ્વહસ્તથી તૈલમર્દનપૂર્વક અગર તે વિના શરીરને ચોળી સ્નાન કરાવવાથી, તેમને માટે પુષ્પમાળા બનાવવાથી, અગર હસ્તથી કોઇ પણ પ્રકારની સેવા કરવાથી હસ્તની શુદ્ધિ અને તેના દ્વારા ચિત્તશુદ્ધિ ઉત્તમ પ્રકારે થાય છે. આનંદગિરિ પોતે વિદ્વાન ન હોવા છતાં શ્રી શંકરાચાર્યનાં વસ્ત્ર ધોવા જેવી સેવાથી ગુરુકૃપાથી ત્રોટકાચાર્ય બન્યા. અંબરિષ જેવા નૃપતિએ સ્વહસ્તે ઘંટી ફેરવી ઈશ્વરને વશ કર્યાનું સુપ્રસિદ્ધ છે. સ્વહસ્તે માળા ફેરવવાથી, રામ નામ કે અન્ય મંત્રો લખી ને ઇષ્ટને સમર્પણ કરવાથી, કીર્તન કે ધુન પ્રસંગે વાદિત્ર વગાડવામાં કે તાળી પાડવામાં હસ્તનો ઉપયોગ થવાથી, સત્પુરુષને પ્રણામ કરવાથી, સત્પુરુષનિમિત્ત પાત્ર સાફ કરવાથી, તેમનું સ્થાન સાફ કરવાથી, તેમજ સત્પુરુષ માટે હસ્તદ્વારા કરાતી કોઇપણ ક્રિયાથી હસ્તની શુદ્ધિ થાય છે. શબરીએ ઋષિઆશ્રમ સ્વચ્છ કરવા હસ્તથી માર્જની પકડી કેવો લાભ પ્રાપ્ત કર્યો તે સુપ્રસિદ્ધ છે. પરહિત માટે હસ્તદ્વારા થતી કોઇ પણ ક્રિયા હસ્તની શુદ્ધિ કરવામાં ઉપયોગી છે, પરંતુ સત્પુરુષની સેવામાં થતો હસ્તનો ઉપયોગ અનેકગણી શુદ્ધિ સધાવે છે. કહેવત છે કે ' હાથે તે સાથે ' તે ઘણી મર્મપૂર્ણ છે. મનુષ્ય ધારે તો હસ્તથી ઘણું પુણ્ય રળી શકે અને મરણ પશ્ચાત્ એ જ પુણ્ય એને સહાયરૂપ થઇ પડે છે—એટલે કે ખરી કમાણી કરવામાં હસ્ત ઉત્તમ સાધન છે. જે પ્રમાણે હસ્તની શુભ ક્રિયા આત્માનંદ માટે મનુષ્યને યોગ્ય બનાવે છે તે જ પ્રમાણે તેનાથી વિરુદ્ધ પ્રકારની હસ્તની ક્રિયા મનુષ્યને પશુથી પણ હલકો બનાવે છે. મંત્રસિદ્ધિના સંબંધમાં કહ્યું છે કે:

परान्नेन मुखं दग्धं हस्तं दग्धं प्रतिग्रहात्
परस्त्रिभिर्मनो दग्धं कुतः सिद्धि कलियुगे ।

આ શ્લોક સ્પષ્ટ જણાવે છે કે પ્રતિમદ કરવાથી હસ્ત ઉગ્ર થાય છે એટલે કે અપવિત્ર-અશુદ્ધ થાય છે. શુભક્રિયાથી પવિત્ર બનેલો કર વર આપી શકે છે, તેના સ્પર્શથી વ્યાધિ પણ નિવૃત્ત થાય છે અને શુભ હસ્તદ્વારા સોકોમાં પણ કોઇ પણ શુભકામનો પ્રારંભ કરાવવાની પ્રથા છે. આથી સ્પષ્ટ થાય છે કે હસ્તદ્વારા નાની મોટી કોઇ પણ ક્રિયા વિચારપૂર્વક કરવી અને તેથી જ્ઞાનગિરિના શૃંગની વિશેષ સમીપ જવા યોગ્ય બનવું એ આપણું કર્તવ્ય છે.

જેવી રીતે હસ્તદ્વારા ચિત્તશુદ્ધિ સાધવામાં સહાય મળે છે તે જ રીતે આપણા પાદથી પણ શુદ્ધિનો લાભ પ્રાપ્ત કરી શકાય. તીર્થાટન કરવામાં, સત્પુરુષનાં દર્શન માટે ચાલવામાં, પરોપકાર નિમિત્ત ફેરા ખાવામાં, દેવ કે ગુરુની પ્રદક્ષિણાની શુભ ક્રિયા કરવામાં અને તેવી જ શુભ ક્રિયામાં પાદનો ઉપયોગ થાય છે ત્યારે પણ તેથી થતા પુણ્યદ્વારા શુદ્ધિ થાય છે.

હવે નેત્રેન્દ્રિયની શુદ્ધિ વિષે વિચાર કરીશું. નેત્રેન્દ્રિયનો ઉપયોગ શો ? રૂપ વિષયનું દર્શન. દર્શનદ્વારા નેત્ર અનેક વિષયનો સંબંધ કરે છે. પરંતુ જેને અધ્યાત્મમાર્ગમાં વેગપૂર્વક પ્રગતિ કરવી છે, અગર દિવ્ય આનંદનો જેને અનુભવ કરવાની તીવ્ર જિજ્ઞાસા છે તેવા સાધકે તો વિવેકપૂર્વક નેત્રનો ઉપયોગ કરવો જોઇએ. જે રૂપના દર્શનથી અંતઃકરણમાં મોહ કે વિકાર પ્રકટે, કર્તવ્યનું વિસ્મરણ થાય, તેને પોતાના ઉચ્ચપદથી ચ્યુત કરે તેવા વિષયનો સંબંધ સાધકે સેવવા યોગ્ય નથી. નેત્રેન્દ્રિયના વિવેક વિનાના ઉપયોગથી શુદ્ધિને સ્થાને ચિત્ત ઉપર રાજસ તામસ દ્રવ્યના થરના થર જામે છે. વળી શ્રેયસ્સાધક એ સામાન્ય મનુષ્ય નથી, પણ સદ્ગુરુનો સંબંધ થવાથી મનુષ્યમાં પણ તે ઉત્તમ કોટિમાં હોવાથી તેણે પ્રત્યેક વ્યવહાર કરતાં પોતાની ઇન્દ્રિયોને નિયમમાં સ્થાપવી જોઇએ. સર્વમાં શુભદર્શન કરવાથી—શુભદષ્ટિથી નેત્રની વિશુદ્ધિ સત્વર સધાય છે. કૃપાળુ ગુરુદેવ કહે છેઃ

દષ્ટિ જતી અન્યપ્રતિ, ત્યારે એક નિયમ તું પાળ,
ન્યાળ સુદષ્ટિથી ન્યાળ, ન કંઇ છિદ્ર ભાળ, પવિત્ર, પ્રેમાળ,
વૃત્તિને સંભાળ, હવે.

જ્યારે નેત્રથી પ્રેમ અને પ્રસન્નતાનાં કિરણો પ્રકટે છે, અપકાર કરનાર પ્રતિ પણ ક્ષમા દષ્ટિથી જોવાય છે, નેત્રથી અમૃતભર્યો ભાવ વહે છે, ઉપરથી અશુભ જણાતી વસ્તુના ગર્ભભાગમાં રહેલા આત્મા પ્રતિ જોવાનો નેત્રવૃત્તિને અભ્યાસ પડે છે, ત્યારે આપણે વિશેષ વિશુદ્ધિ સાધી પરમાત્માની વિશેષ અને વિશેષ નિકટ જવા યોગ્ય થઇએ છીએ. એક સ્ત્રીના રૂપનાં દર્શનથી મોહ પ્રકટતાં આખા શરીર યંત્રમાં વિકાર પ્રકટે છે, અને યંત્રનાં અણુ અણુ અશુદ્ધ થતાં આપણું ઉચ્ચપદથી અધઃપતન થાય છે, અને તે સ્ત્રીનું સૌંદર્ય પરમાત્માની વિભૂતિ રૂપ છે, એવી આત્મભાવનાથી તે સ્ત્રીનું દર્શન કરતાં આપણું ઉચ્ચપદ પ્રતિ ગમન થાય છે. સદ્ગુરુથી પ્રાપ્ત સદ્વિચારો કે જપાદિ સાધનનો આવે પ્રસંગે ઉપયોગ ન થાય તો પછી તેનો ઉપયોગ ક્યારે થવાનો ?

( અપૂર્ણ. )

૧ : : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
" જીવન ઘડો. "

વર્ષ : ૪ અંક : ૫૨
સં૦ ૧૯૯૪, જ્યેષ્ઠ શુક્લ ૧૪
શનિવાર
તા૦ ૧૧ : ૬ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં રૂ. ૫-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ.



સ્થલ : વડોદરા,
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાજુ કાજીની ગલીમાં—વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ ત્ર્ય૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૧ : ૬ : ૧૯૩૮

॥ ॐ श्री ॥

## आपणे कोण छीए: सेवक के स्वामी?

બીજાને માટે જે કામ કરે તે સેવક, પોતાને માટે જે કામ કરે તે સ્વામી. કામ ગમે તે હોય પણ બીજાને ખાતર કર્યું થયું એટલે કરનાર સેવક ઠર્યો. આપણી ખાતર કોઇ કામ કરીએ ત્યારે આપણે આપણા સ્વામી બન્યા જાણવું. આપણે ઓરડામાં કચરો વાળીએ, એ જો આશ્રમખાતર કે આશ્રમના નિયમખાતર વાળીએ તો આપણે સેવક બનીએ છીએ. એ કચરો આપણે આપણી ખાતર—આપણા ધર્મખાતર—આપણા આરોગ્યખાતર વાળીએ છીએ તો આપણે તેના સ્વામી બનીએ છીએ. પરીક્ષાખાતર આપણે વાંચીએ તો પરીક્ષાના ચાકર બનીએ છીએ, આપણા હિતખાતર—આપણામાં જ્ઞાનની વૃદ્ધિખાતર—જો આપણે ભણીએ તો એ ક્રિયા વડે આપણે આપણા સ્વામી બનીએ છીએ. આશ્રમના નિયમખાતર દાતણ કરીએ, વખતસર નાહીએ કે ઉપાસના કરીએ તો એ બધી ક્રિયા કરી આપણે સેવક જ રહીએ છીએ. પણ એ જ ક્રિયા આપણી ખાતર આપણે કરીએ છીએ તો આપણામાં સ્વામિત્વ ઉપજાવીએ છીએ—એટલે આપણે શેઠ થવાને વધારે લાયક બનીએ છીએ. બીજાના કામને પણ જ્યારે આપણું પોતાનું સમજી કરીએ છીએ તો બન્નેના સ્વામી—શેઠ—બનીએ છીએ. આપણે ઉત્તમ કામ કરવાથી બીજા આપણી માટે ગરજવાળા રહે છે, એટલે આપણે એમના સ્વામી જ થયા ને !

વિદ્યાર્થી ભાઇઓ ! કોઇ પણ સારું કામ કરો, અને તે બીજાની ખાતર નહિ, પણ તમારી પોતાની ખાતર કરો. બીજાની ખાતર કરવામાં સેવકપણું રહેલું, પોતાની ખાતર કરવામાં સ્વામીપણું રહેલું. આપણી ખાતર જ્યારે આપણે કોઇ પણ કામ કરીએ છીએ

ત્યારે તેને માટે વધારે કાળજી રહે છે, વધારે સારું કરવા યત્ન કરીએ છીએ. અને જે બાબતમાં જે સહુથી વધારે કેળવાયલા છે તે, તે બાબતમાં સ્વામી કહેવાય છે બીજાની સેવા કરવી, બીજાનું કામ કરવું—પછી તે એકનું હો કે અનેકનું—પણ તે આપણા હિતને માટે કરીએ છીએ, એમ સમજીને કરતાં એ કામ આપણામાં સ્વામિત્વ લાવે છે. શેઠ થવું કે સેવક, એ સહુ વિચારે. *

શ્રી ગુરુદેવ.

---

# શું કર્યું ?

શું કર્યું ! આ પ્રશ્ન આપણે આપણને–પોતાને જ પ્રતિદિન–પ્રતિક્ષણ પૂછવાનો છે. માનવજીવન પામી શરીરથી, મનથી, વાણીથી, બુદ્ધિથી, ઇંદ્રિયોથી, ચિત્તથી, સંકલ્પથી, આત્માથી " શું કર્યું " એ પ્રતિ જો લક્ષ અપાયું તો સાચી માનવતા મળી રહે છે

કેવળ મનુષ્યશરીર મળવું એમાં જ મહત્તા નથી, પણ તેનાથી કોઇ પણ રીતનું યોગ્ય કાર્ય–ઉન્નતિ અર્પનાર કાર્ય થાય છે, તો જ મનુષ્યની સાચા મનુષ્યરૂપે ગણના થઇ શકે શું કરવું, શું ન કરવું એ સમજવાની શક્તિ મનુષ્યને પ્રાપ્ત છે. તે શક્તિનો યોગ્ય ઉપયોગ થવાથી ઉન્નતિ છે દુરુપયોગ થવાથી અવનતિ છે, અને તેથી જ મનુષ્યને પોતાને શિરે કર્યાં જેવું, કેવા બનવું તેની જવાબદારી છે.

મનુષ્યનું સ્થાન એવું છે કે ત્યાંથી તે દેવ, ઇશ થતાં થતાં સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ થાય છે અથવા તો પશુ, પક્ષી, કીટ, વનસ્પતિ, પત્થર પણ થાય છે. અને આ સર્વ થવામાં પોતે જ કારણરૂપ છે, મનુષ્યની ક્રિયા જ તેને ઉચ્ચ વા અધમ બનાવે છે.

આ પ્રકારે પોતાની ક્રિયા પોતાને રચનાર છે. એ સાચું સમજનાર પ્રતિક્ષણે જીવનને તપાસતાં જોયા જ કરે છે અને વિચારે છે કે " શું કર્યું " " શું કરવાનું. "

સત્ક્રિયા કરવા માટે કંઇ અમુક કાળ વા સ્થાન અથવા અમુક પરિસ્થિતિ જોવાની રહેતી નથી. પ્રતિક્ષણે તે માટેની તૈયારી જ હોવી જોઇએ જીવનના પ્રત્યેક પ્રસંગો, પ્રત્યેક ક્ષણ એવી જ આવ્યા કરે છે કે તેમાંથી કંઇ પણ પામી લેવાનો યોગ હોય છે. પણ તે ક્યારે ? જ્યારે આપણે આપણને ઉપરનો પ્રશ્ન પૂછતા હોઇએ ત્યારે જ. પ્રાતઃકાળથી તે સૂતાંપર્યંત અનેક રીતથી કંઇને કંઇ રૂપમાં વિકાસ પામવા અર્થે અનેક રીતનાં કર્તવ્યો આવી મળે છે, તેને સમજીને સાધતાં ઉન્નતિનો પંથ સરળ બને છે.

સુંદરમાં સુંદર રમણીય પ્રાતઃકાળ જે સમયે સ્વભાવથી જ વાતાવરણ શુદ્ધ હોય છે, તે સમયે આપણે આપણને પૂછીશું કે, 'શું કર્યું ?' શરીરના આરોગ્યઅર્થે, આળસપ્રમાદના ત્યાગઅર્થે, નવીન બળની પ્રાપ્તિઅર્થે, પરમાત્માથી ઐક્ય સાધવા અર્થે, કેવી વ્યાયામની ક્રિયા કરી ! કેટલા શ્વાસપ્રશ્વાસ અને પ્રાણાયામ કર્યાં ! જ્યારે સારીએ સૃષ્ટિ વિકાસને પામતી હસી રહી છે તેવા સુરમ્ય કાળે આપણે પણ મિથ્યા કાલ્પનિક ભય મૂકી કેટલા અને કેવા પ્રસન્ન રહ્યા અને બીજાને કર્યાં ? નિયમિત ઇષ્ટોપાસનાથી શ્રીગુરુ વા કોઇ પણ ઉપાસ્યની એકતા કરવા યત્ન કર્યો ? પવિત્ર અને શાંત વાતાવરણને રચનાર સુંદર શ્લોકો અથવા પ્રભાત કીર્તનો કર્યાં !

---

* શ્રી આશ્રમ હિતના વિદ્યાર્થીઓ માટે લખાયેલ

શુદ્ધ બુદ્ધિથી વિચારતાં આ સર્વમાંની એક પણ સહેલી ક્રિયા આપણાથી બની હોય એમ જણાતું નથી અને તેથી જ વારંવાર આપણે આપણને પૂછવાનું રહે છે કે 'શું કર્યું ?'

વળી વિચારીએ. દિવસભરમાં કેવળ શુદ્ધવૃત્તિથી થોડું પણ કોઇનું કામ સેવાવૃત્તિથી કર્યું છે ! કોઇને યથાશક્તિ દાન આપી આપણા જીવનને ઉન્નત બનાવવા યોગ્યદિશામાં પગલાં ભર્યાં છે ! શું વાણીથી કોઇને ઉત્સાહપ્રેરક, પ્રેમનાં વચન, શાંતિનાં વચન, આનંદનાં વચન, કોઇના શુભગુણને દર્શાવનાર વચન વદવા યત્ન કર્યો છે !

મનથી કોઇનું પણ શુભ થાઓ એવા વિચારો રાગદ્વેષના ત્યાગઅર્થે કરવા સાવધાનતા સેવી છે!

બુદ્ધિથી અનેક પ્રકારના સન્નિશ્ચયો સેવવા આગ્રહ પ્રકટાવ્યો છે !

કોઇ પણ તન, મન, ધનના દરિદ્રને પ્રસન્નતાપૂર્વક આશ્વાસનજનક હૃદયસાંત્વન કરનારા મીઠા શબ્દોથી રીઝવ્યા છે !

પતિ, પત્ની, બાલકો, કુટુંબીવર્ગપ્રતિ વર્તવાના યોગ્ય ધર્મો મનને પ્રશાંત રાખતાં, સર્વને આનંદ આપતાં સાધવા યત્ન કર્યો છે ! આવા આવા વ્યવહારનાં કાર્યો, ધર્મો સાચવતાં પ્રતિકૂલતા પ્રાપ્ત થતાં ઉન્નતિને પામવું છે અને તેથી જ ઉન્નત થઇ શકાય છે એવા નિશ્ચયો વિચાર્યા છે ?

સ્વપ્નમાં હાલતાં, ચાલતાં, બોલતાં, ઉઠતાં, બેસતાં સત્કૃતિ કરવાની હોય છે; કેમકે આ સર્વ ક્રિયામાં થતી ભૂલો જ મનુષ્યને માનવપણું પ્રાપ્ત કરાવી શકતી નથી.

ઉપર વિચાર્યું તેમ એવી એક પણ ક્ષણ નથી જતી કે તે સર્વમાંથી કોઇને પણ કોઇ રીતે કંઇપણ શુભ કર્મ કરી આગળ વધવાની તક ન મળી હોય ! તક તો મળ્યા જ કરે છે; પણ તેપ્રતિ ઉપેક્ષા કરી અવિચારવાળું વર્તન કરવાથી જ મનુષ્ય આગળ વધતો તો નથી જ પણ મોટે ભાગે પાછળ જ પડે છે.

કંઇને કંઇ મનુષ્ય કરે તો છે જ; કામવિના રહે તેમ નથી. છતાં તે સર્વ ક્રિયા યોગ્યરૂપમાં હોતી નથી. કારણ માત્ર એક જ છે કે કંઇ પણ શુભ શું કર્યું, એ આપણે આપણને પૂછયું જ નથી.

જીવનના અનેક પ્રસંગો એવા હોય છે કે તેમાં સાવધતા રાખતાં સર્વ કોઇ ઉંચામાં ઉંચું પામી શકાય છે. વ્યવહારમાં આવી પડતા ઘણા પ્રસંગો એવા હોય છે કે તેમાં અનેક રીતનો સંયમ સાધતાં વિકાસને મેળવી રહેવાય.

પ્રતિક્ષણની પ્રવૃત્તિ જોતાં 'શું કર્યું' અને 'શું કરવાનું,' એનો ઉકેલ નીકળી શકે તેમ છે. થોડું પણ સારું અને સાચું કર્તવ્ય થાય છે કે નહીં એ જોવાની અગત્ય છે. માર્ગદર્શકોએ માર્ગો ઘણા બતાવ્યા છે. આપણે તેને જાણીએ છીએ, છતાં તેપ્રતિ અલક્ષ કરવાથી આગળ ઉંચી સ્થિતિએ પહોંચવાની અભિલાષા સિદ્ધ થતી નથી. સત્ય રીતે તો એ અભિલાષા જ નથી, માત્ર કલ્પના હોય છે.

જાણવાનું સર્વ જાણ્યા છતાં કરવાનું કર્યું નથી. આથી જ 'આજે શું કર્યું !' એ પ્રશ્ન વારંવાર આપણે આપણને પૂછતા રહી કંઇ પણ સુકર્તવ્ય, મનથી, બુદ્ધિથી, ચિત્તથી, શરીરથી, ધનથી, કરવા પ્રતિક્ષણ ઉત્સુક રહેવું જોઇએ.

દિવસભરમાં અનેક ભૂલો કરતાં છતાં જો એક પણ શુભ કર્તવ્ય થશે તો તેનું બળ જામશે. બીજે દિવસે આગ્રહ વિશેષ પ્રકટશે. ખાવા, પીવા, જોવા આદિની નિત્ય થતી ક્રિયાથી પણ ઉંચી સ્થિતિ પામી શકાય; પણ તે ક્યારે કે તે ક્રિયા કરતાં જે સાવધતા રાખવી ઘટે તે રાખી શકાય તો જ.

વ્યાપારી દિવસભરનું ખાતું રાત્રે તપાસી જુએ તેમ આપણે પણ 'શું કર્યું.' એ દિવસને અંતે તપાસતાં જો એકાદ પણ સત્કૃતિ કરીએ તો જાણવું કે આપણો આખા દિવસનો જીવનવ્યાપાર નિરર્થક નથી અને એથી જ પુનઃ પુનઃ વિચાર્યા કરીશું કે,

શું કર્યું અને શું કરવું ?

---

શ્રી પ્ર૦ બહેન.

# શુદ્ધિ.

( અનુસંધાન અંક ૫૦ ના પૃષ્ઠ ૪૩૨ થી. )

ચક્ષુસામે ચક્ષુનો ઉપયોગ ન કર્યો તો ચક્ષુ ધારણ કરવાથી શો લાભ ! બંધુઓ ! સદ્ગુરુ કે સત્પુરુષનાં દર્શન, આકાશ, નદી, ઉપવનાદિ ઇશ્વરની લીલા દર્શાવનાર કુદરતી દૃશ્યનું દર્શન, નેત્રથી સદ્ગ્રંથનું અધ્યયન વગેરે નેત્રની શુભ ક્રિયા આપણા ચિત્તને પરમાત્માનો પ્રકાશ બહિર્ પ્રકટાવવા વિશેષ યોગ્ય બનાવે છે. જેનાં નેત્ર ક્રોધાગ્નિથી લાલચોળ બને, જેનાં નેત્રથી ઇર્ષ્યાની જ્વાળાઓ પ્રકટી અન્યનાં હૃદય પ્રજાળે, જેનાં નેત્ર મોહ અને ઝેરની ઉછાળો ઉછાળે, જેનાં નેત્રથી તિરસ્કારના ફુવારા છૂટે, જેનાં નેત્ર ચાંચલ્યથી ક્ષણે ક્ષણે ચંચલ બને, જેનાં નેત્રથી તિરસ્કારનાં તીર છૂટે તેની ગણના રાક્ષસમાં, મનુષ્યમાં કે પશુમાં, શેમાં થાય ? મનુષ્યો જપ કરે, સ્તોત્ર કે પાઠ કરે, ઉપાસના કરે, પરંતુ ઇંદ્રિયોની વિશુદ્ધિમાટે ઇંદ્રિયોના સદ્વ્યાપાર સેવવા સાવધાનતા ન સેવે તો દશા દશાને ફૂલડીમાં વાળવા જેવું થાય એમાં શું આશ્ચર્ય ! ખરેખર, જેણે જિતાપને શમાવી પરમાનંદની પ્રાપ્તિ કરવી હોય તેણે તો અષ્ટપ્રહર ઇંદ્રિયશુદ્ધિમાટે સાવધ રહેવું ઘટે છે. સર્વમાં શુભ દર્શનનો અભ્યાસ થતાં, સર્વમાં સર્વાત્મભાવની શુભ દૃષ્ટિ થતાં, અંતઃકરણમાં અનેક શુભ સંસ્કાર એકત્ર થતાં, તેની વિશુદ્ધિ અલ્પ કાળે સધાય છે. ઘડિયંત્રના કાંટાથી સમય જણાય છે તે પ્રમાણે મનુષ્યના અંતઃકરણના સ્વરૂપનું દર્શન પણ તેના નેત્રથી થાય છે.

નેત્રેંદ્રિયની વિશુદ્ધિમાટે ત્રાટક ઉત્તમ સાધન છે. ત્રાટકથી ક્રમે ક્રમે નેત્રેંદ્રિયનું ચાંચલ્ય શમે છે, અને સ્થિરતા વધે છે. રસ્તે ચાલતાં કે બેઠા હોઇએ તે વખતે પણ નેત્રને ગમે તેમ ડાફરિયાં મારવા ન દેતાં–દૃષ્ટિને વારંવાર ગમે તેમ ભટકવા ન દેતાં, સ્થિરતા સેવવાનો અભ્યાસ પાડવાની જરૂર છે. બેઠા હોઇએ તે વખતે વાતો કે અન્ય પ્રયોજનવિના દૃષ્ટિને વિશાળ પ્રદેશમાં વ્યાપવા ન દેતાં સમીપના મર્યાદિત પ્રદેશમાં ત્રાટકપૂર્વક સ્થાપવાની જરૂર છે. આપણા પૂજ્ય શ્રી વિશ્વવંદ્યની ચર્યાનું અવલોકન કર્યું હશે તેને આ વાત સહજ સમજાશે. આ પ્રમાણે ત્રાટકના અભ્યાસથી, સંયમ કે ધ્યાનની યોગ્યતા સત્વર પ્રાપ્ત થાય છે. ત્રાટક સિદ્ધ થતાં આપણા ધ્યેયનું આપણામાં તેમ જ અન્ય સ્થાનમાં પ્રત્યક્ષીકરણ થઇ શકે છે. ત્રાટક સિદ્ધ થતાં કોઇ પણ વસ્તુના ગર્ભ ભાગમાં–અંદરના ભાગમાં દૃષ્ટિ પ્રવેશી શકે છે અને તેને કોઇ પણ જાતનું આવરણ બાધ કરી શકતું નથી. અધ્યાત્મમાર્ગનાં સાધનોમાં ત્રાટક એક ઉત્તમ સાધન છે. કૃપાળુ ગુરુદેવ તેમ જ અન્ય મહાપુરુષો-દ્વારા મારા શ્રવણ કરવામાં આવ્યું છે કે ત્રાટકનો યથાર્થ અભ્યાસ સાધકને સમાધિજેવી ઉત્કૃષ્ટ ભૂમિકાપર સ્થાપે છે. યથાર્થ યોગી, સંત કે સદ્ગુરુનાં લક્ષણ વિષેના એક શ્લોકમાં અન્ય લક્ષણનું વર્ણન કરતાં પ્રારંભની પ્રથમ પંક્તિમાં–दृष्टि स्थिरा यस्य विनैव दृश्यात्—કંઇ પણ અવલંબન વિના દૃષ્ટિની સ્થિરતાને એક લક્ષણ તરીકે દર્શાવે છે. સ્વામી ચિદાનંદજી Yogic Alphabetમાં ત્રાટકસંબંધમાં કહે છે કે, Tratak helps concentration of the mind and removes diseases of the eyes. ભાવાર્થઃ ત્રાટક મનની એકાગ્રતા સાધવામાં સહાયક છે અને નેત્રના

વ્યાધિ દૂર કરે છે. પરંતુ જ્યોતિ, બિંદુ કે કોઈ વસ્તુપર, તેમ જ કોઈ રંગની વસ્તુપર ત્રાટક કરવું તે વિધિ કોઈ યોગ્ય જ્ઞાતા કે ગુરુદ્વારા જાણવાની જરૂર છે. આપણા વર્ગમાં પણ આ સાધન પ્રચલિત છે. તેથી સ્વરૂપસુખાનુભવની ઇચ્છાવાળા સાધકે નેત્રેન્દ્રિયની વિશુદ્ધિદ્વારા ચિત્તશુદ્ધિમાટે સર્વમાં શુભદર્શનદ્વારા સર્વાત્મભાવનાનો તેમ જ ચાંચલ્યના ક્ષયમાટે ત્રાટકનો અભ્યાસ સેવવાની ખાસ જરૂર છે. ઉન્મત્ત ઇંદ્રિયો મનમાં–ચિત્તમાં જે ક્ષોભ ખળભળાટ પ્રકટાવે છે તેની સાથે તુલનામાં ફરેશામાં થએલા ધરતીકંપનો ખળભળાટ તો કંઈ વિસાતમાં નથી. માટે સાધકે તો ઇંદ્રિયદમન માટે આઠ પ્રહર કટિબદ્ધ રહેવાની જરૂર છે.

( અપૂર્ણ. )

---

# શ્રીગુરુગૃહે

" શ્રીગુરુગૃહે રહેવું એ ખાંડાની ધારઉપર રહેવા સમાન છે. " " અખંડ સાવધ રહેવાનું કામ છે. "–એવું ઘણા અનુભવી પુરુષો કહેતા આવ્યા છે. આમાં ઘણું રહસ્ય રહેલું છે. તે સરળ, ગમે તેમ નમે, એમ ન હોય તો જ અનુભવી, સાચા પુરુષો આવી સાવધાનતાની દાખલ કરતા રહે.

શિષ્યે અથવા સાધકે પ્રથમ તો મનવાણીઉપર અંકુશ રાખવો પડે છે. અનેક રીતનો સંયમ પાળવો પડે છે. શમ, દમ તો ઘડીએ ઘડીએ અને પળે પળે આચારમાં સહજ ઉતારવાં પડે છે. અને તે સાથે વૃત્તિમાં ગુરુની ગુરુતાનું ભાન જ્યારે ત્યારે જાગ્રત રાખવું પડે છે.

ગુરુગૃહે રહેવું એટલે ગુરુની ગુરુતા, ગુરુનો પ્રેમ, ગુરુનું જ્ઞાન, ગુરુની ક્ષમા, દયા, ગુરુનાં સર્વોત્તમ ઉચ્ચ લક્ષણો વૃત્તિમાં આરૂઢ રાખતાં શીખવાનું કામ અને સ્થાન. ગુરુગૃહે રહ્યા છતાં ગુરુની ગુરુતા તનમનની ક્રિયાઓમાં ઉભરાય નહિ, ગુરુની છાપ મન, વાણી, હૃદયઉપર પડે નહિ, અને જોવાને તેવા પોતાના અહંમમના વિચારોમાં અટવાયા કરીએ, તો સો વર્ષ ગુરુગૃહે રહ્યા છતાં, પાંચીનો ભાગ કરતો રહેવા છતાં, પેરને પેર રહે છે તેમ તે સાધક અથવા શિષ્ય પોતાનામાં કાંઈ પણ ગુરુના ભેગની થઈ શકતો નથી. તેનો ગુરુગૃહે વાસ મિથ્યા કરે છે.

ગુરુગૃહે રહી " હું તો ગુરુનો મોટો સેવક, હું ગુરુનો પટ્ટશિષ્ય પુજારી, હું અધિકારી, મારાથી આ સર્વ ચાલે, અને હું બોલાવું, બેસાડું કે નસાડું," એવી મિથ્યા અહંભાવના જાગ્રત થાય તો તે ગુરુની સાચી ભક્તિ નથી. તે ભક્તિ નામ, રૂપના દંભની છે, અધિકારના મોહની છે. ગુરુના વાસ્તવ સ્વરૂપનો તેમને સ્પર્શ નથી. ગુરુની ભક્તિ દંભ અને સત્તાના અભિમાનથી પર છે. તેમાં પ્રેમ છે, નમ્રતા છે, નિર્મળતા છે, વિવેક છે, શાંતિ છે, સદાચાર છે, મન વાણી અને હૃદયના એક ભાવ છે, ગુરુની ગુરુતા જેમાં તેમાં સ્પષ્ટ તરતી દેખાઈ આવે છે. ગુરુભક્તિની નિશાની ગુરુની ગુરુતા પ્રકટ કરવામાં છે. આચારમાં અને વિચારમાં તે ઉતારવામાં છે. વાણીથી કહેવામાં કે બોધ આપવામાં નથી. તે તો તનમનના ભાવથી રસબસ થઈ ગએલ કર્મોમાં છે. સંબંધીઓ, મિત્રો, શિષ્યો, બંધુઓ, નોકરો, સર્વ જનતામાં ગુરુના ઉચ્ચ ભાવો અને આદર્શો જોવા, વિકસાવવા અને ગુરુની છાપ પરમાં અને પોતાનામાં પાડી

## શ્રી ઉપેન્દ્રજયંતીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૭૭.

### સ્ત્રી વિભાગ—'બોધક અને રસમય વાર્તા.'

[ લેખક : સુલોચના બહેન. ]

### એક તપસ્વિનીની જીવનકથા.

( અનુસંધાન અંક ૫૦ ના પૃષ્ઠ ૪૩૦ થી. )

જ્યારે મારા પતિ અનેક વિચારોવડે મારી ઉન્નતિ કરી રહ્યા હતા, ત્યારે મેં મારી વૃત્તિમાં સ્ત્રીએ કરવા યોગ્ય કર્તવ્યનો નિત્ય વિચાર કરી હું તેમને અભિમુખ રહેતી હતી. જેવી રીતે પુરુષને ગૃહસ્થાશ્રમની જોખમદારી અને જવાબદારી છે તેટલી જ સ્ત્રીની પણ છે. જેવી રીતે પુરુષો પોતાનું કર્તવ્ય ભૂલ્યા છે, તેમ સ્ત્રીઓ પણ તેવી જ રીતે સ્વચ્છંદી તથા અવિચારી જોવામાં આવે છે. પ્રત્યેક વિચારમાં પરસ્પરના વિરોધ થતા રહે છે. જેથી એકએકથી જુદી દિશામાં વળી રહેલા જણાય છે. જો તે વિચારમાં મતભેદ થતાં એકય રહેતું નથી. આથી એક એકને અનુકૂલ થવામાં, પરસ્પરને એક કરવામાં વિચારભેદનો ત્યાગ મેં કર્યો. કોઈક સમયે કોઈ વિચાર મારાથી સમજી શકાતો નહિ, તો તત્કાળ આવેશને વશ થતી નહિ. નિરભિમાની તે વિચારી જોતી. વિચારતાં પણ ન સમજાતું તો વિનયપૂર્વક તેમાં જણાતો મારો પૃથક્ વિચાર દર્શાવતી. જો તે યોગ્ય હોય તો કદી કદી મારા પતિ મને અનુકૂલ થઈ જતા. તેમ અનુકૂલ થવા જેવું ન હોય તો તે જ પુનઃ મને યુક્તિપૂર્વક, પ્રેમપૂર્વક સમજાવતા. જેથી એક પણ વિચારમાં અમારો ભેદ રહેતો નહિ. અમારું સર્વ પ્રકારે ઐક્ય હતું. સ્ત્રીપુરુષોનું સર્વ અંશમાં ઐક્ય એ ગૃહસ્થાશ્રમનું મુખ્ય અંગ. એ સધાતાં બીજું બધું સધાય છે.

વિવિધ વિચારોપૂર્વક હું પતિની સાચી સહચારિણી બની-સહધર્મિણી બની. મેં મારા ધર્માનુસાર તેમની સેવા કરી પ્રીતિ સંપાદન કરી. આ પ્રીતિ મેળવવામાં પ્રથમ મારા ચિત્તની પ્રસન્નતા હતી. જ્યારે જ્યારે પ્રતિકૂલ સંયોગો પ્રાપ્ત થતા ત્યારે પણ હું તે પ્રસન્નતાને તજી દેતી નહિ. પ્રસન્નતા મારામાં અસંતોષ, અધૈર્ય આદિને રોકવામાં હાથરૂપ સાધન મને જણાયું હતું. કદી પણ હું પતિસંમુખ મ્લાન મુખે જણાઈ નહોતી. પતિની પ્રસન્નતા મેળવતાં મારા ષડ્રિપુનો સર્વથી નાશ થઈ ગયો. આ એક પુણ્યવ્રત મારા જીવનમાં સર્વોત્તમ થઈ રહ્યું. અનેક પ્રસંગે મારી પ્રસન્નતાના દીપકને બુઝાવી નાખનાર વિરોધી વિચારોનો પ્રબળ વાયુ વાતો એ જ સમે સાવધાનતાનું વસ્ત્ર ધરી મારા વ્રતનો ભંગ કરતી નહોતી. આ એક વ્રતથી મારા દૈવનું વર્ણન મને મળ્યું હતું.

સમય જતાં મારો આંતર અધિકાર વૃદ્ધિ પામતો જોઈ મારા પતિએ મને ધ્યાનાદિ ક્રિયામાં યોજી. તે સંપૂર્ણ યોગસંપન્ન, જ્ઞાનસંપન્ન પુરુષ હતા. તેમનાથી જ હું તે દિશામાં વૃદ્ધિ પામતી ચાલી. મને અધિક શાંતિ પ્રાપ્ત થતાં વારંવાર અનેક યોગમાર્ગીનરમાં જવાનો વેગ સ્ફુરતો. ઘણા પણ વિચારો વડે મારી આ વૃત્તિને તે દબાવતા, પરંતુ તે શમતી નહિ. જોકે હું તેમનો કોપ સમજી શકતી હતી, જમાનાનું રહસ્ય જાણતી હતી, તોપણ પ્રારબ્ધાનુસાર કહો કે કોઈ કારણવશાત્ પણ તે વેગ મારો ના શમ્યો. મારી પ્રબળ ઇચ્છા જોઈ તે વિષયો મારા પતિ વારંવાર સમ્મત નહિ.

કયેથી વર્ષનાં યોગમાર્ગમાં હું સૂક્ષ્મ શરીર છેડી ફરી દશાની કળાને જાણતી થઈ. આથી, આથી કદી મારી મારો યોગ વેગ વિશેષ જાગ્રત થયો. જગતના દુઃખોથી અધિકાધિક રહેવાનો

અભ્યાસ કેળવી દુઃખની નિવૃત્તિ સહેલા હું કરી શકતી, પણ તેથી પર જે સુખની ભૂમિમાં હું રમણ કરતી હતી તેની પ્રાપ્તિ સિવાય મને પૂર્ણ આનંદ, પૂર્ણ તૃપ્તિ રહેતી નહિ.

આવી મારી આંતર સ્થિતિ હતી. ત્યાં તો મારા જીવનને અસ્તવ્યસ્ત કરનાર પ્રસંગ ઉપજ્યો.

એક દિવસ મારી વૃત્તિની સ્થિતિ જોઈ બહુ ધૈર્યયુક્ત શાંતિથી મને કહ્યું કે, અશાશ્વત આ દૃશ્યપ્રપંચમાં જીવોએ સ્થિર બુદ્ધિ ધારણ કરવી, એનાથી વિશેષ શું આશ્ચર્ય ! જેથી જે સત્ય, સ્થાયી, ચિરકાલ ટકી રહેનાર આત્મસ્વરૂપ તેમાં જ સ્થિર બુદ્ધિ, સુખબુદ્ધિ, ધારણ કરવી યોગ્ય છે. આ પ્રકારના વિચારો તે પણ અમુક સ્વરમાં પ્રથમ જ મેં તેમનાથી શ્રવણ કર્યા. તે સ્વરમાં વિલક્ષણતા હતી. તેથી મેં પૂછ્યું: આજે આ પ્રકારની વાતો કરવાનો શો હેતુ ! સહજ—આટલું કહી તેમણે વિષયનું રૂપાંતર કર્યું.

બે ચાર દિવસ પછી મારા પ્રાણસ્વરૂપ જેના જીવનને મેં મારું જીવન માન્યું હતું તેમણે એકાએક પોતાનું શરીર ત્યજ્યું. મારી વૃત્તિ અજ્ઞાન સરખી થઈ રહી. મારા પ્રાણરૂપ તે હોવાથી મારું જીવન રહેવું દુષ્કર હતું, પણ તે ટકવામાં પણ તેમનું સૂક્ષ્મ શરીર કારણરૂપ થયું. ગને તે સૂક્ષ્મરૂપે જણાઈ સમજાવ્યું કે તારા આ શરીરથી ઘણું કરવાનું છે જેથી આ જ શરીર વડે તું મારાથી જ્ઞાન પામીશ. જરૂર જણાતાં હું મળીશ. આવી સૂચના કરતાં તે સૂક્ષ્મ શરીર અલોપ થયું. મેં ત્યારથી જ આ તાપસી જીવન શરૂ કર્યું. તાપસ વેશ બાહ્યાંતર ધારણ કર્યો. અનેક સદ્વિચારો પ્રાપ્ત છતાં સ્નેહગ્રંથિ એવી તો દુર્ભેદ્ય છે કે તે સ્નેહગ્રંથિ છૂટતાં મને ઘણું કષ્ટ પડ્યું. જ્યારે જ્યારે તે વૃત્તિ અધિક પ્રમાણમાં જાગ્રત થતી ત્યારે મારા પતિ સૂક્ષ્મ સ્વરૂપે આવી મને સમાધાનમાં સ્થાપતા.

સમય જતાં મારો પૂર્ણ આનંદ મેળવવાનો નિશ્ચય વિશેષ પ્રમાણમાં દૃઢ થતાં સર્વમાં અરુચિ પ્રકટવા લાગી. આ જ મર્યાદિત માનવ ભૂમિમાં શું સંપૂર્ણ સુખ, સંપૂર્ણ તૃપ્તિ મળી શકે ? આવા પ્રશ્નો મારું મન પ્રતિક્ષણ ઉપજાવતું. વેગ વધ્યો. મારી માનસિક વૃત્તિએ મર્યાદા ત્યજી. એક જ ચિંતન ચાલવા લાગ્યું. તીવ્રેચ્છા વડે જગતમાં એવી એક પણ સ્થિતિ નથી કે પ્રાપ્ત ન થઈ શકે. આ મારા અનુભવની વાત છે.'

વાતાવરણમાં સર્વ પ્રકારનું સામર્થ્ય રહ્યું છે. જ્યારે જ્યારે એકનો એક પ્રવાહ સતત વહે છે ત્યારે તદનુકૂલ સ્થિતિ રચાય છે. તીવ્રેચ્છા અસાધ્યનું સાધ્ય, અશક્યનું શક્ય, અગમ્યનું ગમ્ય કરે છે. મારી તીવ્રેચ્છા આ જ પ્રકારની હતી.

મારા પતિના સૂક્ષ્મ શરીરે આ મારી ઇચ્છા પૂર્ણ કરી. મારી આંતર વેદનાને સત્ય સમજી મને પૂર્ણ તૃપ્તિ, પૂર્ણ આનંદ અર્પી સુખી કરવાની ઇચ્છા તેમણે કરી.

મને દુઃખનું ભાન થતું નહોતું છતાં પૂર્ણ સુખનું ભાન પણ નહોતું. જો તેવી સ્થિતિની પ્રાપ્તિ કરી શકવા હું સમર્થ થઈ શકી હોત તો કંઈ પણ કર્તવ્ય, ગાતવ્ય અવશેષ રહી શકત નહિ. તેવી સંપૂર્ણ સ્થિતિ મારી નહોતી. તદર્થે જ મારો પ્રયત્ન હતો.

કોઈ દર્શાવે તો હિમાલયની કંદરામાં નિવાસ કરું, ઉગ્ર તપશ્ચર્યા કરું, વિવિધ પ્રકારની કષ્ટપ્રદ ઉપાસના કરું—આવા વિચારો કરતી બળવાન ઇચ્છા થતાં સાધન મળ્યું.

મારા પતિદ્વારા સૂક્ષ્મ શરીરને છૂટું પાડી શકવાની કળાને હું મેળવી શકી તે જ્ઞાન આદિ મારે અનુભવમાં ઉતારવાનો સુયોગ મળ્યો. છતાં આ કળા પૂર્ણ સુસાધ્ય કરી શકી નહોતી, પરંતુ મારા પતિના સૂક્ષ્મ શરીરની સહાયથી આ સૂક્ષ્મ શરીરનો સંબંધ કરી મારો લોકલોકાંતરમાં પ્રવેશ થયો.

મારા પતિએ મારી ઇચ્છા પૂર્ણ કરી. પૂર્ણ કરી એટલું જ નહિ પણ તે સાધ્યે મને સંપૂર્ણ કરી, સુખમય કરી, આપ્તકામ કરી. (અપૂર્ણ.)

---